R. No. B. 764

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
એમ. એ. એલ્. એલ્. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૧. ] (માસિક) [ ઓક્ટોબર ૧૯૦૮. ]



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એતું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ

વ્યવસ્થાપક.

## સુચના.

પ્રેસ બીજા કામમાં ઘણું લાગવાથી આ અંક મોડો થયો છે. હવેથી જલદી થશે.

# તૈયાર છે.

સ્વ. મણિલાલ નભુભાઇ કૃત **સિદ્ધાન્ત સાર.** કીંમત રૂ. ૩—૦—૦ ત્રણ અને **નારી પ્રતિષ્ઠા.** કીંમત આઠ આના એ બે ગુજરાતી પુસ્તકોની બીજી આવૃતિ હમણાં બહાર પડી છે.

મલવાનં સ્થલ સુદર્શન ઓફિસ. નડીયાદ<br>
અથવા એન. એમ.<br>
ત્રીપાઠી—કાલબાદેવી રોડ મુંબઇ.

| સિદ્ધાન્તસાર. | નારીપ્રતિષ્ઠા. |
| --- | --- |
| બીજી આવૃતિ. | ( બીજી આવૃતિ. ) |
| (મોટા ટાઇપ સારા કાગળ પાકું પુઠું.) | બાળબોધ ટાઇપમાં સારા કાગળ |
| ( કીંમત રૂપીઆ ૩....૦ . ૦ ) | ( કીંમત રૂપીઆ ૦ . ૮ .. ૦.) |

R. No. B. 764

આદ્યસ્થાપક.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી,
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

"सत्यं परं धीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૧. ] (માસિક) [ ઑક્ટોબર ૧૯૦૮. ]

## । अथ मंगलम ॥

( સવૈયું. )

બ્રહ્મા ઇંદ્ર મહેશ શેષ સરખા, ગાતાં ગુણો જેહના,
પામે પાર ન લેશ વેદ વિરમે, "નેતિ" વદી એહવા;
યોગીના હૃદયેશ વેદ્ય વિમળા વાણી મનો પારના,
આદિ દેવ રમેશ કૃષ્ણ ચરણે, માગું રહો પ્રાણ આ.

# । પ્રેમાનંદ ।

( અનુસંધાન. )

## શાર્દૂલ વિક્રીડિત.

પ્રેમે સદ્‌ગુરુ રામ શીખ શરથી; માતા ગિરા ક્ષોભદા,
ભાષા કાવ્ય સુરાજમાન તજીને, ઘૂમી મૂકા રાનમાં;
જીતી લંક નિશંક દર્પ દળતાં, મ્હા સાક્ષરી યુદ્ધમાં,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી રાઘવા!
પ્રેમાનન્દ પ્રવીણ સુરસવતા, કાવ્યાકૃતિ રાસમાં,
જીવ્યાનું રસ તેજ પ્રેમ વધતા, આનંદથી આપતાં;
ગોપી સાક્ષર ઉર લેખ કરથી, ચંપાવતો અંગડાં,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી માધવા!
અંધારૂં લઈ આંખ્ય શોર કરતાં, ઉલૂકને દાળવા,
સાહિત્યાંકુર ફૂટતા ખીલવવા, ફૂલ્યા કંઈ ફાલવા;
ઉડાડી વિપઘેનથી રસવિદો, દીપ્યો દીપાવી ધરા,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી અર્યમા!
કાવ્યાકાશ પ્રકાશ દાન કરતાં, આખ્યાન ને નાટકો,
મૂકી, શિષ્ય અનેક શિષ્ટ પથમાં, ભાષા પ્રદેશે રહ્યો;
પોષીને રસ ઓષધિ ઉર ભળી, શ્રોતા તણે સર્વથા,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી ચન્દ્રમા!
ઊડીને મન માનવી રસસરે શોધી રૂડાં મોતીડાં,
ચૂગી, રહે ગૃહી ગુણ ક્ષીર નીરને, જૂદાં કરી આપતાં,
આપ્યાં પ્રેમ સુક્ષીર કાવ્ય રસદા, રેડી રૂડે દેશ આ,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી હંસલા!
ભક્તિથી પર પ્રેમ નેમ રસદા, સંસાર ચિત્રાવલી,-
આખ્યાને રસ મેઘ ઉર છવતી, કેકા થકી નોતરી;
નાચ્યો કાવ્યકલાપ પૂર ખીલ[illegible], શાખા-ભૂમિ આર્ય આ,
એવા એ તુજ આત્માધિપદ નમું, ઓ ગુર્જરી મોરલા!

ધારીને વ્રત ધીર વીર પ્રભુજી, ગુંથી ગિરા માટ હે,
બંધાઇ રસ બન્ધ બાંધી સઘળા, શ્રોતા તણા પ્રાણને;
ડોલાવ્યાં ઉર શિર વાહ વદવી, ભાષા ભૂમિ માનદા,
એવા એ તુજ આત્મધિપદ નમું, ઓ ગુજર્જરી ભક્ત મ્હા !
માતા પ્રેમ સમાન પ્રેમ અમનો, ચોરી રૂડા હીંચકા,—
લેતો વ્હાલેપ પૂર વ્હાલ ઝરણું, ત્હારાં ત્હુંથી આપતાં;
જીવ્હા કંઠ કરે ચ્હડી ઝુલી રહ્યો, આબાલ સૌ ઉરમાં,
એવા એ તુજ આત્મધિપદ નમું, ઓ ગુજર્જરી વાલુડા !

× × × × × ×[1]

કહાન ચકુ ગાંધી,

---

# । સનમને ।

( મળેલું )

ગઝલ.

સનમ ! ત્હું ઇશ્કની ઓમાં, જિગર હરગીઝ ધારી આ;
મીઠી કૈં વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.
ગમ્ બે ગમ્ ભર્યા ખ્વાબે, સીતમગર દોસ્ત દિલોથી;
રીબાતાં વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.
ગમી પેગામના જામો, વખત સાકી મ્હને આપે;
પીતાં તે વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.
ફૂટેલાં ચશ્મથી ત્હારા,-લટકતા લેખ વાંચીને;
ઝુરી ત્હું વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.

---

[1] મહા કવિ પ્રેમાનંદનાં ઘણાં એક કાવ્યો વાંચ્યા પછી મ્હને મ્હારૂં એક કાવ્ય તે કવિને અર્પણ કરવા મન થતાં, 'શ્રીકૃષ્ણ' એ નામનું વ્યાસ અને પ્રેમાનંદના ભાગવત દશમ સ્કંધને આધારે લખાતું મ્હારૂં કાવ્ય તૈયાર થતાં તે જ કાવ્ય અર્પણમાં સાક્ષર શ્રી કેશવલાલભાઇએ પ્રેમાનંદ જયંતી પ્રસંગે વાંચેલ લેખનો કંઇ કંઇ આધાર લઈ આ લેખ યોજી કહાડેલ છે. લેખક.

કુરાનો ને કિતાબોની, કલામોમાં ઉડી ઉડી;
ભરી તું વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.

મુની આલમ તણી સુની-તજી આરામની પરવા;
ફરી તું વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.

જિગર ગુલ એક તુંનાથી, જિગર ગુલ આ રમાડવા;
મીઠી હું વસ્લની આશે, હું જીવુંછું હું જીવુંછું.

"व्रजविहारि।"

---

# रंग प्रसंगोना!

( ભજન. )

વિશ્વ ઘણાં, વિભુ એક છતાં યે।
કાર્ય ઘણાં, જન એક છતાં યે।
નીતિ જૂદી, મન એક છતાં યે।
एकोऽहं बहुस्याम् ॥

એક પ્રભુ રજપૂત સંહારે।
ક્ષત્રી બની દ્વિજ સર્વ ઉપાસે।
કે રણભૂમિ ગીતાથી ગજાવે।
રંગ પ્રસંગોના।

રામ સીતા-વિરહી બનવાથી
આંખડી એક સમે વરસાવી।
એક સમે વનમાં રખડાવી।
રાજ તણી સહુ એ બલિહારી।
રંગ પ્રસંગોના।

એક સમુદ્ર સુધા ઉપજાવે।
મોહનિ, વિષ, મણિ પ્રકટાવે।
દાનવ દેવ સમા લલચાવે।
સાગર રંગ તરંગ મચાવે।
રંગ પ્રસંગોના।

सागर.

---

# ॥ कर्तव्य ॥

—:o:—

॥ नमः कर्तव्यधर्माय ॥

कर्तव्यमाचरन् कर्म अकर्तव्यमनाचरन् ।
तिष्ठतिप्रकृताचारे सवाआर्यइतिस्मृतः ॥

હોજાત દેશજ ભિન્ન હો તોએ સદા તું તેજ છે,
કર્તવ્ય મૂર્તિ ચક્ષુ સમિપે જોત નિતજે પરજળે;
તુજ દુઃખના કે સુખના દિનમાં સદા તે એકએ
સ્થિરતા ધરી પરકાશતી પલટાય ના એ કો પળે.

"હે માનવિઓ તમે શા માટે દુનિયાની નિંદા કરો છો ? દુનિયા અત્યંત સૌંદર્ય વાળી છે, શ્રેષ્ઠ અને અતિ સંપૂર્ણ બુદ્ધિ વડે ઘડાયલી છે; એક સારી દુનિયામાં તમે જાતે જ અશુદ્ધ અને પાપી હોવાથી તમને તે ખરેખરી રીતે અશુદ્ધ અને પાપીજ લાગવી જોઇએ."

એક સંત.

कर्मणैवहि संसिद्धिमास्थिता जनकादयः ।–गीता

---

માનવિ પોતાને એકલાને માટે જીવતો નથી. તે બીજાના તેમજ પોતાની જાતના ભલા માટે જીવે છે. તવંગર તેમજ ગરિબ–દરેકને પોતપોતાનાં કર્તવ્ય કરવાનાં હોય છે. કેટલાકને જીંદગી સુખમય હોય છે; કેટલાકને દુઃખમય હોય છે. પરંતુ શ્રેષ્ઠ પુરૂષો તો પોતાના ઉપભોગ માટે અથવા કીર્તિ માટે પણ જીવન ગાળતા નથી. દરેક ભલાકાર્યમાં આશાભર્યો ઉપયોગીભાગ ભજવવો, એજ તેમનો અતિબલવાળો પ્રેરક હેતુ હોર છે.

હાયરોક્લીસ કહે છે, કે આપણે દરેક એક મધ્યબિંદુ સમાન છીએ, તેની આસપાસ અનેક સમાનકેન્દ્ર વર્તુલો આવી રહ્યાં છે. આપણા પોતામાંથીજ પ્રથમ વર્તુલ વિસ્તરે છે–તેમાં માતપિતા, પત્ની, બાલકોનો સમાવેશ થાય છે; પછીના સમાન કેન્દ્ર વર્તુલમાં સગાં સંબંધીઓનો સમાસ થાય છે; પછીથી સાથી પ્રજાજનોનો સમાવેશ થાય છે; આખરે સમગ્ર માનવજાતનો સમાવેશ થાય છે.

આ દુનિયામાં ઇશ્વરપ્રત્યે અને માનવિપ્રત્યે સંબંધપૂર્વક અને સ્થિરતાસહિત

કર્તવ્ય કરવા માટે ઇશ્વરે આપણને આપેલી-સર્વ શક્તિયોની કેલવણીની જરૂર ઉભી થાય છે. અને તેણે તો આપણને સર્વે વાનાં આપ્યાં છે. આપણી ઇચ્છાને ઉપદેશતી અને નિયમતી તે શ્રેષ્ઠ ઇચ્છાશક્તિ સમાન છે. સારા અને ખોટાનું જ્ઞાનજ, સારૂં શું છે અને ખોટું શું છે, એ બાબતનું જ્ઞાનજ આપણને આ દુનિયામાં માનવિઓ પ્રત્યે તથા મરણ પછી ઇશ્વર પ્રત્યે જવાબદાર બનાવે છે.

કર્તવ્યનો પ્રદેશ અનહદ છે. જીવનના દરેક વિભાગમાં તેની હયાતી છે. પૈસાદાર થવું અથવા ગરિબ થવું, સુખી બનવું અથવા દુઃખી બનવું, એ આપણી પસંદગીની બાબત નથી; પરંતુ આપણી સર્વ પાસા સઘળે જે કર્તવ્ય આવી રહ્યું છે તે આપણે કરવા યોગ્ય છે. સર્વ પ્રકારના ભોગે અને જોખમે કર્તવ્યને અધીનતા એજ ઉચ્ચમાં ઉચ્ચ કેળવાયલા જીવનનું ખરેખરૂં અંતરતત્ત્વ છે. ભૂતકાલની પેઠે વર્તમાનમાં પણ મહાન્ કાર્યો સાધવા માટે કર્તવ્યપરાયણ બનવું જોઇએ, આશા ભર્યા થવું જોઇએ, આત્માર્પણ કરવું જોઇએ.

આપણે વારંવાર કર્તવ્યની ભાવનામાં એક યોદ્ધાના જેવો વિશ્વાસ રાખીએ છીએ. આશરે અરાડસેં વર્ષપૂર્વે વીસુવીઅસની રાખથી શહેર દટાઇ જવાના સમયમાં પોમ્પીઆઇમાં પોતાના સ્થાનમાં ઉભા ઉભા મરી ગયલા એક સીપાઇનો દર્ષ્ટાંત આપણા સ્મરણમાં આવે છે. ખરેખરો સીપાઇ તે આનું નામ. બીજાઓ નાશી ગયા તે સમયે તે પોતાના સ્થાનમાં દૃઢ ઉભો રહ્યો. તેજ તેનું કર્તવ્ય હતું. તેને તે સ્થાન જાળવવાને રાખવામાં આવ્યો હતો અને ત્યાંથી તે કદાપિ ડગ્યો નહોતો. વર્ષતી રાખની ગંધકમય વરાળમાં તે ગુંગળાઇ ગયો હતો. તેનું શરીર તો ધૂલમાં મળી ગયું, પરંતુ તેની યાદ હજુ તાજી છે. તેના માથાનો ટોપ, ભાલો, તથા છાતી આગળનો બખ્તરનો વિભાગ હજુ પણ નેપલ્સના સંગ્રહ સ્થાનમાં જોવામાં આવે છે.

આ સીપાઇ આજ્ઞાકારી તથા કેળવાયલો હતો. તેને જે કરવા માટે નિમવામાં આવ્યો હતો તે તેણે કર્યું માતાની, ગુરૂની, ઉપરિની આજ્ઞાનું અનુસરણ, એજ સારૂં કરવાની ઇચ્છા રાખનાર દરેકને ઉપદેશવાની જરૂર છે. આજ્ઞાના અનુસરણથીજ બાલ્યકાલનો આરંભ થવો જોઇએ. મોટા થવાથી આપણે કંઇ આમાંથી છૂટા બની શકતા નથી. આપણે અંત પર્યંત અધીન થઇને વર્તવાની જરૂર છે. કર્તવ્ય પોતાના શુદ્ધ સ્વરૂપમાં એટલું બધું અવરોધકારક છે, કે તેના આચરણના સમયમાં માનવિ કદાપિ પોતાની જાતનો બીલકુલ વિચાર કરતો નથી. તે પણ સાથે સાથેજ વર્તમાન હોય છે. કોઇ પણ પ્રકારના આત્માર્પણના વિચાર વિના તે કરવાનું હોય છે.

પોમ્પીઆઇના રોમન સીપાઇ કરતાં વર્તમાનકાલ ઉપર આવતાં–જેવામાં આફ્રિકાના કીનારાથી દૂર બર્કેનહેડ પોતાના બહાદુર લડવૈઆઓ સાથે ડુબવાની ખબર ઇંગ્લેંડમાં આવી તેવામાં ડ્યુક ઓફ વેલિંગટનને રૈયલ એકેડેમી તરફથી ખાણું આપવામાં આવતું હતું. મેકોલે કહે છે, " મેં જોયું કે ( અમેરિકાનો મિનીસ્ટર મી૦ લોરેન્સ પણ તેનું તેજ કહે છે ) મરી ગયલા ગરિબ સાંથીઓનાં વખાણમાં ડ્યુક તેમના શૌર્ય વિશે જરાએ બોલ્યા

નહિ, પરંતુ સદાએ તેમનાં કેલવણી અને અધીનતા વિષે જ બોલ્યાં ગયા. તેઓ આની આ વાત વારંવાર બોલ્યા. મારા ધારવા પ્રમાણે, શૌર્યની બાબતને તો, હોવીજ જોઇએ એમ માનીને તેમણે ગૌણસ્વરૂપ અર્પ્યું "

કર્તવ્ય સ્વપરાયણ હોય છે, સ્વાનુરક્ત હોય છે. માત્ર નિર્ભયતા તેજ એ નથી. એક સિંહના જેટલા શૌર્ય સહિત સિંહ સાથે યુદ્ધ કરનાર પહેલવાન, જોનારાઓના ઉત્સાહને લઇને ઉશ્કેરાય છે તથા પોતાની જાતને અને બક્ષિસોને કદાપિ વિસારે પાડતો નથી. પીઝારો કેળવાયલી અવયવનો હતો. ભયંકર વિઘ્નોના મધ્યમાં પણ સુવર્ણના પ્રેમને લીધે તે કર્તવ્ય પરાયણ બન્યો હતો.

" તમારી મોટા બનવાની મરજી છે ? " સંત ઓગસ્ટાઇન પૂછે છે. " તો નાના બનીને આમ થવાનો આરંભ કરો. તમારી એક વિશાલ અને ઉચ્ચ મકાન બનાવવાની મરજી છે ? પ્રથમ તો નરમાશના પાયા રૂપી આધારનો વિચાર ચલાવો. જેમ જેમ તમારૂં મકાન વધારે વધારે ઉચ્ચ બનવાનું હોય તેમ તેમ તેનો પાયો પણ વધારે વધારે ઉંડોજ જોઇએ. ગર્વ રહિત વિનય, સૌંદર્યના તાજ સમાન છે."

શ્રેષ્ટ પ્રકારનું કર્તવ્ય એકાન્તમાં, માનવ દષ્ટિની બહારના પ્રદેશમાં કરવામાં આવે છે. ત્યાંજ તે ભક્તિપૂર્વક અને શ્રેષ્ઠ રીતે પોતાનું કાર્ય કરે છે. વ્યવહારકુશલનીતિના માર્ગને તે અનુસરતું નથી. તે પોતાનીજાતની જાહેર ખબરો ફેલાવતું નથી. તે એક પ્રકારના વિશાલ મતપંથનો, ઉચ્ચગામીધર્મશાસ્ત્રનો સ્વીકાર કરે છે. તેને આધીન થઇને તદનુસાર વર્તવાની બાબત, દરેક માનવજીવન અને દરેક માનવકર્તવ્યને, માનવજાત પ્રત્યેના એક પ્રકારના અનંતકાલના ઋણના દષ્ટિબિંદુથી જોવા બરોબર છે. આપણાં અસદાચારી અથવા સંભાળ વિનાનાં કાર્યો દરરોજ નવું નવું દેવું કર્યા જાય છે; વ્હેલું અથવા મોડું તે માનવ જાતને ચુકતું કર્યા વિના ચાલવાનું નથી.

પરંતુ પોતાનું કર્તવ્ય કરતાં શી રીતે શિખવું ? આ બાબતમાં કોઇ પ્રકારની મુશ્કેલી સંભવિ શકે ? સર્વથી પ્રથમ તો ઈશ્વર પ્રત્યેના કર્તવ્યનું વ્યાપક અને સદાકાલ ભાન થયાં કરે છે. પછી વળી અન્ય કર્તવ્યો ઉપસ્થિત થાય છે-પોતાના કુટુમ્બ પ્રત્યેનું કર્તવ્ય; આપણા પાડોશીઓ પ્રત્યેનું કર્તવ્ય; ઉપરિઓનું સેવકોપ્રત્યેનું અને સેવકોનું ઉપરિઓપ્રત્યેનું કર્તવ્ય; આપણાં સાથી ભ્રાતાઓપ્રત્યેનું કર્તવ્ય; રાજ્યપ્રત્યેનું કર્તવ્ય, રાજાને પણ પ્રજાજનો પ્રત્યે પોતાનું કર્તવ્ય બજાવવાનું હોય છે.

આમાંનાં અનેક કર્તવ્યો એકાંતમાં કરવામાં આવે છે. આપણું સામાજીક જીવન ભલે સુપ્રસિદ્ધ હોય, પરંતુ ખાનગી જીવન એવું છે કે તેને કોઇ જોઇ શકતું નથી—જીવાત્મા પરમાત્મનું આંતરજીવન. સારા બનવું અથવા કંઇ પણ માલ વિનાના બનવું એ આપણી પોતાની પસંદગીનીજ વાત છે. કોઇ પણ આંતરાત્મનો નાશ કરવા સમર્થ નથી, તે તો માત્ર પોતાના

આત્મઘાત વડેજ પોતાનો વિનાશ સાધી શકે છે. ( ( असूर्या नाम ते लोका अन्धेन तमसावृता । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ જો આપણે આપણી જાતને અને અન્યોન્યને થોડાક વધારે સારા પવિત્ર અને ઉચ્ચ બનાવી શકીએ તો આપણાથી થઇ શકે તેમાંનું કદાચ આપણે ઘણામાં ઘણું કર્યું છે.

એક અમેરીકાનો ધારા શાસ્ત્રી પોતાના કર્તવ્ય સ્થાનમાં શી રીતે અડગ રહ્યો, તેનો અત્રે એક દૃષ્ટાંત લઇએઃ—

આશરે એક સૈકા પહેલાં ન્યુ ઇંગ્લંડમાં એક દિવસે સૂર્ય ગ્રહણ થયું. આકાશ અત્યંત કાળાશથી છવાઇ ગયું; પ્રલયનો દિન પાસે આવી લાગ્યો, એમ ઘણાકને લાગ્યું. તે સમયે કનેક્ટીકટના કાયદા મંડલની સભા મળેલી હતી; અંધકાર છવાતાં એક મેમ્બરે સભા મૂલતવી રાખવાની દરખાસ્ત મૂકી; આથી એક પ્યુરીટન ધારાશાસ્ત્રી સ્ટેમ્ફોર્ડના ડેવનપોર્ટ ઉભા થઇને કહેવા લાગ્યા, પ્રલયનો દિવસ આવ્યો હોય તોપણ હું મારા કર્તવ્યના સ્થાનમાં કર્તવ્ય કરતો જ મળી આવું એવી મારી ઇચ્છા છે. (कर्तुं नेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपि तत् ।) આવાં કારણોથી તેમણે દરખાસ્ત મૂકી, કે મીણબત્તિઓના દીવા લાવો, જેથી સભા પોતાનું કાર્ય આગળ ચલાવી શકે. કર્તવ્યના સ્થાનમાં અડગ રહીને કર્તવ્ય કરતાં કરતાં રાહ જોયાં કરવી, એજ જ્ઞાની પુરૂષોનું મહાઉપદેશવાક્ય છે; તેમણે પોતાની દરખાસ્ત પસાર કરાવી.

પરોપકારી કામમાં પોતાનો ઘણો સમય ગાળતો એક નાજુક બાંધાનો મનુષ્ય હતો. તે માંદાંની મૂલાકાત લેતો, દુઃખી કુટુમ્બોમાં તેમની પાસે બેસતો, તેમની સારવાર કરતો, તથા તેમને સર્વ પ્રકારે મદદ આપતો. પોતાના કાર્યનો ત્યાગ કરવા માટે તેના મિત્રોએ તેને ઠપકો આપીને સમજાવ્યો; તાવવાળાં અને મરવા પડેલાંની મુલાકાત લેવાથી તે ખાત્રીથી રોગનો ભોગ થઇ પડશે, એમ કહી તેઓ ધમકાવવા લાગ્યા. દૃઢતા અને નમ્રતા પૂર્વક તેણે પોતાના મિત્રોને ઉત્તર આપ્યો, " મારી પત્ની અને બાલકોને લીધે હું મારા ધંધામાં લક્ષ આપું છું, પરંતુ પોતાના કુટુમ્બનાં ના હોય તેવાંની સંભાળ રાખવાની બાબત, એક માનવિના સમાજપ્રત્યેના કર્તવ્યરૂપે ગણાવી જોઇએ, એમ મારૂં માનવું છે."

કર્તવ્યના ઇચ્છિતસેવકના આ સ્વાભાવિક ઉદ્‌ગારો હતા. પૈસા આપનાર માનવિ પોતાની જાતિનો ખરેખરો ઉપકાર કર્તા નથી, પરંતુ **જે માનવિ પોતાની જાતનેજ અર્પણ કરે છે તેજ ખરેખરો ઉપકારક છે.** પૈસા આપનાર માનવિનું નામ જાહેર ખબર રૂપે ફેલાય છે; પોતાનાં સમય, બલ અને આત્માને અર્પણ કરનાર માનવિ સર્વનો પ્રેમાસ્પદ થઇ પડે છે. પ્રથમને સ્મરણમાં કોતરી રાખવામાં આવે છે, જ્યારે બીજાને કદાચ વિસારે પાડવામાં આવે છે, તોપણ તેણે ધાવેલી સદાચારીઅસર કોઇ કાલે મરણશરણ થવાની નથી.

પરંતુ કર્તવ્યનો આધાર શો ? જુલીસ સાઇમને એક કીમતિ પુસ્તક લખ્યું છે, તેમાં તેઓ કર્તવ્યને સ્વાતંત્ર્યના આધાર વાળું દર્શાવે છે. સામાજીક કર્તવ્યો પાર પાડવા માટે, તેમજ પોતાનું વ્યક્તિનું ચારિત્ર બાંધવા માટે માનવિઓએ સ્વતંત્રજ બનવું જોઇએ.

તેઓ વિચાર ચલાવવાની બાબતમાં બીલકુલ સ્વતંત્ર છે; કર્તવ્યના પ્રદેશમાં પણ તેઓ તેવાંજ સ્વતંત્ર હોવાં જોઇએ. સાથે સાથે એટલું પણ વિચારવા યોગ્ય છે, કે સ્વાતંત્ર્યનો શુભ કરવા કરતાં અશુભ કરવામાં વધારે ઉપયોગ થઇ શકે છે. એક વ્યક્તિના જૂલુમ કરતાં એક વ્યક્તિસમૂહનો જૂલુમ અતિ ભયંકર છે. અમેરિકા વાસિ થોરો કહે છે, કે વર્તમાનકાલની સ્વાતંત્ર્યની ભાવના, પુરાણકાલની ગૂલામગીરીની ભાવનાને બદલે, અભિપ્રાય, મતનીગૂલામગીરીના ફક્ત અદલાબદલા સમાન છે.

સર્વે માનવિઓથી સમાન રીતે ભોગવાતું સ્વાતંત્ર્ય, એ તો ઇતિહાસની આજ કાલની ભાવના છે. પુરાણકાળમાં જે માનવિઓ આ પ્રમાણે "સ્વતંત્ર" ગણાતાં કહેવાતાં હતાં તેમનો ગૂલામો પાસે સેવા કરાવવાનો હક હતો. રાજ્યમાં તેમજ કુટુમ્બમાં ગૂલામીની ભાવના પ્રવર્તતી હતી. પ્રજાસત્તાક રાજ્યોમાં તેમજ રાજાવાળાં રાજ્યોમાં પણ તેનું અસ્તિત્વ હતું. પ્રજાસત્તાક રોમનો મહાન્ અર્થ શાસ્ત્રી મોટો કેટો, જુના ગૂલામોને તેમના પોષણનો ભાર ઓછો કરવા માટે દૂર કરવાની જરૂર બેજે બેજે ગળે ઉતારતો હતો. માંદા અને નબળા ગૂલામોને ટાઇબર નદીમાં આવેલા એસ્કલપીઅસના ટાપુમાં લઇ જવામાં આવતા, ત્યાં તેમને રોગથી અથવા ભુખથી મરવા દેવામાં આવતા હતા. રોમના સામ્રાજ્યમાં પોપ્યુલસરોમેનસ નામનો પુરૂષ ધર્માદા દાન ઉપર આધાર રાખતો હતો. ઇંગ્લંડમાં પણ જ્યારે ગૂલામીને કાઢી નાખવામાં આવી તથા જ્યારે દેવલો તરફથી ધર્માદાયમાંથી ગરિબોને ખવરાવવાનું બંધ કરવામાં આવ્યું ત્યારે એક ગરિબ માટેનો કાયદો ઘડવામાં આવ્યો, જે માત્ર સ્વાતંત્ર્ય રૂપે ગરીબ મોરનો બદલો વાળી આપવા રૂપજ હતો.

સ્વાતંત્ર્યથી પણ અનેકગુણ બલવાળો એક શબ્દ છે, અને તે અંતરાત્મા છે. (અંતરનો અવાજ, અંતર્નાદ.) શિષ્ટાચાર કેલવણીના આરંભથીજ આ શબ્દનું બલ સ્વીકારવામાં આવ્યું છે. ક્રાઇસ્ટ પૂર્વે ત્રણસેં વર્ષ પહેલાં થઇ ગયેલા ગ્રીક કવી મેનેન્ડરે પણ આનો યોગ્ય રીતે સ્વીકાર કર્યો છે. (કવીવર કાલિદાસે પણ યોગ્ય જ કહ્યું છેઃ—सतांहि संदेहपदेषुवस्तुषु । प्रमाणमंतःकरणप्रवृत्तयः ।) "આપણા પોતાના અંતઃકરણમાં" તેણે કહ્યું છે,—"અંતરાત્મ રૂપી—એક ઇશ્વર આપણા સમક્ષ છે." વળી તેણે કહ્યું છે, "માત્ર આપણી જાત માટે જીવન ગાળવું એજ જીવવું નથી. (काकोपि जीवति चिरायबलिंच भुक्ते ।) જ્યારે જ્યારે તમે કંઇક પવિત્ર આચરણ કરો ત્યારે શૌર્યપૂર્વક ઇશ્વર જાતેજ ભાગ લે છે એમ જાણીને શુભઆનંદમાં મસ્ત બનો. ઉમદા, નિખાલસ, ઉચ્ચહૃદય, એજ માનવિની મોટામાં મોટી ખોટ છે."

જીવાત્માની ખાસ શક્તિ કે જેને આપણે ધાર્મિક આંતરપ્રેરણાંના નામથી વ્યવહરી શકીએ તે અંતરાત્મા (અંતઃકરણ) છે. આપણા અંતરમાં ચાલતા દૈવિ અને આ

સુરી સંપતના યુદ્ધ વિષે,–ચૈતન્યના જડ સામેના વિરોધ વિષે–શુભના અશુભ ઉપર જય પામવા માટેનાં પ્રયત્ન વિષે જ્યારે આપણે ભોમીયા બનીએ છીએ ત્યારે તે પ્રથમવાર સ્વતઃ પ્રકટ થાય છે. મંદિરોમાં અથવા મંદિરોની બહાર તમારી મરજીમાં આવે ત્યાં ગમે ત્યાં જુઓ, આવું ને આવું જ યુદ્ધ હમેશાં પ્રવર્તતું હોય છે—જીવન અથવા મરણ માટેનું યુદ્ધ ચાલતું હોય છે; માનવિઓ અને સ્ત્રીઓ દુઃખમાં દટાઇ ગયલાં હોય છે, કારણ કે તેમનો સદાચાર માટે પ્રેમ હોય છે છતાં તે મેળવી શકાતો નથી.

આવા અનુભવમાંથીજ ધર્મનો જન્મ થાય છે—અંતરાત્માના નિયમથી સૂચવાતા, એક પરમાત્મસત્તાના અભેદભાવપર્યંત લઇ જતા દિવ્યનિયમનો આવિર્ભાવ થાય છે. એક સુવિખ્યાત લેખક કહે છે, " સર્વે પ્રકારના ધર્મ જેના આધારે બંધાયા છે, તે માત્ર એક પ્રકારનું અંતર–અવલોકન, આત્મનિરિક્ષણજ છે. માનવિ પોતાના અંતરાત્મામાં ઉંડો ઉતરે છે, અંતરમાં ચાલતા યુદ્ધને અવલોકે છે, તેમાંથી આત્મજ્ઞાન પામીને પછીથી ઇશ્વરનું જ્ઞાન મેળવે છે. " આના પ્રભાવથી માનવિ સારૂં શું અને ખોટું શું તે જાણી શકે છે, શુભ અને અશુભમાં તેની પોતાનીજ પસંદગી હોય છે. તે પસંદ કરવામાં સ્વતંત્ર હોવાથી તેની જવાબદારી પણ ઉભી થાય છે. ( उद्यमं साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः। षडेते यत्र वर्तन्ते तत्रदेवः सहायकृत् ॥ વળી ॥ नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥

માનવિઓ સિદ્ધાન્ત રૂપે ભલે ગમે તે માને, પરંતુ કોઇ પણ વ્યાવહારિક રીતે તેમનાં કાર્યને જરૂરનાં તથા અનિવાર્ય ગણતું નથી. આપણી ઇચ્છા શક્તિ ઉપર કોઇ પ્રકારનું બંધન નથી. અમુક પ્રકારની મોહિનીથી દોરાઇને અમુક ખાસ હેતુને આપણે બેજે બેજે આધીન થવું પડતું નથી, એટલું આપણા લક્ષમાં છે. સુપ્રખ્યાત જોન. સ્ટુઅર્ટ. મીલ. કહે છે, " અમુક હેતુના, ઉદ્દેશના સામે થવાની આપણામાં શક્તિ છે, એટલું સાબીત કરવાની આપણી મરજી થાય તો આપણે તેમ કરી શકીએ, એમ લાગે છે; જો આથી અન્ય પ્રકારે આપણે વિચાર લાવીએ તો તે આપણો ગર્વ ઉતાર્યા બરોબર ગણાશે, તથા ઉચ્ચ બનવાની આપણી ઇચ્છાને સુસ્ત બનાવશે. "

આપણાં કાર્યો નિયમી શકાય એવાં છે, નહિં તો શામાટે દુનિયામાં સઘળે માનવિઓ કાયદા ચૂંટી કાઢે છે? આજ્ઞામાં વર્તવાને, આધિન રહેવા માટે તેમને ચુંટી કાઢવામાં આવે છે. કારણ કે માનવિઓ તેમને તાબે થાય વા ના થાય એ બાબતનો તેમના નિશ્ચય ઉપર ઘણો આધાર છે, એ વાત જેટલી એક સર્વમાન્ય સિદ્ધાન્ત રૂપે છે તેટલીજ સર્વમાન્ય માન્યતાની છે. આપણી ટેવો, લાલચો, આપણા ઉપરિઓ, ગુરૂઓ નથી પરંતુ આપણે તેમના ઉપરિઓ છીએ, એમ આપણુ દરેકને અનુભવ થાય છે. તેમને વશ થઇએ છીએ તે સમયે પણ આપણુને ભાન હોય છે, કે આપણામાં તેમના સામે થવાનું બલ છે; તેમ તેમને દૂર ફેંકી દેવાની મરજી હોય તો એ ઉદ્દેશ સિદ્ધ કરવા

માટે, આપણી જાતને જેટલી બલવાળી માનીએ છીએ તેના કરતાં વિશેષ બલવાળી કામના અથવા ઇચ્છાની જરા પણ જરૂર નથી, એટલું સારી રીતે આપણા લક્ષમાં છે.

ઉત્તમોત્તમ પ્રકારનું આધ્યાત્મિક સ્વાતંત્ર્ય ભોગવવા માટે મનને જ્ઞાન વડે જાગ્રત બનાવવું જોઇએ. જેમ જેમ મન જ્ઞાનપ્રકાશ પામતું જાય છે, અંતરાત્મા પોતાની સત્તા જમાવતો જાય છે તેમ તેમ માનવિની જવાબદારી પણ વધતી ને વધતી જ ચાલે છે. પરમાત્મમય દિવ્યઇચ્છાના બલને તે પોતાની જાતે આધીન થાય છે તથા તેને અનુસરીને વર્તે છે–આમ કરે છે તે કોઇ પ્રકારનાં બંધનથી બેજો બેજો નહિ પરંતુ આનંદપૂર્વક વર્તે છે; તેને ધારણ કરી નાખનાર દિવ્યનિયમ પ્રેમનોજ હોય છે. જ્ઞાન અને વિશ્વાસને સૂચવતા શ્રદ્ધાના કાર્યમાં તેની માનુષતા વિકાસ પામે છે. પોતાના સ્વતંત્ર કર્તવ્ય વડે તથા પરમાત્મમય એક દિવ્યઇચ્છાના હેતુઅનુસાર વર્તવાવડે તે સત્કાર્યનો સંચય કરે છે તથા પરમ શ્રેય સંપાદન કરે છે, એમ તેનો અનુભવ થાય છે.

"ધર્મ વિનાનું માનવિ," આર્ચ ડીકન. હેર ઉપદેશે છે, "બનાવોથી ઘડાયલા એક પ્રાણી જેવું છે; પરંતુ ધર્મ તો સર્વ પ્રકારના બનાવોના પ્રદેશની પાર વર્તે છે તથા તેજ તેનો તેમની પારના પ્રદેશમાં ઉદ્ધાર કરે છે." થોમસ લીન્ચ યોગ્ય કહે છે, "જ્યાં સુધી આપણો ઉદ્દેશ, હેતુ નક્કી ના થાય ત્યાં સુધી આપણે સ્વતંત્ર નથી. એક વૃક્ષને વિકસાવવા માટે એકોર્નના બીજને જમીનમાં વાવવાની જરૂર છે. ઉંડાં મૂળ ઘાલેલો-ઇશ્વરમાં (વિશ્વાસ રૂપી) મૂલીયાં વિસ્તારેલો માનવિજ, શ્રદ્ધાળુ માનવિ છે. આપણાં કાર્યો આપણા હૃદયને દર્શાવે છે–આપણું હૃદય એજ ઇશ્વર છે." જ્યાં જ્યાં પરમાત્મસત્તાનો વિલાસ હોય છે ત્યાં ત્યાં સ્વાતંત્ર્યનો વિહાર પણ વર્તે છે. ( **यत्र योगेश्वरो कृष्णः यत्रपार्थो धनुर्धरः । तत्र श्रीर्विजयोभुतिर्ध्रुवानीतिमतिर्मम ।** ) કવીવર કાઉપર કવે છેઃ—

સ્વતંત્ર તે જનને જાણો, જેને સ્વાતંત્ર્ય સત્ય દે;
તે વિનાના બીજા સર્વે, ગુલામો છે નકી ખરે.

( સરખાવો—अभयं वै जनक प्राप्तोसि ॥ )

જ્યાં જ્યાં દિવ્યનિયમનો આવા પ્રકારનો સ્વીકાર નથી હોતો ત્યાં માનવિઓ ઇન્દ્રિયોને, રાગદ્વેષને, સ્વાર્થને આધીન થઇને કાર્ય કરે છે. અમુક અસદાચારી વર્તનને પોષવામાં તેઓ સમજતા હોય છે, કે તેમનાથી ખોટું થાય છે. તેમનો અંતરાત્મા તેમને તિરસ્કારી કાઢે છે. પ્રકૃતિનો નિયમ તેમની સામે બૂમ પાડી ઉઠે છે. તેમનો અંતરાત્મા તેમને તિરસ્કારી કઢે છે. પ્રકૃતિનો નિયમ તેમની સામે બૂમ પાડી ઉઠે છે. તેમનાં કાર્યો ઇચ્છિત અને પાપી હોય છે, એટલું તેઓ સમજે છે. પરંતુ ભાવિમાં આ બાબતના સામે થવાની તેમની શક્તિ નિર્બળ બની ગઈ હોય છે. તેમની ઇચ્છા શક્તિનું બલ જતું રહ્યું હોય છે; બીજી વખત લાલચ સામે આવીને ખડી થતાં સામે થવાનું બલ ઓછું ને ઓછું થતું જાય છે. આ પછી ટેવ પડાય છે. દરેક પ્રકારના અસદાચારોનો એટલો શ્રાપ હોય છે, કે તે આગળને આગળ વધ્યાં જાય છે તથા અશુભની વૃદ્ધિ કરે છે.

પરંતુ અંતરાત્માનો અવાજ મરણશરણ થતો નથી. આપણે તેને મારીનાખીને ડાટી બાળી શકતા નથી, એમ કરીને શૂન્ય કરી શકતા નથી, આપણે પગતળે કચડી નાખીએ છીએ તથાપિ તે જીવતો જાગતો હોય છે. દરેક પ્રકારના પાપ અથવા અસદાચારના આચરણના સમયમાં તેનો પોતાનો વેર વાળનારો એક દૂત હોય છે. આપણે તેના પ્રત્યે આપણાં ચક્ષુઓને અંધ બનાવી શકીશું નહિ તેમજ કાનમાં આંગળીઓ ઘાલી શકીશું નહિ." આ પ્રમાણે અંતરાત્માનો અવાજ આપણ સર્વને બાયલા બનાવે છે. આ દુનિયામાં પણ પુનરૂદ્ધારના દિવસનો ઉદય થાય છે, જ્યારે તે આપણા સન્મુખ થઇને સદાચારના જીવનમાં પાછા આવવાની આપણને ચેતવણી આપે છે.

અંતરાત્માનો અવાજ નિત્ય અને સર્વમાન્ય છે. વ્યક્તિના ચારીત્રનું તેજ ખરેખરૂં તત્ત્વ છે. આથી માનવિનામાં આત્મ-સયમનો ઉદય થાય છે—લાલચોના સામે થવાની અને તેમને દૂર કરવાની શક્તિ કેળવાય છે. પોતાના વ્યક્તિત્વને વિકસાવવાને દરેક માનવિ બંધાયલું છે; જીવનનો યથાર્થ માર્ગ શોધવાનો પ્રયત્ન કરવાને તથા તે પ્રમાણે ચાલવાને પણ તે બંધાયલું છે. તે પ્રમાણે વર્તવાની તેનામાં ઇચ્છા શક્તિ છે. તેનામાં પોતાની જાત રૂપ, પોતારૂપ બનવાની તથા અન્ય કોઇકના પડધારૂપ, તેમજ અધમ દશાઓના પ્રતિબિંબરૂપ તેમજ વર્તમાનમાં પ્રચલિત મતપંથસંપ્રદાયસમાજના જુસ્સારૂપ ના બનવાની શક્તિ છે. આત્મ-નિરોધમાંથીજ યથાર્થ માનુષતાનો ઉદય થાય છે—અધમશક્તિઓને આપણી જાતની ઉચ્ચદશાઓને આધિન બનાવવામાંથીજ તેનો ઉદય છે.

કરાયલા કર્તવ્યના અર્થમાં—અંતરાત્માની શ્રેષ્ઠતા સ્થાપવાવડે આત્મ-સંયમનો એકનો એક વિશાલ અને હમેશનો અભ્યાસ થઇ શકે છે. ફક્ત અંતરાત્માનો અવાજજ એક માનવિને પગભર બનાવે છે, તેના પોતાના રાગદ્વેષ અને લાગણીઓના પ્રદેશમાંથી તેને છૂટો બનાવે છે તે તેને પોતાની જાતના ઉત્તમોત્તમ કર્તવ્યના સંબંધમાં નિયોજે છે. એકલા કર્તવ્યના માર્ગમાંજ આનંદ ઉપભોગનું ખરેખરૂં મૂલ શોધી શકાય છે. મહેનતને, ઓલાવ્યા વિના રસિક બનાવનારની પેઠે આનંદ ઉપભોગ ગળી રહેશે તથા દરેક સદાચારના મુકુટરૂપ બનશે.

અંતરાત્માનો અવાજ સંપૂર્ણ વૃદ્ધિ પામતા, માનવિઓને ઉત્તમોત્તમ રીતે સુખી બનાવે એવું જેજે હોય તે કરવાની તથા દુઃખી બનાવે એવું જેજે હોય તે ના કરવાની આજ્ઞા કરે છે. "કેળવાયલા લોકોમાં જો કોઈ હોય તો એવા થોડાજ છે," સુવિખ્યાત હર્બર્ટસ્પેન્સર લખે છે, "જેઓ પરમાત્મમય દિવ્યઇચ્છાના અનુસરણમાંજ માનવ કલ્યાણનો સમાવેશ થાય છે, એમ ના માનતા હોય. આપણા સર્વે ધાર્મિકઉપદેશકો અને ગુરૂઓ આવાદનો ઉપદેશ આપે છે; નીતિશાસ્ત્રવિષેનો દરેક લેખક આ બાબતનો પ્રથમથી સ્વીકાર કરી લે છે; તેથી આપણે આ બાબતનો એક સ્વીકૃત સત્યરૂપે ખાત્રીથી સ્વીકાર કરી શકીએ."

અંતરાત્માના અવાજવિના માનવિને કાર્ય કરવાનો સુખ કરતાં અન્ય કોઇ પણ ઉચ્ચહેતુ સંભવી શકતો નથી. તે તેની મરજીને ઉત્તમ લાગે તે કરે છે; ગમે તો તે

ઇન્દ્રિયોના ઉપભોગરૂપ હોય છે અથવા ઇન્દ્રિયજન્યબુદ્ધિના વિલાસનો આનંદ પણ હોય છે. આપણને આ દુનિયામાં આપણા પોતાના વ્યસનો, લાગણીઓને અનુસરવાને મોકલવામાં આવ્યા નથી; માત્ર સ્વાત્મસંતોષમાંજ લ્હેર માણવાને આપણું આ દુનિયામાં આવવું થયું નથી. પ્રકૃતિનું સમગ્ર બંધારણ, જીવનની આવા પ્રકારની ભાવનાના વિરૂદ્ધ કાર્ય કરે છે. મનને, આપણી પ્રકૃતિના અધમઆવેશોને તાબે કોઇ પણ કાલે બનાવવાની જરૂર નથી. આમ અવળું થાય તો, માનવનિયમનાં પરિણામોને દૂર કરવાને જરૂરનાં હોય તે વિનાનાં કોઇ પણ પ્રકારનાં આત્માર્પણ, સ્વાર્પણ, આત્મસંયમ સંભવિ શકતાં નથી.

માનવિઓને હોય છે તેવાં બુદ્ધિ અને રાગદ્વેષોવડે ઘડાયલી તથા તેમનાં કાર્યોને નિયમમાં રાખનાર અંતરાત્માની પ્રબલ સત્તા વિનાની એક પ્રજા તુર્તજ તદ્દન અંધાધુંધીની, અરાજકતાની દશામાં આવી પડશે, તથા અન્યોન્યનો વિનાશ સાધીને અંત લાવશે. જર્મની અને રૂશિયાના નિહિલીસ્ટ લોકોમાં વર્તમાનમાં પ્રવર્તેલા માનવજીવનવિરોધી ગોલાઇ ભર્યા બળવામાં તથા પારિસમાં થયલા કોમ્યુનિસ્ટ લોકોના વિગ્રહના અગ્નિ અને વિનાશમાં શું આમાંનાં કેટલાંક પરિણામો ક્યારનાંએ આપણા લક્ષમાં નથી આવતાં? સમાજમાં સર્વ પાસા આવો એક પ્રકારનો સિદ્ધાન્ત પ્રવર્તિ રહેલો તેનું પરિણામ—વ્યક્તિના સમાજના, પ્રજાના—હડહડતા નીતિભ્રંશવિના બીજું ભાગ્યેજ સંભવિ શકે.

માનવિઓને પોતાના કર્તવ્યના ભાનમાં પુનઃ જાગ્રત બનાવવાં, એટલોજ એકનો એક વિધિ હવે આપણા હાથમાં રહ્યો છે. આપણા પિતાપ્રપિતાઓનું કાર્ય હકની ભાવના ઉપર વિજય મેળવવાનું હતું; વર્તમાન ઝમાનાનું કાર્ય કર્તવ્યનો ઉપદેશ આપવા તથા પ્રવર્તાવવા રૂપ બનો. ન્યાયપૂર્વક—સદાચારની શોભારૂપ ન્યાયપૂર્વક—પણ વર્તવાની જરૂર છે; પરોપકાર ન્યાયનો સાથી છે. સર્વ ધર્મોને સામાન્ય રૂપ, વારંવાર સ્મરણમાં આવતું એક વાક્ય છે, તે નીતિશાસ્ત્રનાં પુસ્તકોના દરેક પાના ઉપર લખી રાખવા યોગ્ય છે;—"બીજાઓને તમારી સાથે જેવી રીતે વર્તાવવાની તમારી મરજી હોય તેવીજ રીતે તેમની સાથે તમે પણ વર્તન રાખો." ( आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन । सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥ વિલ્હેલ્મ હમ્બોલ્ટ કહે છે, "જીવનમાં એટલું ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે, કે જ્યારે આપણને સુખ અથવા દુઃખ વિષેની હદપારની ચિંતા હોતી નથી, પરંતુ કર્તવ્યના આચરણમાં સખ્તાઇથી તથા તીવ્રતાપૂર્વક લાગી ગયા હોઇએ છીએ ત્યારે સુખનો, આનંદનો આપોઆપજ ઉદય થાય છે—એટલુંજ નહિ પરંતુ કષ્ટો, દુઃખો અને ચિંતાઓથી ઉભરાઇ જતા જીવનના મધ્યામાં પણ તેનો ઉદય થાય છે."

( આવતામાં સમાપ્ત )

# ॥ सुखनी शोध. ॥

સુખ ઇચ્છવા યોગ્ય છે એટલી એક બાબતમાં સર્વે જીવંત પ્રાણીઓ એકમત થાય છે; કેટલાક વિચારપૂર્વક, કેટલાક ભાનવિના, કેટલાક પોતાના શોધરૂપ દીમાક સાથે દર્શાવાતા અન્ય પદાર્થના આચ્છાદનમાં આ એક હેતુ જ સતત સિદ્ધ કરવાના યત્નમાં લાગી રહ્યાછે સર્વ પાસા માનવિ સુખના શોધમાં લાગી રહ્યાં છે; આપણી આસપાસનો દરેક જીવંત પદાર્થ, સુખદુઃખ અનુભવી શકે એવું જીવંત ચૈતન્ય, જીવનનું આવું દરેક સ્વરૂપ, સુખની શોધમાં મચી રહ્યું છે. ઉઘાડી રીતે સુખનો શોધ ચલાવવો ખરાબ છે અથવા અમુક પ્રકારે અયોગ્ય છે, એવા એક પ્રકારના સ્પષ્ટવિચારથી કેટલાક લોક, જીવન માટેના અન્ય ઉદ્દેશને, અન્ય હેતુને આગળ ધરીને આ શોધની યથાર્થ વાર્તને છૂપાવવા માગે છે. આવા લોકોની તકરારો અને વર્તનની જો આપણે સંભાળ પૂર્વક તપાસ ચલાવીએ તો માલૂમ પડી આવશે, કે ભલે તેઓ જે યથાર્થ રીતે એક સાધન રૂપે છે તેને તેમના ઉદ્દેશના અંતરૂપ ગણીને આગળ કરે, પરંતુ જેવી રીતે તેઓ તે સાધનનો સ્વીકાર કરે છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે, કે જે અંત પર્યંત તે લઈ જાય છે તેને શોધવાને બદલે તેઓ ખરેખરી રીતે સાધનની શોધ કરતા હોય છે, એમ વિચારવામાં તેઓ માત્ર બુદ્ધિની એક પ્રકારની ભૂલ કરે છે. જો આ વિષયવિષે તમે પૂર્ણ સંભાળથી વિચાર કર્યો હોય તો દષ્ટાંત તરીકે તમારામાંના અનેકનાં મનમાં એક સહજ પ્રશ્ન ઉઠશે તથા તમને આમ બોલવાનું મન થશે:—" આપણે જીવનના અંતિમ ઉદ્દેશ રૂપે જેની શોધ ચલાવીએ છીએ તે સુખ માટે નહિ પરંતુ સદ્ગુણ માટેજ નથી ? શું આપણે આનંદની ભાવના કરતાં, સદાચારની ભાવનાને ઉત્તમોત્તમ રૂપે માનતા નથી ? " પરંતુ આ પ્રશ્નોના ઉત્તર વિષે ઉંડા ઉતરીને વિચાર કરવામાં આવે તો, યથાર્થ બાબતોની અવજી ભાવનામાં જ તેમનો આધાર મળી આવશે. સદાચારમાં તેમના અંતરાત્માનો એક પ્રકારનો આંતર પુરાવો મળે છે તથા એવા પુરાવામાં જ નિસસુખના એકનાએક સાધનનો સમાવેશ થાય છે, એમ માલુમ પડી આવે છે, એટલી બાબતને બાદ કરતાં માનવિઓ સદાચારને શા માટે અનુસરે છે ? દષ્ટાંત તરીકે તમને દરેક ધર્મમાં મૂરણની બીજીપાસાના સુખ વિષેનો ઉપદેશ મળી આવશે; સદાચારી જીવન સાથે આ સુખને સંબંધવાળું માનવામાં આવે છે; આ સુખને સદાચારના શ્રેષ્ટ ફલ રૂપે માનવામાં આવે છે. ખરેખર, સદાચારનું પારણામ સુખ છે, એ ભાવનામાં કોઇ પ્રકારની ભૂલ નથી, કારણ કે સદાચારજ સુખનું સાધન છે, તેજ એકનું એક વ્યાવહારિક સાધન છે; સુખ એટલે દિવ્યપ્રકૃતિ સાથે અભેદ ભાવ, જીવનમાં પ્રદર્શિત થતા દિવ્યનિયમ સાથે અભેદભાવ; દિવ્યસત્તા ઉપર પ્રકૃતિ (કુદરત) નો આધાર હોવાથી, એ સત્તાનો સ્વચ્છંદી કલ્પના અથવા તરંગને લીધે નહિ પરંતુ નિયમાનુસાર આવિર્ભાવ થતો હોવાથી, એટલું અનિવાર્ય છે, કે એ ઇચ્છાને અનુસરવું તથા સુખ મેળવવું એ ઉભયે બાબતો એકની એકજ થઈ પડે છે; નિયમાનુસાર પ્રવર્તતા એક વિશ્વમાં, નિયમ સાથે અભેદભાવ પામવામાંજ સુખનો સમાવેશ હોવો જોઇએ. જો આ નિયમ શુભનો હોય, જેમ છે તેમ જો તે દિવ્યપ્રકૃતિનો એક પ્રકારનો

આવિર્ભાવ હોય તો નિત્યસુખ પ્રત્યેનો એકનો એક માર્ગ સદાચાર જ છે; સદાચારી ચારિત્રની ખરેખરી કસોટી એટલી જ છે, કે તેથી આખરે અંતિમ ઉદ્દેશરૂપે સુખનો અનુભવ થાય છે કે નહિ.

ખરેખરી રીતે આપણે આ પ્રશ્નનો સંભાળપૂર્વક અભ્યાસ ચલાવીએ છીએ તેમ તેમ જો આપણે આપણી જાતને ખુલ્લેખુલ્લું કહેવા માગીએ તો આપણને એટલું સ્પષ્ટ માલૂમ પડી આવે છે, કે હમેશાં વધતા જતા દુઃખમાં દોરતો તથા પોતાનાં એકના એક અંતરૂપે નિત્ય દુઃખને દર્શાવતો ચારિત્રનો માર્ગ, દિવ્યનિયમથી જે કંઇ વિરુદ્ધ છે તેની સાથે મળતો આવે છે, આપણે જેને સામાન્ય રીતે સદાચારીરૂપે નહિ પરંતુ અસદાચારીરૂપે ગણીએ છીએ. સદાચારના અનિવાર્ય પરિણામરૂપે સુખને જોનાર, દુનિયાના વિવિધ વિચારોનો સર્વ પ્રકારનો એકમત, માનવપ્રકૃતિની માત્ર યથાર્થ આંતરપ્રેરણા સમાન જ છે, તેને પોતાની દિવ્યતાનું જ્ઞાન હોવાથી સુખને તે પોતાના અનિવાર્ય વારસારૂપે સ્વીકારે છે. ઇશ્વર આનંદ (સુખ) મય છે, બ્રહ્મ આનંદમય છે, એ હિંદનાં શાસ્ત્રોમાં મળી આવે છે; અન્ય સર્વ શાસ્ત્રોમાં પણ આના જેવો જ વિચાર આમળ પડી આવે છે. દિવ્યપુરુષનું અસ્તિત્વજ મૂલરૂપે સુખમય છે, દુઃખમય નથી; આનંદકારક છે, શોકકારક નથી; આનંદમય છે, એક શબ્દમાં, અનંત, સંપૂર્ણ, પરિપૂર્ણ છે. વિકાસ ક્રમના માર્ગમાં, વિશેષ નિત્યસુખ માટે એકાદ ક્ષણિક શોકછાયાનો સ્વીકાર કરવાની, દૈવી સંપત્તિ માટે આસુરીસંપત્તિનો ભોગ આપવાની, નિત્ય માટે અનિત્યનો હોમ આપવાની વારંવાર જરૂર પડે છે, તેથી માનવિના ખરા ઉદ્દેશરૂપી આ યથાર્થતા કોઇ કોઇ વાર આચ્છાદિત બની જાય છે. તેથી આખરે સ્થિર અને નિત્ય સુખરૂપ સદાચાર, અમુક સમય માટે આપણને દુઃખના, આત્માર્પણના માર્ગમાં પણ દોરી જાય. આવે સમયે પણ એક પ્રકારનો આંતર્ આનંદ પ્રવર્તે છે, તેનાં મૂલ ઉપર ઉપરના દુઃખ કરતાં ઉંડાં હોય છે, તે સત્ય અને સુખની ભાવનાના અભેદના સાક્ષિરૂપ થાય છે. પરંતુ આ દુઃખ અને આત્માર્પણને આપણે એટલું જાણીને ભોગવીએ છીએ, કે તે ક્ષણિક છે અને સુખ તો નિત્ય છે. એકાદ પ્રકારના ક્ષણિકઆનંદથી, એક પ્રકારના નિત્યદુઃખનો ઉદ્દય થાય છે એમ માલૂમ પડી આવતાં આપણે તે ક્ષણિક આનંદને અનુસરવાને અયોગ્ય ગણી કાઢીએ છીએ, તથા સારા અને સુખી અંતે એકજ છે એવી આપણી પ્રકૃતિની આંતરની ઉંડામાં ઉંડી ભાવનાનો ભંગ કરીએ છીએ; ભગવાન બુદ્ધના કહેવા પ્રમાણે "જેમ બળદને રથનાં ચક્ર અનુસરે છે તેમ:" અસદાચારને શોક અનુસરે છે. નિત્યનિયમાનુસાર જે સારૂં છે તે આખરે આનંદમય છે તથા જે અશુભમયછે તે અનિવાર્ય રીતે દુઃખમાં દોરી જાય છે. ક્ષણિક દેખાવથી મોહ પામીને માનવિ અસદાચારમાં દોરાય છે; આમ થવાનું કારણ એટલુંજ છે, કે તે જ્ઞાની હોવાને બદલે અજ્ઞાની છે, ક્ષણિક માયાવી સ્વરૂપથી અંધ બની ગયો છે, એ સ્વરૂપ પાછળની યથાર્થતા, આંતરદૃષ્ટિ અને જ્ઞાનના અભાવને લીધે તેનાથી છૂપાયલીજ રહે છે.

સુખની શોધમાં પ્રવૃત્ત કરતી માનવિની અંતરપ્રેરણાને ધર્મ તથા તત્ત્વશાસ્ત્ર સમાન રીતે યથાર્થ ઠરાવે છે. આપણે પ્રથમ જોયું તેમ દુનિયાના સર્વ ધર્મો સદાચારના

પરિણામરૂપે સુખનો ઉપદેશ આપે છે; દુનિયાનાં તત્ત્વશાસ્ત્રોનો—માનવિઓ બુદ્ધિપૂર્વક ચાલ વાના બુદ્ધિયુક્ત માર્ગોને દર્શાવતાં શાસ્ત્રો—દુઃખમાંથી બચવાના સાધનરૂપે નિશ્ચિત રીતે અથવા નિર્વિવાદીત રીતે સર્વેનો ઉદ્ભવ છે. હિંદુતત્વશાસ્ત્રનું દરેક મહાદર્શન, પોતાના સિદ્ધાંતોની વિગત દર્શાવતા ઉપોદ્‌ઘાતમાં, એવા વાક્યથી આરંભ કરે છે. તે દુઃખનો અંત લાવવાની શોધ ચલાવે છે. ખાત્રી પૂર્વક આ વાતને જ આરંભમાં તત્ત્વશાસ્ત્રના અંતરૂપે દર્શાવવામાં આવી હોય છે; આવા વિચારોથી આ વાત સિદ્ધ કરવામાં આવી હોય છે,—પરમાત્મા આનંદમય છે, ખરેખરૂં એકનું એક પ્રજ્ઞાન તે જ્ઞાન છે, તેથી ખરેખરૂં તત્ત્વશાસ્ત્ર ઇશ્વરના જ્ઞાન સમાન હોવું જોઇએ; સૂર્યના અસ્તિત્વથી પ્રકાશનું સહજ સૂચન થઈ રહે છે તેમ એ જ્ઞાનથી અનિવાર્ય રીતે સુખનુંજ સૂચન થાય છે.

ધાર્મિક રીતે, તાત્ત્વિક રીતે તેમજ વ્યાવહારિક રીતે આટલી વાતનો સત્યરૂપે સ્વીકાર થયા પછી સુખ શોધવાના ઉત્તમ માર્ગ વિષે વિચાર ચલાવવાની આપણે જરૂર છે; તેથી કદાચ સંભવી શકે તો આપણામાંના દરેક એ ઇચ્છાને આપણા હૃદયમાં શોધીને, એ શોધમાં આપણે માટે કયે માર્ગે ચાલવું ઉત્તમ છે એ શોધી કાઢીએ. દુનિયાનો શોક દુનિયાના અજ્ઞાનમાંથી પેદા થાય છે; દુનિયાની દીલગીરી દુનિયાના માયામોહમાંથી ઉપજી આવે છે. જેથી પોતાને સુખ મળવાનું સ્વપ્ન બંધાય છે તેને માનવિઓ અનુસરે છે તથા જે ક્ષણે તેઓ તેનું ગ્રહણ કરે છે તે ક્ષણેજ તેમના હસ્તમાં તેના વારંવાર ચૂરેચૂરા થઈ જાય છે; આથી માનવજીવન ઘણીવાર તો નિરાશાઓની એક પરંપરા સમાનછે, તથાપિ સુખ માટેની નિર્મૂલ ના બને એવી તૃષાને લીધે માનવિઓ આ અંતવિનાની શોધના માર્ગમાં દોરાય છે.

આપણે માટે સુખનો શામાં સમાવેશ થશે, એ સમજવા માટે આપણે આપણી પ્રકૃતિ વિષે કેટલુંક જાણવાની જરૂર છે, તેની જરૂરીઆતો, માગણીઓ, તૃષ્ણાઓને સમજવાની જરૂર છે; પછીથીજ આપણે આ કામનાઓને ઉત્તમ પ્રકારે શી રીતે પોષી શકાય તે શોધી શકીશું. આ શોધ ચલાવવામાં, સુખી બનવામાં કંઇક થોડા અથવા વધારે અશુભનો સમાવેશ થાય છે, સુખને શોધીને ભોગવવામાં અમુક પ્રકારની થોડી અથવા વધારે શ્રમનો સમાવેશ થાય છે, આવા પ્રકારના આપણને આટલા બધા દુઃખી બનાવતા પ્રાચીન વ્હેમને આપણા સર્વનાં હૃદયમાંથી દૂર કરી શકાય તો તે ખરેખરી ઉત્તમ વાત છે; દિવ્યપુરુષ આનંદ કરતાં શોકથી વધારે પ્રસન્ન થાય છે, તથા જે આંતર્ હૃદયથી આનંદથી ભરપૂર છે તે પોતાનાં બાલકો સુખનો ઉપભોગ કરે તેથી કોઇ પણ પ્રકારે ઇર્ષ્યા કરી શકે, એવો કેલ્વિનના અનુયાયીઓનો ભય યથાર્થ છે.

ધારો કે આપણે આવા વ્હેમનો વિનાશ સાધ્યો છે—આ વાક્ય જેટલી સ્હેલાઇથી બોલી શકાય છે તેટલી સ્હેલથી માનવ હૃદયમાંથી આ ભાવના દૂર પળે એમ મારી ઇચ્છા છે—તો પછીથી આપણી પ્રકૃતિ અને તેની માગણીઓને અવલોકતાં, ભૂલ ભરેલા માર્ગોને અનુસરવામાં આપણે થોડોક કાલજ ગૂમાવવાની આશા રાખીએ. સંભવિ શકે તેવા ઉત્તમોત્તમ માર્ગમાં જીવનના અનુભવોનો ઉપયોગ કરવાની આપણે આશા રાખી શકીએ; વિકાસ ક્રમને પણ આગળ વધવામાં સહાય થાય એવી રીતે વર્તી શકીએ.

આપણે જોયું છે તેમ માનવિની પ્રકૃતિ વ્યાવહારિક કાર્યો માટે મુખ્ય ચાર પ્રકારે સ્વતઃઆવિર્ભાવ પામતી જોવામાં આવે છે.

(૧) એક પ્રકારની સ્થૂલ સૃષ્ટિથી વિંટાયલી એકપ્રકારની સ્થૂલપ્રકૃતિ સહિત આપણને આપણી જાતનો અનુભવ થાય છે; આ સૃષ્ટિમાં આપણા ચૈતન્યનું વાહન સ્થૂલ દેહ હોય છે; સૃષ્ટિમાં આપણા સમક્ષ ખડા થતા સર્વે પદાર્થો, આપણને આકર્ષે છે અથવા દૂર કરે છે, સુખ આપે છે અથવા દુઃખ દે છે, ઉભયમાંનું એક કરે છે.

(૨) પ્રકૃતિમાં વિશેષ ઉંડા ઉતરતાં રાગદ્વેષની ઉર્મીઓ, માનવની રાગદ્વેષાત્મક, પ્રકૃતિ માલુમ પડી આવે છે. આસપાસના માનવિઓ સાથેના પરસ્પરના સંબંધમાં તેમની સાથે જીવનશક્તિઓના પ્રદાનઆદાનમાં, મુખ્યત્વેકરીને તેમના સંતોષનો સમાવેશ થાય છે; આપણાં માનવજાત સાથેના વ્યવહારમાંજ ઉર્મિઓ ઉત્તમ પ્રકારે સંતોષાય છે. પરંતુ આ ઉપરાંત ઉર્મિઓ, તેમને જાગ્રત બનાવનાર, જીવન આપનાર, વિસ્તારનાર અથવા તેમના વિરુદ્ધ વર્તનાર, તેમને છિન્નભિન્ન કરી નાખનાર, વિસ્તારને અટકાવનાર આપણી આસપાસના દુનિયાના અન્ય પદાર્થોના સંબંધમાં સુખ અથવ. દુઃખના ઉત્પત્તિસ્થાનરૂપ પણ છે. કલાની સૃષ્ટિમાં, સૌંદર્યની ભાવનાના સંતોષમાં સમાવેશ થતી સમગ્રઅદ્ભૂત દુનિયા, આપણી આસપાસની દુનિયાના સૌંદર્યમાંથી આપણામાં ઉદય પામતી સર્વ પ્રકારની ભાવનાઓ, પ્રકૃતિના દૃષ્ટિગતપ્રદેશ, વર્ણ, પ્રકાશ, અને સ્વરમાંથી આપણામાં જાગ્રતબનતી સર્વે ભાવનાઓ—આ સર્વે આપણી આંતરર્મિઓને સંતોષ આપનાર બાબતો છે, પ્રકૃતિનાં આવાં એકતાલ આંદોલનો સાથે સંબંધમાં આવવામાં તેમને સંતોષ મળે છે, આપણે પણ બદલામાં આપણી ઉર્મિઓવડે આમને અભેદભાવપૂર્વક ઉત્તરવાળીએ છીએ. તેથી આપણી પ્રકૃતિનો એક અન્યપક્ષ લક્ષમાં આવે છે, ગમે તો સંતોષી બનવું અથવા સંતોષ વિના શૂન્ય બની જવું; આ સુખમાટેની શોધ સાથે તેનો ઘણો નિકટનો સંબંધ છે; તે સમજવાની જરૂરછે, જેથી તેને જ્ઞાનપૂર્વક દોરી શકાય, બુદ્ધિપૂર્વક નિયમી શકાય.

(૩) પછી વળી પ્રકૃતિમાં વિશેષ ઉંડો શોધ ચલાવતાં માનસિક પ્રદેશ દૃષ્ટિમાં આવે છે; વિચાર અને તર્કનો, શોધ અને જ્ઞાનના આનંદનો, માનસિકશક્તિ ઉપયોગમાં આવવાના હર્ષનો, નવીનવિચાર શોધવામાં મેળવેલા વિજયનો આ પ્રદેશમાં સમાવેશ થાય છે, તેથી જીવનને સુખ મળે છે; જેમણે પોતાની પ્રકૃતિના આ વિભાગને કેળવ્યો હોય છે તેમને આમાં જ અત્યંત આનંદ આવે છે.

(૪) આ આપણી જાતે અનુભવ મેળવવાના ત્રણ માર્ગો સમજવામાં આવતાં, અનુભવાતાં,—સ્થૂલ દેહનો માર્ગ, ઉર્મિઓ, રાગદ્વેષનો પ્રદેશ, માનસિકપ્રદેશ—આપણે આ સર્વેને સંતોષી શકીએ એમ માલુમ પડી આવે છે, તથાપિ આપણી પ્રકૃતિના આંતરમાં આંતર વિભાગમાં સુખને શોધતી એકાદ કામના હજુ પણ જાગી આવેછે. ગમે તેટલીવાર અમુક સમય સુધી છિન્નભિન્ન થઈ જવા છતાં અથવા હાર પામવા છતાં, માનવિનામાં વારંવાર ઉદય પામતી, અનાદિકાલથી પુનઃ પુનઃ દર્શન આપતી આ એક અંતર પ્રેરણા છે. પોતાના દિવ્યપ્રભવસ્થાન માટેની માનવજીવાત્માની કામનાનો સંપૂર્ણ ભૂમારૂપ બન-

વાની તૃષ્ણાનો, દિવ્યરૂપ બનવાની ઈચ્છાનો, કશાથી પણ નાશીપાય, કશાથી પણ વિનાશ-
ના થાય એવી માનવિની ઈશ્વર માટેની તૃષાનો, આમાં સમાવેશ થાય છે; આ ભાવના
પ્રાચીન અથવા નવા થતા મતપંથસંપ્રદાયસમાજધર્માદિ સંસ્થાઓમાં ઉપરાઉપરિ
સ્વતઃ આવિર્ભાવ પામતી જાય છે, જો તેને જ્ઞાન વડે સંતોષવામાં નથી આવતી તો તે
અજ્ઞાન, વ્હેમવડે સંતોષ પામતી જાય છે; માનસિક પ્રદેશની, ઉર્મિના પ્રદેશની, આપણા
જીવનમાં જે જે ઉંડું અને અગત્યનું છે તે દરેકની, સર્વમાં વ્યાપી રહેલા પરમાત્મા સાથેના
અભેદભાવમાં સંતોષ શોધતા આપણા જીવાત્માની સહાય વડે આ ભાવના પોષાતી
ચાલે છે. માનવિની પોતાની જાતને એકમાં તેમજ અનેકમાં શોધવાની તૃષ્ણારૂપ આ
ભાવના છે; આપણી આસપાસની બદલાતી દશાઓમાં જે મળી શકતી નથી તે શાંતિ
શોધવારૂપ આ ભાવના છે. આવી શાંતિ, સ્થિરતા, નિત્યતા, માત્ર આત્મામાંજ વાસ
કરી રહ્યાં છે, આત્માનો પ્રભવ દિવ્ય છે, તથા તેને માત્ર દિવ્ય પરમાત્મા સાથેના અભે-
દના ભાનમાંજ સંતોષ મળી રહે છે. જ્યાં સુધી આવી શાંતિ ના મળે ત્યાં સુધી માન-
વિઓમાં સર્વ સ્થળે જણાઇ આવતી ચંચળતા, અદઢતા, અસ્થિરતા, માનવિને છેલ્લા
પ્રકારનો સંતોષ ના મળ્યાની બાબત સ્પષ્ટ રીતે દર્શાવે છે. વિકાસક્રમના માર્ગમાં, આપણી
વૃદ્ધિના પંથમાં આવા પ્રકારની શાંતિ વિનાની અન્ય સર્વ બાબત નિષ્ફળ નિવડે છે.
અન્ય સ્થાનમાંથી મેળવેલાં ગમે તેટલાં વાનાં ગમે તેટલા લાંબા સમય સુધી પહોંચે
તથાપિ અંતે તેના આપણા હાથમાંજ ટુકડે ટુકડા થઇ જાય છે, જ્યાં આપણને પ્રથમ
સંપૂર્ણતાનું ભાન હતું ત્યાં શૂન્યતા વ્યાપિ જાય છે.

આ પ્રમાણે માનવપ્રકૃતિની સંતોષવાની મોટી મોટી માગણીઓ ઉભી થાય છે.
કોઇ કોઇવાર આ માગણીઓ સામસામે અથડાઇ પડે છે, તેથીજ માનવિના સુખ અને
હક વિષેના વિચારો ગુંચવાયલા હોય છે. માનવિની ગુંચવાડા ભરેલી પ્રકૃતિમાં જે જે છે
તે સર્વને, અનેક પ્રકારે સ્વતઃઆવિર્ભાવ પામતું તેનામાં જે જે નિત્ય છે તે સર્વને,
સંપૂર્ણ સુખ વડે સંતોષી શકાય છે. ઘડીઘડીમાં બદલાઇજતા બનાવો ભલે—તેમનો
વિનાશ થાય છતાં આપણે સુખી રહી શકીએ; પરંતુ આપણી પ્રકૃતિમાં જે મૂલથીજ છે
તેને સંતોષ મળવો જોઇએ, નહિ તો કોઈ પણ પ્રકારે સુખનો અનુભવ થઇ શકવાનો નથી.

જીવન વિષેના ગમે તેવા સિદ્ધાન્તો વાળાં આપણી આસપાસનાં માનવિઓના
વિશાલ સમૂહને અવલોકતાં માલૂમ પડી આવે છે, કે તેઓ સ્થૂલભુવનમાં પોતાના
સુખના પદાર્થોની શોધ ચલાવે છે. તમે દરેક અવલોકનથી અનુભવી શકો એવી
આ એક સ્પષ્ટ વાત છે. આપણી આસપાસમાંના ઘણાક ગમે તેવું અમુક પ્રકારનું શરીર
સુખ શોધતા હોય છે; અમુક સમય સુધી તે ગમે તેટલું ઢંકાયેલું હોય તોપણ તેની
પાછળ લાગ્યા હોય છે. સર્વ પ્રકારના કેલવણી શિષ્ટાચારના સમયોમાં અન્ય કોઈ બાબત
કરતાં માનવિઓ પૈસાની શોધમાં વિશેષ લાગેલાં હોય છે; પરંતુ વિત્તની વિત્ત માટે શોધ
કરવામાં આવતી નથી; પરંતુ પોતે કહે છે તેમ વિત્તની વિત્ત માટેજ દરકાર કરનાર તથા
સુખ આપે એવા પદાર્થો ઉપર મળતા આધિપત્ય માટે દરકાર ના કરનાર એકકંજુસના
દૃષ્ટાંતની પેઠે, આવક અને ખરચને એકખતાવનાર માનવપ્રકૃતિના વિચિત્ર વલણને

દર્શાવતા દૃષ્ટાંતમાં પણ વિત્તનો વિત્ત માટે શોધ ચલાવાતો હોય એમ જણાતું નથી. જડ પદાર્થો ઉપર મળતા આધિપત્યને લીધેજ લોકો હમેશાં વિત્તની શોધમાં મચ્યા રહે છે; વિત્તની વિત્ત ખાતર શોધ કરતા નથી, પરંતુ તેમાં સમાવેશ થતી સત્તા માટે શોધ ચલાવે છે; આવા કારણથીજ માનવિઓ હમેશાં પૈસાની શોધમાં ગાંડાં બની ગયાં છે.

પોતાના સમક્ષ સમગ્ર ભાવિના વિસ્તારવાળા યુવકોના મનમાં ખાસકરીને આવો પ્રશ્ન ઉપજી આવશે; પોતાની પ્રકૃતિના ક્ષણમાં બદલાઈ જાય એવા વિભાગને કંઇક અમુકના માત્ર સંચય વડે ફક્ત સંતોષ આપવામાંજ પોતાના જીવનના સર્વે પ્રયત્નોને, પોતાની બુદ્ધિના મૂખ્યયત્નોને, પોતાની શક્તિના મૂખ્યબલને વાળવામાં બુદ્ધિપૂર્વક જોઇએ તો જ્ઞાનના માર્ગનો સમાવેશ થતો હશે ? શરીરની માગણીઓ વધારવામાં કે ઓછી કરવામાં શામાં યથાર્થ સુખનો સમાવેશ થાય છે ? કરકસરના માર્ગમાં કે મોજમઝાનામાર્ગમાં તેનો સમાસ છે ? દેહની માગણીઓ વધારવામાં કે તે જેટલી બને તેટલી ઓછી કરવામાં શામાં તેનો સમાવેશ થાય છે ? જ્યારે નવરાશ નિરાંત હોય ત્યારે આ પ્રશ્ન વિચારવા જેવો છે. તેનો તોલ કરી, પ્રથક્કરણ કરી, ઉત્તર આપવા જેવો છે. કારણ કે આ પ્રશ્નના ઉત્તર ઉપરજ તમારા જીવનના વ્યાવહારિકનિયમનનો આધાર છે; તમારામાંનો મોટો ભાગ જેવા પ્રકારનો ઉત્તર આપશે તેના ઉપર પ્રજાના ભાવિનો પણ આધાર છે. વર્તમાનકાલે દરેક પ્રજા સમક્ષ આ મોટામાં મોટો પ્રશ્ન ખડો થયો છે; શું સ્થૂલ મોજમઝાના માર્ગને અનુસરવાનો, ઐહિક માગણીઓને વધારવાનો, મોજ શોખની, દંભની, સદા વધતીજતી જડ માગણીઓનો સદા વધતો જતો સંતોષ પામવાની કૃત્રિમ માગણીઓ ઉપજાવીને વધારે વધારે સંતોષ શોધવાનો તેમનો વિચાર છે ? એક વ્યક્તિમાટે અથવા પ્રજામાટેના સુખનો શોધ શું આ માર્ગે બની શકશે ?

( આવતામાં સમાપ્ત )

એનિબેસંટ.

---

# ॥ सायन्स–पदार्थविज्ञाननो मोह ॥

પદાર્થ વિદ્યાના વર્તમાનમાં ઘણું આગળવધેલા વિચારો દર્શાવતાં ડીસેમ્બર માસના **થીઓસોફીસ્ટમાં** એક સુપ્રસિદ્ધ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી પોતાનો લાંબો લેખ સમાપ્ત કરતાં લખે છે:—

"સર્વપ્રકારના ખનિજ, વનસ્પતિ, પ્રાણિ અને માનવવર્ગોના દેહોના સ્થૂલવિકાસ ક્રમમાં સામાન્ય રીતે જણાઇ આવતાં યથાર્થ તત્વો અને મુખ્યબનાવો ઉપરથી એવા સાર ઉપર અવાય છે, કે જો આપણે વિકાસક્રમવિધિને ખરેખરી રીતે સમજવા માગતા હોઇએ તો એક "આંતર અથવા આધ્યત્મિક" સ્થૂલ અથવા "બાહ્ય" અવયવ ઉભયેને સંપૂર્ણ રીતે લક્ષમાં લેવાનાં છે; સાથે સાથે સબંધવાળા અવયવો હોવાથી "આંતર" અને "બાહ્ય" ઉભયને સમાનરીતે જરૂરના ગણવાના છે, તો પણ વિકાસ ક્રમવિધિમાં આપણે જેમ જેમ ઊંચે ચઢતા જઇએ છીએ તેમ તેમ "આંતર" અવયવ વધારે ને વધારે અગત્યનું બનતું જાય છે, કારણકે "આંતર" અવયવ "બાહ્ય" અવયવનું નિયમન કરે છે, "આંતર"વડે "ફલવાળું" બન્યાવિના "બાહ્ય" ફાલી શકતું નથી* એક "આંતર" અવયવ અથવા આધ્યાત્મિક બીજકનો તેમજ એક "બાહ્ય" અવયવ અથવા સ્થૂલ બીજકનો સ્વીકાર કરવાની નિષ્ફળતા પાશ્ચાત્ય પદાર્થ વિજ્ઞાનની એક અતિ ગંભિર ભૂલ છે; આને લીધે વિકાસક્રમવિધિસંબંધીના વિચારોમાં ઘણોજ ગુંચવાડો ઉભો થયો છે; આથીજ આત્મવિદ્યાના સત્યસિદ્ધાંતોનો તિરસ્કાર કરવામાં આવ્યો છે: જો આ સત્ય સિદ્ધાંતો સામાન્યરીતે સર્વના જાણવામાં આવ્યા હોત તો તેથી પાશ્ચાત્ય પદાર્થ વિજ્ઞાનના જ્ઞાનની વૃદ્ધિમાં ઘણોજ વધારો થયો હોત, હિંદનાં ભાવનાઓ, સિદ્ધાંતો અને જીવનરહસ્યો સારી રીતે સમજવાનું વલન ઘડાયું હોત, તથા પૂર્વના સિદ્ધાંતોની સારી રીતે કીમત થઇ હોત. આ ઉપરાંત વળી આમના સ્વીકારથી આપણે વંશપરંપરા સંબંધીની આપણી પાશ્ચત્ય ભાવનાઓમાં ઘણો મોટો ફેરફાર કરવાની જરૂર પડશે; વંશપરંપરનો વારસો કેટલો "બાહ્ય" અવયવને તથા કેટલો "આંતર" અવયવને આભારિ હશે? એવા પ્રકારના પ્રશ્નમાં આપણે ગંભિર પણે અંતરમાં ઊંડા ઉતરી જઇશું. અનેક ઉત્સાહી સામાજીક સુધારકો અને રાજ્યદ્વારીઓ, હજી પણ આ'આંતર'અવયવનો બીલકુલતિરસ્કાર કરે છે; તેઓ માત્ર "બાહ્ય" અથવા "સ્થૂલમાંજ" વિશ્વાસ કરે છે, માત્ર "સ્થૂલ" સાધનો વડે જ માનવ જાતને સુધારવાનો શોધ ચલાવે છે; તેઓ "કુલભ્રંશ", "રોગ" તથા કહેવાતા "નીચ હલકા" ને એવી વિધિઓ વડે દૂર કરવા માગે છે, કે જો તેમને આત્મવિદ્યા તથા પૂર્વના પદાર્થ વિજ્ઞાનના પ્રકાશમાં જોવા માગીએ તો માનસિક અથવા નૈતિક ઉભય રીતે પણ તે ન્યાય પૂર્વક છે એમ સાબીત થઇ શકશે નહિ. આવી અશુભ કારક વિધિઓમાં નુકશાનકારક **નીઓ-માલ્થ્યુઝીયન** ટેવોનો× તથા વૈદ્યક ધંધાધારીઓથી ભલામણ કરતા ( દુર્ગુણના નિયમન માટેના ) **સી.ડી** કાયદાઓનો સમાવેશ થાય છે; **પ્લેગ, કોલેરા** અને બીજા રોગો સામે, **વેક્સીનેશન** ( બળીઆ ટાંકવા જેવી વિધિઓ ), **વિવિશેક્શન** ( પ્રાણી આદિ ઉપર વઢાડકાપના અખતરા કરીને ઉપાયો શોધવાની વિધિઓ ), તથા **ઇનૉક્યુલેશનની** ( પ્લેગની રસીની પેઠે રસી

---

* સીક્રેટ ડૉક્ટ્રીન વૉ-૧-પૃ-૨૪૪.

× વંશવૃદ્ધિને અટકાવવામાંના આવે તો પોષણનાં સાધનો વધારી શકાય તેના કરતાં પણ તે ઘણી જલદીથી વધી જાય છે, એવા પ્રકારનો મત પ્રવર્તાવનાર પ્રો. માલ્થુઝની વધિયો.

મૂકીને રોગ મટાડવાની વિધિઓ ), વિધિયોનો, તથા પાસ્ટ્યુરઈન્સ્ટિટયુટ જેવી સંસ્થાઓની સ્થાપનાઓનો, તેમજ સીરમ, એન્ટીટૅાક્સીન તથા લીમ્ફ ( રસીના જેવી દવાઓ ) બનાવનારાં અન્ય સ્થલોનો પણ ઉપરનામાં સમાવેશ થઇ શકે છે. આ સર્વે એક પ્રકારના માનસિક જડવાદની ભક્તિનાં ન્યાયપૂર્વક ફલ છે; તેઓ પ્રકૃતિના જડપક્ષની પૂજા કરવામાં એટલા બધા મશગૂલ બની ગયા છે, કે અતિ અગત્યના આધ્યાત્મિક પક્ષને તો તેઓ બીલકુલ લક્ષમાં લેતાજ નથી. ઇંગ્લેન્ડના કેટલાક વૈદકવિદ્યાના ધંધાધારીઓ, આવી નુકશાનકારક વિધિઓમાંની એકનો આપણી પાસે સ્વીકાર કરાવવાનો, આચારમાં મૂકાવવાનો આગ્રહ કરી રહ્યાછે તે આછે, " નીચ " " હલકા ", " અયોગ્ય", ગણાતાને " બલહીન, " " જડરૂપ ", " સ્તબ્ધ " બનાવી દેવા. ( The so called ' Sterilisation ' of the " unfit " ) અમેરિકન લોકોએ ક્યારનોએ આંધળા બની જઇને આવી દાક્તરી ભલામણનો સ્વીકાર કર્યોછે તથા યુનાઇટેડસ્ટેટ્સમાંના એકે તો ફરજીઆત " સ્ટરીલાઇઝેશનનો " કાયદો પસાર કર્યો છે. ગત થોડાં વર્ષોમાંજ, લંડનમાં ઉચ્ચ કુલને શોભતી કેલવણી આપવાની એક શાલા (A School of Eugenics) સ્થાપવામાં આવી છે; આશાલા પણ વર્તમાન દિનોમાં ઇંગ્લેન્ડમાં માનવિઓના હૃદયને ખળભળાવી મૂકતા મહાન્ સામાજીક પ્રશ્નના નિરાકરણમાં સ્થૂલ વિધિને ઉપયોગમાં લેવાનો ઉદ્દેશ રાખે છે. આવિ વિધિયો અનિવાર્ય રીતે નિષ્ફલતામાં અંત આવવાને જ સર્જાયલી છે, કારણ કે પ્રકૃતિના સર્વે વર્ગોમાં " બાહ્ય " અવયવ ઉપર ઉપરિપણું ચલાવતા " આંતર " અવયવને તો તેઓ લક્ષમાં પણ લેવા માગતા નથી. ખનિજવર્ગથી તે માનવ વર્ગસુધી જેમ જેમ આપણે ઉંચે આવતા જઇએ તેમ તેમ " આંતર " અવયવ " બાહ્ય " અવયવ ઉપર વધારે ને વધારે બલપૂર્વક, અસરકારક રીતે આધિપત્ય ભોગવી શકે છે. મેન્ડેલીઝમ અને ડાર્વિનિઝમ અથવા મેન્ડલ અને ડાર્વિને વનસ્પતિ અને પ્રાણિ વર્ગનાં વટાણા અને અન્ય પદાર્થો સાથે કરેલા પ્રયોગોનાં પરિણામોનો સ્વીકાર કરવામાં આવે છે, તથા આજ સિદ્ધાંતો માનવવર્ગને પણ અક્ષરેઅક્ષર લગાડી શકાય છે એમ કેટલાકનું માનવું છે. આથીજ વિવિસેક્ટરોની વધારે ને વધારે વિવિસેક્શનના પ્રયોગો કરવાની સગવડ મેળવવાની છીપાયના એવી તૃષાનો ઉદય થાયછે; આથી જ વળી વંશપરંપરા વિષેની ભાવનાઓનાં કાર્ય અને કારણ વિષેના ભ્રમભરેલા વિચારોનો ઉદય છે. આવી ભૂલોને અસરકારક રીતે સુધારવાનો માત્ર માર્ગ એટલાંજ છે, કે આત્મવિદ્યાના ખરા સત્યસિદ્ધાંતોનો પ્રચાર કરવો; આ વિષયની સહજ સૂચના હું મારા પ્રથમ પત્રમાં આપી ગયો છું:—સ્થૂલ બીજક ઉપર ઉપરિપણું ભોગવતા અધ્યાત્મ બીજકની હાજરીનો સ્વીકાર, " વંશપરંપરાગત શક્તિયો તથા માનવિના અંતરમાં સમાવેશ થતા સર્વે ગુણોનું એજ ખરેખરૂં કારણ છે.* ગમે તો આપણે તેનાં જડ, સ્થૂલ, રાસાયણિક, અથવા આધ્યાત્મિક ( ચેતનના ) આવિર્ભાવોને અવલોકીએ તો પણ સર્વે વર્ગોનો તાત્વિક આધાર તો તેનો તેજ છે. પરંતુ આચારે વર્ગોમાં સ્થૂલ વિકાસક્રમની વૃદ્ધિની ભૂમિકાઓ અથવા દશાઓ ઘણીજ ભિન્ન હોય છે. આ ચારે વર્ગોમાં આધ્યાત્મિક વિકાસ

* સીક્રેટ ડૅાક્ટ્રીન-વૅા-૧-પૃ-૨૪૮.

ક્રમની વૃદ્ધિની ભૂમિકાઓ અથવા દશાઓના સંબંધમાં પણ એવું ને એવુંજ છે. ડાર્વિનિઝમ ઉપરના પોતાના પુસ્તકના સમાપ્તિના પેરેગ્રાફમાં ડૉ. આલ્ફ્રેડ, રસલ, વૉલેસ આ પ્રશ્નની સૂચના આપે છે. તેઓ કહે છેઃ—

"હદપારના ન્યાયપૂર્વક સારપર્યંત ખેંચતાં પણ ડાર્વિનનો સિદ્ધાંત, માનવિની આધ્યાત્મિક પ્રકૃતિવિષેની શ્રદ્ધાના સામે નથી થતો એટલુંજ નહિ પરંતુ તેને નિશ્ચિત ટેકો આપે છે, એટલું આ પ્રમાણે આપણને માલૂમ પડી આવે છે. પ્રાકૃતિક પસંદગીના નિયમાનુસાર અધમ પ્રાણીના આકારમાંથી માનવ દેહનો આકાર કેવી રીતે વિકાસ પામતો આવ્યો હશે, એ બાબત તે આપણને સમજાવે છેઃ વળી એવો પણ તે ઉપદેશ આપે છે, કે આપણામાં આ પ્રમાણે વિકાસ પામી જ ના શકે એવી, પરંતુ જેમનું અન્ય ઉત્પત્તિસ્થાન હોવું જ જોઇએ એવી કેટલીક માનસિક અને નૈતિક શક્તિયો સમાવેશ થાય છે; અને આ ઉત્પત્તિસ્થાનનું યોગ્ય કારણ આત્માની અદૃશ્યસૃષ્ટિમાંથીજ શોધી શકાશે."×

આત્મવિદ્યાના સિદ્ધાંતો આના કરતાં પણ ઘણાજ સ્પષ્ટ છે; આત્મ વિદ્યાના ઉપદેશોથી શિખવાતા સત્ય પર્યંત હજુ સુધી ડૉ. વૉલેસ આવી શક્યા નથી; ડાર્વિન કરતાં તો તેઓ તેના વિશેષ નજીકમાં આવી શક્યા છે."

એકલા પદાર્થવિજ્ઞાનના મોહમાં તણાઇ ગયલા આપણા વર્તમાન ગ્રેજ્યુએટોને ઉપરના વિચારો ઘણાજ મનન કરવા જેવા છે. એકાદ બે વર્ષ ઉપર **વસન્તમાં રા. વિજયલાલ કનૈયાલાલ** ધ્રુવે "વિશ્વ વ્યવસ્થા" અથવા એવાજ કોઇ મળતા નામવાળો લેખ લખ્યો હતો. તેમાં માત્ર "એલ. સી. ઇ." ના ચશ્માં વડેજ સર્વ વિશ્વની વ્યવસ્થા કરી નાખવામાં આવી હતી. આના સ્હામે ચર્ચારૂપે, ફીલોસોફી સાથે "એમ. એ."માં પાસ થયલા કોઇ "**જીજ્ઞાસુ**" એ એક લંબાણ લેખ લખ્યો હતો. તેમણે પણ માત્રપાશ્ચાત્ય ફિલસુફીનાં ચશ્માં વડેજ સમગ્ર વિશ્વની લાંબી લાંબી વ્યવસ્થા કરી નાખી હતી. આવા અરસામાં અથવા મધ્યના સમયમાં આપણા સુપ્રસિદ્ધ સાક્ષર ચર્ચાકાર **નરસિંહરાવની** કલમનો પણ કંઇક ઉહાપોહ આ વિષય સંબંધે આવ્યો હતો. પૌર્વાત્ય અને પાશ્ચાત્ય ઉભયને સારી રીતે સમજનાર આપણા વિદ્વન્માન્ય **તંત્રી** તો મૌનનું સેવનજ ઉચિત ધારી રહ્યા હતા. હમણાં વળી "**આર્ય ધર્મપ્રકાશમાં**" આત્મા" વિષે એક લેખ **રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા** તરફથી લખાયો હશે. એટલે **રા. વિજયલાલને** ફીકર થઇ કે "આત્માવિજ્ઞાન દૃષ્ટિથી" એલ. સી. ઇનાં ચશ્માં લગાવીને શોધવા નિકળ્યા. **મહેતા** એ સામો સબલ ઉત્તર પણ વાળ્યો છે. આતો આપણા આગળ પડતા લેખક મંડલનો સ્હેજ વર્તમાન ચિતાર છે. "આંતર્" અવયવના સ્વીકાર વિના, માત્ર "બાહ્ય" અવયવના જ સ્વીકાર વડે પદાર્થવિજ્ઞાન કદાપિ આગળ વધવાનું નથી. યુરોપના સુપ્રસિદ્ધ વિજ્ઞાનવાદીઓ પણ આ વાતનો સ્પષ્ટ રીતે સ્વીકાર કરવા લાગ્યા છે, તે સમયે શું આપણે બસે વર્ષની તે દેશની તકરારોનો અત્રે ઉદય કરીને તેમાંજ વિહરવુંછે અથવા યુરપમાં વર્તમાનમાં જેટલી સ્થિતિએ વાત વધી છે તેટલે આવવું છે!

—o—

× ડાર્વિનિઝમ—એ. આર. વૉલેસ-પૃ-૪૭૮.

# ॥ ધર્મ–નીતિનું શિક્ષણ ॥

થોડાક માસ પૂર્વે ઇંગ્લેન્ડમાં મળેલી ધર્મોની કોન્ગ્રેસના પ્રેસિડેન્ટ, ચાન્સેલર ઑફ ધ એક્ષચેકર મી. લૉયડ જ્યૉર્જે પોતાના ભાષણમાં ધર્મ વિષે નીચે પ્રમાણે વિચારો જણાવ્યા હતાઃ—

" ધર્મના દિવસો તો વહિ ગયા છે, ધર્મે પોતાનો ઉદ્દેશ સિદ્ધ કર્યો છે, હવે તેની આજ્ઞાઓ ખલાસ થઇ ગઇ છે, આપણા પૂર્વજોના જંગલીપણાને સાંકળી લેવાને તથા લગામમાં રાખવાને આ ધાર્મિક ભાવનાઓ સારી હતી, આવા પ્રકારની કલ્પનાઓમાં મશગૂલ રહેનાર લોકો ચારે પાસા મળી આવે છે; પરંતુ આવા લોકો પોતાની જાતને તો સ્વતંત્ર વિચારની માને છે. દારિદ્રયના ખાડામાં પડેલા લોકોને દિલાસો અને આશા આપવામાં એ ભાવનાઓ ઘણી સારી હતી પરંતુ હવે તેગનો કોઈપણ પ્રકારનો વધારે વાર ઉપયોગ રહ્યો નથી, આવા પ્રકારનું માનસિક વલન તો અત્ર તત્ર મળી આવે છે. મને યૂરપખંડમાં એટલી સસ બ બતની ઘણીજ નવાઈ લાગે છે કે,—હું જ્યારે જ્યારે ત્યાં જાઉંછું ત્યારે દરેક સમયે હમેશાં મને તેનું જ ભાન થયાં કરે છે કે—પુરૂષો ત્યાંનાં દેવલોનો ત્યાગ કરી ચૂકયા છે યૂરપખંડના કોઇ પણ દેશનાં દેવલોમાં જઇને તેમના આચાર વ્યવહારને અવલોકો તો તમારા જોવામાં આવશે કે તેઓ સ્ત્રીઓથી ઉભરાઇ જાય છે—ભાગ્યે જ ત્યાં કોઈ ગણ્યાગાંઠયા પુરૂષો જોવામાં આવે છે. પ્રાચીન અને ભૂતકાલની શ્રેષ્ઠ લોકકથાઓને યથાર્થ રીતે અનુસરનારી સ્ત્રીઓ હજુ ક્રૉસની આસપાસ કાલક્ષેપ કરતી જોવામાં આવે છે. બીજાઓ તો તેનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં છે. પરંતુ પુરૂષો તો ચાલ્યા ગયા છે, તેનું મુખ્ય કારણ એટલું જ છે, કે યૂરપે ભોગવેલી સલાહ શાંતિનાં ચાલીશ વર્ષોમાં માનવિઓ સમૃદ્ધ બન્યાં છે, તેઓ બે પૈસાવાળાં થયાં છે, પરંતુ જડ સમૃદ્ધિની સાથેજ તેમનાં હૃદયો પણ જડ બની ગયાં છે.

પરંતુ કોઈ પણ પ્રજા દંડ આપ્યા વિના આ પ્રમાણે હમેશાં વર્તી શકી નથી. એક પ્રકારના ઉચ્ચ શિષ્ટાચાર કેલવણી પ્રત્યેના માનવજાતના વિકાસક્રમ માર્ગમાં જાણે કે માત્ર એક પ્રકારની શાલા હોય, એક પ્રકારની ભૂમિકા હોય એવી રીતે ધર્મને ગણી કાઢવાનું વલન વધતું જાય છે; સર્વ પ્રકારના પ્રયત્નવડે મેળવવાના ઉદ્દેશરૂપ ધર્મ હશે, પરંતુ જો તેનાથી એકાદ ઉચ્ચ પ્રકારનું ભાવિ સિદ્ધ થતું હોય તો તેના દેખાવમાં સૌંદર્ય અને કાંતિ હોવા છતાં તેનો ત્યાગ કરવા યોગ્ય છે. માનવ જાતનું આ કંઇ નવા પ્રકારનું મનનું વલન નથી. માનવજાત પોતાના ઇતિહાસમાં આવા પ્રકારના માનસિક વલનમાંથી અનેકવાર પસાર થઇ છે. સદા માટે ત્યાગ કરાતા ધાર્મિકવિચારના એક સ્વરૂપ અને મુસાફરીને અંતે રાહ જોઇ રહેલા અતિ શુદ્ધ, શ્રેષ્ઠ ધાર્મિકવિચારના સ્વરૂપ વચ્ચે વિસ્તરતાં શુષ્ક મરૂભૂમિનાં મેદાનોમાં માનવજાતની નિર્જન મુસાફરીનો આરંભ થાય છે, એવું આથી કોઇ કોઇવાર સૂચવાય છે.

વેલ્સને અરાકમા શતકના ધાર્મિકસુધારારૂપી ફલદ્રુપસ્થાન મળતા પૂર્વે લાંબા સમય સુધી આવા અરણ્યમાં સુજેલા પશે, થાકી જઇને ભટકવું પડ્યું હતું. આવા અરણ્યમાં લાંબા કાલ સુધી ભટકવા વડેજ એક પ્રજા ઘડાય છે, એ કંઇ આ પ્રથમ વાર જ બનતું નથી. દરેક સમયમાં અને દરેક વિભાગમાં માનવપ્રકૃતિ તાત્વિક રીતે તેની તેજ હોય છે; માનવ જીંદગીની મૂખ્ય જરૂરીઆતોને ધર્મ પૂરી પાડે છે.

જીવનના આનંદો અને દુઃખો હમેશાં તેનાં તેજ હોય છે; જ્યારે પોતાની સ્વ-સંપૂર્ણતામાં હિમાલયના શિખરે પહોચેલા હોવાથી-દેવલોનો ત્યાગ કરનારાં ડાહ્યાં માનવિઓ. પુરૂષો અને સ્રીઓને જીવનના ભય ભરેલા માર્ગોમાંથી સહિસલામત રીતે દોરી જવાની કેટલીક વિશેષ અસરકારક વિધિઓ શોધી કાઢશે, જીવનનાં અનિવાર્ય શોક દુઃખોને સહન કરવાને તેમનાં હૃદયોને બલવાન બનાવે એવાં સાધનો દર્શાવશે, શોક દુઃખની ખીણને પ્રકાશિત બનાવનાર, તથા તેનામાં વિશ્વાસ રાખનારાં અસંખ્ય માનવિઓના અનુભવમાં કાઇસ્ટના ધર્મમાં જણાઇ આવ્યું છે તેમ વિજયમાં મરણને ગળી જનાર, અમુક ભાવના સંસ્થા અથવા પદાર્થોની ઘટના બતાવશે નહિ ત્યાં સુધી અમે ટેકરીઓમાં રહેનારા સાદા લોકો અમારાં દેવલો અને મંદિરો બાંધવાનો ત્યાગ કરી શકીશું નહિ. પરંતુ જ્યાં સુધી આવી નવીન પ્રકારની ભાવના ખુલ્લી ના થાય ત્યાં સુધી તો અમારા બાપદાદાનું રક્ષણ કરનાર પ્રાચીન ભાવનાઓ માટે અનેક આત્મભોગ આપવામાં જ અમને એક પ્રકારનું નવીન અભિમાન તથા એક નવીન પ્રકારનો આનંદ હમેશાં વધારે ને વધારે મળ્યાં જ જાય છે. "

આ ઉપરના શબ્દો આપણા છિન્ન ભિન્ન થતા જતા સમાજને કેટલા બધા વિચાર કરીને મંત્રની પેઠે મનન કરવા યોગ્ય છે. એમાંથી અનેક પ્રકારના પ્રશ્નો ઉપર સ્પષ્ટ અજવાળું પડી જાય છે. આવા પ્રકારના વિચારો ધરાવનારા આપણે ત્યાં પણ ઉભરાઇ જાય છે. આપણે ત્યાં પણ પુરૂષો, ખાસ કરીને અંગ્રેજી કેળવણીના સંસ્કારવાળા પુરૂષો, મંદિરોનો, દેવાલયોનો ત્યાગ કરતા જાય છે. મંદિરોમાં સ્રીઓ ઉભરાઇ જવા લાગી છે. આપણી મૂર્તિઓની આસપાસ કાલક્ષેપ કરતી પુરૂષો કરતાં સ્રીઓ જ વિશેષ જોવામાં આવે છે. આપણે ત્યાં આ દશા, વિચારોમાં આમતેમ તણાતા નવશિક્ષિત યુવકો અને ઘડાયલા સુધારાવાળા તથા સમાજીઓને આભારી છે. આપણા ધર્મના પ્રાચીન ભાવનાઓનું હાસ્ય ચારે તરફ ચાલી રહ્યું છે. મંદિરો બંધાવામાં ખર્ચાતા પૈસાને અવળે માર્ગે ખર્ચાતા કહેનાર ઘડાયલા સુધારકોને અને નવયુવકોને ઉપરના અવતરણમાંના છેલ્લા વિચારો ખાસ મનન કરી રાખવા યોગ્ય છે.

આજકાલ આપણા બાલ વિદ્યાર્થીઓને ધર્મનીતિની કેલવણી આપવાની બાબત ચારે પાસ ચર્ચાઇ રહી છે. કેટલાક સ્થલોમાં કાર્યનો આરંભ પણ થયો છે. મુંબઇ, સુરત, ભાવનગર અને રાજકોટમાં આ બાબતનો સ્તુત્ય પ્રયાસ ચાલે છે.

હિંદના દેશી રાજ્યોમાંના ઘણુંમાં તાબાની સ્કુલોમાં પણ આ શુભ પ્રયાસનો આરંભ

થયો છે. બીજા ઇલાકાના ડારેક્ટરોએ પણ આ કોર્સને સ્કુલોમાં ચલાવવા મંજુરી આપી છે. મુંબઈ ઇલાકોને જ આ છૂટ મળી નથી. ખાનગી વર્ગોમાં છૂટ આપવાનો વિવેક થયો છે, તથા સર્વની આમ વર્તવાની ફરજ જ હતી તો હવે ખાનગી વર્ગોદ્વારા આ કાર્યનો જલદી આરંભ થવાની જરૂર છે. નવીન ગ્રેજ્યુએટોનો એવો ફાંકો હોય છે, કે એકલી નીતિનું શિક્ષણ બસ છે, ધર્મના શિક્ષણની કંઇ જરૂર નથી. ઘડાએલા સુધારાવાળાઓનું આવું જ ધોરણ હોય છે, તેઓ પણ ધર્મના નામથી અભડાય છે. ધાર્મિકકેળવણી વિનાનાં વર્તમાનશિક્ષણ ક્રમનાં અશુભપરિણામો જોઇને હિંદના ઘણા ભાગોમાં વિદ્યાર્થિઓને આ ઉપદેશ આપવાના સ્વતંત્ર વર્ગો ચાલે છે અથવા બને ત્યાં નિશાળના ક્રમમાં જ આ બાબતને જોડી દેવામાં આવી હોય છે.

નડીયાદમાં થોડા સમયથી ગૂજરાતી સ્કુલનાં બાલકોને આવી કેળવણી આપવા માટે એક કમિટી કેટલાક ઉત્સાહી ગ્રહસ્થના પ્રયાસથી ઉભી થઇ છે. મૂલમાંજ આ કમીટી ગભરાઇ ગઇ છે, ધર્મની કેળવણી આપવી કે નીતિની તેનો નિશ્ચય થઇ શકતો નથી. તેનું વિશેષ વલન એકલી નીતિની કેળવણી આપવાનું સમજાય છે. પ્રાચીન આર્યભાવનાઓમાં ઘડાયલાં બાલકોને એકલી લુખી, લુખી, શેકેલા પાપડ જેવી નીતિના ઉપદેશ વડે શો લાભ થવાનો છે ? હવે તો એકલો ધર્મ, અથવા એકલી નીતિના જમાના વહી ગયા છે. નીતિના મૂલ આધારરૂપ ધર્મ ભાવનાઓ છે. એ ભાવનાઓ વિના આધારરૂપ નીતિ સિદ્ધાંતોનો આધાર પણ શો ? ધર્મ અને નીતિ ઉભયે સાથે સાથે ચાલવાની જરૂર છે. બાલકોને નીતિ સૂત્રો કરતાં તો આપણાં પુરાણોમાં ઉભરાઇ જતાં, ધાર્મિક ભાવનાઓથી ઉભરાઇ જતાં નૈતિક દૃષ્ટાંતો જ ઉત્તમ નીતિના નમુના રૂપ નિવડશે. હવે તો ધર્મ અને નીતિ ઉભયનો સાથે ઉપદેશ આપવાનો જમાનો આવ્યો છે.

ઉપરના અવતરણથી સ્પષ્ટ થાય છે, કે ધાર્મિક ભાવનાઓ નષ્ટ થતાં સમાજની, દેશની, પ્રજાની પડતી આવે છે. હવે ધાર્મિક ભાવનાઓનો ઉદ્ધાર કરીને નીતિ સૂત્રોમાં અવતારો બતાવવાની અત્યંત આવશ્યકતા છે.

પશ્ચિમમાં પણ પદાર્થવિજ્ઞાનના પ્રાબલ્યને લીધે આવો જમાનો આવ્યો હતો તથા વર્તમાનમાં પણ ચાલે છે. ત્યાં ધર્મ સાથે મિશ્રિત નીતિને પહેલાં "એથીક્સ"નું નામ આપવામાં આવતું, હવે તેનાથી રહિત નીતિને "મોરાલીટીનું" નામ આપવામાં આવે છે. હવે અમેરિકા અને યુરપમાં ધર્મમિશ્રિત નીતિના ઉપદેશનો સ્વીકાર થવા લાગ્યો છે. આવે સમયે આપણે સાનો સો દોઢસો વર્ષ પૂર્વેની અથવા વર્તમાન જડશાસ્રોના મોહમાં તણાયલી એકલી નીતિની ભાવનાઓની હવે વધારે વાર જરૂર નથી.

ધર્મ નીતિના શિક્ષણની જરૂર ચારે પાસા સ્વીકારાય છે પરંતુ તેને કાર્યમાં અવતારતાં ઘણો વિલંબ થાય છે, તો હવે નવું નવું યોજવાની ભાવનાઓ દૂર કરી, જે જોઇએ તેવું થયું છે, તેનો સ્વીકાર કરી આવા શિક્ષણના કાર્યમાં સર્વએ એકમત થઇ પ્રવૃત્ત થવાની જરૂર છે. આ સર્વમાં ધર્મની ભાવનાઓ નષ્ટ ના થાય એ ખાસ લક્ષમાં રાખવાનુંછે.

# ॥ प्राणनुं प्रवाहि तत्त्व ॥

૧૯૦૭ ના ઑક્ટોબરના થીઑસૉફીકલ રીવ્યુમાં, ડૉ. આર. સ્ટીનરના પ્રસિદ્ધ થયેલા વિચારોનો સંગ્રહ કરતો એક લેખ લખવામાં આવ્યો છે. ઘણીજ સૂચક રીતે આથી એક નવીન પ્રકારનો વિચાર ચલાવવાની દિશા ખુલ્લી થાય છે, પદાર્થ વિજ્ઞાનની રીતે સિદ્ધ કરવામાં આવેલો મુખ્ય વિચાર એટલો છે, કે વિકાસક્રમના માર્ગમાં દેહમાં વસતા મનના સૂક્ષ્મબંધારણમાં હુંપદ, અહંકાર, અહંતાનો ઉદય થવાના સમયેજ (પ્રાણી અને માનવિના) દેહના સ્થૂલ બંધારણમાં રૂધિર જણાવાનો આરંભ થયો. આ વિચાર ચલાવવાની ઘણીજ આકર્ષક દિશા છે, તેને સંભાળ પૂર્વક વિચારવામાં આવે તો ઘણાં ઉપયોગી પરિણામ પ્રાપ્ત થાય એમ છે. આમ છતાં આ પ્રવાહિતત્ત્વના "ખાસ લક્ષણ" ઉપર કદપારનો આધાર રાખવાનો નથી; અથવા અહંતા અને રૂધિર વચ્ચેના વિરોધિ સંબંધ વિષેની કોઈ પ્રકારની ભાવના બાંધવાની નથ; આટલી બાબતો ખાસ લક્ષમાં રાખવાની છે. સ્વાભાવિક રીતે દરેક નવીન વિચાર જેને તે નવીનજ હોય છે તેના ઉપર તો કદપારની અસર કરે છે તથા આરંભના દિનોમાં તો તેના પ્રચારની બાબત પણ અતિશયોક્તિનું વલણ ધારણ કરે છે. 'બ્રહ્માંડે તેવું પિંડેનો", "સાંત તેવુંજ અનંતનો" સમતાનો, સાદૃશ્યનો નિયમ આવી સર્વ પ્રકારની ભાવનાઓ ઉપર આધિપત્ય ભોગવે છે કારણ કે મોટાની પેઠે નાનામાં પણ દરેક પદાર્થ એકમાં છે અને એક દરેક પદાર્થમાં છે. વિશાળતાથી વિલોકતાં પૃથ્વીના ગોળાના સમુદ્ર અને નદી વિભાગો, પાર્થિવ દેહના રૂધિરાભિસરણસાથે ઘણા મળતા આવે છે, એમ જણાઇ આવે છે. માનવિની શિરાઓ, નાડીઓ અને હૃદયરૂધિરના સતતઅભિસરણના સંબંધમાં જેવી રીતે વર્તે છે તેવીજ રીતે તેઓ નહેરોને સજીવન બનાવવાના તથા પ્રનાલિકાને શુદ્ધ કરીને સ્વચ્છ બનાવવાના બેવડા ઉપયોગમાં આવે છે. હૃદયના ધબકારા ભરતિઓટને મળતા આવે છે. સૂર્યપ્રાણવડે શુદ્ધ થઇને ઓક્ષીજનવાળાં બનેલાં બાષ્પ અને વર્ષારૂપે જેમાંથી પાણીવર્ષે છે તે વાતાવરણ ફેફસાં સાથે મળતું આવે છે. તીર્થો, પવિત્ર સ્થલો, અગત્યનાં જ્ઞાન તંતુનાં અને અન્ય કેન્દ્રો સમાન છે, કારણ કે આપણે જેટલું જાણીએ છીએ તે પ્રમાણે ભૂસ્તરશાસ્ત્રના અતિ પ્રાચીન ઝમાનાઓમાં ઘટ્ટ બનતી જતી પૃથ્વી પ્રત્યે આકાશમાંના વાદળાં અને વાયુઓમાંથી "ગંગાના અવતરણ" વડે પૃથ્વીના બંધારણમાં સમુદ્રો અને નદીવિભાગોની યોજના થઈ હતી; માનવિનો સત્યયુગના સમયનો વાળીએ તેમ વળે એવો રાક્ષસીદેહ પણ, રૂધિરની નહેરો અને નીકોની એક સંસ્થાવાળા વર્તમાનકાલના યોગ ઘણા આકારમાં વિશેષ ઘટ્ટ બનતો ગયો તે સમયેજ આ પ્રમાણે બનેલું હોવું જોઇએ. આવા પ્રકારની વારિ-સંસ્થા માત્ર પૃથ્વીના ઉપરિતલ સાથેજ સંબંધવાળી નથી પરંતુ તેના ઉંડાણમાં પણ તે વિસ્તરે છે, એમ માનવાનું એક સબળ કારણ છે. વિશેષ નહિ તો પુરાણો આટલું તો કહે છે, કે ગંગાનો (જેનો અર્થ સર્વ નદીઓને સૂચવતા "સતત ગમન કરનાર" રૂપ છે) એક પ્રવાહ સીધો પાતાલમાં ગયેલ વળી જેમ શિરાઓમાં અશુદ્ધ લોહી વહન કરે છે તથા ધમનિઓમાં શુદ્ધ લોહી વહે છે તેમ ગંગા, નર્મદા, અને અન્ય કેટલીક નદીઓ ખાસ કરીને "પવિત્ર" અને નિરોગ દાતા હોય છે, તથા કર્મનાશાના જેવી કેટલીક નદીઓ સ્થૂલ

અને સૂક્ષ્મ રીતે અશુદ્ધ, ભયાનક અને ઝેરી અસર કરનારી હોય છે. આ પ્રમાણે આ કલ્પના આગળ ઉપર લંબાવી શકાય.

આ પ્રમાણે આપણે જોઇએ છીએ, કે દર્શાવાયલું ખાસ "લક્ષણ" સામાન્ય રીતે આપસ-તત્ત્વમાંથી મળી આવે છે, કારણ કે તેજ "જીવંત" સજીવન બનાવનાર પ્રવાહિ છે; મનુસ્મૃતિમાં દર્શાવ્યા પ્રમાણે આપણી વર્તમાન માનવજાતનું, આ ખાસ યુગનું તેજ શ્રેષ્ટ તત્ત્વ છે.

વળી એટલું લક્ષમાં લેવા યોગ્ય છે, કે માનવ દેહમાંજ આપસતત્ત્વ કરતાં અન્ય પ્રકારનાં તત્ત્વો સાથે સંબંધ ધરાવતી અન્ય "વ્યવસ્થાઓ" છે, તેઓ પણ થોડાં અથવા વધારે તેના જેવાંજ કાર્યો કરે છે: આવા અર્થમાં પણ "લક્ષણમાં" તેઓ ભાગ પડાવે છે. તંત્રશાસ્ત્રના ગ્રંથોમાં સ્પષ્ટ રીતે જણાઇ આવે છે, કે માનવ દેહના કોઈ પણ વિભાગને ખાસ લક્ષણથી લક્ષિત કર્યા વિનાનો રહેવા દેવામાં આવ્યો નથી! પ્રાચીન હિંદની શરીરછેદનવિદ્યાની અને પ્રાણીધર્મગુણકથનશાસ્ત્રની સંસ્થાઓને (દષ્ટાંત લરીકે શુશ્રુતમાં મળી આવતી.) તેમના ત્રણ મુખ્ય "ઘટકો," સપ્તમુખ્ય "ક્રમ," સપ્ત મુખ્ય "વિચ્છેદ વિનાની ત્વચાઓ, (અસ્થિમય, નાડી સંબધી, જ્ઞાનતંતુ સંબંધી, ધમની વિષ સંબંધીની ઇત્યાદિ) અનેક પ્રકારની "સંસ્થાઓ" સહિત, વર્તમાનકાલના આ વિષયસંબંધી શાસ્ત્રીય જ્ઞાન સાથે વ્યવસ્થા પૂર્વક ગોઠવવાનું ઘણું અગત્યનું કાર્ય હજુ થયા વિનાજ પડી રહ્યું છે. વર્તમાનકાલની સત્યબાબતોના જ્ઞાનની, પૂર્વકાલની વિદ્યાએ સ્થાપિત કરેલા સિદ્ધાન્તાનુસાર વ્યવસ્થા કરવાની છે, જ્યારે આ કાર્ય કરવામાં આવશે ત્યારે આપણે આ બાબતોને સારી રીતે સમજી શકીશું. જેમ રૂધિરને ભિન્ન ગણવામાં આવે છે તેમ અસ્થિસંચયસંસ્થાને પણ માનવિના પોતાથી થોડીક અથવા વધારે કંઇક ભિન્ન રૂપે ગણી શકાય. બાહ્યત્વચાની સંસ્થાવિષે આમ વિચારી શકાય. રોમસંસ્થાનો પણ આમ વિચાર ચલાવી શકાય. મેદાદિની નાડીયોની સંસ્થાવિષે પણ આમ વિચારી શકાય. પોષક પ્રણાલી અને તેની સંસ્થાને આ વિચાર લાગુ થઈ શકે. સાથળે આવેલા ચરબીના થરોનું પણ આમ વિચારી શકાય. ફેફસાંઓ અને અન્ય વિભાગોના વાયુ-માર્ગના સંસ્થાનો પણ આમ વિચાર કરાય. ખરેખરી રીતે જીવતી એટલે "ભાનવાળી" કહેવા માગીએ તો ફક્ત એકલી જ્ઞાનતંતુ સંસ્થાજ જીવનની ખરેખરી સ્થૂલજાલ છે, તેજ ખરેખરો માનવિ છે, પોતાને "પોતાની જાત" રૂપે જેને જાણે છે તે તેજ છે-અન્ય સર્વ થોડું અથવા વધારે "જીવન-રહિત" છે તથા જાણે તેનાથી ભિન્ન હોય તેવું છે. પરંતુ સામાન્ય અર્થમાં તથા જીવનના સ્થૂલ પ્રાણનાં અનુભવનાં કાર્યો માટે તો, આ "જીવન-રહિત" કહેવાતા જડસમૂહોજ માનવના "શરીરનું" બંધારણ રચે છે, તેની કર્મ અને જ્ઞાનની ઇન્દ્રિયોનો તેજ 'ધારનાર' અને 'આધાર' છે, 'તેનાં અવયવોથી' જુદી પડી આવતી તેજ, 'તેની જાત' છે આટલી બાબતો ખાસ કરીને સ્થૂલ ભુવનનાદષ્ટિબિંદુથી વિચારવાની છે,

વિશેષ શોધ ચલાવતાં ડૉ. સ્ટીનર એટલું શોધી કાઢવાને શક્તિવાન થાય, કે જેમ (તેમના મત પ્રમાણે) રૂધિર ઇગોઇસ્ટ સાથે સંબંધ ધરાવે છે તથા અહંતા વિકસાવ-

વાના સાધન રૂપ છે, તેમ શરીરનાં અન્ય બંધારણો માનવની સૂક્ષ્મપક્ષનાં અન્ય બંધારણો સાથે મળતાં આવે. અધ્યાત્મવિદ્યાના ભાષાસાહિત્યમાં આગળ પડી આવતાં અનંત ભાગ ઉપવિભાગો અને પરસ્પરનાં પ્રતિબિંબોના નિયમનું આ એક વિશેષ દ્રષ્ટાંત પુરૂં પાડે છે. મરી ગયલાંનાં અસ્થિ અથવા રાખને અમુક નદીઓમાં નાંખવાથી તથા તેમને માટે અમુક સ્થાનોમાં શ્રાદ્ધ કરવાથી મરણ પછીની દશાઓમાં ખાસ કરીને શુભ કરી શકાય છે, એવી હિંદુઓની પરંપરા પ્રચલિત ધાર્મિક માન્યતાનો આધાર નીચેની સત્ય ભાવના ઉપર છે એમ સ્પષ્ટ થાય છે:એક માનવિના નાના દેહનાં અવયવો અને વિભાગો જેવી રીતે પૃથ્વીના રાક્ષસી દેહના વિભાગો અને 'સંસ્થાઓ' સાથે સંબંધ ધરાવે છે, તેવીજ રીતે વળી આ વિભાગો ભુવર્લોક સાથે તથા ભુવર્લોકના નાના કામના દેહ સાથે સંબંધ ધરાવી શકે, ઇત્યાદિ. આ ભાવના આમને આમ આગળ વિસ્તારી શકાય. આપણા પરંપરા પ્રચલિત આચારોને સત્ય ઠરાવવામાં ડૉ. **સ્ટીનરની** આવા પ્રકારની શોધો ઘણીજ મદદગાર થઇ પડશે.

ભગવાનદાસ.

( Theosophist December 1908 )

આપણા પ્રાચીન આચારો, ધર્મિકઆચારોને હસી કાઢનારાઓ ઉપરના વિચારો લક્ષમાં લેશે કે? આપણાં ધર્મશાસ્ત્રોમાં, ઈડાને પીંગળા તે યમુનાને ગંગા, જમણાં ડાબાં ચક્ષુ સૂર્ય ચંદ્ર, અમુક અમુક ભાગો તે અમુક સ્થાનો, આવા પ્રકારના વિચારો ઘણા મળી આવેછે. આવી બાબતો વિચારનારાઓને ધર્મજ્ઞાનહીન અંગ્રેજીકેળવણીના સંસ્કારવાળાઓ, ભોળા, વ્હેમી, ઝમાનાના ઝોકમાં આગળ વધવાને ના લાયક, એવાં એવાં ઉપનામો આપી વધાવી લે છે સુધારાવાળાઓ આ ભાગ ભજવવામાં રંગભૂમિ ઉપર મૂખ્યભાગ ભજવે છે. તેમને સંતોષવા નિકળેલા પરંતુ તેમને અથવા પ્રાચીનોને કોઇને પણ સંતોષીના શકેલ સમાજો તો આપણા પ્રાચીન પરંપરાગત આચારોને હસી કાઢે છે, એટલુંજ નહિ પરંતુ તેમને પાળનારાઓને, તેમને ત્યાગનારા બનાવવામાંજ આનંદ લે છે તથા કૃતકૃત્યતા માને છે. શ્રાદ્ધાદિ વિષયોની તકરારોનો જે આડંબર આપણી ચારે પાસા પ્રવર્તિ રહ્યો છે તથા તેમાં નવીનયુવકો અને પોતાનો કંઇક કંઇક હેતુ સિદ્ધ થતો જોતા સુધારકો આનંદ માનવા લાગ્યા છે તે કોક આવાજ પ્રકારનો પ્રસાર દર્શાવે છે. જુદા જુદા હેતુઓ રાખી, શાસ્ત્રની સત્ય બાબતોને તદનુસાર સમજાવવાનો પ્રયત્ન કરવો એ તો ધર્મને વર્તમાન વ્યવહારની અધમ કોટીએ લાવી મૂકવા બરાબર છે. આપણે પ્રથમથી સદ્ભાગ્યે ચારવાનાં જાણવાં હોય તેટલામાંજ સર્વનો સમાવેશ થતો નથી, તેમજ પરંપરાપ્રચલિત પ્રાચીન આચારો આપણા મૂળથી બંધાયલા ધોરણ અનુસાર ના હોય અથવા આપણાથી શાંતિથી ઉંડા ઉતરીને સમજાતા ના હોય માટે અસત્ય છે, ત્યાગવા યોગ્ય છે, એમ પણ કોઇ પ્રકારે ત્રણ કાલમાં સિદ્ધ થતું નથી. સર્વ પાસાના સમન્વયમિશ્રિત અવલોકનનો ઉદય ક્યારે થશે?

# પ્રકૃતિનિયમ–સૃષ્ટિનિયમ–વિશ્વનિયમ !!

પ્રકૃતિનિયમ પ્રમાણે વર્તવું, પ્રકૃતિનિયમ, કુદરતનો કાયદો, સૃષ્ટિ નિયમ, વિશ્વનિયમ, સૃષ્ટિ નિયમાનુસાર વર્તન, આવાં અને આવા અર્થને સૂચવતાં અનેક વાક્યો આપણા વર્તમાન ભાષા સાહિત્યમાં ચારે પાસ મળી આવે છે. પ્રકૃતિના નિયમને અનુસરવાનું, તેમાં કૃતકૃત્યતા માનવાનું વલન વધતું જાય છે તેવા સમયે નીચેની વીચારપરંપરા જરા પણ અસ્થાને નહિ ગણાય!

(૧)

" પ્રકૃતિ, કુદરત, વિશ્વ, એ શબ્દોને સામાન્ય રીતે એટલા બધાં અનેક પ્રકારના અર્થમાં વાપરવામાં આવે છે, તથા તેમનો ઉપયોગ એટલો બધો અર્થહીન બની ગયો છે, કે ન્યાયવૃત્તિ વિશ્વ–પ્રકૃતિ–સૃષ્ટિ નિયમાનુસાર હશે કે નહિ, એ બાબતની તકરાર કરવી નકામી છે. જો આત્મ–પ્રેમ, પરોપકાર માનવીમાં પ્રાકૃતિક, વિશ્વ–સૃષ્ટિ નિયમાનુસાર ગણાય–જો તર્ક અને ભાવિ વિચારને પણ તેમ ગણવામાં આવે તો તેનો તેજ શબ્દ ન્યાય, વ્યવસ્થા, વિશ્વાસ, સમૃદ્ધિ, સમાજને પણ લગાડી શકાય. માનવિની વૃત્તિઓ, તેમની જરૂરીઆતો, તેમને એક થવા તરફ દોરી જાય છે. જ્યાં દરેક જંતુ કોઇ પણ પ્રકારના નિયમ વિના પોતાની જાતનું નિયમન કરે છે તથા અન્યની માલમત્તા તરફ જરા પણ લક્ષ આપવામાં આવતું નથી ત્યાં તેમની બુદ્ધિ અને અનુભવ તેમને સૂચવે છે, કે આવા પ્રકારનો એકતાનો, અમેળનો ભાવ અસંભવિત જ છે. આવા પ્રકારના રાગદ્વેષ અને વિચારોનું મિશ્રણ થતાં, અન્યના આવા પ્રકારના રાગદ્વેષ અને વિચારોનું અવલોકન થતાં માનવજાતની દરેક વ્યક્તિમા સર્વ ઝમાનાઓમાં ન્યાયની ભાવનાનો વધતા ઘટતા પ્રમાણમાં નિશ્ચિત રીતે ઉદય થયો છે. આવા ચતુર પ્રાણીમાં, તેની બુદ્ધિશક્તિયોના ઉપયોગમાંથી જે અવશ્ય કરીને ઉદય થાય છે તેને યથાર્થ રીતે પ્રાકૃતિક, કુદરતી, વિશ્વ–સૃષ્ટિ નિયમાનુસાર કહી શકાય."—હ્યુમ-પ્રીન્સીપલ્સ ઑફ મૉરલ્સ-એપેન્ડીક્ષ-૩.

(૨)

" જ્યારે કોઇ માણસ પ્રકૃતિ, સૃષ્ટિનિયમ, વિશ્વનિયમ, વિષે બોલવા માગે ત્યારે તેથી તે સ્પષ્ટ રીતે શું સૂચવાવા માગે છે તે તેણે સારી રીતે સમજવું જોઇએ. આ શબ્દમાં પોતામાં એક પ્રકારની અંતરસ્થિત સત્તાનો સમાવેશ થાય છે; તેનો ખોટી રીતે ઉપયોગ કરનાર, તેની સાથે સંબંધ વિનાના નિયમો અને કાર્યોને તે સત્તા સાથે કદાચ ભેળસેળ કરી નાખે છે. ગમે તેટલા અસ્પષ્ટ રીતે પણ આ શબ્દો ઇશ્વરને ના દર્શાવતા હોય એવા અર્થમાં વપરાયાનાં ઘણાં થોડાં જ દૃષ્ટાન્ત છેઃ આવા કારણથીજ આ શબ્દ જોડે સત્તાની ભાવનાને જોડવામાં આવે છે. પ્રકૃતિ, કુદરત, સૃષ્ટિ, વિશ્વ એ નામજ એવું દર્શાવે છે, કે કોઇ પૂર્વગામી તત્ત્વને લઇને તેનો જન્મ થયલો હોવો જોઇએ; અથવા યોગ્ય રીતે કહેવા માગીએ તો પ્રકૃતિનિયમ, સૃષ્ટિનિયમ, વિશ્વ-નિયમ એ શબ્દોથી સ્વતઃ કંઇપણ સૂચવાતું નથી. "—મીલ્ટન-Chris. Doc-૧-૧૪.

"કંઇ પણ અર્થ વિનાના આ શબ્દ હોવા છતાં તે એવા છે, કે માનવિઓને તેમનો ઉપયોગ કરવાનો ઘણો જ શોખ હોય છે; ગમે તો તેમની ભાવનાઓ ખરેખરી રીતે અસ્પષ્ટ હો, અથવા ઇશ્વરના કરતાં પ્રકૃતિની અસ્પષ્ટતા દર્શાવવા વડે તેમના કેટલાક હેતુઓ સિદ્ધ થતા હો, તેથી આ પ્રમાણે વર્તવામાં આવે છે. "પ્રકૃતિએ પૃથ્વીને સૌંદર્ય અને શોભાથી ભૂષિત કરી છે," "પ્રકૃતિએ આપણને સાંધાઓ અને અવયવો પૂરા પાડયા છે." એ વાક્યો કદાચ પૂરતી રીતે બીલકુલ અર્થ વિનાનાં છે; આથી નકામી લોક કલ્પનાના પ્રસાર કરતાં વિશેષ હાની થઇ શકવાની નથી એ મારી ખાત્રી છે. "સૃષ્ટિ નિયમ આપણને સત્યને અનુસરવાનો ઉપદેશ આપે છે." "અપ્રમાણિકતા અથવા દમ લબાજી માટે પ્રકૃતિ આપણને સજા કરે છે;" "કુદરતનો કાયદો માનવિઓને ઉપદેશે છે કે તેઓ જવાબદાર પ્રાણીઓ છે;"—જ્યારે આવા પ્રકારનાં વાક્યોનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે આ વિષયમાં આપણને ઉપદેશતી અથવા શિક્ષા કરતી સત્તા વિષેની નુકશાનકારક અને ભ્રમ ભરેલી ભાવનાઓને ઉદય થવાની આપણામાં ઘણી જ ભીતિ રહે છે. આ પ્રસંગે **બોઇલની** શિખામણ લક્ષમાં લેવા જેવી છે; તે કહે છે, "કોઇ કોઇવાર ખરેખરી રીતે સામાન્ય પ્રમાણે પ્રકૃતિને એક પ્રકારના અર્ધ-દેવ રૂપે ગણવામાં આવે છે. આ અર્થમાં આ શબ્દનો બીલકુલ ઉપયોગ ના કરવો એજ ઉત્તમ છે."
( See–Inquiry into the vulgarly received notions of Natnre. )
ઇશ્વર સાથેના સંબંધવિષેની આપણી ભાવનાઓમાં જાણી જોઇને ગૂંચવાડો ઉભો કરવાની બાબત અત્યંત ભયંકર છે.

( ૩ )

"પ્રકૃતિનોનિયમ, સૃષ્ટિનિયમ, કુદરતનો કાયદો, વિશ્વનિયમ એ વાક્ય ઘણુંજ ગંભીર અર્થવાળું છે. કેટલાંક માનવિઓની ભાષા ઉપરથી એમ ધારી શકાય છે, કે કુદરત એક સ્વતંત્ર કાયદા બાંધનારી દેવી છે, તે માનવજાતના નિયમન માટે કાયદા બનાવે છે. પ્રકૃતિ, કુદરત, વિશ્વ, કંઇ નથી. તથાપિ માનવિઓ કોઇ કોઇવાર વ્યાવહારિક રીતે એમ માનતાં જણાય છે, કે એક "પ્રકૃતિ નિયમ", "સૃષ્ટિનિયમ" "વિશ્વનિયમ"માં યોગ્ય અને સ્વતંત્ર સત્તાનો સમાવેશ થાય છે. એવી શંકા થાય છે, કે કેટલાકની આ ભાવના એટલી બધી સ્પષ્ટ અને પ્રબલ હોય છે કે તેઓ ઇશ્વરની ઇચ્છાને લક્ષમાં લીધા વિનાજ "સૃષ્ટિનિયમ" "વિશ્વનયમ"ની સત્તાનો સ્વીકાર કરી લે છે અથવા કદાચ એ નિયમને તેના વિરુદ્ધ જ લગાવી દે છે. માત્ર સહેજ સાજ અસ્પષ્ટતાપૂર્વક આવી ભાવનાઓ મનમાં ભરાઈ બેસે તો તદનુસાર નૈતિક ભાવનાઓની અસ્પષ્ટતાનો ઉદય પણ થવો જ જોઇએ. અંતિમ નૈતિકસત્તા વિષે વિચાર ચલાવતાં કોઇ કાલે પ્રકૃતિ, કુદરત, વિશ્વ, શબ્દ ના વાપરવાનો નિશ્ચય દરેક માણસે કરી રાખવો જોઇએ. એકાદ નિયમમાં કોઇ પ્રકારની સત્તાનો સમાવેશ થતો નથી; સત્તાનો સમાવેશ તો તે નિયમને પ્રવર્તાવનારમાં થાય છે; પ્રકૃતિ કોઈ પ્રકારના કાયદા બનાવતી ના હોવાથી, પ્રકૃતિ નિયમ, વિશ્વનિયમ, સૃષ્ટિ નિયમને અનુસરવાની આપણી કોઈ પ્રકારની ફરજ નથી; જો કોઈપણ નિયમને અનુસરવાનું હોય તો તે ઈશ્વરી દિવ્યનિયમનેજ અનુસરવાનું છે."—
હાયમંડસ એસેઝ–એસે–૧–પ્ર–૨.

( ૪ )

" સુવિખ્યાત ગ્રીક અને રોમન લોકોનાં જીવનોમાં જણાઇ આવે છે તેવા સ્ટૉઇક લોકોના નૈતિકસિદ્ધાન્તોએ ઘણુંજ લક્ષ ખેચ્યું છે. તેમની નીતિસંસ્થાનો આધાર પ્રકૃતિઅનુસાર જીવન ગાળવું, વિશ્વનિયમાનુસાર રહેવું, એટલોજ હતો; આથી એમ સૂચવાતું નથી કે માનવિએ પોતાની ખાસ પ્રકૃતિને પોતાની ખાસ સૃષ્ટિને, પોતે કલ્પી કાઢેલા ખાસ વિશ્વને, અનુસરવું; તેણે તો પોતાના જીવનને સમગ્રપદાર્થોની પ્રકૃતિને અનુસાર બંધ બેસતું બનાવવું જોઇએ. આ સિદ્ધાન્ત સર્વ પ્રકારની નીતિના આધારરૂપ છે; આથી એટલું ફલિત થાય છે, કે નીતિશાસ્ત્ર, તત્ત્વશાસ્ત્ર સાથે જોડાયલું છે, પદાર્થોની સમગ્રતારૂપ વિશ્વમાંથે આપણો શો સંબંધ છે એ સમજવું, એ આપણે કેવા થવું અને શું કરવું, તે સમજવા બરોબર છે. સ્ટોઇક પંથવાળાઓનો આ મૂલસિદ્ધાંત નિર્વીવાદ છે, પરંતુ તેનો હમેશનો વ્યાવહારિક ઉપયોગ સહેલો નથી, તેમજ તેને સમજાવવામાં સર્વ એકમત નથી. કેટલીક બાબતો સારી છે, કેટલીક નઠારી છે. કેટલીક ઉભયમાંની એકે નથી; સદાચાર, જ્ઞાન, ન્યાય, મિતાહાર, વ્યવહાર, અને તેના જેવા અન્ય ગુણો જ માત્ર સારી બાબતો છે. ખરેખરા જ્ઞાની પુરૂષમાં સર્વ પ્રકારના જ્ઞાનનો સમાવેશ થાય છે; તે સંપૂર્ણ હોય છે, તથા પોતાની જાતને જોઇએ તેટલો પૂરતો હોય છે; જે જે બાકીની માનવજાતને પોતાના તાબામાં લે છે તેવા સર્વનો તે તિરસ્કાર કરે છે; , તેને દુઃખની લાગણી થાય છે, પરંતુ તે તેને આધીન બનતો નથી. આવા સારા આધારવાળી સ્ટોઇક લોકોની નીતિભાવના પછીના ઝમાનાઓમાં, જ્ઞાનીને જે જે કરવાની મરજી થાય તે કરવાની આજ્ઞા આપવા લાગી. યોગ્ય કહેવાયું છે કે આવા પ્રકારની નીતિ સંસ્થા સ્ટોઇકપંથના કાલ્પનિક જ્ઞાની પુરૂષો માટે જ ઉપયોગની થઈ પડે; કોઇ પણ વ્યાવહારિક સમાજને બંધ બેસતી થઇ પડે એવા સામાન્ય સ્વીકારની• આ એક સંસ્થા નથી."

ધર્મની ભાવનાઓ અને ઝગડાઓની અમારે હવે જરૂર નથી અમે તો સૃષ્ટિ નિયમને અનુસરીશું, તેથી વિરૂદ્ધ હશે તે અમારે કબુલ નથી, વિશ્વનિયમથી સર્વ બાબતનો ખુલાસો થઇ રહે છે, આવાં અને આવા પ્રકારનાં અન્ય વાક્યોનો ઉપયોગ કરનારા આજ કાલના ધડાપડા સુધારકો, સમાજીઓ અને નવયુવકોએ ઉપરના વિચારો ખાસ લક્ષમાં લેવા જેવા છે. એકલા પ્રકૃતિ નિયમ અને સૃષ્ટિ નિયમોથી કશાનો ખુલાસો થવાતો નથી, છે તેના કરતાં પણ વધારે ગૂંગવાડો થતો જાય છે. ''નેચર' અને "નેચરના લૉઝ" થી બધાનો ખુલાસો આપો તો જ અમે કબુલ કરીએ, "નેચરના ફોર્સ તેજ દેવ દેવીઓ," એની પાર અમારે કશું માનવાની જરૂર નથી, એવા પ્રલાપવાળા પદાર્થવિજ્ઞાનના ફાંકાવાળાઓએ પણ આ બાબતનો સંપૂર્ણ વિચાર કરવાનો છે. 'નેચર' તે ઇશ્વર નથી. સૃષ્ટિ નિયમથી જ બધાનો ખુલાસો થઇ શકતો નથી. અમારેતો ધર્મનીતિની કંઇ ગરબડ જોઇએ નહિ અમે તો પ્રકૃતિના નિયમોને અનુસરી શું. દૈવી ઇચ્છારૂપ પ્રકૃતિના નિયમોને તો અનુસરાતા નથી પરંતુ પોતાની આસુરી પ્રકૃતિરૂપ પ્રકૃતિના નિયમોનેજ સ્વતંત્ર રીતે અનુસરવામાં આવે છે, આથીજ સઘળે મત વિરોધ જોવામાં આવે છે. આમાંથી સરળ માર્ગ કાઢી ઉદ્ધારનારની અત્યંત આવશ્યકતા છે. પોતાને ગમે તે પ્રકારે સારૂં દેખાડવાના

દાવ પેચ પ્રપંચ શિખવતી વ્યાવહારિક નીતિની જરા પણ જરૂર નથી. આવી અધમભાવનાઓ સમાજમાં દૃઢ થવાથી ધર્મ અને વ્યવહારમાં આસમાન જમીનનો ભેદ પડી ગયો છે. આ બન્નેને એક ગણી, વિવિધમત પક્ષના સર્વે, સીધે માર્ગે વિચારતા થાય તથા અંતરપટમાં રહેલા નકામા વિરોધિ ભાવો દૂર કરી સાથો સાથ રહી એક ભાવથી આગળ વધાય તો તો આપણો સમાજ એક થઇ આગળ વધે; બાકી આજ સુધી "હું" 'હું"ની પૂજાનો પાર આવ્યો નથી, તેમાંથી પરવારી એ "હું" નો વિસ્તાર સાધવાની અત્યંત અપેક્ષા છે.

---

R. No. B. 764.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૨. ] (માસિક) [ નવેમ્બર ૧૯૦૮. ]



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

# । दया कंथा ।

( મળેલું )

શ્લોક.

મહા પુણ્યે મળેલી આ,–દેહ દુર્લભ માનવી;
જવાની ના કદી રે'વી, ચેત્ય ઓ જીવ ! ચેસ કે'.

### શિખરિણી.

બહુ અસ્થિ સાંધા, રૂધિર પરૂ મજ્જા અમીપના,
પડોથી શોભીતી, રૂચિર પૂતળી ત્હું શરીર આ;
મળેલી તે જાતી, નથી અમર રે'વી સમજતાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરી જા ૧

પિતાના મંદિરે, અપય પથકારી પુણ્યવતી,
રહડી જાતઃ જાણી, ધરમ સધળે જે સુપગથી;
મળી છે તે ત્હું ને, તદપિ મળવી એ શુભ થવા,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરી જા ૨

નથી આ કૈં ત્હારૂં, હતું ન કંઇ એ ત્હું સમજતો,
છતાં ઘેલા થાને. વહન કરતો ભાર અવળો;
ધીરો રે થા બાપુ ! ધરણી ધરી સૃષ્ટિ મનનમાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરી જા ૩

અહીં જેને માટે, વગર નિરખ્યે ઢોંગ બનતું,
પિતા કે'તાં પ્રેમે, હૃદય ઉભરાતું સહુ તણું;
વિચારી ત્હું ત્હેને, તત્ મૂંઝ અમૂલી સુમતિદા,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરી જા ૪

વને જો ત્હું વ્હાલા ! તરવર લતા છોડ સઘળાં,
જતાં ઉંચે ઊંચે, પરમ રસદાસ્રોત વદતાં;
તથાપિ તે કોથી, પ્રતિકૂળ ન પામે તતરૂપા.
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરી જા ૫

અહીંના ધર્મોનું, જિવન જીવભૂતા હૃદય જે,
અને સૌ કર્મોમાં, અખિલ રમતું છે હૃદય તે;
સદાના સોહાવા, પરમ પદમાં લીન બનવા,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૬

અમૂલા આનંદી, જિવન રસ લ્હાણું કરી જવા,
અને ઉંચે ઉંચે, પરમ વિભુ પાસે વિચરવા;
મળ્યું છે જે મોંઘું, મનુજ પશુ દેહે વિચરતાં,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૭

નથી મ્હોટાં મ્હોટાં, વયપદ બળે કો જગતમાં,
ખરે છે સૌ મ્હોટાં, ગુરૂપણ તજી સેવક થતાં;
વિચારી એ વાચા, ચર અચર સર્વે વિહરતાં,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૮

અહા ! જો સૌ માતા, નિજ શિશુતણી સેવ કરતી,
અને સાથી ત્હેના, વન જળ જને ઉદ્યમ કરી;
રળી લાવી પાળી, ગુરૂ પણ તજે તે ગુરૂ રૂપા.
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૯

ન વાંચ્છી મુક્તિને, પ્રશ્ન શરણ ચંદ્રિ ભજતો,
ન વાચ્છી સુખોને, મદ પ્રમદ વ્હેણો ગ્રજાતો;
પરંતુ વાચ્છંતાં, દુઃખ દુઃખીં તણી હા મદદમાં,
**દયાકંથા ધારી અલખ ગૃહ આલેક કરીં જા** ૧૦

બહુએ કૈં ત્હારાં, અન જળ વિના દુઃખી બનતાં,
અપંગી બાંડુડાં, હૃદય દ્રવને લૈ હૃદયમાં;
દીધાનું દે ત્હારા, મન તનુ ધને મોહ તજતાં,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૧૧

ધતિ પ્રીતિનીતિ, હૃદય સુમને વાસ ભરતા,
ઔંખી સ્વાતંત્રીના, સુખકર લાંબા કરીંસદા;
બિચારાં પ્રાણીના, મન તન દુઃખાવા દૂર યવા,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૧૨

અધાતુ ધાતુની, મુરતી મનથી ત્હેં પ્રભુ ગણી,
પરંતુ સાચી જે, મુરતી પ્રભુની તે નિરખવી;
ચહે, તો જીજ્ઞાસા, તૃપત કરવા આશ ફળવા,
**દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા** ૧૩

પ્રભુની મૂર્તિમાં મધુર પણ વાસો વસી રહ્યું,
પ્રભુની મૂર્તિમાં, સરલ પણ રુચિ ગુંથી રહ્યું;
સદા ત્હુંમાં સૌમાં, અખિલ જગમાં તે નિરખવા,
દયાકંથા ધારી અલખ ગૃહ આલેક કરીં જા  ૧૪

ગૃહુ સામગ્રીમાં, રુચિર કંઇ સામગ્રી ઉરની;
બધાંને સોહાવા, નિજપણુ સુહાવા પ્રભુ થકી,
મળેલી જે ત્હેને, પ્રગટ શુભદાને શુભ થવા,
દયાકંથા ધારી, અલખ ગૃહુ આલેક કરીં જા  ૧૫

ન મ્હોટું વા ન્હાનું, તુચ્છ અતુચ્છ કાંયે ઉચરતાં,
ઉરોનાં લ્હાણામાં, કદીં ન કદી કોને દુભવતાં,
લુચ્છી અશ્રુ સૌનાં તુજ નયન અશ્રુ લુચ્છવવા,
દયાકંથા ધારી, અલખ ગૃહુ આલેક કરીં જા  ૧૬

વસુંધા આત્હારૂં પરમ ગૃહ માની વિચરતાં,
નત્યાગી સૌ-કોને, મમત પડ ત્યાગી હૃદયનાં:
વિજોગી જોગી! ત્હું વિમળમનિ જોગે વિલસતાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા  ૧૭

વિભુની વાડીમાં, સુરભિ રસતા છોડ સઘળા,
પશુ પંખી જન્તુ, નરીં નદ ગિરિને વન મહા;
કરે ત્હેનું ત્હેનું, જિવન મધુરૂં તે મધુરૂંપા,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા  ૧૮

રહ્યું છે ત્હું, ત્હુંથી સહુ પણ સધાતું સમજતાં
અરે! કેમે નીચું નવ નિરખતાં અભ્ર ચ્હડતાં;
બધાની સુખેચ્છા, રસધિચર! વ્હાલી રમતમાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા  ૧૯

કૃતિ સાદી ન્હાની, પરમ પ્રભુની ચિત્તં ધરતાં,
નિરાંતે એકાંતે મનન કરીં વ્હાલા! મનનમાં;
સુભાવે લે ત્હેનું, ઝરણું અનુકંપાજળ મહા,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા  ૨૦

સહુ જીવો માંહે, ઈશ્વરપણુ રહ્યું એક સરખું,
તહીંના કો ભોગે, કુશળ તુજ વાંચ્છે જિવિતનું:
સદા જોતાં ઊંચે, ગગન ચર સાદી સહનતા,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા  ૨૧

પિતા પ્રેમી સાચો, પ્રભુ અનુકંપા ઉરભર્યો,
કૃતિ અંગુલીથી, સમજ કરતો સૌ રચના રચ્યો;

નિહાળી, દૈ ગાળી હૃદય ભીંનતા તે હૃદયમાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા ૨૨

જરા આંખ્યો મીચી, શ્રુતિધર દયાનો ધ્રુવતો,
મહા સિંધુ મ્હોટા, વીંચી વહનથી સૃષ્ટિ રસતો;
તહીં ત્હેના ત્હેવા, મધુર ગીત સંગીત રવમાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા ૨૩

થતા ઊંચાનીચા, ભવધિ વીંચીઓના સર્વ પડધા,
ઊતારી હું ત્હારા, હૃદય શ્રવણે ગ્હેર કરતાં
ન રાચી ના શોચી, જગત વન કુંજે ગજવતાં,
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા ૨૪
સદા મુખે આંખ્યે, હૃદય હૃદયે હરત પદથી,
દયણુ! હું ત્હારા, મન વચન ને કૃત્ય કરથી;
દયા મૂર્તિ પૂર્તિ, હૃદય યજવા આત્મ રસના.
દયાકંથા ધારી, અલખ ગૃહ આલેક કરીં જા ૨૫

શ્લોક.

દયા કંથા કંઠ ધારી, પ્રેમ ખપ્પર પાણમાં;
ગૃહી આપે મહા ભીક્ષા, ઉઠ ઓ જીવ! યાચવા!!

કહાન ચકુ ગાંધી.

---

## ॥ नव—यज्ञ ॥

( મળેલું. )

આવ્યાં જાણે! 'પ્રિય મ્હારાં બંધી!'
કાર્ય સુમંગલ કૈં આદરીએ!
સ્નેહ તણા નવ-યજ્ઞ જ રચીએ!
હિત તણાં મહીં દાન જ દઇએ!
સ્વાર્થ તણા મહીં ભોગજ ધરીએ!
ભાગીને ભ્રાન્તિ!
ગીત મધુર ત્હમે સૌ ગાજો!
સ્હેવાનું શિખી સૌ ન્હાજો!
પ્રેમ-સુધા પીજો ને પાજો!
સૌ યે પંખીડાં!

सागर.

# ॥

( અનુસંધાન ગતાંકથી. )

---

"તમારૂં શું કર્તવ્ય છે?" કવીવર ગેટે પૂછે છે. "તમારા સમક્ષ દરરોજનાં જેજે કાર્યો ખડાં થાય તે પૂરાં પાડવાં એટલુંજ." પરંતુ કર્તવ્યની આ ભાવના ઘણીજ સાંકડી છે. તેજ પૂછે છે, "વળી ઉત્તમ રાજ્યવ્યવસ્થા તે કઇ? જે આપણને આપણી જાત ઉપર રાજ્ય ચલાવતાં શીખવે તે." મહારાજા ટ્રાજનને પ્લુટાર્કે કહ્યું, "તમારા રાજ્ય કારભારનો આરંભ તમારા હૃદયમાંજ કરો; તમારા રાગ દ્વેષો ઉપર ઉપરિપણું મેળવીને તેનો દૃઢ પાયો નાખો." અત્રેજ આત્મ-નિરોધ, કર્તવ્ય અને અંતરાત્માની ભાવનાઓ ઉભી થાય છે. "એવો સમય આવશે" બીશપહુકર કહે છે " જ્યારે દયા અને નમ્રતાપૂર્વક ઉચ્ચારાયલા આ ત્રણ શબ્દોનો, બુદ્ધિની નિંદાસ્પદ તીક્ષ્ણતા પૂર્વક લખાયલા ત્રણ હજાર ગ્રંથો કરતાં પણ ઘણોજ ઉત્તમ પ્રકારનો બદલો મળી રહેશે."

જીવાત્મા પ્રેમ માટે કર્તવ્યપરાયણ થાય એજ ઉત્તમ છે; સ્વાર્થી હેતુઓથી દોરાવાનું નથી પરંતુ કર્તવ્ય, દયા તથા પ્રેમાલ માયા મમતાની ભાવના પૂર્વક દોરાવાનું છે. પૈસા ખાતર કરવામાં આવતાં કર્તવ્યો કરતાં હજાર ઘણાં ઉત્તમ કર્તવ્ય ખાતર કરવામાં આવતાં કર્તવ્યો છે. આથી વીરતા અને આત્મ-ભક્તિનો જુસ્સો કેળવાય છે. પૈસાખાતર કરવામાં આવતાં કાર્યો, પૈસા અપાતાની સાથેજ મરણ શરણ થાય છે. પૈસા આપીને ખરીદેલા કર્તવ્યની ઘણીજ થોડી કીમત છે. "મારા ધારવા પ્રમાણે" ડૉ. આર્નાલ્ડ કહે છે, "સદાચારી મહાનુભાવો પ્રત્યેના અનુરાગની, સર્વ પ્રકારના સમૃદ્ધિ, આબરૂ અને આરોગ્ય કરતાં ઘણીજ વધારે કીમત છે; કારણ કે સદાચારી, ઉદાર અને સત્યાનુરાગી સંતોની સાથે અભેદ ભાવ પામવો, તદ્રૂપ બનવું, એટલે એક પ્રકારે આપણી જાતે સદાચારી, ઉદાર અને સત્યનુરાગી બનવા સમાનજ છે."

દરેક માનવિને એક પ્રકારનું કર્તવ્ય કરવાનું હોય છે; એક તો એક વ્યક્તિરૂપે પોતાપ્રત્યેનું તથા પોતાના નિકટનાં જે હોય તેમના પ્રત્યેનું. યથાર્થ રીતે કર્તવ્ય કરવાવડે પવિત્ર ના બનેલા જીવનની ઘણીજ થેડી કીમત છે. **મારકસ ઓરેલિયસ એન્ટોનિયસે** કહ્યુ. "ત્યારે જે સદ્‌ગુણો બીલકુલ તારાજ હાથમાં છે તેવાતો દર્શાવ-કેળવ, સરલતા, ગાંભિર્ય, શ્રમ કરવામાં સહનશીલતા, નકામા વિલાસ આનંદનો તિરસ્કાર, તને જે મળ્યું હોય તેથી તથા થોડા પદાર્થોથી સંતોષ, પરોપકાર, સ્પષ્ટવાદીતા તથા મહેચ્છા"

ઔદાર્યના એક અંશ વિના પણ મોટામાં મોટી બુદ્ધિ (માનસિક) શક્તિ સંભવી શકે છે. માનવ મનની ઉચ્ચમાં ઉચ્ચશક્તિવડે—અંતરાત્મા તથા ઉચ્ચશક્તિ, બુદ્ધિ અને શ્રદ્ધા માટેના અધિકારવડે ઔદાર્યનો, મહેચ્છાનો ઉદય થાય છે; માત્ર ઇન્દ્રિયો

વડે જેટલું અનુભવાય છે તેનાથી ઘણોજ વધારે અનુભવ માનવિને જેવડે થઇ શકે છે, તેથી પણ આ ભાવના સબલ ઘડાય છે. આથી કરીનેજ માનવિ, એક વિચાર કર્તા તાર્કિક પ્રાણીરૂપ બની જાય છે—માત્ર એક પશુ કરતાં કંઇક વિશેષ સ્વરૂપ ધારણ કરે છે. મી. ડાર્વિને સત્યજ કહ્યું છે. "પશ્ચાત્તાપ અને કર્તવ્યની લાગણીઓ સાથે સંબંધવાળા માનવિના અંતરાત્માના, (અંતઃકરણ, હૃદયના) હેતુઓ, માનવિને પ્રાણીથી ભિન્ન પાડનાર ઘણાજ અગત્યના ભેદો દર્શાવે છે." *

જડની સર્વશક્તિમાન્ સત્તામાં શ્રદ્ધા રાખવાનું આપણને આમંત્રણ કરવામાં આવે છે. જેને જેને આપણાં ચક્ષુઓ વડે જોઇ શકીએ તથા હાથ વડે અડકી શકીએ તેનોજ માત્ર આપણે સ્વીકાર કરવાનો છે. આપણાથી જે ના સમજાય એવા કથામાં આપણે શ્રદ્ધા રાખવાની નથી. પરંતુ આપણે કેટલું બધું થોડું સંપૂર્ણતાથી જાણીએ છીએ તથા સમજીએ છીએ! આપણે તો માત્ર પદાર્થોના ઉપરિતલનેજ જોઇએ છીએ; "જાણે કાચ મારફતે ઝાંખું જણાતું હોય" તેવું અવલોકન થાય છે. જીવનનાં રહસ્યો સમજવામાં આપણને જડ કેવી રીતે સહાય કરી શકશે? ઇચ્છા, લાગણી, અને માનસિકાર્યનાં કારણો વિષે સંપૂર્ણ રીતે આપણે કંઇ પણ જાણતા નથી. તેમનું અસ્તિત્વ છે, એટલું આપણે જાણીએ છીએ, પરંતુ આપણે તેમને સમજી શકતા નથી.

એક યુવાનીઆએ, પોતાથી જેજે નહિ સમજાય તેનો તે સ્વીકાર કરશે નહિ, એવો પોતાનો સિદ્ધાન્ત ડૉ. પારને જણાવતાં ડોક્તરે કહ્યું. "ત્યારે તો મારા મેહેરબાન આપનો મત, જે માનવિઓના મતને હું જાણી શકયો છું તેના કરતાં ટુંકામાં ટુંકા આયુષવાળો નિવડશે." પરંતુ **સિડની-સ્મિથે** આના કરતાં પણ એક ઉત્તમ પ્રકારનો વિચાર દર્શાવ્યો છે. હોલેન્ડ હાઉસમાં અપાયલા ખાણામાં એક પરદેશીએ પોતાને એક જડવાદી રૂપે જણાવ્યો તુર્તજ **સિડની સ્મિથે** ટોણો માર્યો "વાહ એક ખરેખરૂં કીમતિ જવાહિર!" આના ઉત્તરમાં જડવાદી બોલી ઉઠયો, "અરે વાહ મેહેરબાન સાહેબ! આતો નિંદા કહેવાય!" પોતાના હમેશના સામાને તોડી પાડવાના સૂચક ભાવ પૂર્વક **સ્મિથે** ટકોર કરી, "માફથી માફ મારા મેહેરબાન સાહેબ હું આપને એટલું પૂછવાની રજા લઉં, કે આપને એક રસોઇઓ છે, એટલી વાતમાંએ શ્રદ્ધા થઇ શકેછેકે નહિ!"

આપણાથી ના સમજી શકાય એવાં હજારોવાનાં આપણે માનવાની જરૂર છે. જડ અને તેનાં અનેક પ્રકારનાં મિશ્રણો, જીવન, ચૈતન્યના જેટલીજ એક મહા રહસ્યની બાબત છે. પોતાના નિશ્ચિત કરેલા માર્ગમાં ભવ્યતાપૂર્વક ભ્રમણ કરતી ઘણી દૂરની અસંખ્ય સૃષ્ટિઓનું અવલોકન કરો; અથવા સૂર્ય આસપાસના વાર્ષિક ભ્રમણના સમયમાં, પોતાની ધરી ઉપર નિત્યની ગતિ કરતી આપણા વાસવાળી પૃથ્વિનું અવલોકન કરો. આવી ગતિઓનાં કારણો વિષે આપણે શું અને કેટલું સમજી શકીએ છીએ? આવી બાબતો છે, એટલી વાતની પાર તેમના વિષે આપણે કેટલું જાણીએ છીએ!

---

* ડીસેન્ટ. ઑફ. મેન—વૉ—૧—પે—૨.

દેવોને સંતોષી રહ્યાં હતાં તે સમયે તે આ અને આવતી દુનિયામાં માત્ર સદાચારી વર્તનજ માનવિને સુખ પ્રત્યે દોરી જાય છે, એમ ભાર મૂકીને ઉપદેશી રહ્યો હતો.

સૉક્રેટીસે ચારે પાસા ઉપદેશ આપતાં ફરવામાંડયું. ડાહ્યા પુરૂષો અને શિષ્યો તેને અનુસરવા લાગ્યા. ઍરીસ્ટીપસે તેને પૈસાની એક મોટી રકમ આપવા માંડી પરંતુ આ માગણીનો તેણે એકદમ નકાર કર્યો. સૉક્રેટીસનો ઉપદેશ પ્રચાર પૈસા માટે નહતો માત્ર પ્રજ્ઞાનના પ્રચાર માટે હતો. પોતાની મહેનતવડે માનવજાતને લાભ લેતી જોવી, એજ તે ભોગવી શકે તેવું ઉત્તમોત્તમ પ્રકારનું ઇનામ હતું, એમ તે સ્પષ્ટ રીતે કહેતો.

તે ગ્રંથોમાંથી વ્યાખ્યાન આપીને, સમજાવતો નહોતો; તે માત્ર દલીલો ચલાવતો હતો. "પુસ્તકોને" તે કહેતો "પ્રશ્ન પૂછી શકાતો નથી, તેઓ ઉત્તર આપી શકતાં નથી, તેથી તેઓ શીખવી શકવાનાં નથી. આપણે પ્રથમથી જાણતા હોઇએ છીએ, તેજ માત્ર આપણે તેમાંથી શીખી શકીએ છીએ." પદાર્થોને તેમનાં મૂલતત્ત્વોમાં લાવી મૂકવાનો તેણે પ્રયત્ન આદર્યો, તથા સત્યના એકના એક ખરા માપના નિશ્ચય ઉપર આવવાનો ઉદ્દેશ રાખ્યો. તે સદાચારની એકતામાં માનતો તથા એક શાસ્ત્રીય બાબતરૂપે તે શીખવી શકાય એમ છે, એવું અનુમાન કરતો. આપણને આપણાં નૈતિકકર્તવ્યો અને ધાર્મિક આશાઓનો ઉપદેશ આપનાર તત્ત્વશાસ્ત્રજ એક કીમતિ તત્ત્વશાસ્ત્ર છે, એવો તેનો અભિપ્રાય હતો. તે સર્વ પ્રકારના અન્યાય અને મૂર્ખાઇને ધિક્કારતો હતો, તથા તેમને ખુલ્લાં પાડવાનો એક પણ પ્રસંગ જવા દેતો નહિ. સર્વ માનવિઓ રાજ્ય ચલાવવાને અધિકાર ધારણ કરે, એ ભાવના પ્રત્યે તે તિરસ્કાર દર્શાવતો. માત્ર ડાહ્યા પુરૂષોજ રાજ્યચલાવવાને લાયક હતા તથા તે પણ માત્ર ગણ્યાગાંઠ્યાજ હતા, એમ તેનું માનવું હતું.

તેને બોતેર વર્ષની ઉમરે જજોના સમક્ષ ઉભો કરવામાં આવ્યો હતો. તેને દુષિત ઠરાવનારાઓ તેનો ગુનાહ નિચે પ્રમાણે દર્શાવતા હતાઃ—સૉક્રેટીસ અસદાચારી છે, તથા યુવકોને બગાડનાર છે; રાજ્ય માન આપે છે એવા દેવોને તે માન આપતો નથી પરંતુ નવીન પ્રકારના દેવગણો વિષે ઉપદેશે છે. તેના ઉપર આવી દલીલોના આધારે કેસ ચલાવવામાં આવ્યો તથા તેને મારી નાખવાની સજા કરવામાં આવી હતી. તેને કેદખાનામાં પૂરવામાં આવ્યો; પોતાને પ્રીય વિષયો વિષે પોતાના મિત્રો સાથે તેણે ત્રીશ દિવસ સુધી વાતચીત ચલાવી. તેના મિત્ર ક્રેટોએ બંધીખાનામાંથી છૂટવાનાં સાધનો પૂરાં પાડયાં, પરંતુ આ લાગનો તેણે જાતે જરા પણ લાભ લીધો નહિ. જીવાત્માની અમરતા વિષે,* શૌર્ય, સદાચાર અને સંયમ વિષે, સંપૂર્ણ સૌંદર્ય તથા સંપૂર્ણ શુભ વિષે તથા પોતાની પત્ની અને બાલકો વિષે તેણે વાતો કર્યા કરી.

---

* "જો મરણજ" તેણે કહ્યું. "સર્વના માત્ર એક અંતરૂપહોત તો અસદાચારીઓને મરવા વડે સારો બદલો મળી રૂહત, કારણ કે તેઓ માત્ર પોતાના દેહોનોજ નહિ પરંતુ પોતાના જીવાત્માઓ સહિત પોતાના અસદાચારનો પણ સુખે લાગ કરી શકત. પરંતુ હવે તો જીવાત્મા સ્પષ્ટ રીતે અમર હોવાથી, અતિ શ્રેષ્ઠ સદાચાર અને જ્ઞાન મેળવ્યા વિના, અસદાચારમાંથી કોઇ પણ પ્રકારનો છુટકારો અથવા મોક્ષ સંભવી શકતો નથી."—જોવેટ—ડાયલૉગ્સ ઑફ પ્લેટો—વો.—૧—પૃ. ૪૮૮.

તેણે પોતાના રડતા મિત્રોને દિલાસો આપ્યો તથા પોતાને થયલી સજાના અન્યાય માટેની તેમની તકરારો માટે તેમને નરમાશથી ઠપકો આપ્યો. તે મરવાની તૈયારીમાં હતો. તેમણે શા માટે બબડવું જોઇએ ? તેનાં વર્ષ ઘણાં આગળ વધેલાં હતાં. તેમણે એક થોડોક સમય રાહ જોઇ હોત તો કુદરતના ક્રમમાં સ્વાભાવિક રીતેજ આ બાબત બની હોત. ત્વરીપ શ્રદ્ધાવાળી જીવનની એક ઉચ્ચ દશામાં થતા એક પ્રકારના નવીન જન્મરૂપે ગણીને તેની પેઠે મરણને કોઇ કાસે કોઇએ પણ ભાગ્યેજ આવકાર આપ્યો હશે. જેલરે તેને ઝહર આપવાનો સમય આખરે આવી લાગ્યો. હિંમતપૂર્વક તે ગટગટાવી ગયો તથા સંપૂર્ણ શાંતિ સહિત મરણ શરણ થયો.

"પછીના ઝમાનાઓએ તેના સદાચાર અને અંતનું સ્મરણ જાળવી રાખ્યું છે." મી. હ્યુઇટ કહે છે, "પરંતુ તેના દૃષ્ટાંતથી વધારે લાભ મેળવ્યો નથી, તથા તેના વૃત્તાંતમાંથી પરમતસહિષ્ણુતા પણ શીખવામાં આવી નથી. નિશાળીઆઓ અને ભાવા સાહિત્યના ઉછળતા લેખકો માટે તેનું નામ એક પ્રકારના નૈતિક પ્રબંધરૂપ થઈ પડ્યું છે. તે એક પ્રકારની સદાચારી અસરરૂપ નિવડો!"

સૉક્રેટીસે કોઇ ગ્રંથ ગુંથ્યા નથી. તેના વિષે આપણે જે જાણીએ છીએ તે તેના સુવિખ્યાત શિષ્યો પ્લૅટો અને ઝીનોફનના લેખોમાંથી મળી આવે છે; તેનાં કાર્યો, ઉપદેશો, સંકટો અને મરણને તેમણે ગ્રંથોદ્વારા જીવતાં જાગતાં બનાવ્યાં છે. પ્લૅટો તેની સાથે દશ વર્ષ વસ્યો તથા પછીથી પોતાના સુવિખ્યાત સંવાદોમાં ( Dialogues ) તેના વિચારોને સમજાવ્યા; પરંતુ આ સંવાદોમાં કયી ભાવનાઓ પ્લૅટોની અને કયી સૉક્રેટીસની એ સમજવું મુશ્કેલ છે. તે મરણ વડે છૂટો થયા પછી પ્લૅટો ચાળીશ વર્ષની ઉમ્મરે મુસાફરી કરતો કરતો સીસીલીમાં આવ્યો. ત્યાં સાઇરેકયુઝના જૂલમગાર પહેલા ડાયોનીશીઅસ સાથે તેનું ઓળખાણ થયું. પ્લૅટો પોતાના સ્વાતંત્ર્ય વિષેના વિચારો જણાવવામાં હિંમતવાળો અને સ્વતંત્ર હોવાથી, રાજ્યવિધાવિષેના અભિપ્રાયના એક પ્રકારના ભેદને લીધે જૂલમગારે તેના જીવનને જોખમમાં આણી મૂકયું. તેના ભાઇ ડાયોને તેને માટે મધ્યસ્થ બનીને તેનું જીવન બચાવ્યું; પરંતુ તેને એક ગુલામ તરીકે વેચી નાખવાનો હુકમ કરવામાં આવ્યો. તેને એક મિત્રે ખરીદી લીધો તથા તુર્તજ છૂટો બનાવ્યો.

પ્લૅટો ફરીથી આથેન્સમાં આવ્યો તથા ઉપદેશ આપવાનો આરંભ કર્યો. પોતાના ગુરૂની પેઠે તે પણ પૈસા લીધા વિના, કીમત વિના ઉપદેશ આપતો હતો. તેના ઇતિહાસને અનુસરવાની જરૂર નથી. સત્ય, સદાચાર અને કર્તવ્યના ઉપદેશનો પ્રચાર કરવામાંજ તેણે પોતાની જાત સમર્પણ કરી હતી, એટલુંજ કહેવું બસ થશે. તે ચાર પ્રધાન સદ્ગુણોના, (૧) ડહાપણ અને પ્રજ્ઞાનમાં (૨) શૌર્ય, દક્ષતા અને ધૈર્યમાં, (૩) સંયમ, વિવેક, અને આત્મ-નિરોધમાં, (૪) ન્યાય અને સદાચારમાં વિભાગ પાડે છે. તે સદ્ગુણોના આ વિભાગોને પોતાના નૈતિકતત્ત્વશાસ્ત્રના આધારરૂપ માનતો. "સર્વ પ્રકારની દશાઓમાં આવી પડેલાં માનવિઓને તે કહેતો "ગમેતો તેઓ સફલ વા નિષ્ફલ નિવડયા હોય, ગમે તો તેઓની જીત અથવા હાર થાય-તો પણ પોતપોતાનાં કર્તવ્યોમાં પ્રવૃત્ત બનવા

યો તથા સંતોષી થવાયો." આ શબ્દોમાં ભાવિના ઝમાનાઓ માટે કેટલા બધા બોધનો સમાવેશ થાય છે !

પ્લૅટોએ પોતાના જીવનનો પાછળનો ભાગ પોતાના વિદ્યાલયના શાંત નિવૃત્તિ નિવાસમાં ગાળ્યો પછીના ઝમાનાઓને નવાઇરૂપ સંવાદોની રચનામાં, તેના જીવનને અને ખાસ કરીને તેના વૃદ્ધાવસ્થાના દિનોને એક પ્રકારનો આનંદદાયક દિલાસો મળતો હતો. તેને દિવ્યપ્લૅટોના નામથી ઓળખવામાં આવે છે. તેનો જીવાત્મા સત્યની અભિલાષાવાળો હતો. તે કહેતો કે માનવિનો મોટામાં મોટો ઉદ્દેશ માત્ર આટલોજ હોવો જોઇએ. પોતાના ગુરૂની પેઠે, સદાચાર, ન્યાય અને જ્ઞાનના ગુણોને તે શ્રેષ્ઠ બુદ્ધિશક્તિ સાથે સંબંધ વાળા માનતો હતો; આ શક્તિ માનવ બનાવોમાં પોતે જાતેજ ભાગ લે છે, એમ તેનું મનવું હતું. કાર્લાઇલના જેટલોજ તેને કવિતાનો અભાવ હતો.§ માત્ર નૈતિક કાવ્યનાંજ તે કંઇક વખાણ કરતો કારણ કે તે યથાર્થ રીતે વ્યવહારમાં અનુભવાતા તત્ત્વજ્ઞાનસમાન છે. એટલું કહી લઇએ કે, ક્રાઇસ્ટ પૂર્વે આશરે ચારસેં વર્ષ ઉપર તે થઇ ગયો. કવી કોલરીજ તેને ક્રિશ્ચનઝમાનાના પ્રતિભાશાળી ભવિષ્યવાદીરૂપે વર્ણવે છે. કાઉન્ટ ડી. મેઇસ્ટરને તેના વિષે આમ કહેવાની ટેવ હતી, "પ્લૅટોની સલાહ લીધા વિનાનો આપણે કોઇ પણ મોટા પ્રશ્નને રહેવા દેવો જોઇએ નહિ."

---

* બાયે ગ્રાફીકલ હીસ્ટરી ઑફ ફીલોસોફી-પૅ-૧-૨૧૩ ( પ્ર. આવૃત્તિ )

§ કાર્લાઇલ કહે છે, "જો તમારે માનવિઓને કંઇક પણ લાભકારક કહેવાનું હોય તો તે શા માટે ગાઇ બતાવો છો ? એકાદ માનવિને પોતાની બક્ષિસને ગમે તે પ્રકારના શબ્દોમાં અવતારવી પડે છે, અને તેને યોગ્ય રીતે સારી રીતે દર્શાવી શકે એવાં શાંતદિવ્યકર્તવ્યોમાં અવતારી શકાતી નથી એ તો મને તેના એક મોટા ક્રમ ભાગ સમાન લાગે છે. આ ઝમાનામાં મારી અનેક શોકકારક બીનાઓમાંની આ એક છે, કે દેવોએ બુદ્ધિશક્તિ, પ્રતિભાશક્તિ આપેલો માનવિ, ( બુદ્ધિના, શૌર્યના, સર્વ પ્રકારની માનુષતાના પ્રકારરૂપશક્તિ; આ વિના અન્ય રીતે વિચારતાં તેની કંઇ પણ કીમત નથી ) આપણો ઝમાનો જેવો પ્રવૃત્તિ પરાયણ બન્યો છે તેવા સમયમાં પણ પોતાની દિવ્ય બક્ષિસને કવિતાના રૂપમાં અવતારવાનો આગ્રહ કર્યા કરે છે. આવા અવતારને, એકાગ્રતાપૂર્વક, ખરાભાવસહિત વર્તમાનમાં કોઇ પણ ભાગ્યેજ વાચતુ હશે."

અન્યપક્ષે મેથ્યુઆર્નોલ્ડ. પોતાના ઇંગ્લીશપોએટ્સ નામના ગ્રંથની પ્રસ્તાવનામાં કહે છે કે, જેમ જેમ સમય જાય છે તેમ તેમ આપણી જાતિ કાવ્યભાવનામાં વધારે વધારે સ્થિર બનતી જશે. "એવો એક પણ પંથ સમાજ નથી કે જે ડગ્યો ના હોય, એવો એક પણ માન્ય સિદ્ધાંત નથી કે જેને શંકા ભર્યો બતાવવામાં ના આવ્યો હોય, એવી એક પણ પરંપરાપ્રચલિત લોકકથા નથી કે જે જૂઠી પડવાની ધાસ્તીમાં ના હોય. આપણો ધર્મ, યથાર્થતાના શોધમાં, ધારેલા તત્ત્વના પર્યેષણમાં પોતાની જાતે જડરૂપ બની ગયો છે. એ યથાર્થતામાંજ ધર્મે પોતાની ઉર્મિઓને જોડી દીધી છે; એ યથાર્થતા વર્તમાનમાં તેને નિષ્ફળ બનાવે છે, પરંતુ કાવ્ય માટે તો ભાવના, કલ્પના એજ સર્વસ્વ છે; અન્યસર્વ ભ્રમણાની, દિવ્યમાયાની એક પ્રકારની સૃષ્ટિ સમાન છે.

સંભવિ શકે તેવા માનવજીવનની શ્રેષ્ઠપ્રકારની ભાવના શાસ્ત્રોમાં મળી આવે છે; પરંતુ આ ભાવનાને પોતાનામાં શ્રેષ્ઠ સ્વરૂપ આપીને ધારણ કરી રાખનારનું કાર્ય ઘણું વિકટ છે. આપણે ખુશીથી કરી શકીએ એવું કંઇક બીજું છે, આપણે માટે જરૂરની ગણેલી બાબત કરતાં તે સરસ જણાય છે, એવી આપણા અંતર મનની લાગણી હોયછે. પરંતુ કર્તવ્યનો આમાંજ સમાવેશ થાય છે તથા તે તરંગનગરો રચ્યાવિના અથવા વખત ગૂમાવ્યા વિના થવુંજ જોઇએ. "તારા હાથને જે જે કાર્ય કરવાનું જડે તે તારા સર્વ બલથી પારપાડ" (कार्यकर्मसमाचर) એ ભાવનામાં નૈતિક આરોગ્ય અને સુખના તત્ત્વશાસ્ત્રનો કેટલો બધો સમાવેશ થાયછે. પોતાનું ગમે તેવું ભાવિ હોય, ગમે તેવી દશા હોય છતાં પણ જે ઉત્તમ પ્રકારે વર્તે છે તેજ વૃદ્ધિ, ઉન્નતિના ખાત્રી ભરેલા માર્ગમાં આગળ પ્રયાણ કરે છે.

નિરાશાના ભારમાં દબાઇને બૂમ પાડી ઉઠનાર એક જણ વિષે કહેવાયું છે, "સારા, સદાચારી બનવું કંઇ પણ સ્હેલું નથી, કારણ કે તમારાથી સદાચારી બની શકાતું નથી, અને જો તમારાથી સદાચારી બની શકાય તો પણ તેથી તમને કોઈ પ્રકારનો લાભ મળવાનો નથી." ભાવના અને કર્તવ્યની ઉત્તમતાવિષે આ પ્રમાણે નિરાશ થઇને બૂમો પાડવી એ નિરાશા ભરેલું, સત્યરહિત, તથા શ્રદ્ધા વિનાનું છે. આપણા પોતાના જીવનપ્રદેશમાં આપણે દરેક થોડુંક પણ સારૂં કરી શકીએ છીએ. આપણે આપણીજાતનો વિનાશ કરવા કરતાં, આપણીજાતને નિરૂપયોગી બનાવવાનો આપણો કોઇ પ્રકારનો હક નથી.

નાની તેમજ મોટી સર્વ બાબતોમાં આપણે શ્રદ્ધાસહિત કાર્ય કરવાનું છે. આપણે આપણી એક બુદ્ધિનો તેમજ આપણને મળેલી અનેક પ્રકારની તેની શાખાઓનો સારો ઉપયોગ કરવાની જરૂર છે. આપણે આપણા અંતરાત્માની આજ્ઞાઓને અનુસરી શકીએ એમ છે, તથા એકલા હોવા છતાં પણ કર્તવ્યના માર્ગમાં વિહરી શકીએ; માત્ર આપણી જાત પ્રત્યેના માન ખાતર હોય તો પણ આપણે પ્રામાણિક, સત્યાનુરાગી, વિવેકી બની શકીએ. અંતપર્યંત આપણે વિશ્વાસ પૂર્વક વર્તવાની જરૂર છે. "જો હું તને ખરીદું તો તું નિમકહલાલ નિવડીશ !" ખરીદનારના આવા પ્રશ્નનો ગૂલામે ઉત્તર વાળ્યો "તમે મને ખરીદો કે ના ખરીદો તો પણ હું તો નિમકહલાલ જ રહીશ." આ પ્રશ્નોત્તરથી કોને નવાઇ નહિ લાગે ?

એક ભાષણમાં ડૉ. મેકલીઓડે ચારિત્ર બંધારણની બાબત ઉપર ઘણોજ ભાર મૂકયો. ઉચ્ચથી તે નીચ પર્યંત બધાએ એ ઉદ્દેશ રાખવાનો છે. તેમણે કહ્યું, ગ્રીન્સ. આલ્મર્ટે પોતાની પાછળ ચારિત્રનો અત્યંત કીમતી વારસો મૂકયો છે. ઘણા ગરીબ લોકો જાણે કે તેમને માટે કોઈ પ્રકારનું ચારિત્ર સંભવિ શકતુંનથી એમ તે સારી પેઠે જાણતો હતો. આ બાબત કોઇ પણ પ્રકારે સત્ય નથી; તે આવી ભાવનાને સાંભળતો જ નહિ. તેની આસપાસ ગમે તેવાં ગરિબ હોય તેવાં એક પણ સ્ત્રી અથવા પુરૂષ નહોતાં કે જેઓ પરમાત્માની કૃપાથી પોતાની પ્રવૃત્તિ વડે, પૃથ્વીની મહાન્ કીમતી ચીજ ચારિત્ર

દૃષ્ટાંત પૂરાં પાડયા વિના રહ્યાં હોય; તેમનાં બાલકો તેમના પછી ઉચ્ચ પંથે પ્રયાણ કરે, તેમનાં માતપિતા પવિત્ર સદાચારી હોવા માટે પરમાત્માનો પાડ માને."

શ્રદ્ધાપૂર્વક, નિમકહલાલીથી કરાતાં નાનાં નાનાં કર્તવ્યોના સંગ્રહરૂપ ચારિત્ર છે-તેમાં આત્મ-નિરોધનો, આત્માર્પણનો, પ્રેમ અને કર્તવ્યભાવનાભર્યાં માયાળુકાર્યોનો સમાવેશ થાય છે. ચારિત્રનો પાયો ગૃહથીજ મંડાય છે; ગમે તો આ ઘટનામાં ઘડાતી વૃત્તિઓ સારી અથવા ખોટી હોય તો પણ એક નિયમ હોય તેમ ગૃહની વિવિધ પ્રકારની અસરોજ તેમને કાર્ય પ્રદેશમાં અવતારે છે. "જે નાની નાની બાબતોમાં શ્રદ્ધા સહિત હોય છે, તે મોટી મોટી બાબતોમાં પણ શ્રદ્ધાવાળો હોય છે; જે નાની નાની બાબતોમાં શ્રદ્ધારહિત હોય છે, તે મોટી મોટી બાબતોમાં પણ શ્રદ્ધારહિતજ હોય છે." દયાની ભાવના વડે સર્વત્ર દયાભાવજ જોવામાં આવે છે; સત્ય અને વિશ્વાસનાં ઉત્તમ ફલ સત્ય અને વિશ્વાસરૂપે મળી રહે છે. દયાભાવ ભરેલાં એવાં અનેક નાનાંનાનાં કાર્યો હોય છે, જે વડે એકાદ માનવિના ચારિત્ર વિષે, અનેક અર્થશૂન્ય વાકયોથી સૂચવાય તેના કરતાં પણ વિશેષ જાણી શકીએ. આવાં કાર્ય કરવાની ટેવ સહેલી છે. તેમનાં પરિણામ, ફલ, આ ક્ષણિક જીવન કરતાં વિશેષ લાંબો સમય પહોચે છે.

કોઈ પણ સારી બાબતનો કોઇ પણ કાલે નાશ થતો નથી, કશું મરણ શરણ થતું નથી; માત્ર અન્યરૂપ ધારણ કરવા માટે એક રૂપનો ત્યાગ કરનાર જીવન પણ તેને આધિન થઇ શકતું નથી. કોઈ પણ સારા કાર્યનો, કોઇ પણ સારા દૃષ્ટાંતનો નાશ થતો નથી. આપણી જાતિમાં તે હમેશ માટે જીવ્યાંજ જાય છે. દેહ વિશીર્ણ થઇ જાય છે, અદૃશ્ય બની જાય છે, પરંતુ તે કર્તવ્યની ના ભૂસાય એવી છાપ પડી જાય છે તથા ભાવિના ઝમાનાઓનાં વિચાર અને સ્વભાવને પણ ઘડે છે. એકાદ શુભ કાર્યનું માપ કંઇ કાલથી કરી શકાતું નથી: આવતો ઝમાનો પણ આપણા આનંદમાં ભાગ લેતો બનશે. માત્ર એક સદાચારી કાર્ય વડે, એકાદ આખાગામનો, આખા શહેરનો, આખી પ્રજાનો ઉદ્ધાર થઇ શકયો છે. "વર્તમાન ક્ષણ" કવિવર ગેટે કહે છે, "એક મહા સમર્થ દેવ સમાન છે." માનવિના સુખી અને સદાચારી વિચારો, એજ ઉત્તમમાં ઉત્તમ ફલ છે; આવી ભાવનાઓ ઘડાતાં તથા વ્યવહારમાં મૂકાતાં, તેમની ફલવંત અસર હજારો વર્ષ પર્યંત વિસ્તરે છે, ઝમાનાઓના ઝમાનાઓ સુધી ફેલાય છે. જમીનમાં વાવેલાં નાનાં બીજકોમાંથી ઉત્તમ પ્રકારનાં ફલ પેદા થાય છે; અંતરાત્માના અંતર્નાદમાંથી, કર્તવ્યના અંતરપ્રેરિત સિદ્ધાંતમાંથી ચારિત્રની શ્રેષ્ઠ પ્રકારની વૃદ્ધિ થાય છે.

---

# ॥ शिष्या ॥

## ॥ प्रकरण २ ॥

( અનુસંધાન ગતવર્ષ અંક-૧૨-થી. )

અસંતસહૃદય, હદપારના માધુર્યથી ઘડાયલી, અતિસૂક્ષ્મભાવને પણ અનુકૂલ થઈ પડે એવી એક વ્યક્તિને, એક સમયે તેને બરોબર બંધ બેસતા એક કોશમાં કેદ પુરવામાં આવી હતી. વિનાશક શક્તિની અસરને લીધે આ કોશ સંકોચાવાનો તથા કરચલીઓ વળવાનો આરંભ થયો હતો; ગત દીર્ઘ સમયથી આ કેદખાનું નિરંતર વેદનાનું કારણ બન્યું હતું. તથાપિ કેદી છૂટકારા માટે પ્રાર્થના કરતો નહતો: બચી જવાનો પ્રયત્ન કરતો નહતો પરંતુ ચૅ કે ચું કર્યા વિના દુઃખ સહન કરતો હતો. એક સમયે પોતાના સમાન સુંદિર પરંતુ વર્તમાનમાં તો જોતાં બ્હીક લાગે એ઼ા થઇ ગયલા કોશમાં કેદ પડેલા રમાકુમારિના જીવાત્માનાં ગત જન્મોનાં ભૂતકાલનાં કૃત્યોનાં એવાં કેટલાંક લક્ષણો હતાં કે જે માત્ર ભોગવીને, સહન કરીનેજ દૂર કરી શકાય એવાં હતાં. તેના આત્મ ચૈતન્યમાં તેને આ બાબતનું ભાન હતું, એ લક્ષણોને દૂર કરવાની તેની તીવ્ર ઇચ્છા હતી; પરમ ચૈતન્યની કોઇક ઉચ્ચ ભૂમિકા પામવાની અભિલાષા હતી. આવી દશા પામવાને યોગ્ય ના બનાય ત્યાં સુધી તેનાથી આમ ઉંચે ચઢી શકાય એમ નહતું. સ્થૂલ જીવનની રંગભૂમ ઉપર પાળવામાં આવતી યોગ્ય પરિધાન ધારણ કરવાની સામાજીક રૂઢી, જડ વસ્તુની પારની સૃષ્ટિના કઠોર નિયમના એક પ્રકારના પ્રતિબિંબરૂપ છે; સ્થૂલ પારની સૃષ્ટિઓમાં એક જીવાત્મા માટે પોતાના આકારને અમુક લોક, ભુવન વા ભૂમિકા સાથે એકતાલ અભેદમય બનાવ્યા વિના તેતે લોક, ભુવન વા ભૂમિકામાં હોવાનો તદ્દન અસંભવ છે. રમાના છાયાદેહમાં જણાઈ આવતાં અમુક લક્ષણોને લીધે તેની પ્રવેશ પામવાની ઇચ્છા હતી તેવા આત્મિક પ્રદેશમાં જવાનું અસંભવિત બન્યું હતું તેમજ તેને પહેરવાં જોયતાં વસ્ત્રો મેળવવાની બાબત પણ તેની સત્તામાં નહતી. પોતાનું લાવણ્ય પાછું મેળવવા તથા તેને યોગ્ય રીતે પરિધાન કરવા માટે, તેણે ઘણો સમય લંબાય એવા દુઃખ માંથી અથવા અસંત કષ્ટમાંથી પસાર થવું જોઇએ, એ તેના સારી રીતે સમજવામાં હતું. તેનામાં પસંદગીની શક્તિ હતી તથા મુખ્યત્વે કરીને તે હિંમતવાળી હોવાથી તેણે કઇ પસંદ કર્યું; કુદરતી કાયદાઓ પ્રમાણે અરધો અર્ધ પૂરી થયલી બાકીની જીંદગીને ગળી જાય એવા ઐહિક દુઃખનેજ તેણે પસંદ કર્યું. અંધકારમાં ભળાયલા બે જન્મો વચ્ચેના એક સમયગાળા વિષે અથવા શારીરિક નિર્બળતાના એક આખા જન્મારા વિષે ઉભય પ્રકારના ઉપાયોરૂપે વિચાર ચલાવવાની બાબત, એક થોડાંક વર્ષ દુઃખનાં સહન કરવાની બાબત કરતાં તેનાથી ઘણી થોડીજ સહન થઇ શકે એમ હતી. નિદ્રાના સમયમાં દેહમાંથી છુટા થઇને ભમતો તેનો જીવાત્મા જોઇ શકતો હતો, સમજી શકતો હતો અને તેણે જ આ અગત્યની પસંદગી કરી હતી; તથા પોતાના સ્થૂલ કોશના પ્રાણઘાતક રોગનાં પ્રથમ ચિહ્નોની, ગભરાટ વિના તથા સંતોષવૃત્તિપૂર્વક રાહ જો-

વાને તે પાછો દેહમાં આવતો હતો. આ દિનથી માંડીને તેને હમેશાં ધૈર્ય ધરવાનાં નવાં નવાં સાધનોની જરૂર પડતી હતી, કમોટીને બની શકે તેટલી રીતે સહન કરવામાં આવતી હતી તેથી જ્યારે તે ગરીબોની અધમાધમ દશામાં આવી પડી તથા ગરીબો માટેના કાયદાની મદદ ઉપર આધાર રાખવો પડ્યો તેવામાં એમ બન્યું કે તેના દુઃખની તીવ્ર વેદનાને શાંત પાડવા નિદ્રા લાવનારાં ઔષધોની નિરૂપાયની જરૂર પ્રત્યે દરગુજર કરવામાં આવી તથા જરા પણ ઘટાડા વિના દુઃખના દરેક ઘાને સંપૂર્ણ પ્રબલતાથી સહન કરતા, દુઃખ દેવાના યંત્રમાં સપડાયલા એક પશુ સમાન તે થઇ પડી. હવે તેના ઉપરનો દેહ રૂપી કોશનો પંજો દૂર થયો હતો તથા અચેતન પડી રહેલા દેહમાંથી તે ઉંચે આવી હતી તથા તેના મધ્યમાં સ્થિર થઈ હતી. સ્થૂલ દેહનાં દરેક નાડી અને અવયવમાંથી તેમાંથી છૂટા પડતા છાયાદેહમાં સંબંધ ધરાવતી દરેક નાડી અને અવયવ સુધી અસંખ્યરૂપેરી તારો પથરાઇ રહ્યા હતા. સ્થૂલઅણુથી વીંટાયલા દરેક છાયાઅણુને સહન કરવું પડ્યું હતું તથા તે જેના વિભાગરૂપ છે એવા એક આખા આકારના ઉંચે ચડવામાં તે દરેક છૂટો પડતો જાય છે તેમ તે બદલાઇ જાય છે તથા સ્વાતંત્ર્યનું ભાન પાય છે. ત્યાં ઉભી રહેલી બધી આકૃતિમાં વ્યાપી ગયેલી આનંદની ભાવના એટલી બધી તીવ્ર હતી, એટલી બધી ગાઢ હતી કે તેટલી ક્ષણ માટે તો અન્ય સર્વ વિસારે પાડવામાં આવ્યું હતું, તીવ્ર વેદના સહન કર્યા પછીના મહાઉત્ક્રાંતિઆનંદનું પણ વિસ્મરણ થયું હતું. પોતાને જરૂરના પરિધાનરૂપે પોતાની આસપાસના સૂક્ષ્મ પ્રદેશમાંથી ધવલતાને પોતાની આસપાસ ધારણ કરતી આ મધુરાકૃતિ ત્યાં ઉભી હતી તથા આમ કરવાની બાબત સહેલી થવામાં આનંદ લેતી હતી; પરંતુ હજુ તે છૂટી બની નહતી. એકના દરેક વિભાગને, અન્યના દરેક વિભાગ સાથે જોડતા અસંખ્ય દોરાઓ વડે, તેણે ઉતારી નાખેલા ભયંકર વસ્ત્ર જોડે તે બંધાયલી હતી.

તેણે ઉભે ઉભે, જમીન ઉપર લાંબા પડેલા આકારને ઉભા રહેલી આકૃતિ સાથે જોડતી આવા પ્રકારની શુદ્ધ શ્વેત રેખાઓને લીધે તેણે પીરામીડની આકૃતિમાં જોવામાં આવતો ગૂઢ ત્રિકોણાકાર ધારણ કર્યો. સૂતેલા આકાર સાથે ઉભેલા આકારને જોડતી સાંકળાનો, મૃત દેહ ઉપર કોઈ પ્રકારનો અધિકાર નહોતો, મસ્તક વિના અન્ય કોઇ સ્થાનમાં તેઓ પોતાની ગતિરોધક શક્તિને ઉપયોગમાં લાવતી નથી. અન્ય સ્થાને આખરે છૂટીને જુદો પડેલો, શાંતિમાં પડેલો દેહ, જીવાત્માને પાછા આવવાના કોઇ પ્રકારના સંદેશા મોકલતો નહિ; છૂટી પડેલી વ્યક્તિનો નવીન જીવનના આનંદમાં મસ્કાર બની ગઇ હતી, જૂના જીવનનો એક પણ શોકકારક ભાવ તેમાં પ્રવેશી શકતો નથી; પરંતુ મસ્તકમાંથી પૂર્વની ભાવનાઓ, ભૂતકાલની સૂચનાઓ આવતી હતી, તેથી ઉચ્ચ દશા પામેલું સુંદર મસ્તક પણ નીચું નમીને ધ્યાન આપતું હતું. એ લથડી પડતા મસ્તકમાંની આંખો, દીલ્દીના ખુણાખોચરાની ગલીમાં આવેલી આ દંઢાળા ભરેલી નાની ઓરડીમાનું કંઈ પણ જોઇ શકતી નહોતી. આ દેખાવ તેમની દષ્ટિ મર્યાદામાં નહોતો, પરંતુ દુઃખી દેહને નિદ્રામાં કોઈ કોઇવાર મળતી ટુંકી શાંતિમાં સ્વપ્ન અવસ્થામાં પરિચિત બનેલી, પ્રેમાસ્પદ બનેલી આસપાસની પરિસ્થિતિની દશાઓ અવલોકવામાં આનંદતાં હતાં. પરંતુ હવે તેમને સખ્ત રીતે જોડી રાખતી સાંકળો વડે ખેંચવાને લીધે તેમણે અપીપ્રદેશમાં જોયું

તથા અદ્યાપિપર્યંત તેમના વિશ્રામસ્થાનરૂપ બનેલા બંધારણ ( દેહ ) ની મદદવડે, એ અધમ ઓરડીમાં બાલાની આકૃતિને અને પથારી પાસે ઉભેલા માનવિને જોવા લાગ્યાં. આ સમયે એક બૂમ પાડી ઉઠીને રેમાએ તેમની પાસે પહોંચવાનો પ્રયત્ન કર્યો; આ ક્ષણેજ સુંદરીના સમજવામાં આવ્યું, કે તેના નજીકમાં કંઇક છે પણ તે તેનાથી જોઇ શકાતું નથી. પરંતુ રમાની જેમની પાસે પહોંચવાની મરજી હતી તેમણે તો તેને જોઇ; તેણેજ બાલા વિજયાનો હાથ યુવરાજના હસ્તમાં સોંપ્યો હતો. માત્ર પ્રેમ દર્શાવવા ઉપરાંત અત્યાર સુધી તેણે જે કંઇ પણ કર્યું હતું તેના કરતાં આ પ્રમાણે વર્તવામાં બાલા માટે થાય તે કરતાં પણ વધારે કર્યું હતું: એક આવો પ્રસંગ પ્રાપ્ત થવાનો તેનો આનંદ હદ પારનો હતો. પરંતુ યુવરાજના તેના પ્રત્યેના શબ્દો બોલાતા પૂર્વેજ તે તેમજ યુવરાજ સારી રીતે સમજતાં હતાં, કે બાલાની સંભાળ તેના કરતાં કોઇ મહાન વ્યક્તિના હાથમાં લેવામાં આવી છે. તેની પાસે એક આકૃતિ ઉભી હતી, તે તેની સાથે બોલતી હતી; રમા આકૃતિને જોઇ શકતી હતી, તેનો અવાજ સાંભળી શકતી હતી. ખીલતા નવયૌવનવાળા, સ્પષ્ટ રીતે મહાસત્તાધારી હોય એવા જણાતા એક પુરૂષની તે આકૃતિ હતી. આ પુરૂષ ઉંચો પરંતુ નાજુક હતો; તેની મુખાકૃતિ, અત્યંત કાર્યપરાયણતા અને ઉંડા અભ્યાસને લીધે કાંતિક્ષિણ થયેલા પુરૂષની પેઠે ધોળાશ મારી ગઇ હતી, તોપણ તેના વર્ણમાં પૂર્વદેશની આછીઆછી સહજ કાળાશ જણાઇ આવતી, તેનો આકાર અંડાકૃતિ જેવો હતો. તેમાં ભેદી નાંખે એવાં, શોધક ચક્ષુઓ પ્રકાશતાં હતાં; જે જે માનવિ પ્રત્યે તે દોરાતાં તેની આરપાર તેને ભેદતાં હોય એમ જણાતું; તથા તે પણ તેમના વિચારો અને લાગણીઓની શોધ ચલાવવાને હોય એમ લાગતું. આવી ભેદક દૃષ્ટિશક્તિવાળા પુરૂષથી ભાગ્યેજ કંઇ પણ છાનું રહી શકે છે; તેમજ આવી દૃષ્ટિશક્તિવાળા પુરૂષને આધિન બન્યા વિના પણ ચાલતું નથી. રમા તેને ઓળખતી નહતી તોપણ તેને આ બાબતનો એકદમ અનુભવ થયો. જીવન અને તેનાં રહસ્યોના એક ગુરૂ ( ભોમીઆ ) બનવા વડે પમાતો, આંતરમાંથી ઉપજી આવતો, આજ્ઞા કરવાનો તેનો સ્વભાવિક હક હતો.

" મેં તને જે શિષ્યાની શોધમાં મોકલ્યો હતો તે આજ બાલા છે, " તેમણે યુવરાજને કહ્યું. " તેનું શરૂઆતનું દુઃખ અને કષ્ટસહન, તેના ભૂતકાળના જીવનનાં કાર્યોના પરિણામરૂપ છે.; તે જન્મમાં તે પોતાના આત્મા સાથેના સંબંધને વિસરી ગઇ હતી, તેથી પાછી હઠી ગઇ હતી. તેનો તે સમય પૂરો થયો છે; પોતાના કાર્યનો ફરીથી આરંભ કરવાને તે તૈયાર છે. આ સ્થાનમાંથી તેને લેઇ જા. હું તેની માતાને તેની સાથે રહેવાની, તેની દેખરેખ રાખવાની, તેને દિલાસો આપવાની રજા આપીશ. "

' યુવરાજ અને બાલાવિજયા મૂર્છાની દશામાંથી જાગ્રત બન્યાં હતાં; ઉભયના પ્રેમપાત્રોના મૃતદેહ પાસે ઉદાસિભરેલી શોકકારક કોટડીમાં તે બંને ઉભાં હતાં એમ તેમના સમજવામાં આવ્યું; એ દેહ ઉપર ભોગવાયલા દુઃખની સ્પષ્ટ નીશાનીઓ જણાઇ આવતી હતી.

સુદયા તો ધ્રુજતી હતી; ધીમે ધીમે થોડું થોડું રડવાનો આરંભ પણ કર્યો હતો.

" હવે તો એ લાગણી જતી રહી છે, " તે ભાગ્યા તૂટ્યા શબ્દોમાં બોલી, " પરંતુ મારી ખાત્રી છે કે ગરીબ બીચારી રમા એકલક્ષણપૂર્વે અત્રેજ હતી. મને તે લાગતું હતું, અનુભવાતું હતું. મને બાલાવિજયાને એકદમ ઘેર લઇ જવા દો. "

" હા. તેને લઇ જાઓ " યુવરાજે કહ્યું, " હવે તેને અત્રે વધારેવાર રહેવાનું નથી. મને એકલાનેજ અત્રે રહેવાદો; મારે કેટલીક ગોઠવણો કરવાની જરૂર છે. "

સુદયા તેના કહેવાનો ભાવાર્થ સારી રીતે સમજી ગઇ, તેથી કંઈ પણ બોલી નહિ. તેણે કહ્યું હતું કે મરેલી સ્ત્રીનું મુખ ઢાંકવાનો તેનો હક છે, તેથી મારી નિઃસંશય ખાત્રી થાય છે, કે એક ગરીબની માફક તેનો અગ્નિ સંસ્કાર થાય તે અટકાવવાનો તેનો હક છે, એમ તેને લાગતું હશે. તેમ વર્તવાનું તેનું વચન પણ હશેજ.

" તમે અમારી પાછળ જેમ બને તેમ જલદીથી આવી શકશો? " તેણે પૂછ્યું.

" હા. " તેણે ઉત્તર વાળ્યો

" ચલ ત્યારે, " તેણે વિજયાને કહ્યું; તે તેનો હાથ ઝાલીને તેના સાથમાં શાંતિથી ચાલી ગઈ. વિરૂપ બની ગયલા ગરીબ દેહ પાસે થોભવાની તેની જરા પણ ઇચ્છા નહતી. કારણ કે તેણે પોતાની માતાની મધુરાકૃતિ નિહાળી હતી, તે તેને ફરીથી જોઇ શકશે એમ માનતી હતી. એક નિરૂપયોગી ચીજની માફક શોકનો તેનામાંથી દૂર પળી ગયો હતો. તે અંતરથી તો આનંદમાં મ્હાલતી હતી, કારણ કે તેની માતા છૂટી બની હતી, તથા હવે જોતાં પણ તે અત્યંત સુંદર લાગતી હતી. જેવી તે પસાર થઇ તેવામાં ઘણી પાસેની સ્ત્રીઓ તેના તરફ દયામણે ચ્હેરે જોઈ રહી; તેના સંકટના સાથીએ તેનો હાથ દઢતાથી ઝાલ્યો હતો. આ પ્રમાણે તે અંધકારમય ગરિબીના આવાસમાંથી બહાર નીકળી ચાલી; ફરી તે તેમાં કદાપિ આવવાની નહતી; ફરી કોઇવાર તેને તે જોવાનું નહતું.

કેટલાક કલાક સુધી યુવરાજ આવ્યા નહિ; જેવામાં વિચિત્ર દેખાવનો બાળક તેમને ગૃહમાં દાખલ કરીને સુદયાના બેસવાના ઓરડામાં લઇ ગયો ત્યારે ત્યાં આગળ સગડી પાસે આરામ ખુરશીમાં લોચો વળીને પડેલી ઘસઘસાટ ઉંઘતી બાલાવિજયા તેના જોવામાં આવી. તેના નાજુક વદન ઉપર સહજસાજ હાસ્ય છવાઇ રહ્યું હતું. ઘણા લાંબા સમયે આજજ તે આવી ઘસઘસાટ ઘોર નિદ્રામાં પડી હતી, કારણ કે માતાની સેવા ચાકરી કરનાર તે એકલીજ હતી.

" ગરીબ બીચારી બાલા, " ઓરડામાં ધીમે ધીમે આવતાં, યુવરાજને સગડી સામે ઉભા રહીને વિજયા તરફ તાકી રહેલા જોઇને સુદયા બોલી.

---

"ગરીબ બીચારી અનાથ! મને નવાઈ લાગે છે, આપણાથી તેને માટે શું બની શકશે!"

"મારો તેને દત્તક કરી લેવાનો વિચાર છે," તેણે ગંભિરતાથી ઉત્તર આપ્યો.

"તેને દત્તક કરી લેશો!" અત્યંત નવાઇ લાગે એવા અવાજમાં સુદયા એકદમ બોલી ઉઠી.

"તમેજ! યુવરાજ જીવેન્દ્ર તેને દત્તક લેશો! આ વાતજ વીચારમાં આવી શકતી નથી. વિચાર બીલકુલ અસંભવીત છે. લોકો તો તેને તમારી દીકરી ધારશે."

"એ બાબતમાં હું નિરૂપાય છું," અતિશાંતિપૂર્વક તેણે કહ્યું, "તેમની મરજીમાં આવે તે-ભલે તેઓ ધારે-કહે. તે મારી દીકરીજ હોય એવી મારી ઇચ્છા છે. તેની માતા મારૂં પ્રેમાસ્પદ હતી; અન્ય કોઇ સ્ત્રી માટે મેં કદાપે જરા દરકાર કરી નથી; એ બાળકના પિતા બનવાનું મારૂં સદ્‌ભાગ્ય હોત, અને મારાથી જેટલું બનત તેટલુંજ તેના બાલક માટે હું કરવા માગું છું. ગુરૂદેવ મને જેટલું જેટલું કરવાની રજા આપશે તેટલું બધુંએ તેને માટે કરીશ. આટલી શરત મારે બેજે બેજે ઉમેરવી પડે છે, કારણ કે તેમણે બાલાનો એક શિષ્યા તરીકે સ્વીકાર કર્યો છે, તેના માર્ગને તેઓ સારી રીતે સમજે છે, તેને માટે તેઓજ જવાબદાર છે."

"સર્વ અત્યંત નવાઇ ભરેલું છે," સુદયાએ કહ્યું, "દીલ્હીના આવા એક ગરીબીના શોકકારક વિભાગમાં કેવો વિચિત્ર બનાવ બન્યો છે. એ સર્વ કેટલું બધું ગૂઢ રીતે ગુંથાયાં ગયું છે—તેથી, એક ગરીબ સ્ત્રી મરી ગઇ તથા તેના બાલકને મેં ઘેર આણ્યું છે, એ ઉપરાંત કોઈ પણ કંઇ વિશેષ જાણતું નથી."

"હમેશાં અદ્‌ભૂત બનાવો બને છે તે આવીજ રીતે હોયછે," તેણે ઉત્તર વાળ્યો, "વિચાર, લાગણી અને અનુભવના આંતર પ્રદેશમાં તેઓ બન્યાં જાય છે; આ વિષે આપણા આ પાડોશીઓ અને ઓળખીતાઓ કોઇ પણ પ્રકારે કંઇ પણ બીલકુલ જાણતા નથી. આ પ્રમાણે આખાંને આખાં ભુવનો, ભૂમિકાઓ, લોકોમાંથી, આખાંને આખાં ભુવનો, ભૂમિકાઓ, લોકો પસાર થાય છે. વિશેષ આધ્યાત્મિક અને યથાર્થ લોકો; ભુવનો, સ્થૂલ અને જડ ભુવનો, લોકોમાંથી અદ્રશ્ય રીતે પસાર થાય છે."

"હા-પરંતુ સ્થૂલમાં, જડમાં પરિણામો, ફલો વ્હેલાં અથવા મોડાં જણાય છે. એ ગરીબ આવાસમાંના લોકો પણ કોકકાલે જાણશે કે તેની માતા મરવાના દિવસે ત્યાં આવેલા ગૃહસ્થે બાલાવિજયાને દત્તક કરી લીધી છે."

"હા-આધ્યાત્મિકભુવનો, સ્થૂલભુવનો ઉપર આધિપત્ય ભોગવે છે, તેમનું નિયમન કરે છે, અને જો કે માત્ર પરિણામો વડે જ જોવામાં આવે છે તો પણ તેમની હાજરી

ની વાત સમજાય છે. " તે અટક્યો, એક ક્ષણવાર શાંતિ છવાઈ ગઈ; આ અરસામાં ઉભયે બાલા તરફ પ્રેમભાવપૂર્વક જોઇ રહ્યાં હતાં; તે ગાઢનિદ્રામાં અત્યંત નાજુક, મધુર, સુંદિર દેખાતી હતી; તેની આકર્ષક, ઘણા સમયની ઉંઘના અભાવને લીધે ભારે બનેલી આંખો પોપચાંમાં ઢંકાઇ ગઇ હતી.

" હવે હું મારી વીથીમાં પાછો જાઉં છું, " તેણે એકદમ કહ્યું; " મારા લઇજતા સુધી તમે તેને અત્રે રાખશો તો હું આભારી થઇશ. મારે એકદમ દીલ્હી છોડી જવું પ-ડશે અથવા એકાદ બે દિવસ વધારે રહેવું પડશે, એ મારાથી સમજી શકાતું નથી. "

" તમારી મરજી હોય ત્યાં સુધી તે ખુશીથી અત્રે રહેશે, " સુદર્શાએ કહ્યું. " જો તમે તેને એકદમ બારોબાર લઈ જશો તો મને તેની ઘણીજ ખોટ લાગશે. પરંતુ જે ભાવિમાં નિર્માણ થઈ ચૂક્યું હોય તેના કરતાં કંઇક અન્યનીજ ઇચ્છા કરવી કંઇ પણ કામની નથી એ મારા સમજવામાં છે. "

યુવરાજ હસ્યો. " જરા પણ કામની નહિ, " તેણે કહ્યું.

" કદાચ આટલું હું તમને કહી શકું કે, " તેણે આગળ ચલાવ્યું. " મારી જાતેજ વિજયાને દત્તક કરી લેવાની મારી મરજી હતી. માતા મરીજતાં તે આવીને મારી સાથે રહેશે, એમ હું હમેશાં વિચારતી. "

" તેને કોઇ કોઇ વાર મળવામાં જ તમારે સંતોષ રાખવો જોઇએ, " યોગ્ય ઉત્તર મળ્યો.

" અરે, હું તેટલાથીએ પણ ખુશી થઇશ, " સુદર્શાએ ઉત્તર વાળ્યો.

( ચાલુ )

# સુખનીશોધ.

( અનુસંધાન ગતાંકથી. )

ભૂતકાળમાં અન્ય પ્રજાઓએ પણ એજ પ્રશ્ન પૂછ્યો છે; મોજમજામાં, જરૂરીઆતો વધારી મૂકવામાં તથા તેમનો સંતોષ શોધવામાં સુખનો સમાવેશ થાય છે, એવો તેમણે ઉત્તર આપ્યો છે. આવી દરેક પ્રજા માટે આ સર્વનો અંત મરણમાં આવ્યો છે, જીવનમાં વિરામ પામ્યો નથી. ઇતિહાસના ભૂતકાળમાં વિલોકો, તમને માલૂમ પડી આવશે, કે ઇતિહાસ શિષ્ટાચાર કેળવણીની પરંપરાઓના વિનાશ વડે ઉભરાઇ જાય છે. આવા શિષ્ટાચારોનો અભ્યાસ કરતાં તમને જડી આવશે કે દેહના વધારે વધારે મોજશોખ ખોળતા, વધારે વૈષયિક સંતોષ શોધતા, સ્થૂલજડ જીવન સાથે સંબંધ ધરાવતી વધારેને, વધારે મોજમઝાઓ શોધતા, એ સર્વે શિષ્ટાચારો હતા. આપણે આ માર્ગે જવાનો આરંભ કરીએ છીએ—એટલુંજ નહિ, ઘણા સમયથી આ માર્ગેજ વળીએ છીએ, આપણા પૂર્વે અનેક પ્રજાઓએ ખુંદી નાખેલા માર્ગમાં વળીએ છીએ; આ માર્ગ દુનિયાની ભૂમિકામાં વર્તતો હોય છે તેવામાં વારાફરતી દરેક પ્રજામાં જણાઇ આવતી ઘેલછાઇનેલીધે આપણે એમ માનીએ છીએ કે અન્ય પ્રજાઓનો એ માર્ગે વિનાશ થયો હશે પરંતુ આપણેજ માત્ર તેમાંથી બચી જઇશું; અન્ય શિષ્ટાચારો મોજશોખ વડે વિનાશ પામ્યા હશે પરતુ આપણી શિષ્ટાચાર કેળવણી તો આ પ્રમાણે નાશ પામશેજ નહિ, અન્યશિષ્ટાચારો મોજમઝાવડે કોહી સડીને છીન્ન ભિન્ન થઇ ગયા હશે પરંતુ આપણાં શિષ્ટાચાર કેળવણી તો સતેજ અને બલવાનજ રહેશે. કલામાં જણાઇઆવતી, આપણા બાપાસાહિત્યમાં પ્રત્યક્ષ થતી, તેમજ પૈસાદાર લોકોની લગામ વિનાની મોજમઝાહમાં દર્શન દેતી, ઉપયોગમાંજ વિનાશ પામે એવી હમેશ વધતા જતા તુચ્છઆનંદોની શોધમાં ડગલે ડગલે મળી આવતી વિનાશની નીશાનીઓ પ્રત્યે આપણે અંધ બની ગયા છીએ. આપણી શિષ્ટાચાર કેળવણી એવા માર્ગે ચાલે છે, કે જેને ઇતિહાસે માત્ર એકજ શબ્દમાં; તે પણ સ્મરણ લેખરૂપ શબ્દમાં દર્શાવ્યાં છે. " વિનાશ શમરણ થતી એક પ્રજાના સ્મરણમાં, અદ્રશ્ય થએલાં શિષ્ટાચાર કેળવણીનો એક કીર્તિસ્થંભ. "

ગમે તેવા ઉચ્ચ પ્રકારનું સુખ, જેમાં સમાવેશ થતું નથી તેવા દેહના જીવનમાં સુખ શોધનાર માનવિઓ અથવા પ્રજાઓના ભાવિમાં મરણ શામાટે નિર્માણ થયું હશે? આનું કારણ કંઇ દૂર શોધવા જવું પડે એમ નથી. સહુથી પ્રથમ દેહ, એ એક ટેવની બાબત છે તથા તેના સુખનું માપ, તમે તેને જે આનંદ પૂરા પાડો તે વડે નહિ પરંતુ અસંતુષિત રહેતી તૃષ્ણાઓ વડે નીકળી શકે છે. દેહનું સુખ જલદીથી ધસાઇ જાય છે. શરીર એટલું બધું ટેવથી ઘસાએલા એક પ્રાણી જેવું છે, કે અમુક બાબતનો થોડોક સમય

ઉપભોગ થતાં, તે બાબત તેને આનંદ આપવાની પોતાની શકિત ગૂમાવી બેસે છે. વિત્તનો ઉપયોગ કરનાર લોક કયા છે? જેઓ સમૃદ્ધિમાં જન્મ્યા છે તે પણ નહિ, તેમજ જેમની પાસે ઘણા લાંબા સમયથી વિત્તનો સંચય થયેલો છે, તે પણ નહિ. સમૃદ્ધિનો આનંદ તો યથાર્થ રીતે જેમણે દારિદ્રય ભોગવ્યું હોય છે તેઓ તથા લાંબા સમયથી સંતોષ શોધતી તૃષ્ણાઓને પૂરી પાડવાની સત્તાવાળાઓજ લઇ શકે છે, પરંતુ આ સર્વ સંતોષતાં, સંતોષ વૃત્તિ ટેવરૂપ થઇ પડતાં, આનંદનું સ્થાન કંટાળાને મળે છે, સંતોષનું સ્થાન અતિતૃપ્તિ લેછે. સ્થૂલ ઉપભોગોનું એ એક ખાસ લક્ષણ છે, કે જેમ જેમ તે ઉપયોગમાં આવતા જાય છે તેમ તેમ ધીમે ધીમે તેમની આનંદ આપવાની શક્તિ ક્ષીણ થતી જાય છે તથા થોડોક વધારે સમય વીત્યા પછી આનંદનું સ્થાન તીરસ્કાર અને કંટાળો લે છે. સ્થૂલ ઉપભોગનાં સર્વે દષ્ટાંતોમાં ઉપભોગની હદ ટુંકી હોય છે, એ હદની પાર પસાર થવાતાં આનદ મળવા માટે વધારે વધારે બલવાન ઉત્તેજનની જરૂર પડે છે, આવા પ્રકારનું બલવત્તર ઉત્તેજન વારવાર મળતાં આનંદ અનુભવનાર અવયવ આનદ અનુભવવાના ઉદ્યમમાંજ ઘસાઇ જાય છે. અને તેથી આનંદને તીરસ્કાર અનુસરે છે તથા ઉપભોગ આનદની પાછળ કંટાળો આવે છે.

અભ્યાસવડે જાણીને દેહની જરૂરીઆતોની હદને વધારવા કરતાં ટુંકાવવાની બાબત કેટલી બધી ઉત્તમ છે. અત્રે પણ ટેવનોજ યથાર્થ અને દઢ ટકાર થાય છે. દેહના તૃષ્ણા સંતોષને હદમાં રાખો અને દેહના કરકસરીયા જીવનમાં પણ,મોજમઝાના ઉપભોગના મધ્યમાં તે જેટલો હતો તેટલોજ સુખી બની શકે છે. મોજમઝાહયા તેમજ સાદાઇથી તે સમાન રીતે સંતોષ માને છે, અતિ વિશેષતાથી તેમજ સંપૂર્ણતાથી તે સમાન રીતે સુખી બને છે.

ભુખનું દુઃખ, દેહનું આરોગ્ય જાળવી રાખનાર જરૂરીઆતોના બીલકુલ અભાવનું દુઃખ, જે યથાર્થ રીતે બંધાયલા સમાજમાં કોઇ પણ માનવિએ સહન ના કરવું જોઇએ તે વિષે મારે બોલવું નથી. સ્થૂલ સુખ માટે શરીરનું આરોગ્ય જરૂરનું છે; દરેક પુરૂષ સ્ત્રી અને બાલક એવી દશાઓમાં હોવાં જોઇએ, કે જ્યાં આરોગ્ય સંભવી શકે એવું હોય, જ્યાં આરોગ્ય પ્રાપ્ત કરી શકાતું હોય, જ્યાં માત્ર તેમની પોતાની ભૂલ વડેજ શારીરિક રોગ, દેહની નિર્બલતા ઉપજાવતો હોય; વર્તમાનકાલનાં સામાજીક સંકટો નિવારણ થઇ શકે એવી દશાઓમાં છે; જ્યારે માનવિ, આ દુનિયામાં ખરેખરા સુખનો સમાવેશ થતો નથી એટલું શીખશે ત્યારે એ સર્વ ધીમે ધીમે દૂર થશે.

આ ઉપરથી આપણે દરેકને ઘણાજ ઉપયોગના એક વિચાર ઉપર આવીએ છીએ. સર્વ પ્રકારના સ્થૂલપદાર્થો, ઉપયોગ કરવામાંજ નાશ પામે છે તેથીજ તેમને મેળવતા આટલો બધો શ્રમ પડે છે, આટલું બધું યુદ્ધ મચાવવું પડે છે. જ્યારે એક પ્રજા હમેશાં મોજ મઝાહને શોધ્યાં કરે છે ત્યારે તે મોજ મઝાના દરેક કલાકે નાશ પામતો જાય છે, તેની તૃષ્ણા દરેકવાર સંતોષાતાં તે વિનાશના ખાડામાં ગબડે છે; સ્થૂલપ્રકૃતિમાં તમે જેમ તૃષ્ણાઓને ઘણીજ હદપાર વધારી શકો છો તેમ તૃષ્ણાના પદાર્થોને વધારી શકા-

ના નથી (મેળવાતા નથી.); આનું અનિવાર્ય પરિણામ એ આવે છે; કે જ્યાં એક વર્ગના લોકો સમૃદ્ધિમાં રચી પચી રહ્યા હોય છે ત્યાંજ, અન્ય વર્ગના લોકની જીંદગીનાં સાધારણ સુખો પણ ખુંચી લેવામાં આવ્યાં હોય છે; જ્યાં એક પક્ષે હદપારનો સમૃદ્ધ અને ભોગ વિલાસમાં મ્હાલતો એક વર્ગ હોય છે ત્યાંજ અન્ય પક્ષે દારિદ્રય અને રોગનું સંકટ મ્હાલી રહ્યું હોય છે.

સ્થૂલમાંથી, જડમાંથી સંતોષ શોધવાનું આ એક લક્ષણ છે, તેમાંથી આપણાથી બચી શકાતું નથી. આપણે જેટલી મોજ શોખ ઉપભોગ કરીએ છીએ તેટલીજ ઝડપથી આપણાથી તે પૂરા પાડનાર પદાર્થો ઉપજાવી શકાતા નથી સર્વની દેહની યોગ્ય જરૂરીઆતોને સંતોષી શકે તથા સર્વ દેહોને આ રોગ્ય અને સ્થૂલ રીતે સુખી રાખી શકે એટલું જોઇએ તેટલું પેદા કરી શકાય; થોડાને માટે પેદા કરનારાઓમાં તકરાર અને સંકટ વિના, હમેશ વધતા જતા ભોગ વિલાસોને પહોંચી વળે એટલું બધું માનવ મહેનત વડે કોઈ કાલે પણ પેદા કરી શકાશે નહિ. આ જ કોઈ કાલે નિવારી ના શકાય એવું સત્ય છે, આપણે ઉપર કહ્યો તેવા શિષ્ટાચારનો વિનાશ, આ બાબતના અસ્વીકારને લીધેજ થયોછે; કારણ કે એક પક્ષના કોઇ પણ જાતની લગામ વિનાના ભોગ વિલાસોનો અર્થ અન્ય પક્ષના દુઃખ સમાનજ થાય છે. જ્યાં સુધી માનવિઓ, ઉપભોગ કરતા કરતામાંજ વિનાશ પામે એવા પદાર્થોમાં સુખની શોધ કરશે ત્યાં સુધી સમાજ પણ મારામારી, અહમહમિકા, વિગ્રહના એક ક્ષેત્ર રૂપ બનશે. દરેક માનવિ પોતાના ભાગને પૂરતો નહિ માનીને, ભાવિના ભયથી માની લીધેલી જરૂરીઆતોને પહોચી વળવા માટે, પોતાને જે ક્ષણે જેટલું જરૂરનું હોય છે તેના કરતાં વધારે મેળવવાના પ્રયત્નમાંજ મચ્યાં રહે છે માટે ડહાપણ ભરી પસંગી કરનાર યુવકો અને બાલાઓએ,સ્થૂલ રીતે મોજમઝાહ ભરેલું જીવન પસંદ કરવા કરતાં સ્થૂલ સાદું જીવન પસંદ કરીને, દેહને, લાડ લડાવવાને તથા જરૂર કરતાં વધારે આપવાને બદલે કેળવીને અને જે જોઇએ તે જરૂરતુંજ પૂરું પાડીને આરંભ કરવાની ઘણીજ જરૂર છે. દેહ એક પસંદ કરવા યોગ્ય સેવક છે, પરંતુ જો તે આપણા ઉપરિ શુર થઇ પડે તો તે એક અસહ્ય જુલમગાર છે. જો તમે વિષય રસમાં ઘસાઇ ગયેલા પ્રત્યે, ભોગ વિલાસમાં નષ્ટ બનેલા પ્રત્યે જોશો તો સેવકને બદલે ઉપરિ બનતાં દેહનો કેવો આકાર થાય છે તેનો તાદશ ચિતાર તમારા સમક્ષ ખડો થશે માનવિને દેહ કરતાં અન્ય પ્રકારનું સુખ પૂરા પાડનાર માનવ પ્રકૃતિના ઉચ્ચ પ્રદેશોને બદલે નાશ પામતા દેહમાં સુખનો સમાવેશ કરવામાં જ પ્રકૃતિનો નર્ક પ્રદેશ ખડો થાય છે.

આપણી પ્રકૃતિના અન્ય વિભાગમાં પસાર થઇને જોઇએ કે ઉર્મિઓને સંતોષવામાં સુખનો કેટલી હદ સુધી સમાવેશ થાય છે. અત્રે પણ જો સંતોષાતી ઉર્મિઓને બુદ્ધિ પૂર્વક પસંદ કરવામાં આવે તો જીવનની કીમત પણ ઘણીજ વધી જાય, માનવ જાતની વૃદ્ધિ પણ જલદી થાય, વિકાસક્રમમાં પણ ઘણુંજ આગળ વધાય. તમે જે જે ઉર્મિઓ, તૃષ્ણાઓ, વાસનાઓને સંતોષ પમાડો તે ડહાપણ સહિત પસંદ કરો, એ સર્વે તમને નીચે પાડવાને બદલે ઉચ્ચ પ્રદેશમાં સ્થાપશે. સંતોષવાની હોય એવી ઉર્મિઓ, કામનાઓ;

તૃષ્ણાઓ, વાસનાઓના સંબંધમાં આટલો નિયમ બરાબર પાળવાની જરૂર છે, કે તેઓ એવી હોવી જોઇએ કે અન્યને દુઃખ કર્યા વિના તેમને સંતોષી શકાય, તમારૂં એકલાનુંજ નહિ પરંતુ સર્વનું સુખ વધારે એવી રીતે તેમનો સંતોષ થવો જોઇએ; આ સર્વનો સંતોષ શોધવામાં એવી રીતે વર્તવું જોઇએ કે જેથી તમે દુનિયાના આનંદની વધારેને વધારે વૃદ્ધિ કરી શકો, માનવ વિકાસક્રમના અધમ માર્ગોમાં સંતોષી શકાય એવી ઊર્મિઓને બદલે સરખામણીમાં વધારે ટકે એવી ઉચ્ચ મૃદુ સર્વ ઉર્મીઓને તમારામાં કેળવી શકો. બાળકો સાથે તમારે કામ પાડવાનું હોય તો આટલું ખાસ લક્ષમાં રાખો, કે તેમની ઉર્મીઓનાં તમે જેવાં વલન ઘડો છો, તેના ઉપર જીવાત્મા વિકાસક્રમની કઇ દિશાએ પ્રયાણ કરશે તેનો મોટો ભાગે આધાર રહે છે; પાપમાંથી કીયે માર્ગે ઉદ્ધાર થશે તથા પૂણ્ય તરફનું આકર્ષણ થશે, તે પણ આથી સૂચવાય છે.

મારા શરીર આરોગ્યવાળા, હદપાર વધતી જતી દેહની માગણીઓવાળા, જીવનમાં પ્રવેશતા એક યુવકનો દૃષ્ટાંત લ્યો; આને સીધો બનાવવાને વારંવાર જે પ્રકારનું નિયમન યોજવામાં આવે છે તે કેટલું બધું બુદ્ધિ રહિત હોય છે, તેની પાસે વારંવાર પળાવવામાં આવતા નિયમો કેટલા બધા અર્થ શૂન્ય હોય છે, તેનું બરોબર અવલોકન કરો, જો આપણામાંના યુવકો અને યુવતીઓને, વિકાસ પામવામાં, વૃદ્ધિ મેળવવામાં, જીંદગીમાં સુખી બનવામાં મદદ કરવાની આપણી મરજી હોય તો, અધમ વાસનાઓના ઉપયોગમાં જીવનનું સુખ શોધતી તેમની વૃત્તિયોને પલટાવી નાખે એવા પ્રકારની સર્વ ઉચ્ચ ઉર્મીઓનો ઉપયોગ કરીને કરી શકાય એમ છે. જો તમને અધમ ભોગવિલાસોમાં આનંદ લેતો, આસુરી પ્રકૃતિની તૃષ્ણાઓને વધારવાના વલનવાળો એકાદ યુવક મળી આવે તો તેની સાગે મળવાનો ખરેખરો માર્ગ ઠપકો આપવાનો, ક્રોધ દર્શાવવાનો, તિરસ્કાર કરવાનો નથી, પરંતુ નીચે પાડી નાખે એવા આનંદોને બદલે ઉચ્ચ વૃત્તિઓ બનાવે એવા આનંદો, આસુરી સંપતને મદદ કરે એવા આનંદોને બદલે દૈવિ પ્રકૃતિને ઉત્તેજન આપે એવા આનંદો પૂરા પાડવા વડે તેને સારે માર્ગે દોરી શકાય છે. ઉચ્ચ પ્રકારનો અને શુભ સંતોષ મળે એવા માર્ગમાં તેને ધીમે ધીમે દોરી જવા માટે તમારે સર્વ પ્રકારની કલા અજમાવવાની છે, સર્વ પ્રકારના સૌંદર્ય વડે તેને લલચાવવાનો છે, તેની વિકાસતી પ્રકૃતિને આકર્ષે એવાં સર્વ પ્રકારનાં આકર્ષણોનો ઉપયોગ કરવાનો છે. યોગી બનવાના, બ્રહ્મચર્યના ઉપદેશો વડે નહિ પરંતુ મિતાહારની કેળવણી વડે તમે તમારે કામ પડે એવા સ્વભાવનાં માનવિઓને ધીમે ધીમે સુધારી શકશો તથા તેમને લાલચના સંભવની પાર લાવી શકશો. અવિચારી યોગ, બ્રહ્મચર્ય વિષે આગ્રહસહિત ઉપદેશવાવડે, જે તેમને જરા પણ આકર્ષતું નથી તે તેમના ઉપર બોજ બોજ ઠોકી બેસાડવા વડે, તથા જે જે તેમને આકર્ષે છે તેનો, તેમને ઉપયોગ કરવાની મના કરીને, યુવકોના સ્વભાવને વારંવાર અત્યંત હાનિ કરવામાં આવે છે. આથી ઉલટું જ્યારે અમુક પ્રકારની પ્રકૃતિ, સ્વભાવ આગળ પડી આવતાં જણાય ત્યારે તેની ઉચ્ચ માગણીઓને સંતોષીને તમારે તેની કસોટી કરી જોવાની છે, તેને બળવાન્ બનાવવાની છે, તથા આ પ્રમાણે ધીમે ધીમે અધમ ઉર્મીઓને, વાસનાઓને મરણ શરણ બનાવવાની છે. ધાર્મિક કુટુંબોનાં બાલક બાલિકાઓ, દુનિયાદારીનાં સ્ત્રી પુરૂષોનાં બાલકો કરતાં વારંવાર ઘણાંજ જંગલી, ભ્રષ્ટ નિવડે છે, તેનું એક કારણ એટલું છે, કે તેમની

પ્રકૃતિને નિયમન કરવાને બદલે દબાવી દેવામાં આવે છે, વિકસાવવાને બદલે છિન્ન ભિન્ન કરી નાંખવામાં આવે છે, સર્વ પ્રકારના આનંદને થોડા-અથવા વધારે પાપરૂપે, ભયરૂપે જોવાનું શીખવવામાં આવ્યું હોય છે: તેથી યુવાનીઆઓ ગમે તે જોખમે ગમ્મત અને આનંદ ભોગવતા હોવાથી, કોઇ પ્રકારના વિવેક વિના ગમે તેવા આનંદનું ગ્રહણ કરવામાં આવે છે, તથા કોઇ જાતના જ્ઞાન વિના તેના ઉપભોગમાં મચ્યા રહેવાય છે. આનંદ માટેનો પ્રેમ, સૌંદર્ય માટેનો પ્રેમ, એ જીવાત્માના દિવ્યસૌંદર્ય અને દિવ્ય આનંદના શોધમાં ફાંફાં મારતા બહિરપસરતા હાથ છે. અજ્ઞાન વડે તેઓ અવળી દિશામાં ગ્રહણ કરે છે. તેમનું નિયમન કરો, તેમને દોરો, પરંતુ તેમને સુખ, આનંદ ભોગવવાની મના કરશો નહિ. તેમને મદદ કરો, તેમની આશાઓને તોડી નાખો નહિ; તેમના સૌંદર્ય અને આનંદના પ્રેમનો, તેમને વિકાસક્રમના માર્ગમાં થોડાક આગળ વધારવામાં ઉપયોગ કરો; ક્ષણિક પદાર્થોમાં સુખ શોધવાને બદલે સરખામણીમાં વિશેષ નિત્ય પદાર્થોમાં તેમને સુખનો શોધ ચલાવવાનું શિખવો; પોતાની પાછળ શોક અને અધમતા ઉપજાવે એવી બાબતોને બદલે, સર્વ-પાસા સુખ, આનંદ ફેલાવે એવી બાબતોમાં સુખનો શોધ કરવાનું શિખવો.

ઉર્મિઓ, તૃષ્ણાઓ, વાસનાઓ, કામનાઓનો વિવેક સહિત ઉપયોગ થાય તો આપણી પ્રકૃતિનો, સ્વભાવનો એક એવો વિભાગ છે, કે જે વડે આપણને સુખનો માર્ગ જડી રહે છે. વિવેક પૂર્વક ઉપયોગ કરાય તો, એમ મારૂં કહેવું છે, કારણ કે આમાંજ ઘણા ગંભીર બોધનો સમાવેશ થાય છે; ઉંડામાં ઉંડી ઉર્મિરૂપ પ્રેમ, જે સંતોષાતાં બહુ સ્થાયી આનંદ ગણે છે તેને પણ સ્વાર્થ રહિત કરીને શુદ્ધ બનાવવાનો છે તથા તે જે લે લે કરે તેના કરતાં જે આપ આપ કરે તેમાં વધારે આનંદ લેતો કરવાનો છે. આપ આપ કરનાર પ્રેમ આપણને આધ્યાત્મિક પ્રદેશમાં ઉપાડી જાય છે; લે લે કરનાર પ્રેમ આપણને વિકાસક્રમની નિઃસરણિમાં નીચે ઉતારે છે; વિકાસક્રમમાં માનવિનું સ્થાન, તેના પ્રેમમાં આપ આપ કરવાનું કે લે લે કરવાનું તત્વ આગળ પડી આવે છે, તે વડે નક્કી કરી શકાય છે. જીવનનાં સર્વ પ્રકારનાં શોક, દુઃખ આદિ ગ્રહણ કરવાની, લેવાની, પોતાના બાપનું કરી લેવાની ભાવનામાંથી જન્મે છે; જીવનના સર્વ પ્રકારના આનંદનો તે આનંદ પણ આપવા વધવા સાથે વધે છે આપવામાં સમાવેશ થાય છે, પોતે સ્વતઃફલવંત નિવડે તેમાં સમાસ છે, પોતે સ્વતઃસર્વત્ર વહેંચાય તેમાંજ સમાવેશ છે, પોતે જે આનંદ પેદા કરે તેનાં સુખ શોધવામાં તેનો સમાવેશ થાય છે. આવા પ્રેમનેજ દિવ્યનું નામ આપવામાં આવે છે, તે આપણને ઉચ્ચ ભૂમિકામાં સ્થાપે છે, તે તત્વતઃઆત્મમય હોય છે, તેથી તેની પ્રકૃતિ નિત્ય હોય છે. તમે તમારી ઉર્મિયો, તૃષ્ણાઓ આદિનો આ ઉત્તમોત્તમ વારસો મેળવવામાં ઉપયોગ કરી શકો; ચારે તરફ સુખ ફેલાવવામાં આનંદ માનતો પ્રેમ, આપણી પાસેથી કોઇથી પણ કોઇ કાલે ઝુંટાવી શકાશે નહિ, બનાવોના કોઇ પણ પ્રકારના ફેરફારોવડે અથવા શોક દુઃખના આઘાતવડે તે કોઇ કાલે પણ પલટાઇ જતો નથી.

[ ચાલુ. ]

એનિબેસંટ.

# ॥ वालकोनी केळवणी ॥

( આત્મવિદ્યાના દૃષ્ટિબિંદુથી. )

પોતાના બાપદાદાથી વારસામાં મળેલી અનેક બાબતો વિષે વર્તમાન કાલનું જીવન શંકાઓ ઉઠાવતું, પ્રશ્નો કરતું બન્યું છે; તેથીજ નીચેના જેવા અને તેની સાથે ભળતા આવતા વર્તમાનકાલના અનેક પ્રશ્નો ઉભા થાય છેઃ—સામાજીક સુધારણાનો પ્રશ્ન, સ્ત્રી સુધારણાનો પ્રશ્ન, કેળવણીનો અને શાળાઓ વિષેનો પ્રશ્ન, કાયદામાં સુધારો કરવા વિષેનો પ્રશ્ન, વૈદક શાસ્ત્રના સુધારા વિષેનો પ્રશ્ન, આરોગ્ય રક્ષણ વિષેનો પ્રશ્ન, ઇત્યાદિ, ઇત્યાદિ. અનેક પ્રકારે આ પ્રશ્નો સામે બાથ ભીડવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. આ અથવા તે પ્રશ્નનું નિરાકરણ કરવાને આ અથવા તે ઉપાય દર્શાવનનારાઓની અથવા આ અથવા તે પ્રશ્નના નિરાકરણમાં વિશેષ નહિતો કેટલીક સહાય કરે એવો માર્ગ બતાવનારાઓની સંખ્યા એટલી બધી મોટી છે કે તેનું માપતાં પણ માપ નીકળી શકે એમ નથી; આવા પ્રકારના પ્રયત્નોમાં તેઓ સંભવી શકે એવા સર્વ પ્રકારના અભિપ્રાયો દર્શાવે છે. ઉદ્ધત વિચારનો પક્ષ—ઉથલપાથલ કરનારી ભાવનાઓનો આમાં સમાવેશ થાય છે; મધ્યમ વિચારનો પક્ષ—આ વર્ગ હયાતી ધરાવતી બાબતો માટે માનવાળો હોય છે તથા તેમાંથી કંઇક નવું કરવાની ઇચ્છાવાળો હોય છે; નરમ પક્ષ—આ વર્ગ જ્યાં જ્યાં પ્રાચીન સંસ્થાઓ અને લોક કથાઓને છેડવામાં આવે છે ત્યાં કેડ કસીને સામો થાય છે. આવા પ્રકારની મૂખ્યભાવનાઓના માર્ગમાં, સર્વ પ્રકારના મધ્યમ માર્ગોની ભાવનાઓનો સમાવેશ થાય છે.

જીવનવિષે ઉંડો વિચાર ચલાવી શકનારને આ બાબતોના સંબંધમાં એક બાબત બાગેજ લક્ષ દોર્યા વિના રહેશે—માનવિઓ સમક્ષ ખડી કરવામાં આવતી સુધારાની ભાવનાઓ વારંવાર અયોગ્ય સાધનોનો જ ભોગ થઈ પડે છે. આધારરૂપ પાયાઓ સમજ્યા વિના ઘણાઓ જીવનને સુધારવાની ઇચ્છા રાખેછે. ભાવિના જીવન વિષે જે ખુશીથી એક સિદ્ધાન્ત દર્શાવી શકે તેણે જીવનનો માત્ર ઉપર ઉપરનો અભ્યાસ કરીને સંતોષ માનવાનો નથી. તેણે તો તેના ઉંડાણમાં ઉતરવાની જરૂર છે.

જીવન એક વૃક્ષ સમાન છે; તેમાં માત્ર આંખથી જોઇ શકાય છે તેટલાનો જ સમાવેશ થતો નથી પરંતુ તેના ગુપ્ત ઉંડાણમાં છુપાઈ રહેલી એકાદ ભાવિની દશાનો પણ સમાસ છે. દૃષ્ટાંત તરીકે હમણાંજ પાંદડાં ફુટવા માંડેલા છોડનો વિચાર કરો; પાંદડાંવાળા થઇને આગળ ઉપર ફુલફલ આવશે એટલું તમારા જાણવામાં છે. આ ફુલો અને ફલોનાં બીજકો પ્રથમથી છોડમાં છુપાઇને રહેલાં છે. પરંતુ જે તેની માત્ર વર્તમાનદશાનો વિચાર કરે છે તેને માટે, આખરે આ સર્વે અવયવો કેવા પ્રકારનો આકાર ધારણ કરશે એ કહેવું તદન અસંભવિત છે. માત્ર જે છોડના સ્વભાવથી ભોમિયો હોય છે તેજ આ સર્વ સમજી શકે છે.

માનવ જીવનમાં પોતામાં પણ તેનાં ભાવિનાં બીજકોનો સમાવેશ થાય છે. પરંતુ આ ભાવિ વિષે કંઇ પણ કહેવાને શક્તિવાન થતા પહેલાં માનવિની ગુપ્ત પ્રકૃતિમાં પ્રવેશ પામવાની જરૂર છે; વર્તમાન ઝમાનાનું આ પ્રમાણે વર્તવાનું જરા પણ ખરૂં વલન નથી. આ ઝમાનો માત્ર ઉપર ઉપરની બાબતોમાં જ ઉપયોગી બની જાય છે; બહારના અવલોકનને અદૃશ્ય એવા પ્રદેશમાં જો તે જરા પણ વધવા જાય છે તો તેને ભયંકર ભૂમિમાં મુસાફરી કરવા જેવું જણાય છે. સત્યવાત છે કે વૃક્ષના દૃષ્ટાંતમાં આ બાબત ઘણી જ સાદી છે. આપણે જાણીએ છીએ, કે તેના જેવાં અન્ય વૃક્ષોને વારંવાર ફુલફલ આવ્યાં છે. માનવજીવન માત્ર એક જ વાર અસ્તિત્વમાં આવે છે, તેમાં ભાવિમાં ખીલી નીકળવાનાં પુષ્પો પ્રથમથી ત્યાં હોતાં નથી. જેમ હમણાંજ પત્ર ધારણ કરતા છોડમાં પુષ્પો જેવી દશામાં હોય છે તેવીજ રીતે તે સર્વે માનવ જીવનમાં બીજ દશામાં હોય છે.

જ્યારે માનવિ ઉપરિતલની નીચે માનવપ્રકૃતિના હૃદયમાં પ્રવેશ પામે છે ત્યારે આ ભાવિ વિષે કંઇક કહી શકાય છે. માનવજીવનના આવા પ્રકારના ઉંડા શોધના પરિણામરૂપ, વર્તમાન કાલના સુધારકોના ભિન્નભિન્ન પ્રકારના સુધારાના વિચારો ત્યારેજ માત્ર યથાર્થ રીતે ફલવંત, વ્યાવહારિક બનશે.

માનવજીવનના સમગ્ર પ્રદેશને લક્ષમાં લેનાર આત્મવિદ્યાજ, સ્વાભાવિક રીતે એક પ્રકારનું વ્યાવહારિક તત્ત્વશાસ્ત્ર પૂરૂં પાડવાને યોગ્ય છે. આત્મવિદ્યા અથવા આપણા સમયમાં વારંવાર પસાર થતી આને મળતી બાબતો, આવા પ્રકારનો દાવો કરવાને યોગ્ય છે કે નહિ, એ પ્રશ્ન નથી. આત્મવિદ્યાના વલન સાથે, આવા વલનના સાધન વડે તે શું શું સાધવાને સમર્થ છે તે સાથે આ પ્રશ્નનો સંબંધ છે માત્ર જ્ઞાનની જીજ્ઞાસાને તૃપ્ત કરવા ખાતર કોઇ પ્રકારના રંગ વિનાના વાદરૂપ આત્મવિદ્યા ના હોવી જોઇએ; તેમજ જે માનવિઓ માત્ર સ્વાર્થ ખાતર પોતાને મારેજ વિકાસક્રમની ઉચ્ચભૂમિકા મેળવવાનું પસંદ કરે છે તેમને માટે એક સાધનરૂપ પણ આત્મવિદ્યા નથી. વર્તમાનકાલની માનવ જાતના ઘણા અગત્યના પ્રશ્નો વિષે તેનાથી થોડોક ખુલાસો થઇ શકે એમ છે; માનવ જીવનના શુભના વિકાસમાં તેથી સહાય મળી રહે છે.

જો આત્મવિદ્યા આવા પ્રકારના એક ઉદ્દેશનો સ્વીકાર કરે તો તેણે સર્વ પ્રકારના વિરોધ અને શંકાઓ સામે થવાની આશા રાખવી જોઇએ. જીવનના સર્વે પ્રકારના વિભાગોના ઉદ્દત, મધ્યમ અને નરમ પક્ષનાઓ:ખાત્રી સહિત આના સામે આવા પ્રકારની શંકાઓ ઉઠાવશે; કારણ કે પ્રથમ તો તે કોઇ પણ એક પક્ષને પ્રસન્ન કરી શકતી નથી; તેના સિદ્ધાન્તો તો સર્વ પ્રકારના પાક્ષિક હેતુઓની પાર પહોંચે છે.

આ સિદ્ધાંતોનાં મૂળીઆં મુખ્યત્વે કરીને ફક્ત જીવનની યથાર્થ સમજણમાં ઉંડાં ઉતરેલાં હોય છે. જે જે જીવનને બરોબર સમજે છે તે સર્વ માત્ર જીવનના પક્ષથીજ પોતાના સિદ્ધાંતો યોજી કાઢશે. તે કોઈ પ્રકારની કરામતી યુક્તિયો યોજશે નહિ; તે સારી રીતે જાણતો હોય છે, કે વર્તમાનમાં જીવનના જેવા મૂલ નિયમો પ્રવર્તતા હોય છે તેના કરતાં નવાજ પ્રકારના મૂલ નિયમો ભાવિમાં ભાગ્યેજ હોય છે. આત્મવિદ્યાને તેટલા માટે બનાવોની વર્તમાન દશાઓ પ્રત્યે ખાસ લક્ષ આપવાનું હોયછે. જો કે તેને વર્તમાન બનાવોની દશામાં સુધારવા જેવું ઘણું લાગે છે, તો પણ તે વર્તમાનમાં ભાવિનાં બીજકો

જોઈ શકે છે. તે એટલું પણ સારી રીતે જાણે છે, કે ગર્ભદશામાં રહેલી સર્વ બાબતો માટે વૃદ્ધિ વિકાસ સંભવી શકે છે, તેથી બનાવોની વર્તમાનદશામાં આત્મવિદ્યાને ઉત્તમ ફેરફાર કરવાનાં, ભાવિની વૃદ્ધિ સાધવામાં બીજકો જણાઈ આવે છે. તેને નવીન યોજનાઓ યોજવાની નથી. તે તો માત્ર જે હોય છે તેમાંથી જોઇએ તેને જાગૃત બનાવે છે. પરંતુ જેને આ પ્રમાણે વ્યવહરવામાં આવે છે તે કેટલીક રીતે એક પ્રકારની યોજના રૂપ થઈ રહે છે કારણ કે તેનામાંજ વિકાસક્રમની પ્રકૃતિનો સમાવેશ થાય છે.

આવા કારણથીજ માનવ પ્રકૃતિમાં શોધ ચલાવવાના આત્મવિદ્યાના માર્ગવડે, વર્તમાનકાલના ઘણાજ અગત્યના પ્રશ્નોના નિરાકરણ માટેનાં ઘણુંજ ફલવંત અને વ્યાવહારિક સાધનો સ્પષ્ટ રીતે મળી આવે છે.

આવા એક પ્રશ્નનું આ વિચાર વડે નિરાકરણ કરવાનો મારો ઉદ્દેશ છે; કેલવણીના પ્રશ્ન સાથે આ વિચારને જોડવાનો મારો આશય છે, અમે આ માટે કોઇ પ્રકારના હક દર્શાવવા માગતા નથી: તેમજ ગાઢ વિદ્વત્તા ભર્યો એકાદ નિબંધ પણ યોજવા માગતા નથી; માત્ર બાલક પ્રકૃતિનો ચિતાર આપવાનો જ ઉદ્દેશ છે. વિકાસ પામતા માનવિની પ્રકૃતિના અભ્યાસમાંથી અત્રે સૂચવાતું કેલવણીનું દૃષ્ટિબિંદુ સ્વાભાવિક રીતે વિકાસ પામતું જાય છે. પરંતુ આવા અભ્યાસમાં યથાર્થ રીતે આગળ વધવા માટે સામાન્ય રીતે માનવિની અદૃશ્ય પ્રકૃતિનો વિચાર ચલાવવો જરૂરનો છે.

જે સ્થૂલ દૃષ્ટિવડે જોવાય છે, જેને માનવિની પ્રકૃતિમાં જીવનનો જડવાદથી ખૂલાસો કરનારાઓ માત્ર એકના એક અગત્યના તત્ત્વરૂપે ગણે છે તે માનવ સ્થૂલ દેહ છે; આત્મવિદ્યાના શોધ અનુસાર આ દેહ માનવ પ્રકૃતિના એક તત્ત્વરૂપ, માત્ર એક વિભાગરૂપ છે. કહેવાતી ચેતનવિનાની જડસૃષ્ટિમાં અન્ય સર્વની પેઠે, આ સ્થૂલદેહ પણ સ્થૂલજીવનના સામાન્ય નિયમોને આધિન હોય છે, સામાન્ય પ્રકારનાં જડ અને શક્તિયોનો તે બનેલો હોય છે. માનવિનું આવા પ્રકારનું સ્થૂલબંધારણ સમગ્ર ખનિજ વર્ગના બંધારણ સાથે સામાન્ય રીતે મળતું આવે છે, એમ આત્મવિદ્યાનું માનવું છે, વળી તેનું માનવું છે, કે જે જે માનવિનામાં સ્થૂલ જડ રૂપે છે, તે ખનીજ વર્ગમાંથી મિશ્રણ કરવાનાં, મેળવવાનાં, બનાવવાનાં, વિશ્લેષણ કરવાનાં જે જે સાધનો મળી આવે છે, તેનું જ બનેલું છે; તે વળી ખનિજ વર્ગમાં સાધનો રૂપે કાર્ય કરે છે ને તે પણ સમાન નિયમોને અનુસરીને કરવામાં આવે છે.

આત્મવિદ્યા, આ સ્થૂલદેહથી ભિન્નરૂપે માનવિના બંધારણમાં એક અન્ય તત્ત્વનો સ્વીકાર કરે છે—પ્રાણ અથવા છાયા દેહનો (Etheric Body) જડવિજ્ઞાનવાદીને ઇથરીક દેહનો સ્વીકાર કરવાની જરા પણ જરૂર નથી. જડશાસ્ત્રે માની લીધેલા સિદ્ધાન્તરૂપ ઇથરનો જે અર્થ છે તેના કરતાં જુદા જ પ્રકારના અર્થમાં અત્રે ઇથર શબ્દ વાપરવામાં આવ્યો છે, એ આપણે આગળ ચાલતાં જોઇશું; એનો અર્થ હવે આપણે જે પ્રમાણે વિચારીશું તે પ્રમાણે લેવાનો છે.

એક "ઇથરીક દેહ," "છાયાદેહ" વિષે વિચાર ચલાવવાની બાબત કેટલાક મત સમયથી પદાર્થવિજ્ઞાનથી વિરૂદ્ધ વર્તન રૂપે ગણાય છે. અઢારમા શતકના અંતમાં અને ઓગણીસમા શતકના આરંભના અર્ધ ભાગમાં, આ બાબતને "પદાર્થવિજ્ઞાન" થી વિરૂદ્ધ ગણવામાં આવતી નહિ, એ યથાર્થ છે. પછીથી એમ કહેવાયું હતું, કે એકાદ

ખનિજમાં કાર્ય કરતાં જડ અને ચેતન પોતાની સ્વતંત્ર શક્તિવડે સ્વતઃ એકાદ * જીવતા પ્રાણીનું સ્વરૂપ ધારણ કરી શકે નહિ. આ માટે તો અંતરમાં વસતિ એક ખાસ "શક્તિ"ની જરૂર છે; આ શક્તિને "જીવનશક્તિ," "પ્રાણશક્તિ"નું નામ (Vital Force) આપવામાં આવ્યું હતું એમ દર્શાવવામાં આવ્યું હતું, કે જેમ લોહચુંબકની ચુંબકશક્તિ આકર્ષણ પેદા કરે છે તેમ આવા પ્રકારની એક શક્તિ વનસ્પતિમાં, પ્રાણીમાં અને માનવ દેહામાં કાર્ય કરે છે તથા જીવનના વિવિધ બનાવોને ઉપજાવે છે. જડવાદના પછીના જમાનામાં આ વાદનો નાશ કરવામાં આવ્યો છે. તે સમયે એમ કહેવાયું હતું, કે જેવી રીતે એકાદ કહેવાતો ચેતન હીન પદાર્થ બંધાય છે તેવી જ રીતે એકાદ જીવતું પ્રાણી સ્વતઃ પોતાનું બંધારણ બાંધી લે છે. એકાદ બંધારણમાં ખનિજ વર્ગમાં હોય છે તેના કરતાં અન્ય પ્રકારની શક્તિયો અમલ કરી શકતી નથી—માત્ર તેઓ એક ઘણી ગૂંચવાડા ભરેલી રીતે કાર્ય કરે છે; તેમના વડે એક ગૂંચવાડાવાળું બંધારણ બંધાય છે. વર્તમાનકાલે ઘણાજ હઠીલા જડવાદીઓજ "પ્રાણ-શક્તિ" ના અસ્વીકારને વળગી રહ્યા છે. પ્રાકૃતિક તત્ત્વવેત્તાઓની એક વિશાલ સંખ્યાએ એમ ઉપદેશ્યું છે, કે ગમે તેમ હોય તોપણ દરેકને એક પ્રાણશક્તિ અથવા એક જીવન-તત્ત્વ જેવું કંઇક સ્વીકારવાની જરૂર ઉભી થાય છે.

આ પ્રમાણે નવીન પદાર્થ વિજ્ઞાન, ઈથરીક-છાયા-દેહના સબંધમાં કેટલેક અંશે આત્મવિદ્યાના સિદ્ધાંતોના નજીક આવતું જાય છે. તથાપિ એ ઉભય વચ્ચે ઘણો જ ભેદ છે; વર્તમાનકાળની પદાર્થવિદ્યા સામાન્ય અવલોકનની સત્ય બાબતોના આધારવાળાં માનસિક અવલોકનોના સાધનવડે એક પ્રકારની બલવાન શક્તિની ભાવનાનો સ્વીકાર કરતી જાય છે, પરંતુ આત્મવિદ્યાનો જેવો ઉદ્દેશ છે તેવી તથા જેનાં પરિણામોથી આત્મવિદ્યાના સિદ્ધાંતોનો ઉદય થાય છે તેવા પ્રકારની યથાર્થ આધ્યાત્મિક શોધની આ વિદ્યાની વિધિયો નથી. વર્તમાનકાળની પદાર્થ વિદ્યાથી આત્મવિદ્યા આ બાબતમાં કેવી રીતે ભિન્ન પડી આવે છે તે વારંવાર દર્શાવવાની જરૂર નથી, પદાર્થ વિજ્ઞાન ઇન્દ્રિયોના અનુભવોને જ સર્વ જ્ઞાનના આધારરૂપ માને છે, અને જે જે આવા આધારવાળું ના હોય તે સર્વને અજ્ઞેયરૂપે ગણી કાઢે છે. ઇન્દ્રિયો ઉપર પડતાં સંસ્કારોમાંથી તે પોતાના સિદ્ધાંતો અંતિમ પરિણામો ઉપજાવી કાઢે છે, જે જે કંઇ આનીપાર જાય છે તે સર્વને તે માનવ જ્ઞાનની હદપારનું ગણીને દૂર જ રાખે છે, આત્મવિદ્યાને તો આવા પ્રકારનું વલન, પોતાનાથી સ્પર્શ થઇ શકે એટલી બાબતોને જ લક્ષમાં લેનાર તથા તર્કવડે સ્પર્શ કરાતા પદાર્થોમાંથી જે જે માની શકાય તેટલું જ માનનાર એક આંધળાના દૃષ્ટિબિંદુ સમાન જ લાગે છે, જોઇ શકનારની વાતોને તે માનવજ્ઞાનની શક્તિની બહારની ગણીને દૂરની દૂર જ રાખવા ઇચ્છે છે. માનવિ વિકાસ, વૃદ્ધિ ઉન્નતિ પામી શકે એવો છે, નવીન પ્રકારનાં અવયવોની કેલવણી વડે તે પોતાને માટે નવીન સૃષ્ટિયો ઉપર વિજય મેળવી શકે છે, એમ આત્મવિદ્યાનું માનવું છે. માનવિની આસપાસ અનેક સૃષ્ટિયો આવી રહી છે, તેમને માટે જોઇએ તેવાં અવયવો કેળવવા વડે તે તેમનું અવલોકન પણ કરી શકે, એમ આત્મવિદ્યાનો ઉપદેશ છે. જેમ એક અંધ માનવિ, આંખ્યો ઉપર ફાયદાકારક વાઢકાપ કરાવ્યા પછી તુર્ત જ એક પ્રકારની નવીન સૃષ્ટિનું અવલોકન કરે છે, તેમ માનવિ પણ ઉચ્ચ અવયવોની કેલવણી વડે, સાધારણ ઇન્દ્રિયોથી આરંભમાં

જણાતી હતી તેના કરતાં ભિન્ન પ્રકારની સૃષ્ટિયોનું અવલોકન કરી શકે છે; દેહની અંધતા ભોગવનાર માનવિનાં ચક્ષુઓ ઉપર વાઢકાપ થઈ શકે કે નહિ તેનો આધાર અવયવોની દશાઓ ઉપર હોય છે; પરંતુ ઉચ્ચ સૃષ્ટિયોમાં પ્રવેશ પામી શકાય એવાં ઉચ્ચ અવયવો દરેક માનવિમાં ગર્ભ-દશામાં હોય છે. "સ્થૂલ સૃષ્ટિની પારનું જ્ઞાન" ના વિષયમાં સુદર્શનમાં દર્શાવવામાં આવેલી વિધિઓને અનુસરવાની ધીરજ, સહનશીલતા અને શક્તિવાળાં ગમે તે માનવિઓ આ અવયવોને કેળવી શકે. દેહરૂપ બંધારણદ્વારા માનવિના જ્ઞાનની હદો બંધાય છે, એ જ્ઞાન સંકૂચિત જડ પ્રદેશમાં જ સમાઈ રહે છે, એમ આત્મવિદ્યાનું કોઇ કાલે કોઇ પણ પ્રકારે કહેવું નથી. તે તો માત્ર ક્ષણિક બંધનોને વિસ્તારવાનાં સાધનો દર્શાવીને જ ઉપદેશ આપે છે.

વળી તે છાયા દેહ વિશે શોધ ચલાવવામાં પણ પ્રવૃત્ત થાય છે: આગળ ઉપર આપણે માનવિના આથી પણ ઉચ્ચ તત્ત્વો (દેહો) વિષે વિચાર ચલાવીશું, તે બાબત પણ તે સ્પષ્ટ શોધ કરે છે. એટલી બાબતનો તે સ્વીકાર કરે છે, કે દેહની ઇન્દ્રિયોની શોધનો પ્રદેશ માત્ર સ્થૂલ, જડ દેહ સુધી જ વિસ્તરી શકે છે; આ દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખીને જો કોઈ પણ બહુ જ માથાફોડ કરે તો અમુક પ્રકારની વિચારપરંપરાવડે એકાદ ઉચ્ચ સૃષ્ટિનો શોધ કરી શકે. જેમ જન્મથી અંધ માનવિનાં ચક્ષુઓને વાઢકાપ કર્યા પછી પદાર્થોના પ્રકાશ અને રંગ જેવી રીતે દેખાય છે તેમ જેમાં માનવપ્રકૃતિનાં ઉચ્ચ તત્ત્વો અવલોકનકાર સમક્ષ ખુલ્લાં થઈ જાય એવી એકાદ નવીન સૃષ્ટિ શી રીતે ખુલ્લી બનાવવી તે વિષેનો બોધ પણ આત્મવિદ્યા આપે છે દૃષ્ટિશક્તિનાં ઉચ્ચ અવયવોને કેળવેલા માનવિઓને ઇથરીક અથવા છાયા દેહ એ પ્રત્યક્ષ અવલોકનની બાબત છે, માનસિક પ્રવૃત્તિમાંથી અથવા એકાદ વિચાર પરંપરામાંથી ઉપજી આવતા એકાદવાદ અથવા સિદ્ધાન્ત રૂપજ નથી.

પ્રાણી અને વનસ્પતિવર્ગના છાયા દેહને મળતો આવતો, માનવિનામાં આવા પ્રકારનો છાયા દેહ હોય છે. સ્થૂલ દેહનાં જડ અને શાકતયોને, વૃદ્ધિનાં, પુનરુત્પત્તિનાં, રૂધિરની અંતર ગતિયોનાં સ્વરૂપે માં સ્વતઃ આવિર્ભાવ પમાડનાર પણ તેજ છે. વળી તે સ્થૂલ દેહનો બાંધનાર અને ઘાટ ઘડનાર છે; તેમાં નિવાસ કરનાર તેનો કારીગર છે: માટે સ્થૂલ દેહને આ છાયા દેહની એક મૂર્તિ અથવા આવિર્ભાવરૂપ પણ કહી શકાય, આકાર અને કદના સંબંધમાં છાયા અને સ્થૂલ દેહો લગભગ સરખાજ છે, છતાં પણ કોઈ પ્રકારે એ ઉભયે સર્વ પ્રકારે મળતા આવતા નથી. પરંતુ પ્રાણીઓનો અને તેથી પણ વધારે વૃક્ષોનો છાયા દેહ, આકાર અને પરિણામના સંબંધમાં તેમના સ્થૂલ શરીરોથી ઘણો જ જુદો પડી આવે છે.

(ચાલુ.)

ડૉ. સ્ટીનર.

(Theosophist)

---

# ॥ जापाननो नीति आदर्श ॥

લંડનમાં ભરાયલી નૈતિક કેલવણીની કોંગ્રેસને, જાપાનનીઝ મીનીસ્ટર ઓફ્ એજ્યુકેશનના ડેલીગેટ મી. ટી. હોજોએ પૂરો પાડેલો નિબંધ એક અત્યંત વિચારવા યોગ્ય લેખ છે; જાપાનીઝ કાર્યેની વિવિધ વિધિઓમાં આ લેખ આપણને ઉંડા ઉતારે છે એટલા માટેજ નહિ પરંતુ તેનાથી જે જે નવીન પ્રકારની શોધની દિશાઓ ખુલ્લી થાય છે તે માટે તે અત્યંત ઉપયોગનો છે. જાપાનની નિશાળોમાં વાપરવામાં આવતી નીતિનાં પુસ્તકો હજુ સુધી પણ ગમે તે માનવિ અથવા પુસ્તક પ્રસિધ્ધ કરનારની દુકાનોવાળા છાપતા હતા; પરંતુ આવી રીતને ઇચ્છવા યોગ્ય ગણવામાં આવી નહિ; ૧૯૦૦ માં શાલાઓમાં ચલાવવાનાં રાજ્ય તરફથી પ્રસિદ્ધ કરવાનાં નીતિનાં પુસ્તકો બનાવવા માટે પરિક્ષકોની એક કમિટી નીમવામાં આવી. ઓછામાં ઓછાં ૫૩૫૦૦૦૦ બાળકો જાપાનમાં શાલામાં જાય એવી વયનાં છે; હવે આ સર્વેને કમીટીએ બનાવેલી શાલામાં ચલાવવની ચોપડીમાંથી અભ્યાસ કરાવવામાં આવે છે. મી હોજો કહે છે, કે આનાં પરિણામોએ હજુ સુધી " અમારી આશાએને ફલીભૂત કરી નથી, " તેમાં શાથા સુધારા વધારા કરવા તે શોધવામાં આવે છે. આ વિષયની સાર્વભૌમ રાજાજ્ઞા ૧૯૦૦ માં કાઢવામાં આવી હતી. તે નીચે પ્રમાણે:—

અમારા હે ! સર્વે પ્રજાજનો તમે જાણો કે—

આપણા બાદશાહી પૂર્વજોએ આપણા સામ્રાજ્યને, વિશાલ અને હમેશાં ટકે એવા પાયા ઉપર સ્થાપ્યું છે; સદાચારને દ્રઢતાપૂર્વક ઉંડો વાવ્યો છે. વફાદારી અને માતૃપીતૃભક્ત ધર્મ બુદ્ધિમાં હમેશાં સંકળાયલા આપણા પ્રજાજનો ઝમાનાઓના ઝમાનાઓથી તેનું સૌંદર્ય દર્શાવતા આવ્યા છે. આપણા સામ્રાજ્યના મૂળ્ય ચારિત્રનો આમાં વિજય છે તથા આપણી કેળવણીના ઉત્પત્તિ સ્થાનનો પણ આમાંજ સમાવેશ થાય છે. હે ! અમારા સર્વે પૌરજનો તમે તમારા માતપિતા પ્રત્યે ભક્તિભાવ દર્શાવજો; તમારા ભ્રાતા અને ભગિનીઓ પ્રત્યે માયાભાવ રાખજો; પતિપત્નીરૂપે અભેદમય એક બનજો; મૈત્રિમાં નિમકહલાલ નિવડજો; વિજય અને સમતાની વૃત્તિ સહિત તમારૂં જીવન ગાળજો; સર્વ પ્રત્યે તમારી પરોપકારવૃત્તિ દર્શાવજો; વિદ્યાને અનુસરજો, કલાઓને કેળવજો; તે વડે માનસિક શક્તિયો અને સંપૂર્ણ નૈતિક ભાવનાઓને ખીલાવજો. આ ઉપરાંત સામાજીક શ્રેયને વધારજો તથા સામાન્ય લાભની બાબતોનો વધારો કરજો; હમેશાં રાજ્ય બંધારણને માન આપજો તથા તેના નિયમોને પાળજો; જો કંઈ વિઘ્ન ઉભું થઇ આવે તો, તમારી જાતને હિંમત સહિત રાજ્યને અર્પણ કરજો; આ પ્રમાણે સ્વર્ગ અને પૃથ્વી સાથે સામાનતા ધરાવતા આપણા સાર્વભૌમ સામ્રાજ્યની સમૃદ્ધિનું જાળવીને રક્ષણ કરજો; આ પ્રમાણે તમે સર્વ સદાચારી અને નિમકહલાલ પ્રજાજનો બનશો એટલુંજ નહિ પરંતુ તમારા બાપદાદાઓની શ્રેષ્ઠ લોકકથાઓને કીર્તિવંત બનાવશો.

અત્રે દર્શાવાયલો માર્ગ ખરેખરી રીતે આપણા શ્રેષ્ટ પૂર્વજો એ

વારસામાં આપ્યો છે; તેમના વંશજો અને પ્રજાજનોને સામાન રીતે તેને અનુસરવાનું છે; એ સર્વ ઝમાનાઓ માટે નિશ્ચિત થયેલો છે. તથા સર્વ સ્થલોમાં સત્ય નીવડયો છે. હે! પૌરજનો, તમારી સાથે સામાન્ય રીતે, સર્વ પ્રકારની પૂજ્યબુદ્ધિપૂર્વક હૃદયના ભાવ સહિત તે માર્ગને અનુસરવાની અમારી મરજી છે; જેથી આપણે સર્વે આ પ્રમાણે સામાન સદાચારને પાળી શકીએ.

મેઈજીના ૨૩ મા વર્ષના દશમા માસનો ૩૦ મો દીવસ.

( બાદશાહી ચિહ્ન. ) ( બાદશાહી સહી. )

મી. હૉજો કહે છે, કે " પ્રજાકીય નીતિના ઉત્પત્તિ સ્થાનરૂપ " આ રાજાજ્ઞા છે બાળકોને તે મોઢે કરાવવામાં આવે છે; તેમને " તેમના ઉંડા અર્થ સમજાવવામાં આવે છે, એ આજ્ઞાઓને તેમના દરરોજના જીવનમાં આચારમાં મૂકતાં શિખવવામાં આવે છે " નિશાલનાં પ્રથમ ચાર વર્ષો શાલાના, કુટુમ્બના, પ્રજાના, શિષ્ટ જીવનના સદાચાર શિખવવામાં ગાળવામાં આવે છે. આવા સદાચારનાં દૃષ્ટાંત મુખ્યત્વે કરીને જાપાનના અને વિદેશના ઇતિહાસમાંથી પણ પૂરાં પાડવામાં આવેછે. દરરોજના નહિ એવા કેટલાક સદાચાર લક્ષમાં લેવા યોગ્ય હોય છે. " પદાર્થોની વ્યવહારમાં સંભાળ," " આચારાંગ, આવકારના નિયમો, " "અન્યની કીર્તિની કદર, " " બીજાના તેજથી અંજાઇ જશો નહિ, " " અન્યને નકામી તસ્દી આપશો નહિ " બીજા ચાર વર્ષોમાં નીચે પ્રમાણે ઉપદેશ અપાતો લક્ષમાં લેવા યોગ્ય છે:—" વીરભાવ," સ્વાતંત્ર્ય અને આત્મશ્રદ્ધા, " " આત્મનીરિક્ષણ, " " વખતસર કામ કરો," " જીવતાપદાર્થો પ્રત્યે માયાભાવ રાખો. "

મી હૉજો સૂચના કરે છે, કે " અમારી પ્રાથમિક શાલાઓમાં અપાતી નૈતિક કેળવણી સર્વ પ્રકારના ધર્મોથી બીલકુલ સ્વતંત્ર હોય છે. " જો આ કહેવું ખરૂંજ હોય તો આવી વ્યવસ્થામાં ઘણી થોડીજ આશા રાખવા જેવું છે. પરંતુ સર્વથી પ્રથમ આપણને માલુમ પડે છે, કે સર્વ પ્રકારના હેતુઓ અને ઉદ્દેશો અનુસાર મહારાજાજ એક પૂજાના સ્થાનરૂપ, શ્રેષ્ઠ, પ્રકાશીત, સર્વ સંપૂર્ણ છે બીજું, તેમની નૈતિક સંસ્થાનો આધાર પિતૃપૂજારૂપ છે. મહારાજાના ભવન માટેની અમારી પૂજ્ય ભાવનાનો અમારી પિતૃપૂજા સાથે સંબંધ છે. મહારાજા પ્રત્યે વફાદાર થવું એજ અમારાં માતા પિતા અને પૂર્વજો પ્રત્યે પવિત્ર પૂજ્યભાવ દર્શાવવા બરોબર છે." "પિતૃ પૂજાની ભાવના વડે અમારા દેશનું મુખ્ય વલન ઘણે ભાગે પોષાય છે, ટકે એવું થાય છે. આ ઉપરાંત વળી મી હૉજો કહે છે—

એક પ્રજા રૂપે અમે જાપાનીઓ ધર્મ પ્રત્યે કોઇ પણ કાળે બેદરકાર બન્યા નથી. પરંતુ સાથે સાથેજ અમારા ધર્મે કોઈ કાળે અમારા દેશના શ્રેષ્ટ અને ઉમદા વલણના સૌંદર્યનો અમારી પાસે વિનાશ કરાવ્યો નથી. તેમજ અમે અમારી જાતને કોઇ કાળે એટલી બધી ઘેલછામાં તણાવા નથી દીધી કે અમે અમારી પ્રજાકીય ભાવનાને વિસરી જઇએ.

જો કે સર્વ પ્રકારના ધાર્મિક સિદ્ધાંતોને રહેવા દેવામાં આવ્યા છે તો પણ આ યોજનામાં ધાર્મિક જુસ્સાનો સમાવેશ થાય છે; આ યોજનાથી સારા પૌરજનો પેદા થાય છે કે નહિ અથવા મહારાજાધીરાજને પણ તેમને પૂજતાં પૌરજનોમાં, આ યોજનાનો ઉપદેશ જે ઉપર સ્પષ્ટ રીતે નહિ પરંતુ નિર્વિવાદીત રીતે આધાર રાખે છે, તેવા ભગવાન બુદ્ધના નિયમનો ( ધર્મનો ) પ્રચાર કરવાની આજ્ઞા આપવી પડશે કે નહિ, એ જોવાની બાબત ગંભિર આનંદની નિવડશે.

---

---

R. No. B. 764.

આદ્યતંત્રી. સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૩. ] (માસિક) [ ડીસેમ્બર ૧૯૦૮. ]



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ.

**લવાજમ**

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હોજ.

**સુચના.** વ્યવસ્થાપક.

પ્રેસ બીજા કામમાં ઘણું લાગવાથી આ અંક મોડો થયો છે. હવેથી જલદી થશે.

# સુદર્શન.

આ પત્ર માટે સર્વને સ્વતંત્ર લખાણ કરવા વિનતી કરવામાં આવે છે. લખાણ દરેક માસની ૧૫ મી પહેલાં મળવું જોઇએ. ટિકીટ વિના પ્રસિદ્ધ ના થવાનું લખાણ પાછુ આપવામાં આવશે નહિ તથા ઉત્તર પણ મળશે નહિ.

વાર્ષિક લવાજમ—રૂ.૨—૦—૦ પોસ્ટેજ સહિત.

પસ્તકો, બદલાનાં માસિકો પત્રો વિ. નિચે મોકલાવવાં:—

તંત્રી—સુદર્શન.

સુદર્શન ઓફિસ. નડિયાદ.

R. No. B. 764.

આદ્યતંત્રી.
શ્રી. અભેદમાર્ગ પ્રવાસી.
સાક્ષર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ્. એ. એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૭. ] (માસિક) [ ડીસેમ્બર ૧૯૦૮. ]

## कवि अने त्हेनुं विश्व.

અથવા

## प्रतिभादर्शन.

( મળેલું. )

નમું પ્રીતે નમું પ્રીતે, સાકાર જગ સરવ જે;
વિધિદેવા વિધિહારી, વિધિરૂપક વિશ્વને.

" અખિલ વન વિભાગે, ઘૂમતો ગર્વ ધારી;
રસિક રસ વિહારી, પ્રાણનો પ્રાણ આપી.
લહરી સુલહરીથી, અંગ આનંદકારી;
રતિ પ્રિય રતિ કેરો, ગૂઢ સંદેશ આપી. ૧

પ્રિય પ્રવીણ સુરાગી, નિજ સંધ્યા સખીને,
રજની નિકટ પ્રેરે, રંગ પ્રેમે રસીને;
કુસુમશર પૂજાની, અંગના ઉરમાંહી,
સરસ રસ તયારી, પ્રેરવા પ્રેમ ધારી. ૨

મનહર રહીઆળી, દિવ્ય શોભા પ્રકાશે,
મદન પ્રિય સખાના, રાજ્ય સુરાજ્ય માંહે;
નિજથી નિજ ગતિના, પુષ્પના સુપરાગે,
મન તન રસ ઝુલે, સૃષ્ટિ શૃંગાર ઝુલે. ૩

શીતળ સીકર પોઢી, નિજ પીઠે ધરીને;
મધુરી લહરી આવી, સીંચતી સર્વ અંગે.
ગમન અતીવ ધીમે, રાગ રંગે ગળીને;
રસથી રસ વધારી, પ્રેમમાં પ્રેમ પૂરે. ૪

ધન ધાન્ય ભર્યાં ગિરિક્ષેત્ર મહા,
રસ રંગ ભર્યા તરૂ છોડ લતા,
નવ કંચન કાય ભર્યાં ધમતાં,
મધુરાં ઝરણાં સરિતા તટમાં. ૫

રવિ બિંબ ક્ષિતિજ પરે નમતા,
નમતાં નમતાં ક્ષિતિ પાર જતાં;
સુખદા સમયે ફરતાં ફરતાં,
રતિ પાથરતાં સરિતા તટમા. ૬

કહીંથી કહીંથી ઉર અભ્ર મહીં,
મધુરાં મધુરાં વિણુનાદ થકી;
રસ ઓઘ વહી સુખ ઓઘ બની,
સહુ ભાન અભાન થયું પ્રજળી. ૭

નવલ મધુરી વીણા, ગાન સુગાન માંહી,
મગજ સુમન કેરી, ગંધ સુગંધ ધારી;
રમતી રમત અભ્રે, રંગ પ્રેમે રસાળી;
નિરખી રસિક વેશી, દિવ્ય શ્યામા સલુણી. ૮

નીરખી નભમાં રમતી રમણી,
પ્રિય દિવ્ય રૂપા દિવ્ય રૂપ ભરી;
દિવ્ય ગાન ભરી દિવ્ય તાન મહીં,
અધરે ધરી વિણુ વગાડી રહી. ૯

મધુરી મધુરી સુનિતંબવતી,
સ્તન ભાર થકી નમતી નમતી;

ગતિમાં ગતિ પ્રેમ તણી ભરતી,
ધીમીં ત્હેમ છતાં અધીમી ગણતી. ૧૦

રતિમાં પવને શિરથી સરતી,
ઝીમીં હાથ લઈ શિરમાં ધરતી;
શિરમાં ધરતાં સ્તનથી ખસતી,
સ્તન ઢંક કર્યે ઉદરે ધરતી. ૧૧

ઉદરે ધરતાં પીઠ ભાગ થકી,
ઢળતા નિજ પાલવથી ભરતી;
ભરતાં કંઈ અંગ મરોડ કરી,
કટીથી નમતી ઉર બ્હાર ધરી. ૧૨

ઘડીમાં હસતી કૂદતી ફરતી,
ઘડીમાં સ્તન બંધ તણે ખણતી;
ઘડીમાં નિજથી નિજને નિરખી,
ઉરથી હરખી ઉરમાં લપતી. ૧૩

ઊંડ્યા ત્યાં મમ ઉર તર્ક નવલા, જોઈ રતિ ઘેલડી,
આ દિવ્યા કૃષ્ણ કામ કેમ નભમાં, ઊભી રમે આંવડી;
આ લાવણ્ય સુપાન કોણ કરશે, કોનાં સુભાગ્યે ભળી,
સાહી આ ઉર પ્રેમ પાન કરશે, પ્રીતે "પ્રિયે" ઉચરી। ૧૪

(આગળ ચાલુ.)

'વ્રજવિહારી.'

# जुल्मीने अरजो.

( મળેલું. )

ભલા ઝિદ્દી ! ભલા ઝાલિમ ! સિતમ શા આ છૂપા કરવા ?
સબૂરી છે મ્હને સ્હેવાઃ પતાવી છે બધી પર્વા ! ભલા. ૧

ઉગામી શૂં ઉભા રૂહેવૂં ? શરમ કે ડર હજી છે શૂં ?
જખમ ખમવા હવે ગરદન ઝૂકાવીને ઉભેલો છૂં ! ભલા. ૨

ત્હમારી છૂરીની ધારે મીઠી શી મહેરબાની છે !—
હમારા મરત ખાખીને અગમ ઝાંખી થયેલી છે ! ભલા. ૩

ત્હમારા ક્રૂર કાતીલમાં છૂપેલું છે અમર લ્હાણૂં !—
સનમ, સાકી, શરાબી, ને ખુદાઈ નૂરનૂં પ્યાલૂં ! ભલા. ૪

પિછાનો જૂની ભૂલીને નવા શાગીર્દ ઢૂંઢીને—
ધરી હથિયાર ઘા કરજો ! તૂટી પડજો ઝઝૂમીને ! ભલા. ૫

હમારા બાગને રસ્તે ઉભા ભાલા ભલે રાખો !
ભરો બન્દૂકને તોપો ! તીરંબાજી કરો ! ચાલો ! ભલા. ૬

હમારા ખૂનનૂં શરબત ખુશાલીથી ભલે પીજો !
અને દિલ ન્હાય તે હરદમ અહીં પૂરૂં કરી લેજો ! ભલા. ૭

મગર, અફ્સોસ ! ઓ ભોળાં ! હમે નવી આલમે જાશૂં :—
ત્હમારા દારૂગોળા ત્યાં નહીં પ્હોંચેઃ દયા ખાશૂં ! ભલા. ૮

હવે આરામ છોડીને મૂક્યૂં છે મોત ઓશીકે !
નસે નસમાં નશો રેડી બિછાને છૂં બિમારીને ! ભલા. ૯

ભલા દુશ્મન ! સિતમ કરવા હૂકમ હક્ક એ ખુદાઈ છે !
ત્હમારી ઝુલ્મગારીમાં મઝા મ્હારી છૂપાઈ છે ! ભલા. ૧૦

રહમ્, ડર, કે શરમ કૈં છે ! અરે, હજી યે ? નવાઈ છે ! !
કતલ કરવા ખૂની થાવા હવે જૂઠી મનાઈ છે ! ભલા. ૧૧

કરો ટૂકડા પૂરેપૂરા ! લગારે બાકી ? ના ! ના ! ના !
જીગર આ શાન્ત સાગરને હવે ઘૂઘવાટ છે ના ! ના ! ભલા. ૧૨

वनवास }
२१-१२-०८ }

" सागर. "

# । स्नेहमंजरी. ।

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૩૬૨ થી. )

( મનેહુ. )

વદે છે કો ખોટા, પ્રણય રસ ખુબીથી પતિતો;
'રહી રામા સંગે, મુગતિ મળવી દુર્લભ ગણો;'
અહે ત્હેવા પાપી, જગ નિયમ તોડી સુખ ભલે;
હદે સાચું હુંને, તુજ વગર મુક્તિ નવ મળે. ૪૮

ભલે યોગી મ્હોટા, પ્રણવ સૂર પુકાર કરતા;
ત્હને ત્યાગી ભારે, નિજ શિર વિભુ આપ ધરતા;
છૂટેલા થાવાને, ફંપ મુદિત ત્હારૂં ક્હીં તજે;
પરંતુ છે બાંધ્યા, તુજ અકળ રૂપે સહુ જ એ. ૪૯

રતિ રૂપે ત્હારૂં, સુભગપણુ સૌને ઉર ગમે:
અને ક્રોધે ત્હારા, નયન શરથી સૌ જગ બળે;
ખરે બાળા ત્હારૂં, અકળ બળ કો ના કળી શકે;
ઉમા કાળી નામે, તુજ સુરત પ્રેમે જગ પૂજે. ૫૦

અહો તારા સાથે, સુરજ સઘળે તું પદ પડી;
લહે તેજી ત્હારી નિજ ઉદય માટે કરગરી:
પરંતુ તે તેજી, જડ જગતની ભાળ કરતી;
ન તે તેજીથી તું, અરૂપ અવની ગોચર થતી. ૫૧

ભીખારીના ભાવો, પરમ ભીખથી ના મટી શકે;
સુધી સાણીતિ તે, રવિ કિરણનો તાપ જણવે;
જુઓ ના કો ત્હેને, નયન હસતે આદર દિયે;
અને પૂરા પ્રેમે, ત્હમ પર સહુ પ્યાર જણવે. ૫૨

પીયૂષાબ્ધિ તુંમાં, નરમન મીનો મોદ કરતાં;
રસાગ્નિજા તુંમાં, નર મન પતંગો તડફતાં;
સરોજાક્ષિ! તુંમાં, નર મન મધુપો મલપતા;
સુરાગી તું રાગે, નર મન મૃગો ભાન તજતા. ૫૩

સુરૂપા તું રૂપે, નર નયન છે નેહ ભજતાં;
સુગાત્રી તું ગાત્રે, નર હૃદય છે હામ વસતાં;
સુવાચી તું વાચે, જડ અજડ સૌ વાગ્ર વદતાં;
સુરંગી તું રંગે, ચળ અચળ છે રંગ સજતાં. ૫૪

સુધા સિન્ધુ, જ્યોતિ, શરદ શશી લેખા સુરગણી;
હરિણાક્ષી બાલે, અમિત સુખદા રંક રમણી;
રમે ત્હું ત્યાં થાયે, 'ભવતુ જય' એવો સુર ધ્વનિ;
અને જ્યાં દુઃખા ત્યાં, ત્રિવિધ દુઃખ બેસે ઘર કરી. ૫૫

અપંગી વા ક્રોધી, રૂપ કરૂપ કે કૈં હીન મતિ;
ધરેલાં ત્હું રૂપો, નર હૃદય છે સેવ્ય તદપિ;
પતિ ધર્મે પાળી, સુખ પરમા દેવા ચિત થકી;
ચૂકે તે છે ત્હારા, પુરણ અપરાધી પ્રિય નકી. ૫૬

ત્હને રીબાવે તે, નરક નગરી વાસ કરશે;
સતાવે ત્હું તેઓ, નીચ કુળ મહીં જન્મ ધરશે;
ગણે ત્હું તુચ્છા તે, પરભવ ભીખી પેટ ભરશે;
અને છાંડે તેઓ, બની પથર ઘા લાત સહશે. ૫૭

મહા દાને ધ્યાને, પૂજન પ્રભુથી જે નવ મળે;
મળે તે ત્હું ધ્યાને, પ્રણય શુભ દાને ફળ રમે;
પ્રભુ પૂજા પ્યારી, તુજ હૃદય પૂજા થકી ફળે;
વિના ત્હું પૂજા તે, સકળ શુભ પૂજા ફળ બળે. ૫૮

મહા માયા ત્હુંથી, સુર અસુર આદિ સહુ થયા;
મરાયા છતાયા, જગત રણ રંગે રમી રહ્યા;
સમાતા થાતા એ, જગ ભૂષણ કિંવા દૂષણ જે;
હું માનું તે વ્હાલી, તુજ પ્રણય પૂજા ફળ જગે. ૫૯

ન રાખી રે'તી ત્હું, કબજ કરતાં કોટિ યતને;
દબાતી ના દાબી, શમ દમ કશે કે ભયવડે;
ન બંધાતી બાંધી, કડી રસી અને અન્ય જણશે;
પરંતુ બંધાઈ, દબતી વસતી પ્રેમ જણશે. ૬૦

ન દીઠી વ્હાલી ત્હું, તવ લગણ જોવા મન થતું;
પરંતુ દીઠે ત્હું, ચુંબન ચિત લેવા તલપતું;
ચૂમી લેતાં ઇચ્છા, ઉલટ ઉલટયે પૂર વધતું;
સદા રે'જો આવું, તન તનથી આલીંગી વસતું. ૬૧

( આગળ ચાલુ. )

કહાન ચકુ ગાંધી.

# ॥ સુખની શોધ. ॥

( અનુસંધાન ગતાંકથી. )

આપણા અભ્યાસમાં આગળ વધીએ છીએ તેમ તેમ બુદ્ધિના સંતોષમાં, સુખની શોધને હમેશાં વધતો જતો સંતોષ મળી શકે એવી અન્ય દિશાઓ ખુલ્લી થાય છે. આરંભની દશાઓમાં આ શોધ ચલાવવી ઘણી વિકટ થઈ પડે છે, એટલે આત્મ-નિરોધ અને દુઃખ તો ક્ષણમાં પસાર થઈ જાય એવાં હોય છે પરંતુ ઘણો સમય ટકે એવું ઘણું સુખ મળવાથી બદલો વળી રહે છે ! જે દિશાએ આપણે શોધ ચલાવીએ છીએ તે દિશામાં ઉંડા ઉતરશો તો તમને માલુમ પડી આવશે, કે આપણા સુખનો આધાર આપણા પોતાના ચારિત્ર અને પ્રકૃતિ ઉપર હોવાથી તથા આપણી આસપાસના પદાર્થોમાં તેનો સમાવેશ ના થતો હોવાથી સુખની ભાવના વધારે ને વધારે દૃઢ બનતી જાય છે; આપણી આસપાસનાં પદાર્થોના ગ્રહણમાં નહિ પરંતુ આપણા આંતર જીવનના વિકાસમાં ખરા સુખનો સમાસ છે એમ માલુમ પડી આવતાં તેની વૃદ્ધિ થયાં જાય છે. સ્થૂલને, જડને પસંદ કરનાર માનવિ અને ઉર્મિ તથા બુદ્ધિના પ્રદેશોને પસંદ કરનાર માનવિ વચ્ચેના નવાઈ પમાડે એવા મળતાપણાંને અને વિરોધને આપણે તપાસીએઃ—એકની પાસેથી તેને સુખ આપનાર સર્વ બનાવોને દૂર કરો, તે એકદમ દુઃખી. હત ભાગ્ય બની જાય છે, કારણ કે તેના જીવનનો સમાવેશ આંતરને બદલે બાહ્ય પ્રદેશોમાં થાય છે; ઉર્મિઓ અને બુદ્ધિની વૃદ્ધિ, શુદ્ધિ અને ઉન્નતિમાં સુખનો સમાવેશ કરનાર માનવિને અવલોકો; તેની પાસેથી દરેક બાબત ઝુંટાવી લ્યો તો પણ તે સંતોષી અને સુખી રહી શકે છે, કારણ કે તેના જીવનનો આંતરમાં સમાસ છે, તેનું બલ અંતરમાંથી ઉપજી આવે છે. જેમ જેમ સુખની ભાવના વધારે ને વધારે અંતર પ્રદેશ તરફ વળેલી હોય છે તેમ તેમ તેની પ્રકૃતિ વિશેષ ટકે એવી ઘડાતી જાય છે.

પરંતુ આ ઉપરથી પણ આપણે એક છેલ્લામાં છેલ્લા પ્રશ્ન ઉપર આવીએ છીએ, તે માનવ વિકાસ ક્રમના શિરો બિંદુરૂપ બનવાનો છે, સમગ્ર પ્રકૃતિને ઘણામાં ઘણો સંતોષ આપવાનો છે. માનવિ ખરા સુખનો આખરે તો બુદ્ધિ અને ઉર્મિની પારના પ્રદેશમાં સમાવેશ થાય છે, કલા અને સૌંદર્ય આપણે માટે જે જે કરે તેની પારના પ્રદેશમાં તેનો સમાસ છે, ભાષા સાહિત્ય અને માનસિક બુદ્ધિ આપણ ઉપર જે જે બક્ષિસની કૃપા કરે તેની પણ પારના પ્રદેશમાં તેનો સમાવેશ છે, દુનિયાને પ્રકાશિત બનાવનારાઓ પાસેથી મળતી આ બાદશાહી બક્ષિસો હોવા છતાં, ખરી વાત તો આમજ છે. આધ્યાત્મિક પ્રકૃતિનાં આનંદો, આત્માના આંતરમાં આંતરના તત્ત્વનો આનંદ, ઉપર વર્ણવેલા સંતોષ શોધવાનાં પ્રદેશની પાર વર્તે છે; આવો આનંદ ઓછો થવાને બદલે હમેશાં વધ્યાં જ જાય છે, ઉપયોગમાં આવવાથી ઘટવાને બદલે વૃદ્ધિ પામતો જાય છે, ઉપયોગ કરતાંમાંજ વિનાશ પામે, ભોગવતા ભોગવતામાંજ ખલાસ થઈ જાય એવા સુખની શોધ સ્થૂલ જડ પદાર્થોમાં, બાહ્ય પ્રદે-

શમાં શીખવાની બાબતને મૂર્ખતાના એક લક્ષણ રૂપે માનવાનું મન થાય છે. પરંતુ ઉચ્ચ ઉર્મિઓનો વિકાસ થતાં, માનસિક બુદ્ધિની શક્તિઓ ખીલી નિકળતાં અને આથી પણ વિશેષમાં આ સર્વ આવિર્ભાવો જેના પ્રતિબિંબરૂપ છે એવી આધ્યાત્મિક પ્રકૃતિ વિકાસ પામતાં, સુખ પણ વારંવાર ઉપયોગમાં આવવા છતાં વધતું જાય છે, વૃદ્ધિ પામે છે, તથા જેમ જેમ આપણે બધા વધારે ઉપયોગ કરતા જઈએ છીએ તેમ તેમ પાછળ વધારે ને વધારે બાકી રહેતું જાય છે. માનસિક બુદ્ધિના સંબંધમાં આ બાબત સત્ય છે. જ્યારે શુદ્ધ બુદ્ધિ તરફ વળેલી હોય છે ત્યારે તે માનવિ અને માનવિ વચ્ચે કોઈ કાલે પણ વિરોધ કરાવતી નથી. માનસિક બુદ્ધિનાં કોઇ કાલે અસંખ્ય, હદપારનાં કાર્યો હોઈ શકે નહિ; સૌંદર્યના વિજયો પણ કોઈ કાલે અનેક હોઇ શકે નહિ. આ શક્તિયોનો જેમ વધારે ઉપયોગ થાય છે તેમ તેમનાં પરિણામો વડે દુનિયા વધારે સુખી બનતી જાય છે. જો હું એકાદ બાબત શિખું તો પ્રથમ તો મને તે શીખવાનો આનંદ મળે છે, પછીથી માનસિક શક્તિના ઉપયોગના પરિણામરૂપ વિશાલ દૃષ્ટિનો આનંદ મળે છે, પછીથી મારી આસપાસના સર્વેનો તેમાં ભાગ ગણવાનો આનંદ થાય છે; જેમ જેમ હું વધારે આપું છું તેમ તેમ વધારે વધારે આપવાનું હોય છે; કારણ કે માનસિક બુદ્ધિની એટલી ખુબી છે, કે જેમ જેમ તે વધારે વધારે આપ્યાં જાય છે તેમ તેમ તેને વધારે ને વધારે ભાગ પડાવવાનો હોય છે, જેમ જેમ તે વધારે વિશાલ બનતી જાય છે તેમ તેમ સમૃદ્ધ બનતી જાય છે. હું તમને એકાદ સત્ય શીખવું તો તે સત્ય તમારી તથા મારી ઉભયની પાસે આવવાથી મારાથી જરા પણ વધારે ગરીબ બની શકાતું નથી; આથી ઉલટી રીતે હું સમૃદ્ધ બનું છું, તે પણ મારૂં જ્ઞાન તમારૂં છે એટલા માટે નહિ પરંતુ તમારી સાથે ભાગ પાડીને ભોગવવામાં તમને શિખવતા પહેલાં હું સત્ય ને જાણું છું તેના કરતાં પણ ઉત્તમ પ્રકારે સત્યને સમજી શકું છું તેથીજ એમ થાય છે. ઉપદેશ કાર્યમાંજ વધારે દૃષ્ટિ ખુલતી જાય છે; તમને ભાગ આપીને ભોગવવામાંજ વધારે જ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે; આપવાના કાર્યમાંજ વિત્તની વૃદ્ધિનો સમાવેશ થાય છે. જ્ઞાનનો પ્રસાર, કદાચ તેને પામનારાઓ કરતાં તેના પ્રવર્તાવનાર, આપનારનેજ તેમના કરતાં પણ વધારે ફાયદો કરે છે; તેથી આપવાના કાર્યમાં તમે સમૃદ્ધ બનતા જાઓ છો, બક્ષિસ આપવાથી ઓછો થવાને બદલે આનંદ હમેશાં વધ્યાંજ જાય છે.

હવે આ બાબતનો અનુભવ થતાં તથા આધ્યાત્મિક સૃષ્ટિમાં આ સર્વે હજાર ઘણી વૃદ્ધિ પામે છે એટલું અનુભવાતાં, આપણે જીંદગીમાં સુખ મેળવવું હોય તો આપણા વિચારો, પ્રયત્નોને કઈ દિશામાં વાળવા એ આપણાથી ખરેખરૂં સમજાય છે. આપણા અંતરાાંની આધ્યાત્મિક પ્રકૃતિના વિકાસ વિના કશાથી પણ સુખ સ્થાયી બની શકતું નથી. અન્ય ર્વ બાબતો આપણને નિષ્ફલ બનાવે છે; આ બાબત આપણને કોઈ કાલે નિષ્ફલ બનાવી ાક્તી નથી. સૌંદર્ય—તે પણ આપણને નિષ્ફલ કરે છે; કદાચ આપણે તેને જોવાની શક્તિ ગૂમાવી બેસીએ છીએ. માનસિક બુદ્ધિ શક્તિ—કદાચ તે પણ આપણને નિષ્ફલ બનાવે ; હમેશાં મરણથી તેનો નાશ થાય છે, કારણ કે તેનું સ્થૂલ અવયવ નાશ પામતાં આ ોકમાં તે પોતાની જાતને દર્શાવી શકતી નથી; પરંતુ આત્મિકજીવનતો હમેશાં વધ્યાં જાય , ઉન્નતિ પામ્યાં જાય છે; તે કોઈ પ્રકારના બંધનને જાણતું નથી તેમજ નાશનો પણ

કોઈ પ્રકારનો સંભવ તેના લક્ષમાં આવતો નથી. આ જેમ વૃદ્ધિ પામતું જાય છે તેમ સમજવામાં આવે છે, કે ઉર્મિઓમાં જે જે સર્વ નિત્ય હોય છે, માનસિક બુદ્ધિ શક્તિમાં જે જે સર્વ નિત્ય હોય છે તે સર્વ આધ્યાત્મિકજીવનના એક વિભાગરૂપ છે; સુખના ખરા તત્વરૂપ નિત્ય સૌંદર્ય અને જ્ઞાનના પ્રતિબિંબરૂપ છે. જાણે કે જીવનનો દિવ્ય પિતા પોતાનાં બાલકોને વિકાસ ક્રમના માર્ગમાં તેમના સમીપ ઉર્મિનાં પુષ્પો અને માનસિક બુદ્ધિનાં કુસુમો પાથરીને તેમાં આગળ વધવાને લલચાવે છે, જેથી તેઓ પરમાત્માપર્યંત લઈ જતા ઉચ્ચ માર્ગને અનુસરી શકે. કારણ કે આપણામાં સમજ શક્તિનો આરંભ થતાં આપણને માલૂમ પડી આવે છે, કે આપણે જે જે સર્વને ઉર્મિઓમાં આનંદરૂપે માનતા હતા તે આત્માના સંપૂર્ણ સૌંદર્યનાં પ્રતિબિંબ હતાં; તત્વતઃ તે ક્ષણિક ન હતું, અરે ખરી રીતે તે નાશ પામે એવું ને હતું પરન્તુ નિત્ય સૌંદર્ય અને સુખના એક વિભાગરૂપ હતું અને છે. જો આપણે અત્રે ઉર્મિના વિષયોને ગુમાવી બેસીએ, જેથી જીવનના આનંદો ખલાસ થઈ ગયા હોય એમ લાગે છે, છતાં આત્મવિકાસ સિદ્ધ થતાં માલૂમ પડી આવે છે, કે આપણે તેમનાથી જુદા પડયા નથી તથા તમારા વચ્ચેની ઉર્મિનો આનંદ ક્ષણિક તત્વનો નહિ પરંતુ નિત્ય તત્વનો હોય છે, પ્રેમનું તત્વ આધ્યાત્મિક હોય છે, ઉર્મિ વિષયકપણું હોતું નથી તથા જેમ જેમ આધ્યાત્મિક પ્રકૃતિ વિકસતી જાય છે તેમ તેમ તે સર્વે આપણા હજાર ઘણા પ્રેમ પાત્ર થઇને પુનઃઆપણી પાસે આવે છે. માનસિક બુદ્ધિ શક્તિના સંબંધમાં સ્થૂલ અવયવ નબળું પડતાં આપણને માલૂમ પડી આવે છે, કે જેમ જેમ આધ્યાત્મિક, પ્રકૃતિ વિકસની જાય છે તેમ તેમ માનસિક બુદ્ધિ શક્તિ અન્ય પ્રદેશોમાં કાર્ય કરી શકે છે, અન્ય ભુવનોમાં પ્રવૃત્તિ કરે છે, ઉચ્ચ સૃષ્ટિયોમાં કાર્ય કરે છે. કારણ કે બુદ્ધિ શક્તિ પણ આત્માના તત્વરૂપ છે, આપણી યથાર્થ પ્રકૃતિના એક વિભાગરૂપ છે; આત્માને વિકસાવવામાં આપણામાં જે સર્વ નિત્ય હોય તેનો વિકાસ સાધીએ છીએ, ક્ષણમાં પસાર થતાં પ્રતિબિંબોમાં જે જે આપણને ખરા આનંદના મૂલરૂપ હોય છે તે સર્વનો વિકાસ થાય છે.

અત્રેજ સુખની શોધના શિરોબિંદુનો સમાવેશ થાય છે; આપણને તે પરમાત્મામાં, આત્મામાં મળી રહે છે; આપણને માલૂમ પડે છે, કે તે ક્ષણિક નહિ પરંતુ નિત્ય ટકે એવું હોય છે, તેમજ મરણ અથવા જન્મથી તે આપણા હાથમાંથી લઈ શકાતું નથી. જો તમે શોકમાં ગરકાવ બનતા હોતો તેનું કારણ એટલું જ છે, કે ક્ષણિક બનાવોએ તમારા ચક્ષુઓને નિત્ય સત્તા પ્રત્યે અંધ બનાવ્યાં છે. જો તમે શોક અને નિરાશાની લાગણીમાં તણાતા હો તો તેનું એટલું જ કારણ, કે ઉચ્ચ સૃષ્ટિયોની યથાર્થતાને બદલે તમે અધમ સૃષ્ટિયોનાં પ્રતિબિંબોનું ગ્રહણ કરો છો. કારણ કે એટલું ખાત્રીથી યાદ રાખજો કે, વિશ્વમાં એકજ **જીવન** હોવાથી તથા તે પણ **દિવ્યજીવન** હોવાથી, એ જીવનમાં અનહદ આનંદ, ચિત અને સતનો સમાવેશ થાય છે, માત્ર આપણે જીવન ગાળીએ છીએ એથીજ એ આપણો છે. **જીવન** જ્ઞાનરૂપ છે, આનંદરૂપ છે, નિત્ય સ્વરૂપ છે, તથા આપણો **જીવાત્મા** એ જીવનના સારભૂત છે. જે જે આનંદકારક છે તે સર્વના પોતાના આનંદનો એ **જીવનમાં** સમાવેશ થાય છે તથા અંધ બનાવતા જ્ઞાનના પડદા વડેજ અત્રે આનંદ શોકમાં પલટાઈ જાય છે. હિંદુશાસ્ત્રમાં એવો ઉપદેશ મળી આવે છે, કે જ્યાં જ્યાં તમને **દિવ્યજીવન**

જડી આવે છે ત્યાં ત્યાં આનંદનો સમાવેશ થાય છે; જ્યાં જ્યાં તમને આનંદ મળી આવે છે ત્યાં ત્યાં દિવ્યજીવનનું એકાદ કીર્ણ પ્રકાશતું હોય છે; માત્ર આપણા અજ્ઞાનને લીધેજ, આપણે ભાગી જાય એવાં વાસણોમાં આનંદ શોધીએ છીએ; આ વાસણો ભાગી જતાં આપણને શાંતિને બદલે શોકનું દુઃખ સાલે છે.

સર્વ પ્રકારનું સુખદિવ્ય હોય છે, એટલો અનુભવ કરો, પછીથી તમારા સમજવામાં આવશે કે શાનું ગ્રહણ કરવું ને શાનો ત્યાગ કરવો. આનંદમય જીવન અને વારંવાર દુઃખના કારણરૂપ બનતા જડજીવન વચ્ચેનો તફાવત દર્શાવે એવો કસોટીનો પથ્થર પછીથી તમારા હાથ લાગશે. નામરૂપની પાર જીવનનું અવલોકન કરો; બાહ્ય કોશદ્વારા આંતર કોશનું અવલોકન કરો! તમારા મિત્રમંડળમાં, દરરોજના બનાવોમાં, તમારી આસપાસની દરેક બાબતમાં ચક્ષુવડે જે જણાય છે તેની મારફતે, આત્મા જે જાણે છે અને અનુભવે છે તેનું, અવલોકન કરો. પછીથી દુનિયાના શોક દુઃખના પ્રસંગોમાં પણ તમારો આનંદ સુરક્ષિત બનશે; પછીથીજ ખોટના સમયમાં પણ તમારી સમૃદ્ધિ રક્ષિત રહેશે; પછીજ કષ્ટરૂપ પ્રસંગોમાં પણ તમારી શાંતિમાં જરા પણ ખળભળાટ થશે નહિ; તોફાનના મધ્યમાં પણ તમારામાં તો શાંતિનોજ વાસ વસશે નિત્ય, દૃઢ, યથાર્થ તત્ત્વ ઉપર તમારા બંધારણનો આધાર રાખો, તમારા અંતર આનંદને કોઈ સ્પર્શ કરી શકશે નહિ એટલુંજ નહિ પરંતુ તમારા આનંદને શોકમાં પલટાવી શકશે નહિ. હૃદયની શાંતિ મેળવો, અન્ય સર્વ બાબતો નિષ્ફલ નિવડશે તો પણ તમે સંતોષી રહી શકશો. આટલું બરોબર સ્મરણમાં રાખજો કે આ સુખ માત્ર તમે અન્યને તે શોધવામાં જેટલી મદદ કરો છો તેટલા પ્રમાણમાંજ તમારૂં છે. તમારી આસપાસનાં સર્વ જીવનો સાથે તમે તમારા જીવનની જેટલી એકતા ભોગવતા જાઓ છો તેના પ્રમાણમાંજ તમારૂ જીવન નિત્ય વસ્તુના આનંદને જાણી શકે છે; "હલકામાં હલકા જીવતા પ્રાણીને" દુઃખ દઈને તમે કોઈ પણ કાલે તમારૂં પોતાનું સુખ મેળવી શકશો નહિ.

એનિ. બેસંટ.

# ॥ पाश्चात्य सुधारो. ॥

( મળેલું. )

તાત્કાળિક ફલપ્રતિ દૃષ્ટિ કરનારને પાશ્ચાત્ય સુધારો મોહ પમાડે એ સ્વાભાવિક છે કિંતુ જે પરિણામદર્શીઓ છે તેઓને તો સારી રીતે ભવિષ્ય દર્શાય છે કે આ સુધારણા રુપી નૌકા જરૂર ખડકપરે ચડી ભાગશે. પછી તો દૈવ બળવાન છે, તેને બચાવી લેવું હોય તો કોઈ સારો સુકાની સુકાન ઉપર બેસાડી દે પરન્તુ ત્યાં સુધી તેની સ્થિતિ ભયપ્રદ તો છે.

એ સુધારો શાનો છે એનો વિચાર કરીશું તો માત્ર જણાશે જે તે માત્ર Science એટલે કે ભૌતિકશાસ્ત્રનો છે. પ્રકૃતિ તત્ત્વમાં જે નિગુઢ શક્તિઓ અવ્યક્તરુપે રૂહેલ છે તેને વ્યક્ત કરે છે, અને જનના સુખાર્થે તેને ઉપયોગમાં આણે છે. નિઃશંસય એટલું તો આપણને સ્વીકારવું જોઇએ કે પાશ્ચાત્ય વિદ્વાનોની ભૌતિકશાસ્ત્રપ્રતિની શોધ અદ્ભુત છે, પ્રશંસનીય છે અને કવચિત્ આશ્ચર્યમાં લીન પણ કરે છે, કિંતુ એટલું તો વિચારવાનું હોય છે, કે જનના સુખાર્થે કેવળ ભૌતિકશાસ્ત્રની શોધ અતિ ઊપયોગી નથી. જેમ એક અસી જેટલી રક્ષણને માટે ઊપયોગી છે, તેટલી જ તે ભક્ષણ માટે પણ છે. એની ઊપયોગીતા બનાવનારપર આધાર રાખતી નથી કિંતુ તેને ઊપયોગમાં આણનાર પર આધાર રાખે છે. જો તે સજ્જનના હાથમાં હશે તો તેના વડે રક્ષણ થશે, અને જનના સુખાર્થે તેનો ઊપયોગ થશે કિન્તુ જો તે દુર્જનના હાથમાં હશે, તો રક્ષણને બદલે ભક્ષણમાં ઊપયોગી નીવડશે અને જનના દુખાર્થે તેનો દુરુપયોગ થશે. પાશ્ચાત્ય શોધની સ્થિતિ આવા જ પ્રકારની છે. વિદ્વાનો ધન્યવાદને પાત્ર છે. પરન્તુ તેની ઊપયોગીતા માટે, લોકવૃત્તિ કેણીગમ વહન કરશે કિંવા કરે છે તે જાણવાનું રૂહે છે, અને તે ઊપર જ સુધારાનો આધાર છે, કેવળ શોધપર નથી, કારણ કે મુળ હેતુ સચવાતો નથી.

ઊક્ત વિચારનો ફલીતાર્થ એજ છે કે સુધારાનો આધાર શોધપર નથી પણ શોધિત પદાર્થની ઊપયોગીતાપર છે. અને તેને માટે લોકવૃત્તિ સચ્ચરિત્રવાળી હોવી જોઇએ, અને એ ચારિત્ર્ય બંધાવાનું દ્વાર નૈતિક અને ધાર્મિક તત્ત્વ છે. એ જો ન હોય તો પરિણામ દુઃખદ આવે છે. અને તેથીજ પાશ્ચાત્ય સુધારો એ ખરો સુધારો નથી, કિંતુ એક મોહમય જ સુધારો છે, એમ પરિણામદર્શીઓને જણાય છે; અને તે પરિણામદર્શી નહિ કેવળ આપણા દેશના લોકો પણ ત્યાંના જ લોકો છે. આને પ્રત્યક્ષ કરાવવા માટે ત્યાંની સમાજીક સ્થિતિનું ચિત્ર આલેખવું પડશે. અને એ ચિત્રથી આપણે જોઈ શકીશું કે ખરેખર તેઓનો સુધારો કેવળ છાયા માત્ર જ છે, અને જે પરિણામ દર્શીઓ ભવિષ્ય માટે પરિણામ કથન કરે છે તે સત્ય પણ ઠરે.

સંસર્ગ અને પરિચયથી માણસમાં રૂહેલા ગુણાવગુણ કાળાન્તરે અભિજ્ઞાત થાય છે

અને આ લેખ તેવા કોઇ પરિચયનું જ ચિત્ર છે. પાશ્ચાત્ય જનસમાજમાં ધાર્મિક તત્ત્વ તો ન જેવું જ હોય છે. માત્ર દેવળમાં પ્રાર્થના બાહ્ય ઢોંગ છે. કિંતુ નૈતિક તત્ત્વ કંઈક સારૂં હોય છે ખરૂં, પણ નૈતિક તત્ત્વનો આધાર ધર્મપર છે, ને તેવી ભાવના ન હોવાથી એ તત્ત્વ સુદૃઢ રહી શકતું નથી, અને વખતપર ખરાબે ચઢી ભાંગી જાય છે.

દરેક વ્યક્તિની સ્વતંત્રતા, હક અને સુખ એ એના પ્રાથમિક સૂત્રો છે અને તેના વડે મનમાં વધતો અહંભાવ અને મમભાવ એટલો બધો વિશાળ થાય છે કે પોતાના સુખાર્થે પ્રવૃત્તિ કરતાં પરના દુઃખનો રજ પણ વિચાર કરવામાં આવતો નથી, માતાપિતાઓ પ્રતિપૂજ્યભાવ, અને નાના મોટા બંધુઓ પ્રતિ સ્નેહભાવ એ તો તેઓના હૃદયમાં બહુ ન્યુનપણે જ હોય છે. એક ભાઈ અતિ શ્રીમાન હશે ત્યારે અન્ય ભીખારી હશે પણ આ મ્હારો સહોદર બન્ધુ છે તો તેના સુખાર્થે હું કંઈ કરૂં એવો વિચાર આવી શકતો નથી. જ્યારે કેવળ પોતાના મનની મોજ ખાતર, અનેક મિત્રવર્ગોને બોલાવી, સ્ત્રી અને પુરૂષ આનન્દમાં નિમગ્ન થાય છે, ત્યારે સહોદરબન્ધુ પેટે પાટા બાંધી સુઈ જાય છે. જેવી સ્થિતિ આ ભાઈની છે તેવી જ માતાપિતાની પણ છે. હાલ થોડા વખતપર, ઇંગ્લંડની રાજસભાએ વૃદ્ધ પુરૂષોના ભરણપોષણ માટે જે પૈસા આપવા ધારો બાંધ્યો છે તે આ એનું પ્રત્યક્ષ ચિત્ર છે.

સ્ત્રીઓ પ્રતિ એટલી માન દૃષ્ટિ હોય છે કે તે હદથી બહાર; લોક એને માનદૃષ્ટિ કહે છે પણ વિચારશીલ પુરૂષો એને મોહ દૃષ્ટિ જ કહે છે. તેઓનો મમત્વભાવ સન્જોડ થયા પછી વિરૂધતાને પામે છે. અને પતિ અને પત્નીભાવ સિવાય, અન્ય કુટુમ્બભાવ વિસ્મૃતિ મયજ થઇ રહે છે. જો સ્મૃતિમાં રહેલું હશે તો તે માત્ર સ્ત્રીનું કુટુમ્બ હશે, અનેક વખત તો તે પણ નથી હોતું.

પતિ અને પત્નીમાં પણ પ્રેમભાવ કેટલો હોય છે, તેનું દૃષ્ટાંત થોડા સમયપર, અમેરિકાની ન્યાય કોર્ટે ગત વર્ષ માટે Divorce છુટા છેડાના કેટલા કેસો આવે છે તેનો રીપોર્ટ બાહર પાડેલ તે ઉપરથી જોઇ શકાય છે કે દામ્પત્ય સ્નેહ કેવા પ્રકારનો છે. આવા પ્રકારનાં અનેક દૃષ્ટાંતો આપી શકાય, પરન્તુ આપણને ઘણાની અપેક્ષા નથી. આપણે માત્ર દિગ્દર્શન કરવું છે અને તે કરી દીધું.

હવે જે પ્રકૃતિની શોધ નીકળેલ તેનો વિચાર કરીએ તો, તેમાં પણ આપણને તેવું જ દેખાશે. પ્હેલાં તો લડાયક યન્ત્રો નીકળ્યાં છે તેનો જ વિચાર કરો. આનું પરિણામ શું છે ? તેઓની એવી માન્યતા છે કે દેશના રક્ષણ માટે તે અતિ ઉપયોગી છે જો કે ઉપલક વિચારથી આ વાત સત્ય જણાય છે, અને થોડે ઘણે અંશે તેમાં સત્યતા છે પણ ખરી કિંતુ ઉંડા ઊતરી વિચાર કરીશું તો જણાશે જે તેમાં વિચારહીન દુરબળતા વિશેષ છે,-કારણ હાલ જે લશકરી મોટા ખર્ચો રાજાને નીભાવવા પડે છે અને પ્રજાનો વ્યર્થ પૈસો બરબાદ થાય છે તે આ શોધનું જ પરિણામ છે. એક રાજ્ય એક શોધ નવીન કરે છે તો અન્ય તેવી બીજી કરે છે, રખેને આપણાપર કોઈ ચઢી આવે માટે રક્ષણાર્થે લડાયક સાધનો

વિશેષ રાખવાં. આ મહારાજ્યનાં આટલાં છે તો આપણે તેથી અધિક રાખવાં. આ પ્રમાણે એનો પ્રદેશ વિશાળ વિશાળ થતો જાય છે, અને રંક પ્રજા જનોનો પૈસો બરબાદ થાય છે. જ્યારે પણ વિગ્રહ થશે ત્યારે આવાં યંત્રોથી મનુષ્યનો શો સંહાર થશે તે થોડાં જ વર્ષો ઉપર જેપાન અને રસીયાની લડાઇએ આપણને દેખાડી આપ્યું છે.

એ સિવાય અન્ય શોધોનો વિચાર કરીશું તો તેમાં પણ નીરાશા સીવાય અન્ય દૃષ્ટિ પથમાં આવી શકશે નહિ. આપણી અપેક્ષાઓને વધારનાર, તૃષ્ણાને વિરૂધ કરનાર, અને ધન પ્રાપ્તિને માટે અધિક સાધન કરનાર એવી શોધો છે. જ્યાં સો માણસોથી કામ થાય ત્યાં ચાર માણસો જોઇએ, બાકીનાં છન્નુ માણસો પેટે પાટા બાંધી સઈ રહે. શોધો આવા પ્રકારની છે. શ્રીમાન્ અતિ શ્રીમાન થાય, રંક અતિ રંક થાય. રંક જનોને માટે પ્રતિ શોધથી સાધન ઓછાં થાય છે, આ સુધારાનો મહિમા! શ્રીમાનો પોતાની શ્રીમંતતામાં જ એટલા બધા નિમગ્ન છે કે તેઓને રંકોની દરકાર જ નથી, કે જે રંકો વડે જ તેઓ શ્રીમાન્ થયા છે. આજકાલ યુરોપ તરફ દૃષ્ટિ ફેંકશો, તો જ્યાં ત્યાં તમને એ રંકજનો અને શ્રીમાનોનો કલહ જણાશે. ઇંગ્લાંડની અંદર હવણાં એ રંક જનોની દયા આણી તેના સુખાર્થે કંઈ કરવા " લેબર પાર્ટી " એટલે કે પાર્લામેન્ટમાં તેઓના માટે લડત ચલાવનારનો જન્મ થયો છે. આમ વિવિધ દિશા તરફ દૃષ્ટિ કરતાં પણ કયાં અર્વાચિન શોધોએ મનુષ્યને સુખ આપ્યું હોય એવું કંઈ પણ જણાતું નથી, કિંતુ ઉલટી દુઃખોની વૃદ્ધિ કીધી હશે. હવે આપણે કંઇક આર્ય શાસ્ત્રોથી તેનો વિચાર કરીએ, કે ખરો સુધારો તે કયો અને તે કેવા પ્રકારે થાય.

સુધારાનો મૂળ ઉદ્દેશ, જન સમુદાય સ્વતંત્ર અને સુખમય જીવન ગાળી શકે એ છે. એ ઉદ્દેશ પૂર્વે અને પશ્ચિમ ઉભયને માન્ય છે. પરન્તુ એ સાધ્ય વસ્તુ પ્રાપ્ત કરવા માટે સાધનો ઉભય દૃષ્ટિને ભિન્ન ભિન્ન દૃષ્ટિપથમાં આવેલ છે. પશ્ચિમને પ્રકૃતિની શોધ, જન સમુદાય માટે તેનો ઉપયોગ, અને રાજ્ય સત્તાદ્વારા પ્રજાજનને નૈતિક જીવન ગાળવા ફરજ પાડવી અને સમાજીક વિષયો રાજ સત્તાદ્વારા નિયોજવા; જ્યારે પૂર્વને ચેતન તત્ત્વની શોધ, તે દ્વારા જીવનનું નિયોજીત પ્રેમાર્દ્ર હૃદય, લોકોનું ધર્મ માર્ગપર નિયોજીત નીતિ અને ધાર્મિકતાનો ઉપદેશ, અને સામાજીક વિષયો સમાજને અનુકુળ સમાજે જ નિયોજીત કરવા, અને તે પણ શાસ્ત્ર કથનાનુસાર.

એ ઉભય સાધનોથી સાધ્ય વસ્તુનો વિચાર કરો. એ સાધનોદ્વારા પશ્ચિમના જનસમુદાયનું સુખરૂપ ચિત્ર આપણી પ્રત્યક્ષ છે, અને પૂર્વના ઇતિહાસદ્વારા સ્મૃતિમાં પ્રત્યક્ષ થાયછે.

પશ્ચિમમાં જે સાધ્ય વસ્તુ પ્રાપ્ત નથી થતી તેનું કારણ, તેઓનો " હક્ક " છે. એ " હક્ક " એજ સુધારાનો કટ્ટો દુશ્મન છે. આ દેશમાં એ હક્કને બદલે, ધર્મ એ શબ્દ નિયોજીત થયો છે. પ્રત્યેક મનુષ્યનો કર્તવ્યરૂપે ધર્મ છે. અમુક પ્રતિની જે કર્તવ્ય પરાયણતા તે અમુક ધર્મ છે. હક્કથી, અહંત્વ ને સ્વાર્થવૃત્તિ એટલી બધી વિવૃધ થાય છે કે માણસને કેવળ પાપ માર્ગ પ્રતિ જ ગમન કરવું પડે છે. 'ધર્મથી' એ ઉભયનો નાશ જ થાય છે, અને પુણ્ય માર્ગપ્રતિ ગમન થાય છે.

જ્યારે જન સમુદાય ધર્મવૃત્તિથી પોતાના ધર્મમાં અભિરક્ત રહે ત્યારે તે સમુદાય સુખમય જીવન ગાળી શકે એમ આર્યગ્રંથોનો સિદ્ધાન્ત છે. ધર્મ એટલે કે પરસ્પર આશ્રય આશ્રીતભાવવાળા જે હોય તેઓ પ્રત્યે પરમ પ્રેમમય દયામય હૃદયે તેઓના પ્રતિનું કર્તવ્ય બજાવવું, એટલે કે માબાપોએ પોતાના સંતાનોનું પોષણ કરવું એટલું જ નહિ પણ તેઓ જેમ નીતિવાન અને ધાર્મિક હૃદયના થાય તેવી ઉચ્ચ પ્રકૃતિની કેળવણી તેને આપવી તેમ યુવક જનોએ વૃદ્ધ માતાપિતાની સેવા ચાકરી કરી તેઓ પ્રસન્ન રહે તેમ કરવું. શ્રીમાનોએ ગરિબો પ્રતિ, પ્રેમમય દૃષ્ટિ રાખી તેઓને મદદ કરવી. આ પ્રમાણે દરેકે પોતાનું જીવન ચલાવવું જીવનમાં પણ બાહ્ય વસ્તુની અપેક્ષા થોડી રાખવી. માનવીને તેના જીવન માટે ફક્ત બે શેર અનાજ તથા ઓઢવા માટે બે વસ્ત્ર સીવાય અન્ય સર્વ મોજ માટે છે, હૃદયની પરમ સંતુષ્ટતા તથા ઈશ્વરનિષ્ટ ભક્તિ, પ્રેમ, ઈત્યાદિથી જીવન વિભુષિત થાય છે અને દરેક વ્યક્તિ પોતાનું કર્તવ્ય કરતાં તેવું જીવન ગાળે છે, ત્યારે આખો સમુદાય કેવળ સુખમય જીવન ગાળી શકે છે, સુખ જ કેવળ અનુવર્તે છે. એક સાધારણ રીતે દૃષ્ટાંત લઈએ. રાજાજ્ઞાથી પ્રજાજન તે પ્રમાણે ચાલે તો દુઃખનું કારણ દંડ એવું ઉદ્‌ભવે નહિ, તેમ ઈશ્વર નિર્મિત કુદરતિ નિયમરુપ આજ્ઞાથી જનસમુદાય ચાલે તો તેને દુઃખ થાય જ નહિ, એ સ્વાભાવિક છે. જેમ કુટુમ્બની અંદર પણ દરેક મનુષ્ય એક બીજા પ્રતિ પ્રેમદૃષ્ટિથી જુએ તો તે કુટુમ્બમાં કેટલું બધું સુખ અનુવર્તે છે તેજ પ્રમાણે જન સમુદાયમાં પણ છે. જ્યાં સુધી એ સમુદાયમાં તેવા વિચારોનો ઉદ્‌ભવ થઈ આચારમાં નિયોજાય નહિ ત્યાં સુધી સુખની આશા રાખવી નહિ તેમ સુધારો માત્ર નામનો જ છે. સુધારો તો વ્યક્તિ વ્યક્તિની ધર્મભાવનામાં જ છે. સદ્‌ગુણોમાં જ છે. પ્રકૃતિની શોધથી કિંવા હકથી નથી. પણ ચેતન તત્ત્વથી અને તેના ધર્મથી છે.

પુરૂષોત્તમ દ્વારિકાંદાસ.

---

# रोझीक्रुशीअनो विषे केटलाक विचार.*

---

રોઝીક્રુશીયન પંથને એક આનંદજનક પરંતુ કાલ્પનિક મંડલ રૂપે માનવામાં આવે છે. આ કહેવાતા કાલ્પનિક મંડલ વિષે પશ્ચિમ યૂરપના 'ઘણાજ' કેળવાયલા વર્ગોમાં લાંબા સમય સુધી અસંત સ્વાર્થ અને ઉત્સાહ તેમજ શત્રુવટ અને દ્વેષ ભરેલી ચર્ચાઓ ચાલતી હતી. આ ગુપ્ત બધુ મંડલ વિષે કોઈ પ્રકારની ખાત્રી લાયક ખબર મેળવવાની બાબત અતિ વિકટ છે; તોપણ વિવિધ પ્રકારનાં સાધનો વડે આ વિષય વિષે થોડુંક અજવાળું પાડે એવી કેટલીક હકીકત એકઠી કરી શકાય છે.

આશરે ૧૩૭૫ ના વર્ષમાં, દંતકથા કહે છે કે એક ઉચ્ચ કુલનો ક્રીશ્ચીઅન રોઝેન ક્રુઝ નામનો નાઇટ, પૂર્વમાં વિવિધ દેશોમાં મુસાફરી કરતો હતો ત્યાંથી યૂરપમાં આવ્યો. ધીમે ધીમે તેની આસપાસ એક ઉત્સાહી અભ્યાસિઓનું ટોળું જામતું ગયું; જીવન અને મરણનાં રહસ્યો વિષે, તેમના સમયની બાહ્ય દુનિયાનાં માનવિઓમાં મળી આવે તેના કરતાં વિશેષ ઉંડું જ્ઞાન મેળવવાની તેમની તીવ્ર જીજ્ઞાસા હતી.

રોઝેનક્રુઝે પોતાના ત્રણ સાથિઓને—આરંભમાં તેમની સંખ્યા આટલી બધી નાની હતી—પ્રકૃતિનાં અનેક રહસ્યો શીખવાડ્યાં; તે આ સર્વ પોતાના પૂર્વદેશની મુસાફરીના સમયમાં શીખ્યો હતો. ધીમે ધીમે જેમ જેમ પોતાના શિષ્યોમાં તેનો વિશ્વાસ દૃઢ થતો ગયો તેમ તેમ તેણે તેમની સંખ્યા સાતની વધારી. આ પંથના મહંત અથવા ઉપરિને આજ્ઞાપ્રવર્તકનું નામ આપવામાં આવ્યું હતું, આ પ્રમાણે તેની સાથે મળીને સંખ્યા આઠ થતી હતી—આ આઠનો આંતર મંડલમાં સમાવેશ થતો હતો. આ ઉપરાંત એક બાહ્ય મંડલ પણ હોવું જોઇએ તેમાં પણ ઘણીજ થોડી સંખ્યાને દાખલ કરવામાં આવતી હશે, એમ સહજ અનુમાન થઇ શકે છે. વર્તમાનમાં એક જર્મન ગૃહસ્થના હવાલામાં છે એવા ૧૪૦૦ ની સાલના એક પ્રાચીન હસ્ત લેખમાં રોઝીક્રુશીયન પંથના નીયમો નીચે પ્રમાણે આપવામા આવ્યા છેઃ—

"સભ્યોએ કોઇ પણ પ્રકારનો બદલો લીધા વિના માંદાંને સાજા બનાવવાનાં છે. આ ભ્રાતૃમંડલના સભ્યોને, મંડલના સભ્યોરૂપે કોઈ પ્રકારનો ભિન્ન પોશાક પહેરવાનો નથી, પરંતુ દરેકને પોતાના દેશના ચાલ પ્રમાણેજ

---

* રોઝીક્રુશીઅન પંથ વિષે કેટલાક વિચાર ગુલાંબસિંહની પ્રસ્તાવનામાં ચલાવવામાં આવ્યા છે. ગ્રંથમાં આ ભાવનાને "સીદ્ધસંઘ" સિદ્ધમંડલ" "સિદ્ધાશ્રમની" ભાવના પરંપરામાં વિસ્તારી છે, તે વિષે વિશેષ જાણવાની ઘણાની જીજ્ઞાસા છે તેથી આ સંબંધી ચર્ચા ચલાવવી આ સમયે યોગ્ય છે. તંત્રી.

હોય એમ જણાય છે; બ્લાવાટ્સ્કીના કહેવા પ્રમાણે તે આમ કરવાને સંપૂર્ણ રીતે યોગ્ય હતો.

આ અરસામાં નીચેનાં સુવીખ્યાત માનવિઓ આ મંડળનાં મેમ્બર હતાંઃ—એંડમ-વૉન-બોઉન્સ્ટીન, મીશેલ-ટાક્ષીકિટસ, જ્હોનહુફર, મીશેલ-મેયર, હેન્રીચ-કુહરથ. આ સર્વે વૈદ્ય વિદ્યાના સુવિખ્યાત ડૉક્તરો હતા. પરંતુ ૧૬૧૪ ની સાલ સુધી રો. ક્રુ.ની ભાવનાઓ જરા પણ દુનિયા સમક્ષ આવી નહોતી; આ સમયથીજ તે થોડી ઘણી બહાર પડવા પામી હતી. વુર્ટેમ્બર્ગના વિખ્યાત ડૉ. જોન-વી-એન્ડ્રીઆએ આ સમયમાં બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે; કદાચ તેને આ પુસ્તકોનો કર્તા માનવામાં આવ્યો છે, કારણ કે આ ડૉક્તર અને તેમના ગ્રંથો વિષે ઘણી ગૂંચવાડા ભરેલી ભાવનાઓ ચાલે છે. આ પુસ્તકોએ ઘણીજ ખળભળાટ કરી મૂક્યો, તેમનાં ઘણી ભાષાઓમાં ભાષાન્તર થયાં. તેમને દેવલોના પાદરીઓએ દ્વેષ ભરેલી ટીકાઓ કરીને ખૂબ પાડવા માંડયાં પરંતુ આથી તેમના વાચનનો વિસ્તાર વધ્યો. એંડ્રીઆએ વળી એક બીજું ચોપાનીયું લખેલું કહેવાય છે, તે માટે પણ ઘણી તકરાર છે, તેનું નામ "સમગ્ર વિશાલ દુનિયાનો સર્વમાન્ય સાધારણ સુધારો" છે. (Universal and General Reformation of the whole wide World.) તે સમયે આખા જર્મનીમાં પસરી ગયલા ઢોંગી કીમીયાગરો, જ્યોતિષિયો, ભવિષ્ય કહેનારાઓવિષે તે સખ્ત કટાક્ષ કરે છે; ઘણાજ હાસ્યજનક અને કટાક્ષયુક્ત લખાણમાં દર્શાવાતા વિચારોના સૌંદર્ય વડે લેખકે પોતાના વાચકોનો પ્રેમ મેળવ્યો હતો. વાદગ્રસ્ત વિદ્યાના અજ્ઞાની ઢોંગનો તિરસ્કાર કરવાનો તેનો યથાર્થ ઉદ્દેશ હોય એમ જણાય છે; ધર્મમાં વિશેષ ભાવનામય વિચાર તરફ લોકોને દોરી જવાનો તેનો ઉદ્દેશ હતો. પરંતુ એન્ડ્રીયાનિષેનો સત્ય વૃત્તાંત તથા તેના રોઝીક્રુશીઅનો વિષેના વિચાર સંબંધી હજુ પણ શોધ ચલાવવાની છે. કેટલાક એમ પણ માનતા હતા કે તેણે રોઝીક્રુશીયન પંથના રહસ્યનું ધતિંગ મશ્કરી રૂપે યોજી કાઢયું હતું.

મને આ વિચાર નકામો લાગે છે. ૧૬૨૦ ની સાલમાં મીશલ-મેયરે આ ભાવનાઓનો પ્રચાર કરવાના ઉદ્દેશથી ઇંગ્લેન્ડની મુલાકાત લીધી હતી. તેમને તત્ત્વવેત્તા રૉબર્ટ-ફ્લડનો સંસર્ગ થયો, તેઓ હૃદયપૂર્વક આનંદ પામ્યા તથા ખંત સહિત બંધુ મંડલમાં જોડાયા. આ સમયે બીજા ઘણા વિખ્યાત અંગ્રેજો આ મંડલના સંસર્ગમાં આવ્યા. ઇંગ્લેન્ડની રૉયલ સૉસાયટીની ઉત્પત્તિ રોઝીક્રુશીયનોની અસરને આભારી છે, એવો ખરેખરો હક દર્શાવવામાં આવે છે.*

તેમના સિદ્ધાન્તો પ્રમાણે, દૃશ્યપદાર્થોની પાછળ અગ્નિનું નિત્યતત્ત્વ રહેલું છે; સર્વ પદાર્થોમાં તે વ્યાપી રહ્યું છે, પ્રકાશે છે. આ સતમાંથી-

* ક્રિશ્ચિયન રોઝેનક્રઝ અને મોટા લૉર્ડ બેકન વચ્ચે ઘણોજ નિકટનો સંબંધ છે.

આત્મામાંથી સર્વનો ઉદ્દ્ભવ થાય છે. અગ્નિના આવા પ્રકારના તત્ત્વમાંથી તેઓ જેને શુદ્ધ પ્રકાશ કહે છે તે પેદા થાય છે. આ પ્રકાશ જીવન ઉપજાવે છે. આ જ્યોતિથી; પ્રકાશથી આરંભિને તેઓ જેને અંધકાર કહે છે ત્યાં સુધીમાં અનેક ચઢ ઉતર ડીગ્રીઓના પ્રકાશનો સમાવેશ થાય છે—તેમની ગણના થઈ શકે એમ નથી. દરેક જીવંત પદાર્થ ચાર તત્ત્વોનો બનેલો છેઃ—અગ્નિ, વાયુ, વારિ, પૃથ્વી. આમાંથી ત્રણ આરંભકોની, ત્રીપુટીની ઉત્પત્તિ થાય છે અથવા જેવે સર્વ પ્રકારના કીમિયાનું કામ કરવામાં આવે છે તે ત્રણ પદાર્થો પેદા થાય છે—ગંધક, પારો અને મીઠારૂપ ત્રણ પદાર્થો. આમાંથી બે જાતિની, પુરૂષ અને સ્ત્રી જાતિની અથવા માનવિની પ્રબલ અને નિર્બલ શક્તિયોની ઉત્પત્તિ થાય છે. આ શક્તિયોનો સૂર્ય અને ચંદ્ર સાથે સંબંધ છે, વળી તેઓ તેમના વારામાં પૃથ્વીને પેદા કરે છે. સૂર્ય—પિતા અને ચંદ્ર—મા એક પુત્ર અથવા માનવિ, પૃથ્વીને પેદા કરે છે; આ પુત્રનામાં પિતા અને માતા ઉભયની પ્રકૃતિ હોય છે.

૧૭૮૫ ના મેમાં કેગ્લીઑસ્ટ્રોને રૂપકવાદ વિષે ભાષણ આપવાને મેઝોનીકઓર્ડરે બોલાવ્યાથી કેટલાંક રોઝનાં રૂપકોના ઘણા સમજવા જેવા ખુલાસા આપ્યા હતા. (રૉઝ-ગુલાબ × ક્રૉસ-સ્વસ્તિક-રોઝીક્રુશીઅન-સ્વસ્તિકમાં ગુલાબના ચિન્હવાળા.) સંપૂર્ણ ઐકયતાના ચિહ્ન રૂપે ગુલાબ વિષે કેગ્લીઑસ્ટ્રો ઉપદેશ આપતો હતો. આ ગુલાબ ક્રૉસના મધ્યમાં હોય છે, બંને કાટખૂણા એકઠા થાય છે તે બિન્દુને દર્શાવે છે, તેની લીટીયોને આપણી ભાવનામાં ઉચાઈ, પહોળાઈ અને ઉંડાઇના અર્થમાં અનંતતા સુધી વિસ્તારી શકાય. તેણે કહ્યું × આ ચિહ્ન સુવર્ણનું બનાવવામાં આવતું; ગુપ્ત વિદ્યામાં સુવર્ણથી પ્રકાશ અને શુદ્ધિ સૂચવાય છે. હાલા હર્મિસે તેને રૉઝ-ક્રૉસનું (પાટલ-સ્વસ્તિક) નામ આપ્યું હતું—તે અનંતતાના પ્રદેશ રૂપ છે. મી. ક્રિશ્ચિયનના મિસ્ટરી ઑફ મેજીકના ગ્રંથમાં આ ભાષણ મળી આવે છે.

સુવર્ણનો ક્રૉસ, શ્રદ્ધાની કસોટી રૂપ છે, તે અમરતાનું ચિહ્ન છે, પ્રજ્ઞાનથી પ્રકાશિત આધ્યાત્મિક જીવનને દર્શાવે છે. ઉભી લીટી આત્માને દર્શાવે છે, આડી લીટી દિવ્ય પરમાત્માથી વ્યાપક બનેલા ઐહિક તત્ત્વને દર્શાવે છે.

માનાવ વિષે અદ્રશ્ય આધ્યાત્મિક શક્તિ રૂપે વિચાર ચલાવવામાં આવતો હતો; તે બાહ્ય અવિર્ભાવમાં એક માનવિ રૂપે જણાય છે; વિશ્વના મહાન્ આધ્યાત્મિક સૂર્ય અથવા અગ્નિના એક કીર્ણ રૂપે તે છે.

રોઝીક્રુશીઅનોનો "આસવ" એક એવો આકાશીક અથવા ચેતનમય પદાર્થ હતો કે જે અન્ય પદાર્થમાં વ્યાપી જઇને તેને પોતાના જેવા ગુણોવાળો બનાવી દેતો. માનવિથી મેળવી શકાય તેવા મોટા ખજાના રૂપ આ આસવ છે. જેને દિવ્ય સત્યનો થોડો પણ અનુભવ થાય છે તેને અન્ય પદાર્થની જરૂર રહેતી નથી. ઉંડા, વિશાલ જીવનનો અનુભવ થતાં દુનિયાની કીર્તિ, સુખ, સમૃદ્ધિનો કંઇ પણ હિસાબ રહેતો નથી. સિદ્ધાંત એવો છે, કે દિવ્ય ઈચ્છાને અનુસરવાને લીધે બલવાળી બનેલી પ્રકૃતિ એ દર્શાવેલાં ચાર તત્વોએ અન્યોન્ય ઉપર કાર્ય કરવું જોઇએ એમ નિશ્ચિત કરે છે આ પ્રમાણે વાયુ ઉપર કાર્ય કરતો અગ્નિ ગંધક પેદા કરે છે; વારિ ઉપર કાર્ય કરતો વાયુ પારદને ઉપજાવે છે; પૃથ્વી ઉપર કાર્ય કરતું વારિ નિમકને જન્મ આપે છે. પૃથ્વીને કશા ઉપર કાર્ય કરવાનું નથી પરંતુ તેના તેજ ત્રણુ તત્વોના ગૃહ રૂપ બને છે. મેઝનનાં સર્વ રૂપકોથી ખાત્રીપૂર્વક ઉચ્ચ ભાવના વાળા ઉપદેશો સૂચવાય છે. રોઝીક્રુઝ અને તેના પછી પેરેસેલ્સસ દર્શાવે છે, કે તેમણે તેમનું જ્ઞાન પૂર્વના મહાત્માઓ પાસેથી મેળવ્યું હતું. બીજા ઉપદેશકના મરણ પછી અમુક સમય સુધી પૂર્વની સાથેનો નિકટનો સંબંધ બંધ થઇ ગયો હોય એમ લાગે છે. ગમે તેમ હો પરંતુ આ મંડલ ઘણાં વર્ષ સુધી બાલ દુનિયાની દૃષ્ટિમાંથી દૂર ખસી જાય છે. સાંતજર્મેઈન અને કેગ્લીઑસ્ટ્રોના આવવા પછી ૧૮ મા શતકમાં વળી ફરીથી તે દુનિયાની દૃષ્ટિમાં આવે છે. ૧૭૫૬ અને ૧૭૬૮ ના મધ્ય સમયમાં મેઝનરીની એક નવી ડીગ્રી સ્થાપવામાં આવી,-તેને રોઝીક્રુશીયન નાઇટસ અથવા ઈગલ અને પેલીકનના નાઇટસનું નામ આપવામાં આવ્યું. આ ડીગ્રી વિષે કાંઇ પણ પ્રકારનું ખરૂં જ્ઞાન બાહ્ય સ્વરૂપમાં કદાપિ જોવામાં આવ્યું નથી; હમેશાં આનું વલન એક પંથ રૂપ બન્યું છે. પરંતુ હવે ફરીથી આપણા ઝમાનામાં કૌ-મેઝનીક હીલચાલ આટલા સમય સુધી છુપાઈ રહેલી કેટલીક પ્રાચીન ભાવનાઓનો પુનરૂદ્ધાર કરવાનો પ્રયત્ન કરી રહી છે; આવાં મંડલોમાં કાર્ય કરનારાઓને ઘણો સારો લાગ મળ્યો છે.

ક્ષેત્રને ખેડવાવડે, એક ખરેખરા અભેદ ભાવનો ઉદય તથા ખુલ્લેખુલ્લી પૂજ્ય બુદ્ધિ સૂચવાય છે. અભેદભાવ વાળા, સર્વ સાથે મળતા થઇ શકીએ એવા બનવા કરતાં પંડિત બનવાનું કાર્ય ઘણુંજ સહેલું છે.

પ્રાચીન બન્ધુ મંડલે આંતર પ્રકૃતિને શુદ્ધ બનાવવા ઉપર ખાસ ભાર મૂક્યો છે. હૃદય અને બુદ્ધિને (મન) આરોગ્ય, બલવાન, આધ્યાત્મિક બનવાનું છે. ગત શતકનો એક વિખ્યાત જર્મન મેઝન પોતાના બન્ધુઓને ઉપદેશે છેઃ-"તમારી પ્રકૃતિને તાબે કરો, કારણ કે જો તમે તેને તમારે તાબે રહેવાનું નહિ શીખવશો તો તે તમને એક એક પણ પોતાને તાબે કરી લેશે.' વળી તે ઉપદેશે છે-"લોભ, ભય, ક્રોધ, મરણ અને વ્હેમમાંથી તમે છુટા બની શક્યા છે? આભારની લાગણી પૂર્વક તમે તમારા જીવનનાં વર્ષોનો હિસાબ રાખોછો? જેમ જેમ તમે મોટા થતા જાઓછો તેમ વધારે વધારે સહેલાઇથી મારી ભક્તિ શકોછો?

કારણ કે તમાન દેહમાં ચારે પાસા કંટકો ભોંકાયલા હોવાથી, તેમાંનો માત્ર, એકજ કંટક દૂર કરીને તમે તમારી જાતને શી રીતે મદદ કરી શકવાના છો?"

એક ખરોળ લાકડાના ટુકડાનો સંપૂર્ણ રીતે એક ઘન બનાવવા માટે તેના ઉપર વાંસલો ને રંદો વાપરવાની જરૂર પડે છે. પરંતુ આપણે તો આપણા દેહ રૂપી એ ઊગ્ર લાકડાના ટુકડાને લક્ષમાં લેવાનો છે તથા આપણા બંધુઓ માટે અત્યંત સખ્ત ટીકા કરવાની જરૂર નથી. કેટો કહે છે,"હું સર્વ પ્રકારના ગુનાહ માફ કરૂં છું; માત્ર મારા પોતાના દોષને હું માફી આપી શકતો નથી."

કેટલાંક રોઝીક્રુશીયન સત્રોના નીચે આપવામાં આવતા ભાષાંતર ઉપરથી તેમના સિદ્ધાન્તોનો કેટલોક વિશેષ વિચાર આવી શકશેઃ—

"શ્રેષ્ઠ પરમાત્મા આ દુનિયામાં સઘળે વ્યાપી રહ્યા છે; તેનામાં થવાનાં સર્વ પ્રકારનાં સ્વરૂપોનાં ચિત્રોનો સમાવેશ થાય છે. આત્મિક પ્રદેશોનો સ્થૂલ પ્રદેશો સાથે સંબંધ કરાવનાર સૂવર્ણની સાંકળીરૂપે આ ચિત્રો છે. વિશ્વાત્માના એકાદ કીર્ણને કેન્દ્ર મળી આવતાં એક દેહ પેદા થાય છે. સર્વે દેહોના જીવનનો આધાર સર્વવ્યાપક પરમાત્મા ઉપર છે.

પરમાત્માનો ઉદ્દેશ દરેક પદાર્થને પોતાની ભૂમિકાએ ચઢાવવાનોછે. જીવનતત્ત્વના સારભૂત પરમાત્માજ છે.

માનવ જીવાત્મા માત્ર સ્થૂલદેહમાંજ બંધાઈ રહેલો, સંચિત બનેલો નથી પરંતુ તેતો તેની પાર સર્વ દિશાઓમાં ચારે પાસ વિસ્તરે છે. ખરેખરી રીતે કહેવા માગીએ તો, આત્મા કોઈ પણ સ્થૂલ દેહવડે બંધાયલો નથી. દરેક દેહમાંથી, નાના નાના અણુઓ ચારે પાસા ફેલાય છે, તેમની સાથે આત્માની અસરનું પણ વહન થાય છે."

એક સુવિખ્યાત જર્મન મહાત્મા એકાર્ટહુસેનને ૧૮૦૧ માં એક રોઝીક્રુશીઅન બંધુ તરફથી અમુક પત્રો મળ્યા હતા. તેમાંથી આપણે ઉતારીએઃ—

અમારા મંડલની હયાતી સૃષ્ટિના આરંભ કાલના પ્રથમ દિનથી આજ સુધી ચાલી આવે છે, તથા સૃષ્ટિના છેલ્લા દિવસ સુધી તે કાયમ રહેશે. આ સમાજ જ્યોતિનાં બાલકોની છે; અંધારામાંથી અને અંધકારમાં પ્રકાશતી જ્યોતિને જાણનારાઓ જ તેના સમાજનો હોય છે; તેના સભ્યજનોમાં આ સૃષ્ટિના જ નહિ પરંતુ અન્ય સૃષ્ટિયોના વાસિયોનો પણ સમાવેશ થાય છે. જ્યો-

તિની શોધ ચલાવનારાઓ, તથા તેનાં દર્શન કરી શકે એવા અધિકારી જનોનો અમારા મંડલમાં સમાસ છે. અમારૂં મંડલ મળવાનું સ્થલ આંતર દૃષ્ટિવડે દરેક સભ્યના જાણવામાં આવે છે તથા તેઓ ગમે ત્યાં રહેતા હોય તોપણ ત્યાં સહેલથી પહોચી શકાય છે. તે સ્થલ ઘણુંજ નજીકમાં હોય છે, છતાં તે દુનિયાની દૃષ્ટિથી છુપું છે. દીક્ષા મેળવ્યાવિના કોઈથી પણ તે શોધી શકાશે નહિ. અમારા મંડલના ત્રણ ક્રમ છે. દિવ્ય પ્રેરણા શક્તિ વડે પ્રથમ ક્રમમાં આવી શકાય છે, આંતર પ્રકાશના અનુભવ વડે બીજા ક્રમમાં પ્રવેશી શકાય છે; આધ્યાત્મિક ધ્યાન અને ભક્તિભાવ વડે અત્યંત શ્રેષ્ટ ત્રીજા ક્રમમાં દાખલ થઈ શકાય છે. મોટામાં મોટાં રહસ્યો અમારા જાણવામાં છતાં અમે કંઇ એકાદ ગુપ્ત મંડલ રૂપે નથી કારણકે અમારાં રહસ્યો સમજવાની શક્તિવાળા હોય એવા સર્વ માટે ખુલ્લાંજ છે. ઉપદેશ આપવાની અમારી અનીચ્છાને લીધે આ બાબતો ગુપ્ત બનતી નથી પરંતુ ઉપદેશ માગનારાઓની નબળાઇને લીધે આમ થાય છે. અમારાં રહસ્યો પેસા લઇને વેચી શકાય એવાં નથી તેમજ તેમને સમાજમાં ખુલ્લી રીતે સિદ્ધ કરી બતાવાય એમ પણ નથી. તેમને તો માત્ર એવાજ સમજી શકે છે કે જેમનાં હૃદય જ્ઞાન અને બંધુભાવને કેળવી શકે એવાં હોય છે તથા જેમનામાં આ શક્તિયો જાગ્રત બનવામાંડી છે. માત્ર એકજ મૂખ્ય ધર્મ છે, વિશ્વમાન્ય બંધુભાવ પણ એકજ છે. બાહ્ય આચારો, ધાર્મિક મત પંથ સંપ્રદાય સમાજાદિ સંસ્થાઓ, સત્યના એકાદ વિભાગને છૂપાવી રાખનાર કોટડીઓ સમાન છે; આવા પ્રકારની બાહ્ય બાબતો, આંતર પ્રદેશમાં હયાતીવાળાં સત્યોને દર્શાવતી હોય તેટલા પૂરતીજ સત્ય છે. હમણાંજ શરૂ થયલા વર્તમાન શતકમાં (૧૯) જ્યોતિનો પ્રકાશ ફેલાશે;* જમાનાના જમાનાઓ થયાં છૂપાઈ રહેલ બાબતો જાણવામાં આવશે; પડદાઓ ચીરાઈ જશે; નામરૂપની પારઅસ્તિત્વ ધરાવતું સત્ય ખુલ્લું થશે.

"શું તમારી અમારા મંડલના એક સભાસદ બનવાની મરજી છે ? જો એમ હોય તો, તમારા પોતાના હૃદયમાંજ પ્રવેશ કરો. તમારી બંધુઓને પીછાનવાની મરજી છે ? જો એમ હોય તો તમારા જીવાત્મામાં આત્મા રૂપે આવિર્ભાવ પામતી દિવ્ય સત્તાને અનુભવવાનું શીખો. જે સંપૂર્ણ, અમર, તથા ફેરફારને આધિન ના થાય એવું તમારા અંતરમાં છે તેનો શોધ ચલાવો. જ્યારે તમે આ શોધી શકશો ત્યારે તમે અમારા મંડલમાં દાખલ થઈ ચૂક્યા હશો

* એક અધ્યાત્મવાદી, અધ્યાત્મમંડલના આગમનની આમ જાથી સૂચના આપે છે.

તથા અમે સર્વે પણ તમારા જાણવામાં આવીશું. તમે પૂછો છો, અમારા સિદ્ધાંત યાં છે? અમારે કોઇ પણ સિદ્ધાન્ત સિદ્ધ કરી બતાવવાના નથી; કારણ કે અમે જે તેવો સિદ્ધાન્ત દર્શાવીશું તે જ્યાં સુધી તમારામાં આત્મ જ્ઞાનનો ઉદય નહિ થાય ત્યાં સુધી તો એક શંકા ભરેલા અભિપ્રાય રૂપે જ રહેશે. બાહ્ય ઉપદેશ વડે કોઇ કાલે આવું આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી, અનુભવી શકાતું નથી. તેનો તો તમારા અંતરમાં જ ઉદય થવો જોઇએ. તમારા અંતરમાંના દિવ્યાત્માને પૂછો; તે જે કહે તે સમજવા માટે તમારી અંતરેન્દ્રિયોને કેળવો. તે તમારા પ્રશ્નોનો ઉત્તર આપશે જ, અમારાથી જે સર્વે થઇ શકે તે એટલું જ છે, કે તમારે વિચાર કરવા માટે કેટલાક સિદ્ધાન્ત પૂરા પાડવા. માનવ બંધારણના બાહ્ય દેખાવનો અભ્યાસ બાહ્ય સાધનો વડે કરી શકાય, પરંતુ તેના અદૃશ્ય બંધારણનું જ્ઞાન તો ફક્ત આત્માવલોકન, આત્મ નિરીક્ષણ વડે જ થઇ શકે છે, તેટલા માટે અમારે અત્યંત અગત્યની સલાહ એટલી આપવાની છે—તમે તમારા આત્માને ઓળખતાં શીખો! त्वमात्मानं विजिज्ञासस्व ॥ "

આ પ્રમાણે એક ખરેખરા રોઝીક્રુશીઅન માટે તો, તેનું મંડલજ એક આધ્યાત્મિક અભેદ ભાવ રૂપે છે, એકતાલ રૂપ એક સમગ્ર બંધારણ રૂપે છે, બાહ્ય દુનિયાના કોઈ પણ મંડલથી સ્વતંત્ર છે. કાલના આરંભથી માંડીનેજ તેની હયાતી ચાલી આવે છે; ખરેખરી રીતે પ્રકૃતિના અંતર હૃદયમાંજ તેનો સમાવેશ થાય છે. તેના ઉપદેશોને લક્ષમાં લેનાર તથા તેની ઉચ્ચ ભાવનાઓનો સ્વીકાર કરનાર સર્વેને તે આવકાર આપે છે. પ્રાચીન દિનોની પેઠે આપણ વર્તમાન દિનોમાં પણ માનવિએ પોતાનો માર્ગ પોતાની મેળે શોધી કાઢવાની અત્યંત જરૂર છે. પ્રજ્ઞાનના ઉંડાણમાં કોઇ પણ આચાર્ય, ગુરૂ અથવા ઉપદેશક તેને ઉતારી શકશે નહિ. માત્ર માનવિનો એટલો દૃઢ નિશ્ચય થવાની જરૂર છે, કે તેની જીવનના આવા અંતર પ્રદેશમાં પ્રવેશવાની મરજી છે, વિશ્વને છાઇ લેતા રહસ્યમાં નિઃસ્વાર્થી હેતુ પૂર્વક તેની માથું મારવાની ઇચ્છા છે; આમ થતાં તેને માલૂમ પડી આવે છે, કે પ્રકૃતિ સર્વે પાસાથી તેને મદદગાર નિવડે એવી બક્ષિસો આપી રહી છે, તથા તે જેમ જેમ વધતો જાય જાય છે તેમ તેમ તેની આસપાસ ઉંચતી દિવ્ય સત્તા પણ જાગ્રત બનતી જાય છે. સર્વે સ્વરૂપોમાં જાણે કે ઘોરતું, સ્થિર બની ગયલું પડ્યું હોય એવું મહા જીવન, અગ્નિનું તત્ત્વ, વિકાસ પામેલા માનવિને ભેટવાને પ્રકટ થાય છે તથા પ્રકૃતિમાં સમાવેશ થતી દિવ્ય, પ્રકાશીત, જીવંત યથાર્થ સૌંદર્યમાં તેને આત્માનુભવ થાય છે.

"સીક્રેટ-સીમ્બોલ્સ-ઑફ-ધ-રોઝીક્રુશીયન્સ" નામના ગ્રંથમાંથી એક પ્રાર્થના ઉતારીને આપણે આજે તો આ વિષય સમાપ્ત કરીશું.

"પ્રેમ, જ્ઞાન અને સુખના નિત્ય અને વિશ્વમાન્ય પ્રભવસ્થાન! પ્રકૃતિના પુસ્તકમાં તારા ચારિત્રનું વર્ણન કરવામાં આવ્યું છે; તારી શાલામાં શીખ્યા વિના કોઇથી પણ તે વાંચી શકાય એમ નથી. માટે અમારાં ચક્ષુઓ તારા તરફ દોરાયલાં છે.

હે રાજાઓના પણ અધિપતિ! સમગ્ર હૃદય વડે કોણ તારાં અટકયા વિના હમેશાં વખાણ નહિ કરે; કારણ કે વિશ્વમાંનો દરેક પદાર્થ તારામાંથી પેદા થાય છે, તારામાં સમાવેશ થાય છે, તારા પોતામાં જ હોય છે, વળી પુનઃ તારામાં જ સમાય છે.

અસ્તિત્વમાં છે એવો દરેક પદાર્થ આખરે તારા પ્રેમ અથવા ક્રોધમાં, તારી જ્યોતિ અથવા તારા અગ્નિમાં પુનઃ પ્રવેશ પામશે; સારો અથવા ખોટો દરેક પદાર્થ તારી કીર્તિ ગજાવવાના કામમાં આવવો જોઇએ.

એક જ્યોતિ, એક શક્તિમય હે! વિશ્વ વ્યાપક પરમાત્મા! તું સર્વેમાં સર્વ રૂપે છે, વાણી અને વિચારની પણ પાર છે! શૂન્યમાંથી કંઇક રૂપે, પ્રજ્ઞાનના ચિહ્ન રૂપ હે પ્રકૃતિ! મારા પોતા રૂપે તો હું કંઇ પણ નથી; માત્ર તારામાં જ હું, હું રૂપે છું. તારામાં જ મારૂં જીવન ગળાય છે; કશાનો પણ ના બનેલો હું છું; તું મારામાં વાસ કરીને જીવાત્માના પ્રદેશમાંથી મને નિત્ય જ્યોતિના પ્રકાશમાં લઇ જા. આમીન."

"Theosophist."

---

# ॥ प्रथम इन्टरनेशनल मॉरल ऐज्युकेशन कॉन्ग्रेस ॥

સર્વે પ્રજાઓની નીતિશિક્ષણની પ્રથમકોન્ગ્રેસ લંડનમાં મળી હતી. આ કોન્ગ્રેસમાં થીઑસૉફીકલ મંડલના એક ડેલીગેટ મી. એલ સી. બી. ગયા હતા, તેમણે થીઑસૉફીસ્ટમાં આ મંડલની એક ટુંક નોંધ લખી મોકલી છે તે ખાસ લક્ષમાં લેવા જેવી હોવાથી અત્રે ઉતારાય છે.

" હમણાં મળેલી નૈતિક શિક્ષણની કોન્ગ્રેસમાં થીઑસૉફીકલ ડેલીગેટોમાંનો હું એક હતો; અત્રે હું લક્ષમાં લેવા જેવાં ભાષણો વિષે ટુંકામાં થોડુંક સૂચવવા માગુંછું, તેથી કોન્ગ્રેસના સામાન્ય વલણની થોડીક સૂચના આપીને સંતોષ પકડીશ.

શાલાઓમાં ચારિત્ર બંધારણના વિષય વિષે થયેલા વાદવિવાદમાં ડૉ. હેવર્ડે કહ્યું કે સામાજીક શાળાઓના સદાચારને જીવનના અમુક તત્ત્વશાસ્ત્રને આધિન બનાવવા જોઇએ. જાહેર શાળાઓ માત્ર હમણાં હમણાંમાં શિક્ષણ અને કેળવણી વચ્ચેનો ભેદ સમજવાનો આરંભ કરે છે. તેમણે એમ દર્શાવ્યું કે ગમે તે પ્રકારે અંતરદૃષ્ટિ, અંતરઅવલોકનનો પ્રવેશ તો કરાવવોજ જોઇએ. પછીની બેઠકમાં એના એજ ભાષણ કર્તાએ, સેકન્ડરી સ્કુલોમાં વ્યવહારમાં મૂકવા યોગ્ય નૈતિક શિક્ષણનો યોગ્ય પ્રકારે પ્રવેશ કરાવી શકાય, એવો અભિપ્રાય દર્શાવીને તથા પોતાના અભિપ્રાયના આધારમાં અમેરીકાના ચેતનશાસ્ત્રી ડૉ. સ્ટેનલીહૉલના વિચારો જણાવીને વિશેષમાં ઉમેર્યું કે આવું શિક્ષણ આપવામાં જે બાધ લેવામાં આવે છે તેનું કારણ જાહેર શાળાઓએ નૈતિક પ્રશ્નોની આસપાસ એક પ્રકારની " તિરસ્કાર વૃત્તિ " ઉપજાવી છે એટલું જ છે. આવી " તિરસ્કારવૃત્તિ " ની સંભવિત સત્તાનો—આ પ્રમાણે ઉપજાવવાયલા માનસિક વાતાવરણનો—વિષય ઉત્સાહક અને આનંદ જનક વિવાદ રૂપ થઈ પડ્યો હતો.

ડૉ. સ્ટેન્ટન-કોઇટે, ભાવિનો પ્રશ્ન શાળાઓમાં " બાઇબિલ રાખવું કે બાઇબિલ કાઢી નાંખવું " એવું સ્વરૂપ ધારણ કરતો નથી પરંતુ બાઇબલને પ્રાચીન અથવા નવીન ઉચ્ચ પ્રકારની ટીકા પ્રમાણે શીખવવું એવા પ્રશ્ન ઉપર તેનું વલન થાય છે, આવો વિચાર જણાવીને વિચારની આનંદજનક દિશા ખુલ્લી કરી હતી. : પવિત્રતામાં પરિણામ પામે એવી માનવ :અને સામાજીક શક્તિઓને નવીન ટીકા લક્ષમાં લે છે. તેમણે કહ્યું કે બાલકોને સામાજીક દશાઓ આદિ જેવાં કારણોને ચારિત્રનાં ગૌણ કારણોરૂપે માનતાં બનાવવાં જોઇએ, પરંતુ આમાં એકાદ ઉચ્ચ ઉત્પત્તિ સ્થાનનો નકાર બણવાની બાબતનો કોઈ પ્રકારે સમાવેશ થઈ શકતો નથી, કારણ કે આવા પ્રકારની સામાજીક શક્તિઓને ગૌણ તરીકે વ્યવહરવામાં આવી છે. જે હૃદયભાવપૂર્વક આ ભાષણ સાંભળવામાં આવ્યું હતું તે શ્રોતાઓની એક પ્રકારના વિશાળ અને સમાન ધાર્મિકશિક્ષણની ઇચ્છાને દર્શાવતું હતું. કેટલાંક સાંકડા વિચારનાં ધાર્મિક ભાષણોને એટલા બધા ઉપેક્ષા ભાવથી જોવામાં આવતાં હતાં કે તે ભાવ પણ ઉપરના જેટલો જ સૂચક હતો. સમગ્ર સ્વરૂપે કોન્ગ્રેસ

એક પ્રકારનો શ્રેષ્ટ અધ્યાત્મિક ભાવ દર્શાવતી હતી—ખરી બાબતોનો ઉત્સાહ ભર્યો સ્વીકાર થતો હતો, ખોટી બાબતોને પણ એકદમ શોધી કાઢવામાં આવતી હતી. પ્રૉ. મૅકેન્ઝીના હિંમત ભર્યા ભાષણને ખરા હૃદયનો આવકાર આપવામાં આવ્યો હતો; તેમાં તેમણે જણાવ્યું કે બાઈબલ લખનારાઓની આધ્યાત્મિક બુદ્ધિના સ્વીકાર ઉપરાંત, બાઇબલની બહારના પ્રદેશમાં પણ આપણે આ આધ્યાત્મિક બુદ્ધિનો સ્વીકાર કરવાની ઘણી જ જરૂર છે;—તેમણે ઉત્સાહ પૂર્વક ઉમેર્યું કે જેમ "એક મરણ પામેલા સિંહ કરતાં એક જીવતો શ્વાન ઉત્તમ છે," તેમ એક ગુરૂ, આચાર્ય, ઉપદેશકનો જીવતો જાગતો દૃષ્ટાંત મરણ પામેલાં માનવિઓનાં વૃત્તાંતો કરતાં ઘણો જ શ્રેષ્ઠ છે.

એવા ઘણા વિચાર દર્શાવવામાં આવ્યા હતા કે જે માત્ર એક આકારરૂપે નહિ પરંતુ એક યથાર્થતારૂપે એક ધર્મની કોન્ગ્રેસની માગણીને સ્પષ્ટ રીતે દર્શાવતા હતા. આ મેળાવડો અત્યંત જરૂરનો હતો, સંભવિત વિકાસ, વૃદ્ધિને દર્શાવતો હતો,"

આ ઉપરથી ઈંગ્લેન્ડ જેવા જડવાદના શિખરે મ્હાલતા દેશોમાં પણ કેવા વિચારો ચાલે છે એ સ્પષ્ટ થાય છે. ક્રિશ્ચિયન દેશોની સ્કુલોમાં પણ બાઈબલનું ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. આપણે અહિં સરકારે ડહાપણ પૂર્વક, જુદા જુદા ધર્મનાં માનવિઓ હોવાથી આ ક્રમ શાલામાં દાખલ થવા દીધો નથી તેથી એમ ભાગ્યેજ સિદ્ધ થાય છે કે વર્તમાન વ્યાવહારિક શિક્ષણનો લાભ લેતાં આપણે ધાર્મિકશિક્ષણનો ભોગ આપવો. હિંદુ—જૈન, બુદ્ધ, શિખ, વેદાન્તી, સમાજી, ઈત્યાદિ ઇત્યાદિ અનેક પ્રકારનાં, તથા મુસલમાન, પારસી, ખ્રીસ્તી આદિ સર્વ પ્રકારનાં બાળકોને શાલામાં સાથે શિખવાનું હોય છે આમને સામાન્ય ધર્મ શિક્ષણ ના અપાય એ ઠીક છે, તેથી કંઇ એમ સિદ્ધ નથી થતું કે તે સર્વેને એકલાં નીતિ સૂત્રો ગોખાવવાં, ધર્મ તત્ત્વો વિસારે પડાવવાં.

ઘર આગળ વૃદ્ધ વડિલોની ધાર્મિક અસર હોય છે, ગૂજરાતી શિક્ષણ ચાલતા સુધી આ અસર થોડી ઘણી ટકી રહે છે, કદાચ ઢીલી પણ પડી જાય છે, પરંતુ અંગ્રેજી કેલવણીનો ને સાયન્સનો સંસ્કાર થતાં આના ઉપર પાણી ફરી વળે છે. વૃદ્ધ વડીલો અને ભણનાર યુવકો વચ્ચેની, યુવકો ધર્મ ત્યાગતા જાય છે તેની તકરાર આપણાં ગૃહોમાં સર્વ પાસા સુવિદિતજ છે.

ખાનગી વર્ગોમાં ધાર્મિક શિક્ષણ આપવાનું જલ્દી શરૂ થવાની ઘણી જરૂર છે. હાલમાં ચાલતી આવી કેટલીક સંસ્થાઓને વિવિધ ટીકા કરતા અનેક પક્ષના લોકને પ્રસન્ન રાખવા **ધર્મનીતિ શિક્ષણ** એવું નામ આપવું પડે છે. પોતાને વધેલા વિચારવાળા માનનારાઓ પૂછે તો કહેવાય કે નીતિશિક્ષણ ચાલે છે અને પ્રાચીન વિચારવાળા પૂછે તો કહેવાય કે ધર્મશિક્ષણ આપીએ છીએ.

ક્રિશ્ચિયન દેશોમાં પણ સ્કુલોમાં બાઈબલનો ધાર્મિક કોર્સ શીખવાય છે,.નીતિના ઉપ-

દેશી અપાય છે તથા તે માટે સર્વે પ્રજાના પ્રતિનિધિઓ એકઠા થઇને આવી કોન્ગ્રેસ ભરીને કેવા સારા વિચાર ચલાવે છે. છોકરાંને ધર્મની ભાંજગડમાં ન નાખવાં એ વલન આપણે ત્યાં ઘણું વધે છે તથા યુવાનીઆઓ પૂજ્ય ભાવ વિનાના થાય છે તેનું પણ આજ કારણ છે. આપણા સમાજમાં આવો ભાગ ઘણો છે તેથી આમ દીલગીરી સાથે લખવું પડે છે બાકી રેતીના રણમાંનાં લીલોતરીનાં સ્થાન રૂપે અત્રતત્ર સીધા માર્ગનાં માનવિઓ મળી જાય છે એ સમાજનું સદ્ભાગ્ય છે.

આજકાલ ધાર્મિક શિક્ષણ આપવાનો દાવો કરતી કેટલીક સંસ્થાઓ છે. તેમાં પ્રાચીન ભાવનાનુસાર શિક્ષણ આપનારી સંસ્થાઓ ઠીક છે. આજકાલ આર્યસમાજના ગુરૂકુલ વિષે ઘણી ચર્ચા ચાલી રહી છે, જેમ આજકાલ યુરપમાં બાઇબલ ઉપર નવીન પ્રકાશ પ્રમાણે ટીકાઓ કરવામાં આવે છે તેવાજ પ્રકારને ભળતી નવા પ્રકાશની ટીકાઓ ચર્ચાઓ સ્વામી શ્રી દયાનંદે આપણાં શાસ્ત્રો ઉપર કરી છે તથા આવા ગ્રંથોના આધારે આર્યસમાજ પ્રવર્તે છે. કોન્ગ્રેસમાં પણ બાઇબલને શાલામાં પ્રાચીન કે નવીન ટીકા પ્રમાણે શીખવવું એજ મુદ્દો આગળ લાવવામાં આવ્યો છે. જ્યાં સુધી પ્રાચીન સિદ્ધાંતોને સમન્નવતો હોય ત્યાં સુધી તો નવીન પ્રકાશ ઠીક છે પરંતુ તેનાથી વિરૂદ્ધ જતો હોય એવો ત્યાજ્ય છે. આ પ્રમાણે ગુરૂકુલમાં પોતાનાં નાનાં કુમળાં ૮ વર્ષનાં બાલકોને મોકલતા પૂર્વે સર્વે શાંત હૃદયે ઘણો વિચાર કરવાનો છે, છતાં હિંદુ પ્રાચીન ભાવનાઓના આપત કાલરૂપે આ સંસ્થા બરાબર થાય તો ઇષ્ટ છે. માત્ર બે પાનાં સત્યાર્થપ્રકાશનાં ગોખેલા અથવા ચાર તકરારી બાબતો યાદ રાખી વેદજ્ઞનો ઘમંડ રાખનાર આધુનિક ઉદ્ધત સામાજીક યુવકોના કરતાં આમાં અભ્યાસ કરનારાં બાલકો, સાંગોપાંગ અભ્યાસ કરતાં હોવાથી તેમને આખરે સીધો સરળ માર્ગ આપોઆપ જડી રહેશે. આથી આમાં ઉદાર હૃદયથી શિક્ષણ અપાવાની જરૂર છે.

નીતિશિક્ષણનો વિચાર કરવા મળેલી અનેક પ્રજાઓની કોન્ગ્રેસમાં પણ ધર્મ રંગે રંગાયલાં ભાષણો ઘણા લક્ષપૂર્વક સાંભળવામાં આવતાં હતાં એ ધર્મની જરૂર સ્પષ્ટ દર્શાવે છે, ત્યારે આપણે ત્યાં ધર્મને ખસેડી એકલી નીતિની ભાંજગડો ચાલે છે. સાંકડા વિચારનાં ધાર્મિક ભાષણો પ્રત્યે તિરસ્કાર દર્શાવાયો છે એ પણ સૂચક છે. પ્રો. મેકેન્ઝીના વીચારો સાથે મળતો થઈને હું પણ એટલું હિંમત સાથે કહીશ કે વેદદ્રષ્ટાઓની અધ્યાત્મિક બુદ્ધિના સ્વીકાર કરતાં હવે તો આ આધ્યાત્મિક બુદ્ધિનો બાહ્ય દુનિયામાં સ્વીકાર થવાની ઘણી જરૂર છે. આપણે તો જીવતા જાગતા ઉપદેશકોનાં દ્રષ્ટાંતની હવે ઘણીજ જરૂર છે.

# ॥ आपणी केलवणी. ॥

ત્રીશેક વર્ષ પૂર્વે સીલોનમાં સર્વ પ્રકારનું કેલવણીનું કાર્ય મીશનરીઓના હાથમાં હતું. ત્યાંના લોક સમૂહમાં બુદ્ધ ધર્મનો વિશેષ ફેલાવો છે. જેવો હિંદમાં હિંદુ ધર્મ તેવો સીલોનમાં બુદ્ધધર્મ. બુદ્ધ ધર્મિઓને તેમની પોતાની ધાર્મિક શાલાઓ ઉઘાડવા દેવામાં આવતી ન હતી. પચીશેક વર્ષ ઉપર કર્નલ-ઑલકોટ અને બ્લેવેટ્સ્કીનું ત્યાં જવું થયું. આ દશા જોઇને કર્નલે લોકપક્ષ કરી મીશનરીઓ સામા કમર કસી, ધાર્મિક કેલવણી સાથે વ્યાવહારિક કેલવણી આપનારી શાલાઓ ખોલવાનો પ્રયત્ન આદર્યો. સમયનો ભોગ આપી અનેક સંકટો વ્હોરી તેમણે તે દેશનાં બાલબાલાઓને ધાર્મિક સાથે વ્યાવહારિક કેલવણી લેતાં કર્યા છે. આના પરિણામમાં આજે ત્યાં બાલબાલકો માટે અનેક શાલાઓ તથા કૉલેજો હયાતીમાં આવી છે, તેનો વહિવટ બુદ્ધિસ્ટો અથવા તે ધર્મના સિદ્ધાન્તોને જાળવીને કાર્ય કરનાર વિદેશીઓ જ કરે છે—આ સર્વ સંસ્થાઓમાં ૪૦૦૦૦–૫૦૦૦૦ બાલબાલાઓ કેળવણી લે છે; એ સંસ્થાઓને ગ્રાન્ટ પણ મળતી થઈ છે.

આ પ્રમાણે આપણા હિંદમાં હિન્દુ ધર્મ શિક્ષણ સાથે વ્યાવહારિક કેલવણી આપે એવી શાલાઓ અને કૉલેજોની ઘણીજ ખોટ છે. અનેક મતમતાંતરવાળા હિંદુ ધર્મનાં સામાન્ય સત્યો શોધવાનું કાર્ય ઘણું વિકટ છે, છતાં કમીટી દ્વારા તેવાં તત્ત્વોનું દોહન કરી, આખા હિંદના અનેક પક્ષનાઓના અભિપ્રાય મેળવી, સામાન્ય તત્ત્વ શોધી કાઢી, સર્વ માન્ય સામાન્ય હિંદુ ધર્મ તત્ત્વો યોજી, હાઇસ્કુલ, કોલેજ અને બાલિકાશાલા કાઢીને, એનિ-બેસન્ટે યોગ્ય આરંભ કર્યો છે. તેમણે હિંદમાં હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવાનો હક્ક ધર્યો છે. આ પછી આને અનુસરતી અનેક સંસ્થાઓ ઉભી થઇ છે પરંતુ હિન્દની વિશાલતાના પ્રમાણમાં કાર્ય થયું નથી. આપણા શ્રીમંત વર્ગે આ માર્ગે વળી આવા કાર્યમાં ઘણી મદદ કરવાની જરૂર છે.

સીલોનમાં ચાલતી થીઓસોફીકલ મંડલ તરફની શાલાઓનો રીપોર્ટ થીઓસોફીસ્ટમાં પ્રસિદ્ધ થયો છે તેમાંનો નીચેનો પેરેગ્રાફ વાંચી તે ઉપરથી વિચાર પરંપરા ઉભરાઇ છે. કહેવાનું ઘણું છે. હાલ તો વિવેકી વાચકને એ પેરાજ મનન કરવા આપીને અટકવું ઉચિત માનું છું:—

" આપણા મિત્ર ક્રિશ્ચિયન મિશનરીઓ વળી ફરીથી ગામડીઆઓને સસ્તી અંગ્રેજી કેલવણી આપવા લાગ્યા છે. તે સસ્તી છે તથા તોફાની પણ છે, કારણ કે આ પ્રમાણે ગામડાના બાલકને ખેતીના ધંધામાંથી દૂર કરવા માગે છે. આનું દૃષ્ટાંત લઈએ. બુદ્ધિસ્ટ થીઓસોફીકલ સોસાયટીની દેખરેખની, કોલંબો પાસેના ગામડામાં આવેલી એક 'ખીલતી વર્નાક્યુલર સ્કુલ, સસ્તી અંગ્રેજી કેલવણી આપનારી મીશનરીઓની હરિફ સ્કુલને લીધે ભાગવાની તૈયારીમાં હતી. બુદ્ધિસ્ટ સ્કુલોના મેનેજર મી. જયતીલક, આ સ્કુલ ઉપર આવેલા ભયને જોઈ શક્યા અને તેમને વર્નાક્યુલર સ્કુલને, ઍંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં ફેરવવા વિના

અન્ય ઉપાયજ ના રહો. પરંતુ આ ભય તો હજુ છુપેલો રહ્યોજ છે; તદ્દન ખેતીનો ધંધો ચલાવનારા જીલ્લાનાં બાલકોને અંગ્રેજીના બે અક્ષર આવડતાં પોતાના બાપદાદાનાં ખેતરોને અને ખેતીના ધંધાને ભૂલી જવાના ભય ભરેલા વલણવાળાં થાય છે તથા આમ કરે છે તે પણ માત્ર લખનારા કારકુન અથવા ઘરના વહીવટદાર થવા માટેજ હોય છે, **મીસીસ. હીગીન્સ** અને **મી. જયંતીલકે** થોડા સમય પુર્વે ગામડીઆઓને એકઠા કરીને આ બાબત સારી રીતે સમજાવી હતી તથા ગામડાના વૃદ્ધ પુરૂષોને, ક્રિશ્ચિયન મીશનરીઓથી ખેતીના ધંધા ઉપર થતા ઘસારા સામે ઇર્ષ્યાપૂર્વક રક્ષણ કરવાનો સખ્ત બોધ આપ્યો હતો. સીંહાલીઝ અને તામીલ કેલવણીનો સંક્રાંતિ કાળ વર્તે છે; જેની રીતે કેલવણી આપવામાં આવશે તેના ઉપર તેના ઉદ્ધારનો આધાર છે. **કર્નલઓલ્કોટે** મીશનરી એજ્યુકેશનના ભયને પોતાની આ બાબતની ઉંડી દ્રષ્ટીવડે પીછાન્યો હતો, બુદ્ધિસ્ટ એજ્યુકેશનલ મુવમેન્ટને પેગંબર કરી હતી તથા તેના વિજયનો આધાર પણ થીઓસોફીકલ સોસાયટીના નિઃસ્વાર્થી કાર્યવાહકોના પ્રયત્ન ઉપર છે."

આ ઉપરથી સમજાશે કે **હિન્દુ એજ્યુકેશનલ મુવમેન્ટ** થવાની કેટલી જરૂર છે. બેસંટે સમુદ્રમાં બિન્દુ જેટલું કાર્ય કર્યું છે. તેમાં સહાય થઇ તે કાર્ય વધારવાની અથવા તેવું સદ્ધર કાર્ય જલદી કરવાની ઘણી જરૂર છે. મોટાં શહેરોમાં મીશન સ્કુલો અને કૉલેજોની સસ્તી કેલવણીથી હવે તો હિંદુઓ ના લોભાય એમ થવું જોઈએ. આમાં પણ શ્રીમંતોના બેપરવાઈ જ લાગે છે. ગામડાંમાં મીશનરીઓ જામે તથા કેલવણી, દવાખાનાં, ધર્માદા વિગેરે વિગેરે કાર્યો ફેલાવે તેમાં પણ ઘણું ચેતતા રહેવાનું છે. હવે વિવિધ મતના આપણે હિન્દુઓ એક થઇ કાર્ય કરીએ તો ઠીક નહિ તો સમાજની તાણાતાણ થાય છે-એ અનિષ્ટ છે.

---

# उपनिषत्प्रकाशित मरणोत्तरस्थिति ॥

( અધુરું. )

## પ્રકરણ ૧ લું.

### પ્રવાહણ રાજાની બ્રહ્મ સભા.

પૂર્વે મૈથિલદેશ. જેને અર્વાચીનકાળમાં નેપાળ અને તિરહૂતના પ્રદેશો કહે છે, તે દેશમાં જનકવિદેહી રાજા રાજ્ય કરતા હતા. સંપ્રતિ જે રોહિલખંડાદિ પ્રદેશો કહેવાય છે,

તે પ્રદેશોનું તેમયે પાઞ્ચાલદેશ નામ હતું. તે દેશમાં યોગવિદ્યા વિશારદ જિબિલ રાજાના પુત્ર પ્રવાહણ-રાજાનું સામ્રાજ્ય હતું. પ્રાચીન રાજર્ષિઓ અર્વાચીન કેટલાક રાજાઓની પેઠે કાલવ્યય ન કરતાં ધર્મથી રાજદંડ ધારણ કરી શેષકાળ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવામાં તથા વિદ્વચ્ચર્ચામાં જ વ્યતીત કરતા હતા. તે સમયમાં જનક રાજાની બ્રહ્મસભામાં યોગેશ્વર યાજ્ઞવલ્કયમુનિ, બ્રહ્મવાદિની ગાર્ગી, ઋગાશ્વલાયન શાખાના પ્રવર્તક કહોડમુનિ, મહા સમર્થ અરુણના પુત્ર ઉદ્દાલકમુનિ, તેમના પુત્ર શ્વેતકેતુ, તેમજ અન્ય અનેક ધીરશાંતપર્ણેય, સોમશુષ્મ, ઉપમન્યુના પુત્ર પ્રાચીનશાલ, પુલુષના પુત્ર સત્યયજ્ઞ, અશ્વલ, આર્તભાગ, ભુજ્યુ, ઉષસ્ત, શાકલ્ય, ઇન્દ્રદ્યુમ્ન, અશ્વતરાશ્વના પુત્ર બુડિલ અને શર્કરાક્ષિના પુત્ર જનાદિ મહર્ષિઓ પ્રતિદિન બ્રહ્મચર્ચા કરી કેવળ ધર્મનું અને જ્ઞાનનું જ નિરૂપણ કરતા હતા.

એ સર્વ મહર્ષિઓમાં ઉદ્દાલકમુનિએ આત્મવિદ્યાને હસ્તામલકવત્ પ્રાપ્ત કરી હતી. યોગવિદ્યામાં પણ તેઓનું સામર્થ્ય વિસ્મયકારક હતું. પોતાના પુત્ર નચિકેતાને યોગબળથી યમપુરીમાં સદેહે તેઓએ મોકલ્યો હતો; જ્યાં સાક્ષાત્ યમરાજ પાસેથી નચિકેતાએ વિશ્વવિદ્યા અને બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી.

પ્રવાહણ રાજાની બ્રહ્મસભામાં પણ સમયે સમયે આ મહર્ષિઓ પધારી બ્રહ્મવિદ્યાનું આસ્વાદન કરતા હતા. એક સમયે તે રાજાની બ્રહ્મસભામાં ઉદ્દાલક મુનિના પુત્ર શ્વેતકેતુ નામના ઋષિકુમાર બ્રહ્મચર્ચાનું શ્રવણ કરવા અને બની શકે તો તેમાં ભાગ લઈ પોતાની વિદ્યાનું સામર્થ્ય દર્શાવવાના હેતુથી જઈ ચડ્યા. કુતૂહલ ઋષિકુમારના મનોભાવને મુખચર્યાથી જાણી લઇ પ્રવાહણ રાજાએ પ્રશ્ન કર્યો કે " હે ઋષિકુમાર ! આપ આપના પૂજ્ય પિતાશ્રી પાસેથી સર્વવિદ્યા સંપાદન કરી અત્ર પધાર્યા છો કે શું ?"

ઋષિકુમારે કહ્યું કે " હા, મહારાજ ! મારા મહાસમર્થ પિતાશ્રીએ મને સકળ વિદ્યાનું યથાવિધિ અધ્યયન કરાવ્યું છે. "

ઋષિકુમારના પ્રત્યુત્તરથી રાજા બહુ પ્રસન્ન થયા. પરંતુ પરીક્ષા કરવાના હેતુથી તેઓને નીચે પ્રમાણે પાંચ પ્રશ્નો કર્યા:—

૧ [illegible]ર ! આપે સર્વ વિદ્યા હસ્તગત કરી હોય તો કહેશો કે, આ લોકનાં [illegible] પછી ઉપર ક્યાં જાય છે ?

૨ ત્યાં ગયા[illegible] પ્રાણીઓ કેવી રીતિએ પુનઃ આ લોકમાં આવે છે ?

૩ દેવયાન અને પિતૃયાણના બે માર્ગો ક્યાંથી જુદા પડે છે ?

૪ શા માટે પિતૃલોક પ્રાણીઓથી ભરાતો રહેતો નથી ?

૫ અને પાંચમી આહુતિ અગ્નિમાં હોમાયા પછી તે આહુતિનું જળ શી રીતિએ પુરૂષરૂપ ધારણ કરે છે? *

મુનિકુમાર આ પાંચે પ્રશ્નો સાંભળી સ્તબ્ધ જ થઇ ગયા. તેઓએ કહ્યું કે—"હે મહારાજ! આપે પુછેલા પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નનું મને લેશ માત્ર પણ જ્ઞાન નથી." રાજાએ જરા સ્મિત કરીને કહ્યું કે "ઋષિપુત્ર! કંઇ નહિ! પણ જ્યારે એમ હતું ત્યારે આ બ્રહ્મસભામાં આવી આપે સર્વ વિદ્યા સંપાદન કરી છે, એમ કહેવું ન હતું."

શ્વેતકેતુને આ વૃત્તાંતથી બહુ ખેદ થયો. તેઓ પોતાના પિતા પાસે આવી કહેવા લાગ્યા કે "પૂજ્યપિતાજી! મારી બ્રહ્મચર્યાવસ્થા સમાપ્ત થયા પછી સમાવર્તમાનકાળે આપે મને કહ્યું હતું કે 'મેં તને સર્વ વિદ્યા ભણાવી છે;' છતાં એક રાજન્ય બંધુએ પુછેલા

---

* જુઓ છાંદોગ્યો પનિષત્ અધ્યાય ૫ ખંડ ૩.

૧ વેત્થ યદિતોઽધિ પ્રજાઃ પ્રયન્તીતિ ન ભગવ ઇતિ ॥

૨ વેત્થ યથા પુનરાવર્તન્त ઇતિ ન ભગવ ઇતિ ॥

૩ વેત્થ પથોર્દેવયાનસ્ય પિતૃયાણસ્ય ચ વ્યાવર્તના ઇતિ ન ભગવ ઇતિ ॥

૪ વેત્થ યથાઽસૌ લોકો ન સંપૂર્યત ઇતિ ન ભગવ ઇતિ ॥

૬ વેત્થ યથા પઞ્ચમ્યા માહુતાવાપઃ પુરુષ વચસો ભવન્તીતિ નૈવ ભગવ ઇતિ ॥

બૃહદારણ્કોપનિષદ્માં પહેલો અને બીજો પ્રશ્ન છાંદોગ્ય પ્રમાણે અનુક્રમે છે. છાંદોગ્યમાં જે ચોથો પ્રશ્ન છે, તે બૃહદારણ્યકમાં ત્રીજા પ્રશ્નરૂપે અને છાંદોગ્યમાં જે પાંચમો પ્રશ્ન છે, તે બૃહદારણ્યકમાં ચોથા પ્રશ્નરૂપે છે. બૃહદારણ્યકમાં પાંચમો પ્રશ્ન નીચે પ્રમાણે છેઃ-

વેત્થ દેવયાનસ્ય વા પથઃ પ્રતિપદં પિતૃયાણસ્ય વા । યત્કૃત્વા દેવયાન વા પન્થાનં પ્રતિપદ્યન્તે પિતૃયાણં વા ઽપિ । હિ ન ઋષેર્વચનં શ્રુતં । દ્વે સૃતી અશૃણવં । પિતૃણા મહં દેવાનામુત મર્ત્યાનાં તાભ્યામિદં વિશ્વમેજત્સમેતિ યદન્તરા પિતરં માતરં ચેતિ નાહમત એકંચન વેદેતિ હોવાચ ॥

દેવયાન અથવા પિતૃયાણ માર્ગનું સાધન શું આપ જાણો છો? જે સાધન કરીને પુરૂષ દેવયાન અથવા પિતૃયાણ માર્ગને પામે છે. તે બન્ને માર્ગોના અસ્તિત્વે માટે પ્રમાણ નથી, એમ નથી. કેમકે કર્મવિપાક પ્રક્રિયામાં બે માર્ગના પ્રકાશક મંત્રનું ઋષિ વચન મને શ્રુત છે; તે મંત્ર આ પ્રમાણે છેઃ—"મેં મનુષ્યોના બે માર્ગો વિષે સાંભળ્યું છે; તેમનો એક પિતૃઓનો અને બીજો દેવોનો; જે બે માર્ગો પિતારૂપ સ્વર્ગ અને માતારૂપ પૃથ્વી વચ્ચે આવેલા છે. તે બે માર્ગોમાંથી આ મૃત્યુલોકના પ્રાણીઓ જાય આવે છે.

જુઓ બૃહદારણ્યકો પનિષત્ અ, ૬ બ્રા.—૨ કં. ૨

પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નનો હું પ્રત્યુત્તર આપી શક્યો નહિ. તેનું કારણ શું? હે પિતાજી! આપે મને વિદ્યામાં અપૂર્ણ રાખી એવી અસત્ય પ્રતીતિ કરાવી, તે યુક્ત થયું નથી.

પોતાના પ્રિયપુત્રના મુખમાંથી આવાં ખેદયુક્ત વાક્યો સાંભળી ઉદ્દાલકમુનિ બહુ દુઃખી થયા. તેઓએ કહ્યું કે "હે વત્સ! મેં તને સમાવર્તનકાળે જ કહ્યું હતું તે યથાર્થ જ કહ્યું હતું. જેટલી વિદ્યા હું જાણતો હતો, તેમાંનો કંઈ પણ ભાગ તારાથી ગુપ્ત રાખ્યો જ નથી. રાજાએ તને જે પ્રશ્નો પુછ્યા છે, તેનું મને પણ જ્ઞાન નથી. ઠીક છે; તું ખેદ કરીશ નહિ. હું પોતે જ રાજા પાસે જઇ તને પુછેલા પ્રશ્નોનો ખુલાસો તે રાજા પાસેથી જ જાણી લઇશ."

એવો નિશ્ચય કરી તે ઉદ્દાલક મુનિ પ્રવાહણ રાજાની બ્રહ્મસભામાં ગયા. રાજાએ તે મુનિનું યથાવિધિ આતિથ્ય કરી આગમન કારણ પુછ્યું. રાજાએ કહ્યું કે "હે મુનિવર્ય! આપનું શા માટે અત્ર પધારવું થયું છે? કંઇ પ્રતિગ્રહ કરવાના હેતુથી પધાર્યા હો તો ધન, ધાન્ય કે ધરા, જે જોઇએ તે યથેચ્છ માગો. હું આપની સકળ કામના પૂર્ણ કરીશ."

ઉદ્દાલકમુનિએ કહ્યું, "હે મહાનુભાવ નરપતિ! તું સુખી થા! ધન, ધાન્ય કે ધરાની મને યત્કિઞ્ચિત્ પણ ઇચ્છા નથી. મારા પુત્ર શ્વેત કેતુને તેં જે પાંચ પ્રશ્નો કર્યા હતા, તેના વિવરણનું તારી પાસેથી શ્રવણ કરવાની જ મારી ઇચ્છા છે."

મુનિની આ વાણી સાંભળી રાજા જરાક વિચારમાં પડી ગયા. ગુહ્ય રાખવા યોગ્ય વિદ્યા બીજાને શી રીતે આપી શકાય? અથવા ઉગ્ર પ્રભાવવાળા બ્રાહ્મણની યાચનાનો અનાદર પણ કેમ થઈ શકે? બહુ બહુ વિચાર કરી રાજાએ પ્રસન્ન વદનથી કહ્યું કે "હે ગૌતમકુળમાં ઉત્પન્ન થયેલ વિપ્રર્ષે! આપની તે ઇચ્છા પણ હું પૂર્ણ કરીશ; પરંતુ તે વિદ્યાનું વિવરણ સમજતાં આપને અહિં એક સંવત્સર પર્યન્ત રહેવું પડશે; ક્ષમા કરશો મહારાજ! આપ આવતી કાલથી નિત્ય આ બ્રહ્મસભામાં પધારશો; ત્યાં હું તે ગુહ્ય વિદ્યા વિષે જે કંઈ જાણુંછું, તેનું યથામતિ વિવરણ કરીશ." (ચાલુ)

**માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.**

---

---

R. No. B. 764.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૪. ] (માસિક) [ જાન્યુઆરી ૧૯૦૯. ]

## प्रणय खंडिता मणयार्जव.

અથવા

## સુધારક વીર નર્મદની ઉત્તરાવસ્થાનો વૃત્તિક્ષોભ.[1]

( મળેલું )

### શિખરિણી.

પવિત્રાત્મા પ્રેમી, વિનીત વપુવેશી પ્રિય અહા ! ૧  
ધરે કાં ગ્લાનીમાં, વદન વિકસેલું કમળ આ ?  
નથી ઈચ્છા વ્હાલી, વદન તુજ આવું નિરખવા,  
ઉરે છે ઈચ્છા હું, પ્રસન મુખ જોવા પ્રિયતમા !

છબીલી કાં છોડે, છટકી છટકાવી મમજને, ૨  
સુરંગી કાં રોળે, પીંડ પયમહીં હું પ્રભુમને;

---

[1] કવિ નર્મદના 'ધર્મ વિચાર' નામક ગ્રંથના વાંચન ઉપરથી મ્હેં આ કાવ્ય લખેલ છે. આમાં કવિ નર્મદ પ્રાચીન ભાવનાને વિનવતો હોય એમ રૂપક છે. 'વ્રજવિહારી'

રસિકે કાં ત્હારા, રસભર્યાં રસી મ્હારા હૃદયને,
વિના ઘાએ વીંધે, દૂર ખસી ખસાવી મમજને

છબી ત્હારી લાવે, ઉપજ જળ મ્હારા નયનમાં, ૩
કૃતિ ત્હારી આપે, અમુઝણ ઘુમે હું હૃદયમાં,
રતિ ત્હારી નાંખે, અશરીર તણા તાપ દવમાં,
બન્યો ગાંડો વ્હાલી, છબી કૃતિ રતિ ત્હું નિરખતાં;

છબીલી હે શ્યામા, લલિત તન સ્નેહાંબર ભતી, ૪
રસીલી હે રામા, વિવિધ વિધ રંગાગ ધરણી;
સુશીલા હે શાણી, કરૂણ હૃદયી શાંતિ દયણી,
ઉભી કાં હુંને ત્હું, વિરહ દુઃખદામાં નિરખતી !

રતિ પ્યાલો પાઇ, રમણી ઉર શાંતે ક્રુર બને ૫
રતિ પ્યાલો પાઇ, લીન કરી મ્હને શું ચિત દસે !
રતિ પ્યાલે હુંને, વિષ પ્રસર્યું જોઇ દૂર રહે,
સુભાગી હા ! ત્હારી, પ્રતિનજન રૂદે થકી જશે,

મનો રાજ્યે મ્હારે, તમ થયું ત્હું મંત્રિ દૂર થતાં, ૬
અને આશાવાડી, ઉજડ બની દુઃખો અરપતાં;
રહેલું કો પખી, કલકલતું આવી સમીપમાં,
કહે ' એને લાવો, ત્હમ કુશળ જો ઉર ગણતા. '

સખી વૃંદો સાથે, પનઘટ જતાં કે વિચરતાં, ૭
સમીપે વા રાસે, નિરખી રતિરાગે વિલસતાં,
મધુરી પ્રીતિનાં, હૃદયહર વારિ પીરસતાં,
પ્રિયા ! તે ઉછળા, ત્હમ પ્રણયના કયાં જઇ ઠર્યાં !

નિત મેવા મીઠાં, જમણ જમવા કાજ પ્રણમી, ૮
પ્રિયે હું તેડે ત્હું, રતિ વિવશ આવી વિનવતી.
તહીં હું ના આવ્યે, જમણ જમવું ઝેર સમજી;
થતી પ્રેમે માંદી, હૃદય ફુર્યાં છાના રુદનથી;

સહી એવું છાનું, રુદન વગતો સુવચનથી. ૯
હસી દેતી હેતે, નરમ કપોલ કંપ ધરતી
'રહી, રાખી મોંઘું', જમણ જમતું હું ખુશ થવા,
હવે તો છો પૂરા, સુખી ત્હમદિલે કે દુઃખ રહ્યાં !

વિના હૈડે હું ને, રમણી ઉર ત્હું શોક ધરતી. ૧૦
સદા સ્નેહ ભીનું, વદન મુજ જોવા તલખતી;
જરા જોવું મ્હારે, દુઃખ ગિરિ ગણી દુઃખી બનતી,
અરે તે આત્મારો, રમણ રમણી કાં દુઃખવતી !

મૃદુ ત્હારી વાણી, મુજહૃદય આનંદ ભરતી, ૧૧
સુતર્કી ત્હું કે'ણી, મુજ અનુભવે વાસ કરતી;
સુકંઠી ત્હું કંઠે, રસભરી રસે હું રીઝવતી,
અરે તે ક્યાં ત્હારી, રસ સરિત આજે ઉછળતી!

ભળેલાં હું માહાં મન વચન કૃત્યે રસ લઇ, ૧૨
સદા સ્નેહે સ્નેહી, હૃદય ક્ષમતા ના દૂર કરી;
બની ભોળી ભોળાં, મૃદુ વચન બોલી રસવતી,
અરે તે ત્હું આજે, કવણ દુઃખ હુંને દુઃખી રહી?

છૂટી ત્હારી વેણી, ગૂહી કર હું હેતે હરખીને. ૧૩
ચઢેલું ઉંચું ત્હું, વદન હસતું હા નિરખીને;
પ્રિયા ! પ્રીતે પીતો રસ અધર, ત્હું ત્યાં બળ કરી,
છૂટી ઍંઠી સ્નેહે, સ્મિત હસતી રે'તી મદભરી.

સશોકે શોપાતા, વદન કમળે ત્હું ભ્રમરઆ, ૧૪
વદી વ્હાલું વ્હાલે, રસપ્રણય ચૂસી દબવતો;
પ્રફુલી પ્રીતેથી, પરિમળ ત્હું ત્હારો (પીરસતી) !
અરે તે ત્હું કાં આ, અલી ગુંજનથી ના વિકસતી?

( આગળ ચાલુ. )

' વ્રજવિહારી '.

---

# देवीनो मूर्त्तिने.

( ગઝલ. )

અમે શોધ્યૂં બધું જંગલ, મળ્યૂં ના! ના ? દીઠૂં ! દેવિ?
ગુમાવી જિન્દગી ત્યારે મ્હને મોડી મળી, દેવિ !
હશે શું સ્વપ્ન કે સાચૂં ? સમજ પૂરી નથી, દેવિ !
તપ્યો તપ તે ધૂને જાગી પિછાની લીધૂં તેં, દેવિ !
હું જાણૂં છૂં ! શિખાવે શું ? અરે, તું સ્નેહની દેવી !
ત્હને આ ચર્મના હસ્તે ઘટે અડવૂં નહીં, દેવિ !
ઘણાં વૈવિધ્ય ચેતનનાં દીઠાં તુજ મૂર્તિમાં, દેવિ !
લીધાં આકાશ આકાશે મિલાવી ભીડકાં, દેવિ !
ન ચાહૂં મૂર્ત્તિ પૂજા કે નહીં ધુપ આરતીઃ દેવિ !
[illegible] છું તે છુપેલી છે સૂરતમાં મૂર્[illegible] દેવિ !

"ચહાવું" ને "સહેવું" એ જીવનનો મન્ત્ર છે, દેવિ!
ચલાવે વિશ્વનાં વિશ્વો અચલ એ તન્ત્ર! ઓ દેવિ!
બદન આ હો અગર ના હો! ગમે તે થાય, ઓ દેવિ!
મગર મ્હારૂં જીગર ત્હારૂં કરીને જખ્મ હો! દેવિ!
ભલે દુનિયાં હલકાપણમાં રહે ડૂબેલી, ઓ દેવિ!
અહીં તો સ્નેહ સાગરની અનેરી રેલતી હેલી!

स्नेहाश्रमः वनवास
१८—११—०८ } सागर.

# विदाय.

( સ્વપ્નાંતે )

### શિખરિણી.

પ્રિયે! મોંઘી મ્હારી, હૃદયરતિ સોંઘી કયમ કરી,
મટી માની ધ્યાની, દૂરથી દૂરપંથે ઊડી અહીં:
પધારી પ્રીતિથી, રમત રમીં ભુજાંતર ભળી,
જગાડી કર્યાં ઊભી, વદન વદ વ્હાલી! કહું નમી, ૧
હજુ તો ના મ્હારૂં, મલિન પણુ પૂરૂં દૂર થયું
હજુ તો ના મ્હારું, દીનપણુ ગયું કો ઉપરનું,
અકાલે એવે આ, હૃદયતુજ આધિન બનતું;
પ્રિયે! લોટયું મ્હારે, ચરણ પડી કાં સત્યવદ ત્હું?
નથી સંસારીનું, સરલરતિ સૌભાગ્ય મુજમાં,
નથી વૈરાગીનું, વિરતિ પદ મ્હારા હૃદયમાં,
નકી છું દુર્ભાગી, દુરભગ વિકાસે પતિત ત્યાં,
પ્રિયે! આવી શાને, કથન કથ્ય શંકા દૂર થવા. ૩
ત્હુને જોતાં મ્હારી. પુરવ ભવ યાદી નવી બની,
સદાના સૂતેલા, વિતક સહુને જાગ્રત કરી,
રુઝેલા ઘાવાથી, રુધિર ઝરણી આંખ્ય ઝરવી,
દુઃખી હુંને દુખી, સકળ તન રોમાંચ કરતી. ૪
પ્રિયે! યાચું, આપે નિજ પથપધારી સુખી રહે.
પ્રિયે! યાચું આપે નિજથી નિજમાં સૌ સુખ લહે,
[પ્રિયે! યાચું, આપે મન વચન યાદે તજ્ય હવે,
અને યાચું, આપે દુઃખિત જીવ હું ના પ્રતિ જુવે. ૫

કહાન ચકુ ગાંધી.

# उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति ।

## પ્રકરણ ૨ જું.

(અનુસંધાન ગતાંકથી.)

### પઞ્ચાગ્નિ વિદ્યા.*

(મળેલું)

બીજે દિવસે પ્રાતઃકાળે યોગસંપન્ન પ્રવાહણ મહારાજે એ બ્રહ્મ સભામાં આવી ઉદ્દાલકમુનિને પોતે પુછેલા પાંચ પ્રશ્નોનું વિવરણ કરવાનો આરંભ કર્યો. તેઓએ કહ્યું કેઃ-

હે ગૌતમ કુલોત્પન્ન મુનિશ્રેષ્ઠ! મેં જે પાંચ પ્રશ્નો પુછ્યા છે, તેમાંના છેલ્લા પાંચમા પ્રશ્નનું હું પ્રથમ વિવરણ કરીશ. કેમકે એ પાંચમો પ્રશ્ન સમજાયા પછી પેહેલો અને બીજો પ્રશ્ન સરળતાથી સમજાઇ શકાશે. પાંચમા પ્રશ્નમાં પાંચમી આહુતિ અગ્નિમાં હોમાયા પછી તેનું જળ પુરુષરૂપ શી રીતિએ ધારણ કરે છે, તે વિષે છે. પાંચ આહુતિનો કથનથી પાંચ અગ્નિનું સૂચન થાય છે. હે ગૌતમ! આ જગતમાં જે કંઇ પદાર્થ છે, તે સર્વમાં અગ્નિ વ્યાપી રહેલ છે. તેથી પદાર્થ માત્રને અગ્નિરૂપ કહેવામાં કંઇ બાધ નથી.

ઉદ્દાલક—હે રાજન્! અગ્નિનો સ્વભાવ કેવો છે? પદાર્થ માત્ર અગ્નિરૂપ છતાં માત્ર પાંચ અગ્નિનું સૂચન થાય છે, એમ આપે કહ્યુ, તેનું શું કારણ છે? હું એ સર્વ તત્વથી જાણવાને ઇચ્છું છું.

પ્રવાહણ—હે ગૌતમ! સાવધાન થઈ સાંભળો! અગ્નિનો સ્વભાવ એક પદાર્થનાં પરમાણુઓ જુદાં જુદાં કરી બીજા પદાર્થના પરમાણુઓ સાથે તે પરમાણુઓને જોડી દેવાનો છે તેથી અગ્નિમાં સંયોજક અને વિયોજક બન્ને શક્તિ રહેલી છે. પૃથ્વી, અન્તરિક્ષ અને સ્વર્ગ એ ત્રણ મુખ્ય લોકો છે. તે ત્રણ લોકમાં પણ સંયોજક વિયોજક શક્તિ મુખ્ય પાંચ પદાર્થ એટલે દ્યુ, પર્જન્ય, પૃથ્વી, પુરૂષ અને સ્ત્રી છે. લોકમાં અગ્નિનું શુદ્ધ સ્વરૂપ હોવાથી ત્યાં કોઇ પણ પદાર્થનું રૂપાન્તર થયાવિના રેહેતું નથી. પર્જન્ય એટલે વર્ષાદ. તે પર્જન્ય પૃથ્વી, જળ અને આકાશના સઘળા પદાર્થોના રૂપાન્તરનું કારણ હોવાથી, અગ્નિરૂપ શક્તિ ગણાય છે. પૃથ્વીમાં પ્રક્ષિપ્ત બીજનો પણ તેવોજ વિકાર થાય છે તેમજ પુરૂષ અને સ્ત્રીના શરીરોમાં પણ અનેક પદાર્થોનો ઉપચય અને ક્ષય થયાંકરે છે, તે પ્રસિદ્ધજ છે. એટલા માટે એ પાંચ પદાર્થો અગ્નિરૂપ ગણાય છે. હે ગૌતમ! એ પાંચ પદાર્થોને વિદ્વાનો પઞ્ચાગ્નિ કહે છે. આ જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા

---

* જુઓ છાંદોગ્યોપનિષદ્ અ. પં મં ૩ થી મં. ૯ સુધી તથા બૃહદારણ્યકોપનિષદ્ અ. ૬ બ્રા. ૨ મંત્ર ૯ થી ૧૪ સુધી.

હય એ પાંચ અગ્નિથી થાય છે, માટે પાંચ અગ્નિનું સૂચન થાય છે એમ કહ્યું તે યથાર્થ જ છે *

ઉદ્દાલક—હે રાજન્! એ પાંચ અગ્નિમાં પાંચ આહુતિઓ કોણ અને કેવી રીતે હોમે છે, તે આહુતિઓ કેવા પ્રકારની છે, અને પાંચમી આહુતિનું જળ પુરૂષરૂપ ધારણ કરે છે, તેમાં શો અર્થ રહ્યો છે?

પ્રવાહણ—હે ગૌતમ! આ લોકમાં મનુષ્ય જે કંઇ સત્કર્મ× કરે છે, અથવા અગ્નિહોત્રાદિક યજ્ઞમાં આહુતિ આપે છે, તે કર્મથી આ લોકમાં સર્વત્રવ્યાપ્ત આકાશતત્ત્વ (Ether) નાં પરમાણુઓમાં એક પ્રકારની ગતિ ઉત્પન્ન થાય છે. તે ગતિથી તે પરમાણુઓનું અમુક અપૂર્વ સ્વરૂપ બને છે. આ અપૂર્વ સ્વરૂપનું ઉપાદાન કારણ શ્રદ્ધાપૂર્વક કરાયેલું કર્મ અથવા દુધ દહિં વિગેરેની શ્રદ્ધા પૂર્વક હોમાયેલી આહુતિ છે. તૈત્તિરીય શ્રુતિમાં श्रद्धा वा आपः ॥ श्रद्धामेवारभ्य प्रणीय प्रचरन्ति ॥ શ્રદ્ધા એજ જળ છે; અથવા શ્રદ્ધાને લઇને કોઇ પણ કર્મ કરવામાં આવે છે." એવાં વચનો છે. તે ઉપરથી શ્રદ્ધા અથવા શ્રદ્ધાથી કરાયેલું કર્મ જળરૂપ કહેવાય છે. અથવા અગ્નિ હોત્રમાં હોમાયેલી આહુતિ સ્વતઃ જળરૂપે જ હોય છે. તેથી જ આ અપૂર્વ સ્વરૂપનું મૂળ ઉપાદાન કારણ જળ છે એમ કહ્યું છે.* એટલુંજ નહિ, પણ આ આકાશીય જળ અંતરિક્ષમાં જાય છે ત્યારે અંતરિક્ષ તત્ત્વમય એટલે અપ્તત્ત્વમય બને છે; ત્યાંથી સ્વર્ગમાં જાય છે, ત્યારે તે અપૂર્વરૂપ અગ્નિતત્ત્વમય બને છે અર્થાત્ તે અપૂર્વરૂપ જે જે લોકમાં જાય છે,

* બૃહદારણ્યકોપનિષદ્‌ના પ્રથમાધ્યાયના દ્વિતીય બ્રાહ્મણમાં સૃષ્ટ્યુત્પત્તિ કહી છે. તેમાં મૃત્યુરૂપ હિરણ્ય ગર્ભમાંથી અગ્નિરૂપ વિરાટ્ નામના પ્રજાપતિ થયા, અને અગ્નિરૂપ પ્રજાપતિમાંથી સર્વ સ્થૂલ જગત્ ઉત્પન્ન થયું એમ કહેલું છે તે સ્થળે મૃત્યુરૂપ હિરણ્યગર્ભનું સ્વરૂપ अशनाया हि मृत्युः એટલે "ભક્ષણની ઇચ્છાવાળો મૃત્યુ છે" એમ કહ્યું છે. શ્રી શંકરાચાર્યે તેનું વિવેચન કરતાં તે મૃત્યુરૂપ અગ્નિ અથવા પ્રજાપતિને કાર્ય કારણ સંધાનરૂપ કહેલ છે. અર્થાત્ ભક્ષણ કરવાથી ભક્ષ્યપદાર્થનાં કેટલાંક તત્ત્વો જેમ વિયુક્ત થાય છે, તેમ તેનાં કેટલાંક તત્ત્વો બીજાં તત્ત્વો સાથે સંયુક્ત પણ થાય છે. એ રીતે અગ્નિમાં સંયોજક અને વિયોજક બન્ને શક્તિઓ રહેલી છે. વળી તેજ અગ્નિરૂપમાંથી સર્વ લોક અને સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, એમ તેજ અધ્યાયના દ્વિતીય તૃતીય અને ચતુર્થ બ્રાહ્મણમાં સવિસ્તર કહેલું છે, તેથી દ્યુ આદિ લોકને અગ્નિ કહેલ છે, તે યુક્તિસિદ્ધ અને શાસ્ત્રસંમત છે. વળી જુઓ अदितिर्द्यौ रदितिरन्तरिक्ष मदितिर्मातापिते।तिश्रुतिः ॥ "અદિતિ સ્વર્ગ છે, અદિતિ અન્તરિક્ષ છે, અદિતિ માતા છે, અને તેજ પિતા છે."
અહિંયાં પણ અદિતિનો અર્થ અદન કરનાર-ભક્ષણ કરનાર મૃત્યુરૂપ અગ્નિ જ છે એમ શ્રીશંકરાચાર્યે પોતાના ભાષ્યમાં કહ્યું છે.

× કર્મ શબ્દમાં માનસિક, વાચિક અને કાયિક—એ ત્રણે પ્રકારનાં કર્મોનો સમાવેશ થાય છે.

* तस्मादापः कर्मसमवायिन्यः कर्तुः शरीरारंभिकाः श्रद्धाशब्दवाच्या इति निर्णीयते ॥ બૃહદારણ્યકોપનિષદ્ અ ૬ બ્રા. ૨ કં ૯ ઉપર શાંકરભાષ્ય.

તે તે ‡ લોકમાં જે જે તત્ત્વ પ્રધાન હોય છે, તે તે તત્ત્વમાં તેનું રૂપાન્તર થાય છે. કર્મ પોતે જડ છે; તે ગતિ ઉત્પન્ન કરે છે, તે વિના બીજું કંઈ કરી શકતું નથી. પરંતુ તે ગતિથી જે સમંજસ રચના કરવી, તે ત્રિલોકમાં રહેલા દેવોનું કર્તવ્ય છે. અગ્નિ હોત્રાદિક કર્મના અભિમાની અગ્નિ દેવતા છે. કર્મ કરનાર યજમાનના પ્રાણોના અધિષ્ઠાતા દેવતા ઇંદ્રાદિ છે. આ દેવોનું જેની ઉપર આધિપત્ય છે, તેની વ્યવસ્થા તેઓ પોતે કરે છે. આ પૃથ્વી લોકમાં અગ્નિ હોત્રાદિકમાં આહુતિ હોમનાર યજમાન પોતે એટલે યજમાનના પ્રાણો છે. તે આહુતિરૂપ કર્મથી આકાશીય તત્ત્વના બનેલા સ્વરૂપને તે દેવો સ્વર્ગમાં લઇ જાય છે; એટલે ધુ લોકાદિમાં તે અધિષ્ઠાતા દેવો હોતા બને છે. તે અપૂર્વરૂપને તે દેવો સ્વર્ગમાં યજમાનના મરણ સુધી રાખે છે; અંતકાળે યજમાનના શરીરનો પણ અગ્નિ સંસ્કારરૂપ યજ્ઞ થાય છે. ત્યારે યજમાનના પ્રાણને તે દેવો સ્વર્ગમાં લઇ જાય છે. ત્યાં સ્વકૃત કર્મથી બની રહેલ ઉપયુક્ત શરીર તે યજમાન ધારણ કરે છે. યજમાનના પ્રાણ સહવર્તમાન આ શરીર સોમરાજા કહેવાય છે.

ઉદ્દાલક—હે મહારાજ ! યજમાનના પ્રાણ સહ વર્તમાન શરીરને સોમરાજા કહેવાનું શું કારણ છે ?

પ્રવાહણ—હે મુને ! હવે પછી સમજાવવામા આવશે તે પ્રમાણે શ્રુતિસ્મૃતિ વિહિત અગ્નિહોત્રાદિક કર્મ કરનાર ગૃહસ્થનો જીવ અથવા તદુપરાંત હિરણ્ય ગર્ભાદિ કારણ બ્રહ્મની ઉપાસના કરનાર યોગીનો જીવ જુદે જુદે માર્ગે થઇ ચંદ્રલોક જે કે સ્વર્ગનું દ્વાર* છે, ત્યાં આવે છે. ત્યા તેના કર્મથી બનેલું શરીર ચાંદ્રતત્ત્વમય હોવાથી યજમાનના પ્રાણસહ વર્તમાન શરીરને સોમરાજા કહે છે. ચંદ્રલોકમાં પુણ્યકર્મનો ક્ષય થાય છે ત્યારે કેવળ અગ્નિહોત્રાદિક કર્મ કરનાર યજમાનના પ્રાણસહવર્તમાન શરીરને એટલે સોમરાજાને દેવો પર્જન્યરૂપ અગ્નિમાં હોમે છે. ત્યાં તેનું વર્ષારૂપ બને છે. તે વર્ષારૂપને દેવો પૃથ્વીરૂપ અગ્નિમાં હોમે છે, ત્યાં તેનું અન્નરૂપ બને છે. તે અન્નરૂપને દેવો પુરૂષમાં હોમે છે,

ત્યાં તેનું વીર્ય બને છે. એ વીર્ય સ્ત્રી રૂપ અગ્નિમાં પ્રવેશ કરી ગર્ભરૂપ થાય છે, અને તે ગર્ભમાંથી તેનું પુરૂષરૂપ થાય છે. હે ગૌતમ ! હવે આપના સમજવામાં આવ્યું હશે કે–જે પ્રથમ અગ્નિ હોમાદિ કર્મરૂપે જળ હતું, તેજ જળનો વિકાર થતાં થતાં પરિણામે પાંચમી આહુતિએ એટલે સ્ત્રીરૂપ અગ્નિમાં હોમાયા પછી તેનું પુરૂષરૂપ પરિણામ આવ્યું.

ઉદ્દાલક—અહો ! રાજર્ષે ! સૃષ્ટિ ક્રિયાના પરમ રહસ્યનો આપે પ્રકાશ કર્યો, તે જાણી

---

‡ ता आपः कर्मसमवायिन्य इतरैश्चभूतैरनुगता द्युलोकंप्राप्य चन्द्रत्व-मापन्नाःशरीरारंभिका इष्टाद्युपासकानां भवन्ति। अन्त्यायांच शरीराहुतावग्नौ हुतायामग्निना दह्यमाने शरीरे तदुत्था आपो धूमेन सहोर्ध्वं यजमानमावेष्टय चन्द्रमण्डलंप्राप्य कुशमृत्तिकास्थानीया बाह्यशरीरारम्भिका भवन्ति ॥ तदा-रब्धेन शरीरेणेष्टादिक फलमुप भुञ्जाना आसते ॥ છાંદો. ५—१०—४ ઉપર શાંકરભાષ્ય.

* स्वर्गस्य लोकस्यद्वारंयश्चन्द्रमातमित्यादि=કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્ १—२.

મારો આત્મા બહુ પ્રસન્ન થયો છે. પરંતુ હે રાજન્ ! સત્કર્મથી ઉત્પન્ન થયેલ અપૂર્વ સ્વરૂપની આહુતિ એક પછી બીજા અગ્નિમાં હોમાયા પછી તેનું રૂપાન્તર થાય છે. તે રૂપાન્તરમાં તે સ્વરૂપના પરમાણુઓમાં શી રીતે ફેરફાર થાય છે, તે મારાથી સમજી શકાતું નથી; માટે કૃપા કરીને સમજાવશો તો બહુ ઉપકૃત થઈશ.

પ્રવાહણ—હે, મુનિવર્ય ! તે અપૂર્વ સ્વરૂપ જે જે અગ્નિમાં હોમાય છે, તે તે અગ્નિનાં ઉપાંગો હોય છે. તે ઉપાંગોના પરમાણુઓથી તે અપૂર્વ સ્વરૂપ પરિપુષ્ટ થાય છે. તેથી તેનું યથેચ્છ સ્વરૂપ દેવો બનાવી શકે છે. જેમ પૃથ્વીમાં બીજ વાવ્યા પછી તે બીજમાંની વૃક્ષ થતાં પૃથ્વીમાંથી પાર્થિવ, જળમાંથી જળ, સૂર્યચંદ્રના પ્રકાશમાં તૈજસ, વાતાવરણમાંથી વાયુ અને સર્વ વ્યાપ્ત આકાશ તત્ત્વમાંથી આકાશીય પરમાણુઓ તેમાં સંયુક્ત થાય છે; તેમ સ્વર્ગ અથવા દ્યુલોકમાં આદિત્ય, અહર્, ચંદ્રમા અને નક્ષત્રો હોય છે, પર્જન્યમાં વાયુ, અભ્ર અને વિદ્યુત્ હોય છે, પૃથ્વીમાં આકાશ તત્ત્વ વ્યાપી રહેલું છે, પુરૂષ અને સ્ત્રીમાં અન્ય પદાર્થને વિકૃત અને પુષ્ટ કરનાર અનેક સાહજિક શક્તિઓ હોય છે, તે સઘળા પદાર્થોના પરમાણુઓ પૂર્વોક્ત અપૂર્વ સ્વરૂપના પરમાણુઓ સાથે સંયુક્ત થઇ તેનું યથેચ્છ અને સંઘટ્ટ રૂપ બને છે.

ઉદ્દાલક—હેરાજન્ ! આ પાંચમી આહુતિ અગ્નિમાં હોમાયા પછી તેનું જળ પુરૂષ રૂપ શી રીતે ધારણ કરે છે, તે પ્રશ્નનો મર્મ યથાર્થ મારા સમજવામાં આવ્યો. પરતુ અગ્નિહોત્રમાં હોમાયેલી આહુતિરૂપ કર્મ અથવા શ્રુતિસ્મૃતિ વિહિત કંઇ પણ સત્કર્મ પૃથ્વી ઉપરથી આકાશીય અપૂર્વરૂપ પામી સ્વર્ગમાં એટલે દ્યુલોકમાં શીરીતે જાય છે, તે આપે કહ્યું નથી, માટે કંઇ બાધ ન હોય તો તે રહસ્યનો પણ પ્રકાશ કરવો, આપને ઉચિત છે.

પ્રવાહણ—હે ઋષિપ્રવર ! અગ્નિહોત્રમાં હોમાયેલી આહુતિ સ્વર્ગમાં શી રીતે જાય છે, તે મારે પ્રથમથીજ કહેવું જોઇએ. પણ મારા સાંભળવામાં આવ્યું છે કે-કંઇક કાળ પેહેલાં મૈથિલ દેશના જનક વિદેહી મહારાજાએ પોતાની બ્રહ્મસભામાં તે વિષે યોગેશ્વર યાજ્ઞવલ્ક્ય મુનિ પાસે વિસ્તારથી વિવેચન કર્યું હતું. તે બ્રહ્મસભામાં આપ પણ પધાર્યા હશો; અને તેથી તે સંબંધી આપનું જ્ઞાન હશે એમ ધારી, મેં તેનું પુનર્વિવેચન કર્યું નથી. પરંતુ હવે આપજ તે વિષે આ બ્રહ્મસભા ઉપર કૃપા કરી કહેશો તો તે અયોગ્ય મણાશે નહિ.

(ચાલુ)

માનશંકર. વિ. પિતાંબરદાસ મેહેતા.

---

# बुद्ध अने जैन.

(.મળેલું.)

પાશ્ચાત્ય વિદ્વાનો બુદ્ધ અને જૈનને પૃથક્ નહિ સમજતાં, એક બીજામાંથી ઉદ્ભવેલ હોય તેમ બતાવે છે. કોલબ્રુક, ગૌતમ બુદ્ધને વર્દ્ધમાન મહાવીરનો શિષ્ય સમજે છે, કેમકે ઇન્દ્રભૂતિ નામક એક શિષ્ય મહાવીરને હતો; કે જેને ગૌતમ સ્વામી કે નિરા ગૌતમના નામથી ઓળખાવવામાં આવે છે. આ કોલબ્રુક સાહેબના મતને વેબર, ઇન્દ્રભૂતિબ્રાહ્મણ, અને ગૌતમ બુદ્ધ ક્ષત્રિય હોવાથી તે બુદ્ધ નહિ, અથવા ઇન્દ્રભૂતિ વર્દ્ધમાન મહાવીરનો મત છોડીને બીજાનો મત અંગિકાર કરે તો જૈન સૂત્ર કહી તેને ધિઃક્કારી કહાડયા સિવાય રહે નહિ. કલ્પસૂત્રમાં એવું કહેવામાં આવ્યું છે કે મહાવીરના ભાણેજે જમાલિના મતમાં પહેલવહેલો ભેદ પાડયો, અને મહાવીરના બીજા ચેલા ગોસાળે, મકખલિ પુત્રની મશ્કરી કરી છે. આ મકખલિ ગોસાળે, બુદ્ધના ૭ અનુમતિ આચાર્યવાદીઓ પૈકીનો એક હતો.

વિલ્સન જૈનને બુદ્ધની એક શાખા તરીકે ઓળખાવે છે. તેના સમર્થનમાં તેઓ એવી દલીલ રજુ કરે છે કે દશમા સૈકામાં બુદ્ધધર્મના હતાશ થવા પછી જૈન ધર્મનો પ્રાદુર્ભાવ થયો. વેબર્ વિલ્સન સાહેબની વિચાર સંગતિથી આગળ દોડી જૈન ધર્મને એથી પુરાણો માને છે અર્થાત્ બુદ્ધને એથી જૈન ધર્મથી–પણ આગળ. વિલ્સન સાહેબના કહેવાને અનુસરી વેબરનોસહાધ્યાયી લેસન સાહેબ કહે છે, કે "જૈન સૂત્ર મહાવીરને માત્ર વિહારમાં નિવાસ કરનારો નથી બનાવી શકતા; કે જ્યાં બુદ્ધે રહીને ઉપદેશ આપ્યો છે." બલ્કે બુદ્ધનો મહકાલી જૈન અમર્ષિ શ્રેણિક અને કૂણિક યા કોણિક તે નહિ કે જેનું નામ બુદ્ધ ગ્રન્થોમાં જોવામાં આવે છે. તો પણ શ્રેણ્ય અથવા શ્રેણિક બિમ્બિસારનું વિરુદ માલુમ પડે છે. ઔપપાતિક સૂત્રમાં કૂણિકનું નામ ભિંભિમાર પુત્ર લખેલ છે. હેમચન્દ્ર બમ્ભસાર કહે છે. એ બિમ્બિસારનો પુત્ર અજાત શત્રુ. કેમકે જૈન અને બુદ્ધ એના માટે લખે છે કે, "તેણે પોતાના બાપને મારી નાંખ્યો હતો" કૂણિકના પુત્ર ઉદાયિને જૈનને વારતે પાટલીપુત્ર વસાવ્યું હતું. એજ ઉદાયિન અજાતશત્રુનો પુત્ર હતો, જેને બુદ્ધ પટલીપુત્રને વસાવનાર માને છે. એ વાતમાં કશો પણ સંદેહ નથી કે બુદ્ધના સહકાલી બિમ્બિસાર, અજાતશત્રુ અને કૂણિકના નામ, જૈનગ્રન્થોમાં મહાવીરના સહકાલીન તરિકે લખ્યાં છે.

બુદ્ધ અને જૈન ધર્મ સ્થાપકોની જન્મભૂમિ, ઉમ્મર, શિષ્યો, ચાલચલગત, અને ઉપદેશ શ્રેણીથી જણાય છે, કે એ બન્ને બિલકુલ જૂદા જૂદા છે. અર્થાત્ બુદ્ધ અને મહાવીર બન્ને એકજ સમયે ઉત્પન્ન થયેલા. બન્નેના વિચારો એકજ પ્રકારના માલુમ પડે છે. સામઞ્ઞ ફલસુત્તમાં છએ વાદીઓની સ્થિતિ માટે વિચાર કરવામાં આવ્યો છે. એટલુંજ નહિ પરંતુ નૂતન વિચાર શ્રેણીમાં બુદ્ધ સ્હડી ગયો છે.

જૈનથી પ્હેલાં બુદ્ધને માનનારાઓ કહે છે કે "જૈનમાં જાતિ ભેદ છે." અર્થાત્ બ્રાહ્મણ વર્ગ જ્યારે બુદ્ધ ધર્મને હઠાવી નાંખવા લાગ્યો ત્યારે બુદ્ધ જાતિભેદનો સ્વીકાર કરીને જૈની થઈ ગયા. પરંતુ આ બિના અસત્ય છે. કારણ; કે જૈનમાં સાધુ–યતિ, અને શ્રાવક એવા બે ભેદ છે. અથવા એ જાતિભેદ માનતા હોય તો લંકાના બુદ્ધ પણ માને છે. વળી બુદ્ધની પાલી ભાષા જૈનની પ્રાકૃતથી પુરાણી છે. જૈનનાં સૂત્ર જે હાલ વિદ્યમાન છે, તે મહાવીરના નિર્વાણ પછી એક હજાર વર્ષે લખવામાં આવ્યાનું કહેવામાં આવે છે, તે જો અસત્ય ન હોય તો જરૂર એ અરસામાં ભાષા સ્થિત્યન્તર થઈ હોવી જોઈએ.

જૈન શાસ્ત્રોથી સાબિત થાય છે, કે મહાવીર, બિમ્બિસાર અને અજાતશત્રુના સમયમાં હતો. સૂત્રોમાં જૈન સાધુઓને નિગ્રંથ અને સાધ્વીઓને નિગ્રંથી તરિકે પીછાનવામાં આવેલ છે. વરાહ મિહિર અને હેમચન્દ્ર તેને નિગ્રંથ જ્યારે લખે છે, ત્યારે શંકર અને આનંદગિરિ ઇત્યાદિ બિવસન અને મુક્તાંબરના નામનો ઉલ્લેખ ચીતરે છે. અશોકના શિલાસ્તમ્ભો ઉપર બુદ્ધ શ્રમણોથી જૂદા સાધુઓને નિગંઠ કહેલા છે, કે જેને ડોક્ટર બુલ્હર જૈનના નિર્ગ્રન્થ સમજે છે.

બુદ્ધના પિટિકમાં નિગંઠોને બુદ્ધના વાદી તરિકે ઓળખાવવામાં આવે છે. અર્થાત્ આ બિનાથી એટલું તો સાબિત થાય છે કે જૈન અને બુદ્ધ સમાન મતવાળા છે (?)

ઐતિહાસિક બીનાથી પણ આ વાતને ટેકો મળે છે કે બુદ્ધ લોકો જ્યારે અજાત શત્રુને પિતૃહનન કરનાર કહેવા ઉપરાંત બુદ્ધ ધર્માનુયાયી થયા પહેલાં તે ઘણોજ ખરાબ હતો એમ કહે છે, ત્યારે જૈન લોકો કુણુક અર્થાત્ એજ અજાત શત્રુને જાણી બૂઝી પિતૃ હત્યાના કલંકથી મુક્ત કરવાની કોશીશ કરતો દેખાવ આપે છે. નિરયાવલિ સૂત્રાનુસાર કુણિકે પોતાના લાભને ખાતર પોતાના પિતાને અન્યાયી સમજી કેદ કર્યો હતો. પણ જ્યારે તેની માતુઃશ્રીથી એવું સાંભળવામાં આવ્યું કે પોતાનો બાપ તો તેના પ્રત્યે ઘણોજ સ્નેહ ભાવ રાખે છે, અને એક પણ બીના એવી નથી, કે જેથી તેને કેદ કરવાની જરૂર હોય ! " કુણિકે પોતાની માતુઃશ્રીની વાત સાંભળીને પોતાના બાપની બેડીઓ તોડી નાંખવાને કુહાડી લેઇ કારાગૃહ પ્રતિ ગયોઃ જેવો કુણિક અર્થાત્ અજાતશત્રુને આવતાં જોયો, કે તેના પિતા શ્રેણિક અર્થાત્ બિમ્બિસાર એમ સમજ્યો, કે કુહાડીથી મને મારવાને કુણિક આવે છે. એથી બચાવાને વાસ્તે પોતે આત્મઘાત કીધો. કુણિક ઘણો પસ્તાયો, અને બાપને મૃત્યુ વશ થયેલો જોઇ ઘણો દુઃખી થયો. " આથી માલૂમ પડે છે કે અજાતશત્રુએ બુદ્ધને સ્હાયતા આપવા પ્હેલાં જૈનોપર કૃપાદૃષ્ટિ કરી હતી.

જનરલ કનિંગહામને મથુરા પાસેથી એક નગ્ન મૂર્ત્તિ પ્રાપ્ત થઈ છે. એ મૂર્ત્તિ ઉપર नमोअर्हतमहावीर देवनास एવા અક્ષરો અંકિત થયેલા છે. એથી પ્રતીત થાય છે, કે આ સ્થળે બુદ્ધ નહિ પણ જૈન મહાવીર. મૂર્તિપર સંવત્સર ૯૮ લખેલ છે. આ મૂર્તિ જે સ્થળેથી નીકળી છે, તેજ સ્થળેથી નીકળેલા બીજા પત્થરોપર હવિષ્ક તેમજ કનિષ્કનાં

નામ જોવામાં આવે છે. એથી પુરવાર થાય છે, કે એ નિગ્રંથનો સંવત્સર છે. આ સિવાય બુદ્ધના શાસ્ત્રોમાં જૈન મત સ્થાપન કરવાવાળા, અથવા સંશોધન કરનારાઓની ચર્ચા છે. કાંઈ જૈનીઓના નામથી ચર્ચા નહિ, પણ નિગંઠના અથવા નિગંઠનાતપુત્તના નામથી. નિગંઠ જૈની સાધુઓનાં નામ માલુમ પડે છે. કલ્પ સૂત્ર અને ઉત્તરાધ્યયન સૂત્રમાં મહાવીરનું બિરુદ નાતપુત્ત-નાયપુત્ત-લખેલ છે. નયપાલ-નેપાલ-ના બુદ્ધ પુસ્તકોમાં નિગંઠનાથને જ્ઞાતિ પુત્ર લખેલ છે. જૈન લોકો મહાવીરને જ્ઞાતપુત્ર કહે છે. હેમચન્દ્રના પરિશિષ્ટ પર્વમાં कल्याणपादपारामश्रुतगंगाहिमाचलम् । विश्वांभोजरविं देवं वन्दे श्रीज्ञातनन्दनम् ॥

આ શ્લોક છે. મહાવીરને જ્ઞાતનન્દન એટલા માટે કહેલ છે, કે કલ્પ સૂત્રમાં તેના બાપની જ્ઞાતિક્ષત્રિય લખેલ છે. સામઞ્ઞફલ સૂત્રમાં નિગંઠનાથ પુત્રને અગ્નિ વૈશ્યાયન લખેલ છે. એ બુદ્ધોની ભૂલ માલુમ પડે છે. કારણ, કે અગ્નિ વૈશ્યાયન બુદ્ધના શિષ્ય સુધર્મા સાથે નિગંઠનાથે મહાવીરનો મિલાપ કરાવી આપ્યો હતો. દીઘનીકાયની વાતથી, કે સંમિત ૯લ સૂત્રમાં જ્યાં નિગંઠનાતપુત્તના મતનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં શક કે સંવત્ લખવામાં આવેલ નથી. આથી કોઈ બાબત એમ સિદ્ધ ન થઈ શકે, કે નિગંઠનાતપુત્ત અને મહાવીર બન્ને એક ન થઈ શકે ? આત્માવતાર અને વૈશ્વનીર ઇત્યાદિ બુદ્ધધર્મ પુસ્તકોમાં લખેલ છે, કે ટંટો ફિસાદ કરી નિગંઠનાથ મૃત્યુ પામ્યો, કલ્પ સૂત્ર મહાવીરનું નિર્વાણ નિગંઠનાથ જે સ્થળે મૃત્યુ પામ્યો, તે સ્થળે બતાવે છે.

બુદ્ધ નિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૭૭ માં થયું મહાવીર શ્વેતાંબરી જૈનોના કહેવા મુજબ વિક્રમ સંવતથી ૪૭૦ વર્ષે અને દિગંબરીના કહેવા પ્રમાણે ૬૦૫ વર્ષે પહેલાં નિર્વાણ પામ્યા. આ ૧૩૫ વર્ષનું અંતર જે પડેલું છે તે વિક્રમ સંવત્ અને શાલિવાહનના શક સમ્બન્ધે છે.

વિક્રમ સંવત્ પહેલાં ૪૭૦ વર્ષે મહાવીર નિર્વાણ પદને પામ્યા. એ વાત શ્વેતાંબરીઓના ઘણા પુસ્તકોમાં લખેલ છે. સર્વથી પુરાણું પ્રમાણ મેરૂતુંગની વિચાર શ્રેણી છે.

> जंरयणिं कालगओ अरिहाईतित्थंकरो महावीरो
> तंरयणिंअवंतिवईअहिसितोपालगोराया ॥१॥
> सट्ठीपालगरण्णो पणवण्णसयंतुहोइनंदाण
> अट्ठसयंमुरियाणंतीसंचिअद्धसमित्तस्स ॥२॥
> बलमित्तभानुमित्तासट्ठीवरिसाणिचत्तनहवणेतह
> गद्दभिल्लरज्जंतेरसवरिसासगस्सचौ ॥३॥

અર્થાત્ પાલક અવન્તીના રાજાને જે રાત્રિએ રાજ્યાભિષેક થયો, તેજ રાત્રિએ

જૈન.

અર્હંત તીર્થંકર મહાવીર નિર્વાણ પ થયા. ૬૦ વર્ષ પાલક, ૧૫૫ વર્ષ નન્દ, ૧૦૮
મૈ.ર્ય, ૩૦ વર્ષ પુરુમિત્ર અર્થાત્ પુ ૬૦ વર્ષ બલમિત્ર અને ભાનુમિત્ર, ૪૦
વર્ષ નભોવાહન, અને ૧૩ વર્ષ ગર્દભિ જ્ય રહ્યું. શકાબ્દ ૪ છે.
આવેલ છે. આ શ્લોકને આધારે

આ પ્રમાણે, જૈનના ઘણા શાસ્ત્રોમાં લખવામાં તેના આનું જે વંશ વૃક્ષ
મહાવીર અને વિક્રમ સંવત્નો નિર્ણય થાય છે. આ શ્લોકમાં રાજ ૬૦ બલ મિત્ર
આપવામાં આવ્યું છે, તેમાં ૪ વર્ષ શક ૧૩ ગર્દભિલ, ૪૦ નભોવાહં ૨૫૫ થાય
અને ભાનુમિત્ર, ૩૦ પુષ્પમિત્ર, અને ૧૦૮ મૌર્યથી રાજાઓનાં ગણું જ કરતો
છે. તેમાં વિક્રમ સંવત્ના ૫૭ મેળવવાથી ઈ. સ. પૂર્વે ૩૧૨ માં ચન્દ્રગુપ્ત
સમજાય છે.

વળી ચાર શકાબ્દના ( ૭/×૪૭૩૧૨ માં ૬૦ પાલક અને ૧૫૫ નવનન્દના મૈ
ર્યોને ઈ સ. પૂર્વે ૩૧૨ માં ચન્દ્રગુપ્ત રાજ્યાસને બેઠો તે તથા ૬૦ પાલક અને ૧
નવનન્દના મલીને ઈ. સ. પૂર્વે ૫૨૭ મહાવીર નિર્વાણ પદને પામ્યા. અને ઈ. સ. ૧
૫૪૩ બુદ્ધ નિર્વાણનું વર્ષ લંકાવાસી બુદ્ધિઓ સ્વીકારે – તે જોતાં માત્ર બન્ને ધર્મ ૧
ર્તિના નિર્વાણ વચ્ચે ૧૬ વર્ષનું અંતર રહે છે, કે જેમ થવું સંભવિત છે.

હેમચન્દ્ર પોતાના પરિશિષ્ટ પર્વમાં લખે છે, કે एवंचश्री महावीरे मुक्ते वर्ष शतेगते पंचपंचाशद् धिकेच चन्द्रगुप्तो भवन्नृपः ॥ આથી એમ સિદ્ધ થાય છે કે મહાવીરના નિર્વાણ પછી ૧૫૫ વર્ષે ચન્દ્રગુપ્તને રાજ્યાભિષેક થયો હેમચન્દ્ર, પાલકના ૬૦ વર્ષ લેતો નથી. એ સબબથી મહાવીરનો નિર્ણય હેમચન્દ્રના વિચાર પ્રમાણે ઈ. સ પૂર્વે ૪૬૭ માં નિર્વાણ પ્રાપ્ત થયા મારેનો કહી શકાય. આ નિયમે બુદ્ધ નિર્વાણ ઈ. સ પૂર્વે ૪૭૭ ને માનીએતો દશ વર્ષનો તફાવત બુદ્ધ અને જૈન ધર્માત્માના નિર્વાણને માટે કોઈ અસંભવિત ન કહી શકતાં, વાજબજ છે.

પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

ઢક અસને, અમુક પ્રકારની ગતિને પ્રત્યુત્તર આપેછે એટલી વાત ઉપરથી આપણા ઝમાનાના અનેક પંડિત પુરૂષો એવા સાર ઉપર આવતા હોય કે રોપાઓમાં અમુક પ્રકારનો ઇન્દ્રિયઅનુભવ, પ્રત્યક્ષઅનુભવ મેળવવાની શક્તિ છે, તો તેથી માત્ર એટલુંજ સ્પષ્ટ થાય છે કે તેઓ ઇન્દ્રિય જ્ઞાનાનુભવના તત્ત્વનેજ સમજતા નથી. રોપા જેવી વ્યક્તિઓ બહિર પ્રોત્સાહનને પ્રત્યુત્તર આપી શકે છે કે નહિ એ પ્રશ્ન નથી, પરંતુ સુખ અથવા દુઃખ પ્રેરણા, કામના, ઇત્યાદિ જેવા અંતર અનુભવને લીધે એ પ્રોત્સાહન સ્વતઃ જણાઇ આવે છે કે કેમ, એ ખાસ કરીને વિચારવા જેવું છે. જો ઇન્દ્રિયજ્ઞાન પામવાનું આવું માપ ના હોય તો, લ્હ્યુલીટમસ પેપરને પણ અમુક દ્રવ્યો માટે અમુકપ્રકારની લાગણીનું ભાન થાય છે, કારણ કે તેમના સંસર્ગમાં આવતાં તે રાતા રંગનો થઇ જાય છે, એમ સિદ્ધ કરી બતાવનાર પણ ન્યાયપુરઃસર ગણાશે.

પ્રાણીવર્ગ સાથે સાધારણ રીતે મળતો આવતો માનવિનામાં કામનાદેહ હોયછે. આ પ્રમાણે ઇન્દ્રિયાનુભવના અને લાગણીના જીવનને એક સાધનરૂપ છે.

કેટલાંક અધ્યાત્મ મંડલોથી થતી ભુલમાં પડીને એવું વિચારવાની જરૂર નથી કે છાયા દેહ અને કામના દેહ, સ્થૂલ દેહમાં જણાઇ આવે છે તેના કરતાં માત્ર વિશેષ સૂક્ષ્મ જડના બનેલા છે. કારણ કે આથી તો માનવ પ્રકૃતિનાં આવાં ઉચ્ચ તત્ત્વો (દેહો) નું માત્ર સ્થૂલીકરણ સૂચવાશે. જીવંત શક્તિયોના એક આકારરૂપ છાયા દેહછે; તે ગતિમતિ શક્તિયોનો બનેલો છે, પરંતુ તે કંઇ-જડનો બનેલો નથી—કામના દેહ અથવા લાગણીનો દેહ તો પોતામાંજ પરિભ્રમણ કરતાં રંગીન, પ્રકાશિત ચિત્રોનો બનેલો એક આકાર છે. સ્થૂલદેહ કરતાં કામનાદેહ, આકાર અને કદની બાબતમાં ભિન્ન પડી આવે છે. માનવિમાં તે લંબગોળ અંડાકૃતિમાં જણાય છે, તેમાં જાણે સ્થૂલ અને છાયા દેહો જડી લીધેલા જેવા દેખાય છે. આ દેહ, આ ઉભય દેહોના અંતરબાહ્યમાં સર્વ પાસા વિસ્તરી રહેલો હોય છે.

માનવ પ્રકૃતિમાં એક ચોથા તત્ત્વનો સમાવેશ થાયછે, તે એનામાં દુનિયાનાં અન્ય પ્રાણીઓ સાથે સામાન્ય રૂપે હોતું નથી, માનવ " અહં " "હું" ના કોશરૂપ, દેહરૂપ આ તત્ત્વ છે. એક નાનો "હું" શબ્દ એવો છે કે તે અન્ય સર્વ શબ્દોથી ભિન્ન પડી આવે છે. આ શબ્દની પ્રકૃતિ વિષે યોગ્ય રીતે ઉંડો વિચાર કરનારને સાથે સાથેજ માનવ પ્રકૃતિ વિષેની સમજણ પણ મળતી જાય છે. આ પ્રમાણે સર્વ માનવિઓ દરેક અન્ય શબ્દને અમુક મળતા આવતા પદાર્થને બંધ બેસતો થઇ પડે એવા અર્થમાં વાપરી શકે. કોઇ પણ માનવિ એક ટેબલને " ટેબલજ " કહેશે, કોઇપણ તેવીજ રીતે એક ખુરસીનો " ખુરસી " શબ્દથીજ વ્યવહાર કરશે, પરંતુ "અહં" "હું" શબ્દનું આમ થઇ શકતું નથી. અન્ય કોઇના સૂચકરૂપે કોઇથી પણ તેનો ઉપયોગ થઇ શકતો નથી, કારણ કે દરેક માનવિ પોતા વિષે તો માત્ર "હું" રૂપેજ બોલી શકે છે. મારી સાથે સંબંધ વાળો હોય તેવા અર્થમાં તો "હું" શબ્દ કોઈ સમયે પણ મારાથી વિરૂદ્ધરૂપે શ્રવણગોચર થશે નહિ. કારણ કે એકાદ માનવિને પોતાની જાતનો "હું" રૂપે વ્યવહાર કરવામાં પોતા-

ની જાતમાં પોતાનું નામ પાડવુંજ પડે છે. પોતાની જાતનો "હું" શબ્દથી વ્યવહાર કરનાર માનવિ, પોતાની જાતમાં એક સમગ્રસૃષ્ટિ સમાન છે. બ્રહ્મવિદ્યાના આધારવાળા સર્વ ધર્મોએ હમેશાં આ બાબતનો અનુભવ મેળવ્યો છે. તે સર્વેએ તેટલા માટે ઉપદેશ્યું છે, કે અહંરૂપ "જીવાત્મા" સાથેતો પરમેશ્વર અંતરમાં બોલવાનો આરંભ કરે છે; માત્ર બાહ્ય પ્રદેશમાંથી આસપાસના દૃશ્યમાં આવિર્ભાવ પામતો, સામાન્ય માનવિઓનો "પરમેશ્વર" તે યથાર્થ રીતે તો આજ છે.

આવી શક્તિવાળો "જીવાત્માનો દેહ" "માનસિક દેહ" મનોમયકોશ છે, તે માનવ વ્યક્તિનું ચોથું તત્ત્વ છે. "માનસિક દેહ" ઉચ્ચ માનવ જીવાત્માના કોશ રૂપ છે. આને લીધેજ માનવિ ઐહિક સૃષ્ટિના શિરોબિંદુરૂપ ગણાય છે. પરંતુ વર્તમાન માનવ જાતનું અહં (મન) કોઇ પણ પ્રકારે એક સદી વ્યક્તિરૂપ નથી. વિકાસ ક્રમની વિવિધ ભૂમિકાઓનાં માનવિયોની સરખામણી કરતાં તેની પ્રકૃતિ સમજવામાં આવે છે. એક બીન કેળવાયલા ગામડીઆનો અને એક સાધારણ યુરોપીઅનનો દૃષ્ટાંત લ્યો, વળી આ બેની પણ એકાદ શ્રેષ્ઠ ભાવનાવાદી સાથે સરખામણી કરે. આ દરેકનમાં પોતપોતાની જાતને "હું" કહેવાની શક્તિનો સમાવેશ થાય છે, કારણ કે એ દરેકમાં "માનસિક" દેહ વિદ્યમાન હોય છે પરંતુ બીન કેળવાયલો ગામડીઓ આ "હું" મારફતે પોતાનાં રાગદ્વેષ, પ્રેરણાઓ, લાગણીઓ, ઉર્મિઓને લગભગ એક પ્રાણીની માફક પ્રદર્શિત કરે છે. વિશેષ ઉચ્ચ કેળવણી પામેલો માનવિ અમુક વૃત્તિઓ વાસનાઓનો સ્વીકાર કરે છે, કેટલીક કામનાઓને અટકાવી, નિરોધી શકે છે. ભાવનાવાદી તો મૂળનાં વૃત્તિઓ અને વાસનાઓ કરતાં વિશેષમાં અન્ય ઉચ્ચ પ્રકારની ભાવનાઓમાં લાગેલો હોય છે. માનવિનાં અન્ય તત્ત્વો ઉપર "જીવાત્મા" સતત કાર્ય કરતો હોવાથી, ઉપર પ્રમાણે સર્વ સંભવી શકે છે. પોતાની સત્તા વડે અન્ય તત્ત્વોને શ્રેષ્ઠ બનાવવાનું, શુદ્ધ બનાવવાનું, 'જીવાત્માનું' સર્વનું લક્ષ દોરતુ એક ખાસ કાર્ય છે.

બાહ્ય સૃષ્ટિએ જે દશાઓમાં લાવી મૂકયોછે, તેમને તરી જનાર, તેમના દાસરૂપ થનાર માનવિનામાં,"જીવાત્મા"ની અસર પામતાં અન્ય તત્ત્વો થોડાં અથવા વધારે પલટાઇજાયછે. પ્રાણી વર્ગનીભૂમિકામાંથી હમણાંજ પોતાની જાતનો ઉદ્ધાર કરનારમાનવિનો દૃષ્ટાંત લ્યો.–આ સમયેતેનો "જીવાત્મા" બાહ્ય સૃષ્ટિમાં પ્રવૃત્ત થતો હોય છે પરંતુ તેનાં અન્ય તત્ત્વોના સંબંધમાં તો તે હજુ પણ એકાદ પ્રાણી સાથેજ મળતો આવતો હોયછે. તેનો છાયાદેહ અથવા પ્રાણ દેહ, વૃદ્ધિ અને વિસ્તારની બંધારણ બાંધતી જીવંત શક્તિઓના માત્ર એક સાધન રૂપ હોય છે. તેની બાહ્ય પ્રકૃતિ વડે જાગ્રત બને એવી પ્રેરણાઓ, કામનાઓ, તૃષ્ણાઓ તેજ તેનો કામનાદેહ માત્ર દર્શાવી શકે છે. આવા સર્વ સમયમાં માનવિ અનેકાનેક જન્મોમાં અથવા પુનર્જન્મોમાં આપાઘેડ કર્યા કરતો હોય છે; શિક્ષણના આવા પ્રકારના આરંભથી, હમેશાં વધતા જતા વિકાસ માટે પ્રયત્ન કરતો હોય છે, જીવાત્મા તેનાં અન્ય તત્ત્વોની પુનઃસુધારણા કરતો હોય છે આ પ્રમાણે કામ દે. શુભ ભોજ્ય અને અભોજ્ય અનુભવોના, પવિત્ર બનેલી કામનાઓ અને તૃષ્ણાઓના એક સાધનરૂપ બને છે. છાયા દેહ પણ આપોઆપ પલટાઇ જાય છે ટેવોના, સ્મૃતિ અને સ્વભાવનાં નિત્ય

રૂપ થઇ પ્રેરક વલણોના એક સાધનરૂપ થાય છે. હજુ સુધી જેના છાયાદેહમાં જીવાત્મા અસર કરી શક્યો નથી એવા માનવિને થતા અનુભવોનું કોઇ પ્રકારનું સ્મરણ સંભવી શકતું નથી. જાણે કે તેને નો પ્રકૃતિજ ઉછેરતી હોય તેમ તે જીવન ગાળે છે.

જીવાત્માના, પોતાને આધીન તત્ત્વો ઉપર થતા આવા પ્રકારના કાર્યમાંજ માનવિ માટે તો શિક્ષણનો સર્વ પ્રકારનો વિકાસ આપોઆપ પ્રદર્શીત થાય છે. આવા પ્રકારનું કાર્ય સ્થૂલદેહ પર્યંત પણ વિસ્તરે છે. જીવાત્માની જીવિત અસરને લીધે મુખાકૃતિ, ચાલ, અને ચેષ્ટાઓ, સ્થૂલદેહનો સમગ્ર દેખાવ પણ પલટાઇ જાય છે.

એક વ્યક્તિનાં માનવતત્ત્વોને શિક્ષણનાં અનેક સાધનો કેટલી બધી અનેકાનેક પ્રકારે અસર કરી શકે છે, તે પણ લક્ષમાં આવી શકે છે. શિક્ષણનાં સામાન્ય અવયવો કામના દેહ ઉપર અસર ઉપજાવે છે. આથી તેનામાં મૂલથી હોયછે તેના કરતાં અન્ય પ્રકારનાં સુખ, દુઃખ, તૃષ્ણાઓ આદિનો ઉદય થાય છે. કલાની સૃષ્ટિમાં એક તાર થવાથી છાયા દેહમાં અસર ઉપજાવવી શકાય છે; કારણ કે કલાના એકાદ કાર્યદ્વારા માનવિને, ઇન્દ્રિયોના પરિવર્તનદ્વારા જે અનુભવાય છે તેના કરતાં કંઇક ઉચ્ચ ઉમદા પ્રકારનો અનુભવ થાય છે, આ પ્રમાણે તેનો છાયા દેહ પલટાતો જાય છે. છાયા દેહની શુદ્ધિ અને શ્રેષ્ઠ સાધવાનું એક બલવાન સાધન ધર્મ છે, આ પ્રમાણે ધાર્મિક ભાવનાઓનું પણ માનવજાતના વિકાસમાં એક પ્રકારનું શ્રેષ્ઠ કર્તવ્ય છે.

અનેકાનેક જન્મોદ્વારા છાયા દેહ ઉપર થતા જીવાત્માના કાર્યના પરિણામ કરતાં, અંતઃકરણના નામથી જે વ્યવહરાય છે તેમાં અન્ય કશાનો સમાવેશ થતો નથી. જ્યારે અમુક ભાન વિના લક્ષમાં આવે છે, કે તેણે અમુક બાબતો ના કરવી જોઇએ, તથા આવી દૃષ્ટિ મારફતે, તેના છાયા દેહ સુધી ઉંડો પહોંચે એવા એક સંસ્કારનો તેનામાં ઉદય થાય છે, આવા સમયે અંતઃકરણ બંધાવાનો આરંભ થાય છે. અધિન તત્ત્વો ઉપરનું જીવનું આવા પ્રકારનું કાર્ય, સમગ્ર માનવ જાત સાથે સંબંધ ધરાવતું હોય છે અથવા સ્પષ્ટ રીતે એક વ્યક્તરૂપે એક જીવનું પોતાના ઉપરનુંજ કાર્ય હોય છે; આ કાર્ય આ ઉભયમાંના એક પ્રકારે પ્રવર્તતું હોય છે. માનવિમાં થતા પ્રથમ પ્રકારના ફેરફારમાં અમુક હદ સુધી સમગ્ર માનવ જાત ભાગ લે છે; અન્ય પ્રકારના કાર્યનો આધાર જીવની આંતર પ્રવૃત્તિ ઉપરજ હોવો જોઇએ જીવાત્મા પોતાનાજ બળ વડે કામના દેહની તદ્દન પુનઃસુધારણા કરી શકે એટલો બલવાન બનતાં, આ કામના દેહ અથવા વાસના દેહમાંથી ઉપજાવાતા તત્ત્વને માનસ જીવ અથવા મનમના નામથી વ્યવહરવામાં આવે છે. આવા ફેરફારનો મૂખ્યત્વે કરીને એક પ્રકારના શિક્ષણમાં સમાવેશ થાય છે; ઉચ્ચ ભાવનાઓ અને અનુભવો વડે આંતર જીવનને શ્રેષ્ઠ બનાવવાના શિક્ષણમાં તેનો સમાવેશ છે. પરંતુ પુરૂષરૂપ ખાસ વ્યક્તિના સંબંધમાં તો જીવાત્મા આથી પણ શ્રેષ્ઠ પ્રકારનું કાર્ય સાધી શકે છે. માત્ર કામના દેહજ શુદ્ધ બનતો નહિ પરંતુ છાયાદેહ પણ શુદ્ધ બનીને પલટાઇ જતાં આ પ્રમાણે થાય છે. જીવનના માર્ગમાં માનવિ અમુક બાબતોનું શિક્ષણ લેવું ચાહે છે; ગમે તે દૃષ્ટિ બિંદુથી પોતાના ગત જીવનને અવલોકતાં " હું ઘણું શીખ્યો છું " એમ કહેવાને તે સમર્થ થાય છે; પરંતુ તેનાથી સ્વભાવ અને ચરિત્રના ફેરફાર વિષે કંઇપણ બોલી શકાતું નથી; જીવન સમયમાં સ્મરણ શક્તિ સારી અથવા નરસી બનવા માટે પણ

કંઇ કહી શકાતું નથી. શિક્ષણ વડે કામના દેહ ઉપર અસર ઉપજાવી શકાય છે; આ દેહના ફેરફાર વડે છાયા અથવા પ્રાણ દેહને અસર કરી શકાય છે. તેટલા માટે જીંદગી દરમ્યાન કામના દેહના ફેરફારને ઘડીયાળના મીનીટ કાંટા સાથે અને છાયા દેહના ફેરફારને કલાકના કાંટા સાથે સરખાવતાં કોઈ પણ પ્રકારે અયોગ્ય દૃષ્ટાંત બનશે નહિ.

માનવિએ ઉચ્ચ અથવા કહેવાતા ગુપ્ત વિદ્યાનો શિક્ષણનો આરંભ કરતા પૂર્વે એટલી મૂખ્ય બાબત લક્ષમાં લેવાની છે, કે જીવના અંતરમાં વસતા સામાર્થ્ય વડે છાયા દેહનો ફેરફાર એકદમ થવા માંડે છે. ટેવ, સ્વભાવ, ચારિત્ર, સ્મૃતિ દેહ ઇત્યાદીનો ફેરફાર આપવાની અભ્યાસીને સંપૂર્ણ ભાન સહિત પોતાની જાતેજ મહેનત કરવાની છે. આ પ્રમાણે છાયા દેહના જેટલા વિભાગમાં ફેરફાર થઇ શકે છે તેટલો, આધ્યાત્મિક પર જીવ અથવા બુદ્ધિના સ્વરૂપમાં પલટાઈ જાય છે.

વિકાસક્રમની આથી પણ ઉચ્ચ ભૂમિકાએ, પોતાના સ્થૂલદેહમાં ફેરફાર કરી શકે એવી શક્તિઓ માનવિ મેળવી શકે છે. ( દૃષ્ટાંત તરીકે, નાડીના ધબકારામાં ફેરફાર કરી નાંખવો, રૂધિરનું ફરવું અટકાવવું ઇત્યાદિ ) જેટલો સ્થૂલ દેહ આ પ્રમાણે પલટાય તેટલો આત્માના નામથી વ્યવહરદય છે.

માનવિથી એક વ્યક્તિ રૂપે નહિ પરંતુ માનવજાતિના એક સમગ્ર સમૂહરૂપે એક પ્રજા, જાત અથવા કુટુંબરૂપ તેના એક વિભાગરૂપે આત્મા કરતાં અન્ય તત્વો જે જે ફેરફારો થાય છે તેમને આત્મ વિદ્યામાં નીચે પ્રમાણે વ્યવહરવામાં આવે છે. કામના દેહ અથવા લાગણીઓના દેહમાં જીવાત્મા વડે ફેરફાર થતાં માનસ જીવ અથવા મનસના નામથી વ્યવહરાય છે, પલટાયલા છાયાદેહને વિચાર કર્તા જીવ અથવા બુદ્ધિના નામથી વ્યવહરવામાં આવે છે; બદલાઈ ગયેલા સ્થૂલ દેહને સ્વર્ગીય જીવાત્માના નામથી વ્યવહરવામાં આવે છે, પરંતુ આ ત્રણે તત્વો અથવા દેહનો ફેરફાર ક્રમે ક્રમે થાય છે એમ કંઇ ધારવાનું નથી. માનસ જીવ સ્થળે પ્રકાશી રહેવાની ક્ષણથી આવો ફેરફાર આ ત્રણે દેહોમાં એક સમયેજ થવા માંડે છે. સ્વર્ગીય જીવાત્માનો અમુક વિભાગ બંધાતા સુધી સામાન્ય રીતે માનસજીવનું કાર્ય જરા પણ લક્ષમાં આવી શકતું નથી.

ઉપરના પેરેગ્રાફમાંથી લક્ષમાં આવ્યું હશે કે માનવ નામ ધારીમાં ચાર તત્વો અથવા દેહોનો સમાવેશ થાય છે; સ્થૂલ દેહ, છાયા અથવા પ્રાણ દેહ, કામના દેહ અથવા લાગણીઓનો દેહ, માનસ દેહ ( જીવ, અહં. );માન સજીવ, બુદ્ધિક જીવ, અને સ્વર્ગીય જીવાત્મા, આ ચારે તત્વોના ફેરફારના પરિણામરૂપ જણાય છે.

એક શિક્ષકરૂપે માનવિને માનવ બંધારણનાં આ ચાર તત્વો ઉપર કાર્ય કરવાનું છે. યથાર્થ રીતે કાર્ય કરવા માટે શિક્ષકને માનવિના આવા વિભાગોની પ્રકૃતિમાં ઉંડા ઉતરવાની જરૂર છે. માનવિમાં આ વિભાગો પોતની મેળે એવી રીતે વૃદ્ધિ પામતા હોય કે તેના જીવનની ગમે તે ક્ષણે-દૃષ્ટાંત તરીકે જન્મ સમયે-તે સર્વે સમાન રીતે વૃદ્ધિ પામેલા હોય, એમ કોઈ પણ પ્રકારે ધારવાનું નથી. આથી ઉલટી રીતે તેમનો વિકાસ વિવિધ જીવન વિભાગોમાં ભિન્ન પ્રકારે થાય છે. માનવ પ્રકૃતિના વિકાસના આવા નિયમના જ્ઞાન ઉપર કેળવણી અને શિક્ષણના ખરા પાયાઓનો આધાર હોય છે.

( ચાલુ. )

ડો સ્ટીનર.

# ॥ मंत्र अने ब्राह्मण ॥

( મળેલું. )

વેદધર્મોદ્ધારક વૈદિકમતપ્રચારક આર્યસંસ્થામાં સુધારાની આવશ્યકતા સમઝનાર ગુરુદેવ દયાનંદ આનંદનો "વેદસ્વતઃપ્રમાણ અને બ્રાહ્મણ પરતઃ પ્રમાણ" હોવા વિષેનો વિચાર કેટલે અંશે સત્યાસત્યયુકત છે, એ વિષે વિચાર કરીએ.

સ્વામી શ્રી. દયાનંદ સરસ્વતી પોતાની હિંદી ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાના પૃષ્ટ ૯ થી ૮૮ પર્યન્તમાં વેદોત્પત્તિ, વેદનું નિત્યત્વ અને વેદ સંજ્ઞા વિચાર વિષય ચર્ચે છે. સ્વામીશ્રીની માનીનતા એવી છે, કે જે ઇશ્વરોકત છે તે વેદ છે. અર્થાત્ ઋક, યજુઃ સામ અને અથર્વ સંહિતા એ ઇશ્વર પ્રણિત, અને ઉપનિષદોમાં ફકત ઇશાવાસ્યમ્ઃ એ વિનાનાં બધાં ઉપનિષદો બ્રાહ્મણ ગ્રન્થોમાં હોવાથી-ઋષિ મુનિ પ્રણિત હોવાથી ઇશ્વર પ્રણિત માનવાને ઇનકાર કરે છે. કારણ કે ઋષિ મુનિ, ઇશ્વરના જેવા સર્વજ્ઞ કહેવાય નહિ,તેથી ઉપનિષદ-વેદનો બ્રાહ્મણ ભાગ-અમાન્ય છે.

આ સમ્બંધે પૂર્વ પક્ષ ઉઠાવનાર એમ પૂછે, કે જો સંહિતા ઇશ્વર પ્રણિત છે, તો બ્રાહ્મણ ગ્રન્થ કેમ ઇશ્વર પ્રણિતનહિ ? વા, જો બ્રાહ્મણ ગ્રન્થ ઋષિ મુનિ પ્રણિત છે તો સંહિતા કેમ ઋષિ મુનિ પ્રણિત નહિ ? જો વેદ સ્વતઃ પ્રમાણ અને બ્રાહ્મણ પરતઃપ્રમાણ હોય તો, સ્વામી શ્રી ઋક, યજુઃઇત્યાદિ સંહિતાની નૂતન કૃતિ ( બ્રાહ્મણ હોવાથી ) કાં પરતઃ પ્રમાણ નહિ ?

જિજ્ઞાસુની તુષ્ટિ, પ્રશ્નની પૂર્તિ અને સિદ્ધાંતની પૂર્તિવાળાં પ્રમાણો ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં આવાં જોવામાં આવે છે. પૃષ્ટ ૯ तस्माद्यज्ञात् + + + अजायत યજ્ઞથી ( વેદ ) ઉત્પન્ન થયા. પૃષ્ટ ૧૦ શતપથ આદિ બ્રાહ્મણનું પ્રમાણ આપી યજ્ઞવિષ્ણુ અને વિષ્ણુપરમેશ્વર એવું સિદ્ધ કરે છે. આ સ્થળે વિચારવાનું એટલુંજ છે, કે સંહિતાઓને સ્વતઃ પ્રમાણ માનનાર સ્વામી શ્રી શતપથ બ્રાહ્મણના પરતઃપ્રમાણથી પરમ સંતુષ્ટ બની પોતાનો સિદ્ધાન્ત જનવંદનિય થયો માને છે. પૃષ્ટ ૧૧ યાજ્ઞવલ્કય મહાવિદ્વાન મહર્ષિ પોતાની સ્ત્રી પંડિતા મૈત્રેયીને ઉપદેશે છે કે જે આકાશાદિ મહાન સર્વ વ્યાપક પરમેશ્વર છે, તેનાથી ઋક, યજુઃ સામ અને અથર્વ એ ચારે વેદ ઉત્પન્ન થયાનું લખે છે. સ્વામીશ્રીએ યાજ્ઞવલ્કયનું આ અર્ધવાકય પોતાને ઉપયોગ પૂરતું સમઝી ગ્રહણ કીધું છે., અને શેષાર્ધ સાજ્ય કીધું છે તે શું પૂર્વ પક્ષ ઉઠાવનારના ઉપયોગને અર્થે ? આખું વાકય આ પ્રમાણે છેઃ—

एवं वाअरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदोयजुर्वेदः सामवेदो ऽथर्वांगिरसइतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि

न्याख्यानान्यस्यैवैतानि हुतमाशितं पायितमयंच लोकः परश्चलोकः सर्वाणि च भूतान्यस्य चैतानि सर्वाणि निश्वसितानि ॥

આનો અર્થ એ છે ઋક, યજુઃ સામ અને અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ વિદ્યા, ઉપનિષદ, શ્લોક, સૂત્ર, અનુવ્યાખ્યા, ઇષ્ટહુત, ખાધું પીધું, આ લોક, પરલોક, તમામ ભૂત નિશ્વસિત છે. ઘણી અજાયબ પમાડે તેવી વાત છે, કે સ્વામીશ્રીએ વચનથી "સંહિતા" ઇશ્વર પ્રણિત હોવાનું પ્રમાણ આપ્યું છે. તેથી તો બ્રાહ્મણ ભાગ-ઉપનિષદાદિ-ઇશ્વર પ્રણિત ન હોવાનો સ્વામીશ્રીનો દાવો સાચો હતો તે કાચો થઇ જાય છે.

જેમ વેદ ઇશ્વર પ્રણિત છે તેમ ઉપનિષદાદિ પણ ઇશ્વર પ્રણિત છે, જો ઉપનિષદઋષિ મુનિ-જીવ પ્રણિત માનવામાં આવે તો પોતાની સ્વકૃતિના ચારે વેદ જીવ પ્રણિત હોવાનું સ્વામી શ્રી શું નહિ સ્વીકારે ! અને તેમ હોય તો પરતઃપ્રમાણ કાંન ગણાય ! સંહિતાને સ્વતઃ પ્રમાણ સિદ્ધ કરવાને માટે પરતઃ પ્રમાણ-બ્રાહ્મણ-નાં પ્રમાણ આપવાથી થતો વ્યાઘાત કેવી રીતે છૂટી શકે તેમ છે, એ અમે તો સમઝી શકતા નથી.

પૃષ્ઠ ૮૧ એવો લેખ છે કે "મંત્ર અને બ્રાહ્મણ ગ્રન્થોનું નામ કાત્યાયન ઋષિના વિચારે વેદ છે. પૃષ્ઠ ૮૨ આઠ પ્રમાણ હોવાનું, અને પૃષ્ઠ ૮૩ ચોથા શબ્દ પ્રમાણ આપ્તોને ઉપદેશ, પાંચમા ઐતિહ્ય, સત્યવાદી વિદ્વાનોનો કહેલો વા લખ્યો ઉપદેશ" છે. સ્વામી શ્રીના હૃદય મંદિરમાં કાત્યાયન ઋષિ "આપ્ત" અને "સત્યવાદી વિદ્વાન" નહિ હતા! એજ પૃષ્ઠમાં જમદગ્નિ કશ્યપ ઇત્યાદિ બ્રાહ્મણ દેહધારી હોવાથી વેદ નહિ એમ લખ્યા પછી શતપથ બ્રાહ્મણમાં જમદગ્નિનો અર્થ ચક્ષુ અને કશ્યપનો અર્થ પ્રાણ કરવામાં આવ્યો છે એ શું વેદ છે !

વળી એજ પૃષ્ટે "ब्राह्मणानीतिहासान्पुराणानि कल्पान् गाथानाराशंसी" એમાં બ્રાહ્મણાનિ સંજ્ઞી અને ઇતિહાસાદિ સંજ્ઞા છે. તો એ યુક્તિથી ઉપનિષદ સંજ્ઞીને ઇતિહાસ પુરાણાદિ સંજ્ઞા છે ? અથવા ઋગ્વેદાદિ ક્રમાનુસાર એના સંજ્ઞી વા સંજ્ઞા છે ! પૃષ્ઠ ૮૮ માં ब्राह्मण × × વેદને અનુકૂળ હોવાથી પ્રમાણ આપવા યોગ્ય છે, "તો પછી એમ વિશેષે માનવું સ્વામીશ્રીને શું ખોટું, કે સંપૂર્ણ બ્રાહ્મણનાં પ્રમાણ સંહિતાના પ્રમાણની બરાબર છે."

પૃષ્ટ ૪૨ तत्रापराऋग्वेदो यजुर्वेदः सामवेदो ऽथर्ववेद शिक्षा कल्पो व्याकरणं निरुक्त छन्दोज्योतिषमितिअथ परायथातदक्षरमधिगम्यते ॥

આનો અર્થ સ્વામીજી એવો કરે છે, કે "વેદમાં બે વિદ્યા છે. એકઅપરા અને બીજીપરા. અપરા તે કે જેમાં પૃથિવી આદિથી લેઇને પ્રકૃતિ પર્યન્ત પદાર્થોના ગુણોનું જ્ઞાન થાય. અને બીજી પરામાં સર્વ શક્તિમાન બ્રહ્મની યથાવત પ્રાપ્તિ થાય." એ પરાવિદ્યા,

અપરા વિદ્યાથી અત્યંત ઉત્તમ છે, કેમકે અપરાનું ઉત્તમ ફલ પરાવિદ્યા છે." સ્વામી શ્રીનો આ અર્થ શું આવા સ્વરૂપમાનથી હોવો સંભવિત, કે વેદના નામથી મંત્ર ભાગ અર્થાત્ સંહિતા અને બ્રાહ્મણનો સ્વીકાર કરીને જ્યાં વેદને અપરા કહેવામાં આવે ત્યાં મંત્ર, અને બ્રાહ્મણના કર્મ કાણ્ડ માનવાં; અને જ્યાં વેદને પરા કહેવામાં આવે ત્યાં મંત્ર અને બ્રાહ્મણને જ્ઞાન કાણ્ડ માનવાં જોઇએ. આ પ્રણાલી વૈદિક આર્ય પરમ્પરાથી માનતા આવ્યા છે.

આપસ્તમ્બાદિ મુનિપ્રણિત સૂત્રોના પરિભાષા સૂત્રમાં "मन्त्रब्राह्मणयोर्वेद नाम धेयम्નો ઉલ્લેખ છે. તેના વિષે પાણિનિ મુનિ વિચાર ચલાવે છે, કે જ્યાં મંત્ર અને બ્રાહ્મણ-બન્નેને સાથે લેવાની આવશ્યકતા હોય ત્યાં સ્પષ્ટ छन्दसि કહેવા અર્થાત્ વેદમાં-મંત્ર અને બ્રાહ્મણ બન્નેમાં-અને માત્ર જ્યાં મંત્ર બ્રાહ્મણની જરૂર હોય ત્યાં मन्त्रे વા ब्राह्मणे કહેલ છે. વેદ સિવાય મંત્ર વા બ્રાહ્મણના સ્થાનપર भाषायाम् કહેલ છે. આ સ્વયં વિચાર પૂર્વમીમાંસાકાર મહર્ષિ જૈમિનિ ચલાવતા કથે છે, કે "तच्चोदकेषुमन्त्रा—" "ख्या शेषे ब्राह्मणशब्द" (અ. ૨ પા. ૧ સૂ. ૩૩) "વેદના મંત્રોથી અવશિષ્ટ જે ભાગ તે બ્રાહ્મણ."

આ લેખ સંબંધે સ્વામીજીનો જે વિરોધ ભાવ છે, તે સ્થળે સ્થળે વાચકને સ્પષ્ટ થાય તેમ છે. સ્વામી શ્રી પ્રખર વિદ્વાન, વકતા, ગિર્વાણ ગિરાવિભૂષિત, અને પાશ્ચાત્ય પ્રજાના વ્યામોહમાં-જડ વાદના ખ્હાડામાંથી આર્ય પ્રજાને ઉગારી, વૈદિક ધર્મકર્મનું તેમજ વેદનું ફક્ત નામ સ્મરણમાં જાગૃતિમાં આણનાર હતા. અવનતિના સ્થાનપરથી ઉન્નતિના પથથી એ આર્ય ધર્મને વાળવામાં જો કોઇએ શંકરાચાર્ય પછી ભગીરથ પ્રયત્ન આદરવા પોતાની જીવિત યાત્રા પૂર્ણ કરવા પ્રતિજ્ઞા લીધી હોય તો, તે બ્રાહ્મણ વર્ગ-ધર્મ-ના ઉપકારી નૈષ્ઠિક બ્રાહ્મણ કુલદીપક સ્વામી શ્રી દયાનંદ સરસ્વતીજ છે.*

વૃત્તિ વૈચિત્ર્યતા પ્રકૃતિજન્ય સૌમાં રહેલી છે, અને એજ ઉન્નતિના માર્ગમાં લાભકારક છે. સ્વામીશ્રી નૈસર્ગિક મનોભાવ વાળા હોવાથી પોતાને જે ઇષ્ટ ભાસતું તે કહેવાને લેશ માત્ર પણ કોઇની શરમ રાખતા નહિ. આવો તેમનો મનો ભાવ તેમની સત્યાર્થ પ-

---

* મૂળ હિંદીમાં ઉદાસી બાલારામ સાધુના શિષ્ય આત્મ સ્વરૂપ રચિત "અબોધ ધ્વાન્ત માર્તણ્ડ" ના ગુજરાતી ભાષાંતરકાર નારાયણદાસ ગોપાળદાસ સ્વામીના જીવન વૃત્તને માટે લખે છે, કે "તેઓ કાઠીઆવાડ દેશના મોરબી રાજ્યના રામપુરા નામના મઠમાં ભજન હરિ નામના કાપડીએ કોઈ મહાત્માના ઉપદેશથી મહાદેવનાં મંદિરમાં એકસો એક દિવસ ઘીનો દીવો બાળી પ્રાપ્ત કરેલ પુત્ર રત્ન શિવભજન કે જે ભવિષ્યના દયાનંદ સરસ્વતી ! તેઓ મહાશિવરાત્રીને દિવસે શિવ-પાષાણ પૂજનથી પરવારી અર્ધ રાત્રિ પશ્ચાત્ હમ્મેશને માટે પરમપદ પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરવા લાગ્યા. અર્થાત્ સ્વામીશ્રી બ્રાહ્મણ નહિ, પરંતુ કાપડી-એક શુદ્ર જાતિ ! આ આશ્ચર્યકારક ભેદનો કોઈ સત્ય શોધક જિજ્ઞાસુએ ખુલાસો કરી સ્વામીશ્રીની જાતને માટે યથા ન્યાય આપવો ઘટે છે.—અનુવા

કોશાદિ કૃતિમાં વિધવા વિવાહ, પ્રતિમા પૂજા, ઇશ્વરનું નિરાકારપણું, અવતાર સિદ્ધિ, પર્યટન મીમાંસા ઇત્યાદિ અનેક વિષયો વિષયે નિર્દિષ્ટ થયેલો જોવામાં આવે છે. પોતાને ઇષ્ટ ના ભાસ્યું તે વાક્યને ક્ષેપક, રોચક, કપોલકલ્પિત, કે પાછળથી ઘુસાડી આપ્યાના આરોપમાંથી મુક્ત કરવામાં સ્વામીશ્રી પોતાનો કર ભાર ઉતારતાં કૃપણતા વાપરતા; પરંતુ એવાં ક્ષેપક, રોચક, કે કપોલ કલ્પિત વાક્યો, વા વિષયો વિષે સ્વામીશ્રીના વિચારપ્રતિ અલક્ષ કરવામાં આવેતો પછી સ્વામીશ્રીને શા વાસ્તે એક આદર્શ-નમૂનેદાર-સાધુ મહાત્મા ગણી પૂજવા ન જોઇએ ?

પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય.

અનુવાદકાર.

---

## ॥ ईश्वरनी शोध ॥

ઇશ્વર માટેની શોધ, એ માનવજાતિનું એક ઘણુંજ આગળ પડી આવતું લક્ષણ છે. આ શોધના જેટલું અન્ય કંઇ પણ કદાચ કરુણા ભરેલું નથી. તેમાં સંભવતા અનેક આસ્માતોને, તેમાં આટલી બધી જણાઇ આવતી અંધારામાં બાચકા ભરવા જેવી બાબતોને, માનવિને તદ્દન અસંગત જણાય એવાં દિવ્ય સત્તાનાં સ્વરૂપોનો સ્વીકાર કરાવતા અજ્ઞાનને લક્ષમાં લેતાં આ શોધમાં કરુણ ભાવ સ્પષ્ટ જણાઇ આવે છે. આવા કરુણ ભાવની સાથે સાથે જ જોવામાં આવે છે, કે આ શોધ વડે માનવિમાં જે જે શ્રેષ્ઠ હોય છે તે ઉત્તેજીત થાય છે, આ દુનિયા ઉપર માનવ જાતના વિકાસને જલદીથી વધારે એવા સર્વનો ઉદય થાય છે.

વર્તમાનકાલે ઇશ્વરની શોધના માર્ગને, મોટે ભાગે અજ્ઞાનમાં આરંભ થઇને ક્રમે ક્રમે સૌંદર્ય અથવા બુદ્ધિની ભાવના સુધી પહોચનારરૂપે વર્ણવવામાં આવે છે, ઇશ્વરની શોધનો આ પ્રમાણે વિચાર ચલાવનારાઓ, માનવિના અજ્ઞાનમાંથી ધર્મની ઉત્પત્તિ શોધીને આરંભ કરે છે; વર્તમાન કાલમાં એવા અનેક વિદ્વત્તા ભર્યા લેખો, ગ્રંથો જોવામાં આવે છે, કે જેમાં દિવ્ય સત્તાની સર્વ પ્રકારની ભાવનાઓની ઉત્પત્તિ જંગલી માનવિઓની કલ્પનામાંથી શોધવામાં આવી હોય છે. આપણને કહેવામાં આવે છે કે ગામડીઆઓ પોતાની આસપાસ જે જે હોય છે તેમાં સજીવારોપણ કરે છે: જાણે કે પોતાનાજ ચૈતન્ય વડે તે સર્વ પ્રાકૃતિક પદાર્થોને સચેતન બનાવતા હોય એમ વર્તે છે. પોતે સજીવનછે માટેજ તે પ્રકૃતિની સર્વ શક્તિયોને સજીવન જુએ છે. સર્વ સજીવત્વ વાદમાં ( Animism ) વૃક્ષ પાષાણાદિ પૂજામાં ( Fetichism ) તથા આપણા વર્તમાનદિનોનાં ઘણા જ અધમ જંગલીઓમાં જડી આવતાં-એ તેવું નામ આપી શકાય તો-ધર્મનાં આવાં અન્ય અનેક અધમસ્વરૂપોમાં, ઇશ્વર માટેની શ્રદ્ધાનાં મૂળિયાંનો સમાવેશ થાય છે, એમ આપણને જણાવવામાં આવે છે.

પરંતુ, અજ્ઞાનમાં ધાર્મિક ભાવનાનો આરંભ થાય છે તથા ધીમે ધીમે, તે શુદ્ધ અને ઉચ્ચ બને છે એવો વિચાર એવો છે, કે જો આપણે માનવ જાતના ઇતિહાસનો અભ્યાસ ચલાવીએ તો તે જરા પણ બંધ બેસતો જણાતો નથી; આવો વિચાર બંધ બેસતો નથી એટલુંજ નહિ પરંતુ આનાથી તદ્દન વિરૂદ્ધ બાબતજ સત્ય હોય એમ લાગે છે. જુદા જુદા ધર્મોનો અભ્યાસ કરતાં આપણા લક્ષમાં આવે છે, કે તેમનો ઉત્તમ પક્ષજ તેમના મૂળકાળનો હોય છે એમ હમેશાં જણાઈ આવે છે; શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભાવનાઓથી તેમનો આરંભ થાય છે તથા પછીથી ધીમે ધીમે તેમનો અધોપાત થતો ચાલે છે; તેમનો આરંભ અત્યંત શુભ અને શ્રેષ્ઠ ભાવનાઓથી થાય છે તથા પછીથી તેમને સ્વીકારનાર વિશાળ સંખ્યાના અજ્ઞાનને લીધે ધીમે ધીમે તેમનો અધોપાત થતો જાય છે, આખરે આપણા જોવામાં આવે છે, કે તેઓ પગથીએ પગથીએ પતન પામતા જાય છે, અને કોઈ કોઈ વારતો તેમની ઉતરતી દશાઓમાં અધમાધમ વ્હેમની નિશાનીઓ પણ જણાઇ આવે છે.

અધ્યાત્મવિદ્યાના અભ્યાસિયોના દ્દષ્ટિબિંદુથી, આજકાલના જંગલી ગામડીઆઓમાં જણાઇ આવતાં ધર્મનાં આવાં અધમ સ્વરૂપો તથા ભૂતકાલના અનેક જંગલી ગામડીઆઓમાં જણાયલાં સ્વરૂપો, ઉચ્ચ વિકાસનાં નહિ પરંતુ અધોપાતનાં પરિણામ છે. પથરામાં અથવા અમુક પ્રાકૃતિક પદાર્થમાં વ્યાપક હોવાને બદલે જાણે તેની સાથે બાંધી લીધી હોય એવી અમુક સત્તા અથવા અમુક સત્વ વિષેની ભાવના, જો આને ભાવના કહી શકાય તો ઇશ્વર વિષેની આવી ભાવનાઓ, ધર્મિકભાવનાઓના અધોપાતના પરિણામરૂપ વ્હેમ સમાન છે. આવી ભાવનાઓ દુનિયામાંથી ધીમે ધીમે અદ્દશ્ય થતી જાતિઓમાં મળી આવે છે; ભૂતકાલમાં ઘણા સમયપૂર્વે નાશ પામેલાં શિષ્ટાચાર કેળવણીવાળા લોકોના જાણે કે છેડામાં છેલ્લા ટુકડાઓરૂપ આ જાતિયો છે.

અન્ય પક્ષે વિવિધ ધર્મોનાં શાસ્ત્રોને અવલોકતાં, તેમાંથી દિવ્યસત્તા વિષેની શ્રેષ્ઠ, ઉત્તમ ભાવનાઓ વારંવાર મળી આવે છે; ધર્મોના મૂળ ઉપદેશકો આધ્યાત્મિક ભાવનાઓ પૂરી પાડનારા હતા એટલું પણ સ્પષ્ટ થાય છે પછીથી વિશ્વ વિખ્યાત બનેલા એકાદ ધર્મના કોઇ સ્થાપનાર આપણને તેમાંથી મળી આવે છે; આવા સ્થાપક શ્રેષ્ઠપ્રકારના આધ્યાત્મિક જ્ઞાનવાળા હોય છે, ઘણે ભાગે એકાદ શિષ્ય મંડલથી વિંટાયલા હોયછે; શિષ્યો પણ આત્મજ્ઞાનના અનુભવવાળા હોય છે તથા જે ગુરુને અનુસરે છે તેના નામને દિપાવે એવા હોય છે. ઘણા દૂર દૂરના ભૂતકાલમાં વિનાશ પામેલા શિષ્ટાચારો પ્રત્યે નજર કરીશું તો તેમનું આ એક લક્ષણ ખાસ આગળ તરી આવતું જોવામાં આવે છે. બુદ્ધ ધર્મ સ્થાપનાના, સરખામણીમાં વર્તમાન કાલને લક્ષમાં લેતાં આટલું તેના ઇતિહાસમાં ખાસ લક્ષ દોરે છે; ગુરૂ અને તેમની આસપાસ વસનારાઓ આત્મજ્ઞાની માનવિઓના એક વિખ્યાત મંડલરૂપ હતા, અતિ શુદ્ધ અને શ્રેષ્ઠ ભાવનાઓને ઉપદેશતા હતા તેથી સઘળે એમ જોવામાં આવતું, કે માનવિને ઇશ્વરની શોધમાં આગળથી વધેલા માનવિના ઉપદેશોથી સહાય મળતી તથા તેઓ દિવ્ય સત્તાના પોતાના અનુભવોનું વર્ણન ચલાવતા.

આમાં એક દૃષ્ટાંત તરીકે ચીનાલોકના કેટલાક આરંભના સિદ્ધાંતોને તપાસીએ. કોઇ પણ ધર્મમાં મળી આવે એવી, દિવ્યસત્તા વિષેની, અત્યંત આધ્યાત્મિક, ઘણીજ ભાવ વાચક ભાવના તેમના ધર્મમાં મળી આવે છે. આપણા પાશ્ચાત્ય પંડિતોથી "માર્ગ" રૂપે સમજાવાતા ટેઓપંથમાં પરમાત્મસત્તાની શ્રેષ્ઠભાવના સૂચવાય છે. એમ ઉપદેશાયું છે, કે "નામદઇશકાય એવો ટેઓ, અનંત અને વિવર્તરહિત ટેઓ નથી. જે માર્ગમાં વિચરી શકાય છે તે નિત્ય માર્ગ નથી." જેનું નામ પાડી શકાય, બાયોડીયાં મારતાં જેનો માનવિથી પ્રત્યક્ષ અનુભવ કરી શકાય, તે શ્રેષ્ઠ પરમાર્થ સત્તા નથી, પરંતુ માત્ર આવિર્ભાવ પામેલું સ્વરૂપજ હોય છે, માનવિ ઓળખી શકે તથા માની શકે તેટલા માટે તે આવિર્ભાવ પામતું હોય છે. સર્વે મહાન્ ધર્મોમાં અભ્યાસીને પ્રથમ એટલું ઉપદેશવામાં આવે છે, કે પરમાત્મ સત્તા સ્વતઃ, પરિપૂર્ણ, અનંત, વિવર્ત રહિત, એક રૂપમાં તો અવર્ણ્ય, વિચારની પાર, માનવ બુદ્ધિના સર્વ પ્રકારના પ્રયત્નોની પાર છે; અતિ સમર્થ વ્યક્તિઓની ઉચ્ચભૂમિકાઓમાં વિરહતી બુદ્ધિના પણ પાર વર્તે છે. સર્વવ્યાપક જીવનરૂપ, અન્ય વિનના તે એક વિષે કંઇ પણ કહી શકાતું નથી, કોઇ પ્રકારનું વર્ણન કરી શકાતું નથી, જેમાંથી સર્વનો ઉદ્ભવ થાય છે એવા તે એકના સમક્ષ તો મૌનજ ધારી રાખવું ઉચિત છે. સર્વે મહાન્ ધર્મોમાં જે ઇશ્વર વિષે ઉપદેશવામાં આવે છે, જે ઇશ્વરને ઉચ્ચ પૂજાના સ્થાન રૂપ ગણવામાં આવે છે તે એક સત્તારૂપ પરમાત્માના એક આવિર્ભાવ રૂપ, પ્રકટીકરણ રૂપ છે. તેને જાણી શકાય તેટલા માટે તેણે બંધનનો સ્વીકાર કર્યો છે; આવિર્ભાવ પામવા માટે તે પોતાની મેળેજ બંધનમાં પડ્યો છે. આવો સિદ્ધાન્ત "સજીવારોપણ" વાદમાં (Animism) અધોપાત પામ્યો છે; સજીવારોપણવાદમાંથી આ વાદનો ઉદય થયો છે એમ કહેવું એ ઐતિહાસિક પૂરાવાથી તદ્દન વિરૂદ્ધ છે.

આપણી જાતના મૂલગુરૂઓએ આવિર્ભાવ પામતી દિવ્યસત્તાની ભાવનાને તદ્દન ભિન્ન સ્વરૂપોમાં દર્શાવી હતી, એમ માલૂમ પડી આવે છે; જે લોકને તેઓ ઉપદેશ આપવા માગતા હતા તેમની બુદ્ધિના પ્રમાણમાં આ ભાવનાઓ ભિન્ન પડી આવતી હતી; આ પ્રમાણે તેઓ જેમને જ્ઞાનપ્રકાશવડે પ્રકાશીત બનાવવાના હતા તેમની શક્તિઓના પ્રમાણમાં તેઓ ભિન્ન હતી. માનવ જાતના ધાર્મિક ઇતિહાસની આરંભની ભૂમિકાઓનો અભ્યાસ ચલાવતાં, ધાર્મિક વિચારની વર્તમાન દશાનાં લક્ષણો કરતાં તદ્દન ભિન્ન પ્રકારનાં બે લક્ષણો આપણું લક્ષ ખેંચે છે. લોકસમૂહોમાં તો તેઓ જેમને પોતાના કરતાં ઘણાજ શ્રેષ્ઠ પ્રકારના માનતા હોય છે તેમનો ઉપદેશ એકદમ ગ્રહણ કરી લેવાનું વલન જોવામાં આવે છે. ઇતિહાસના ઉષઃ કાળથી આરંભીનેજ મહાન દીક્ષિતો અથવા દિવ્ય પુરૂષો, માનવ જાતના ગુરુઓ, સહાયકો, શાસકો રૂપે આપણા જોવામાં આવે છે, તેમના ઉપદેશોનો જરા પણ વિરોધ વિના સ્વીકાર કરવામાં આવે છે; જેઓ તેમના વિચારોને સાંભળે છે તેઓ તેમનું ગ્રહણ કરીને સમજવાનો પ્રયત્ન કરે છે. જો કોઇ પણ બાબતમાં આ ભાવના તેમની ગ્રહણશક્તિની પાર હોય છે તો આ લોકો આવી ભાવનાના એટલા વિભાગને, જાણે કે તેટલા સમય માટે તે તેમની સમજશક્તિની પારનો હોય એમ ગણીને દૂરજ રહેવા

ર છે: તેમના મનમાં આટલો વિચાર રમી રહેલો હોય છે, કે એ ભાવનાને સમજવાની નિ-બળતા, તેમાં કોઇ પણ પ્રકારની નિશ્ચિંત અશ્રદ્ધા ઉપજાવવાના કારણરૂપ નથી પરંતુ તેઓ જાતેજ એ સિદ્ધાન્ત સમજવા જેટલા સંપૂર્ણ રીતે વિકાસ પામ્યા નથી તેનીજ માત્ર એક નિશાની રૂપે છે, વર્તમાન કાળે આ દશા બરાબર ઉલટી બની ગઇ છે, એટલું આપણે ખુશીથી કહી શકીએ; વર્તમાન કાળનો બુદ્ધિ વિસ્તાર, જે જે તેની પારનું હોય, જે જે તે-નાથી ના સમજી શકાતું હોય તે સર્વને એક નિયમ રૂપે બલવાન શંકાવાદ વડેજ વધાવી લે છે. પ્રાચીન સમયના માનવિ, ઉપદેશ આપવા યોગ્ય મનાયેલા ગુરુઓ પાસેથી ના સમજી શ-કાય એવો ઉપદેશ મળતાં નમ્રતા પૂર્વક, પૂજ્ય ભાવ સહિત સ્વીકાર કરતાં હતાં, કોઇ કોઇ વાર તો સ્પષ્ટ રીતે દર્શાવતાં હતાં કે એટલી બાબત તેમની ગ્રહણશક્તિની પારની છે, પ-રંતુ વર્તમાનકાળે ચારે પાસા આટલું બધું પ્રસરેલું જણાતું શંકાવાદનું તકરારી વલન તેમ-નામાં કોઇ કાળે જણાતું નહિ.

અન્ય લક્ષણ આ પ્રમાણે જણાઇ આવતું હતું; અદૃશ્ય સૃષ્ટિ સાથે સંબંધમાં આ-વવાની શક્તિ તે સમયે વર્તમાન કાલના કરતાં ઘણાજ હદપારના વિસ્તારમાં ફેલાઇ ગઇ હતી, તોપણ તેનાથી એ સૃષ્ટિના ઉચ્ચ પ્રદેશોને ભેદી શકાતા નહિ, આધ્યાત્મિક ભુવનો સાથે સંબંધમાં આવી શકાતું નહિ, વર્તમાન કાલે જેમની હયાતીનો આપણે સ્વીકાર કરીએ છીએ તેવા મહાન ઋષિ રાજાઓ સાથે તે કોઈ પણ પ્રકારે સંબંધમાં આવી શકતી નહિ; આપણામાંના કેટલાક અપરોક્ષ જ્ઞાન વડે, અન્ય કેટલાક બુદ્ધિને વિસ્તારતા અભ્યાસ વડે, આવા અધિરાજાઓને સ્વીકારતા થયા છીએ તથા જેઓ જાણવાવાળા છે તેમનાં કથનોને બુદ્ધિયુક્ત માનવા લાગ્યા છીએ. તે સમય લોકોમાં અધોલોકની સૂક્ષ્મદૃષ્ટિનો વિકાસ ચારે પાસા ફેલાયલો હતો, આથી આપણે જેને અદૃશ્ય સૃષ્ટિ કહીએ છીએ તે તે-મને એક યથાર્થ વાત રૂપે લાગતી, આથી તેઓ છાયા અને અધો કામના ભુવનો સાથે સંબંધમાં આવી શકતા. આથી તેઓ, વર્તમાન માનવભુમિકાના જ્ઞાન અને દર્શનની પારના અમુકસત્વોની હયાતીના સંબંધમાં આવતાં હોય તેમ અમુક હદ સુધી અનુ-ભવી શકતાં હતાં.

હવે સ્વાભાવિક રીતે મનમાં પ્રશ્ન ઉઠશે; " આપણા કરતાં તેઓ ઘણો થોડો વિકાસ પામેલા હતાં તો તેમનામાં આમ શી રીતે સંભવી શકે ! " મારા મુખ્ય વિષયમાં મને દૂર લઇ જાય એવા લંબાણ ખુલાસામાં ઉતર્યા વિના વિકાસક્રમની આટલી સત્ય બાબતને ટુંકામાં દર્શાવી શકું:—સૂક્ષ્મદૃષ્ટિનું એવું એક સ્વરૂપ છે, કે જે કેટલાક શ્રેષ્ઠ પ્રાણીઓમાં મળી આવે છે, માનવજાતિની કેટલીક અધો જાતિઓમાં પણ મળી આવે છે. વિકાસ પામતી માનસિક બુદ્ધિના ઉદય સાથે આ શક્તિ ક્રમે ક્રમે ક્ષીણ થતી ચાલે છે. જેમ જેમ માનસિક શક્તિ કાર્યમાં સ્વતઃ પ્રવૃત્ત બને છે તેમ તેમ સૂક્ષ્મ દર્શનનું આવા પ્રકારનું અધમ સ્વરૂપ વિનાશ પામતું જાય છે. જેમ જેમ માનવિમાં નિયામક બલરૂપે માનસિક શક્તિ વધારે વધારે આગળ આવતી જાય છે વધારે વધારે વિકાસ પામતી જાય, તર્કશક્તિ, ભાવનાગમ્ય વિચારશક્તિ, ઉચ્ચ પુરુષની લક્ષણ રૂપ ગણાતા મસ્તકમાં

કાર્ય કરતી સર્વ માનસિક શક્તિઓ, આ સર્વ ક્રમ વિકાસમાં વધારેને વધારે સ્વતઃ વિકાસ પામતી જાય છે તેમ તેમ સૂક્ષ્મદર્શનનાં અધમ સ્વરૂપો અદૃશ્ય બનતાં જાય છે; અમુકસમય માટે તો બુદ્ધિશાલી લોકના જ્ઞાન અને તેમના ધર્મોના મૂલ વિભાગોના કેટલાક સિદ્ધાંતો અથવા સિદ્ધાંતોનીસિદ્ધતા વચ્ચે એક મોટા અખાત જેટલો અંતર પડી જાય છે. વિકાસક્રમમાં આગળ ઉપર અદૃશ્યસૃષ્ટિ સાથે સંબંધમાં આવવાની શક્તિ એકાદ ઉચ્ચસ્વરૂપમાં માનવજાતને પુનઃપ્રાપ્ત થશે, આપણી માનવજાતમાં ફરીથી દર્શન દેશે. વિશેષ ઉચ્ચ પ્રકારે વૃદ્ધિ પામેલા દેહમાં કાર્ય પરાયણ બનેલા આત્માના પરિણામ રૂપ બનશે. એકાદ વિશેષ ઉચ્ચ ક્રમની આ શક્તિઓ પુનઃ પ્રાપ્ત થતાં, તેમનો પુનઃજન્મ થતાં, આપણને કહેવાદો કે વિશેષ ઉચ્ચ પ્રકારે વિકાસ પામેલી જાતિઓમાં, ધર્મ અને જ્ઞાન વચ્ચેનો આવા પ્રકારનો અંતર માનવ જાત માટે વળી દૂર થશે; વર્તમાનમાં અદૃશ્ય સૃષ્ટિયોની કેટલીક બાબતોને પોતાની જાતે જોઇ શકવાને માનવિઓ સમર્થ બનશે તથા આથીજ હોય તેમ તેથી પણ ઉચ્ચ સૃષ્ટિયોના અસ્તિત્વને માનવાને ઉત્તેજીત બનશે, વર્તમાનમાં જેમ તેઓ તદ્દન અયથાર્થ લાગે છે, તેમ તેમને તે કંઇક અયથાર્થ રૂપે લાગશે નહિ.

આથી મૂલનાદિનોના ગુરૂઓના કાર્યને સરખામણીમાં સહેલુ ગણી શકાય; આપણે ઉપર જોઇ આવેલા શાસ્ત્રોમાંથી કેટલાંકને જોશો તો, ગુરૂઓને માનવિના વિવિધ પ્રકારના અનેક વર્ગોને બાહ્યધર્મોપદેશ આપતાં ઇશ્વર વિષેની ભાવનાઓના ભિન્ન ભિન્ન પ્રકારો તમારા લક્ષમાં આવશે. આપણી જાતિના બાલ્ય કાલમાં વિશેષ વિસ્તાર પામેલા એક ધર્મનું દૃષ્ટાંત લઇએ, તેને આપણા વર્તમાન ઝમાનામાં સૂર્ય પૂજાનું નામ આપવામાં આવે છે; તેનાં અધમાધમ સ્વરૂપોમાં અવલોકતાં પણ અમને તો પુરાણ ભાવનાઓની સરખામણી ચલાવનારા આટલા બધા પાશ્ચત્ય પંડિતોની પેઠે એમ નથી લાગતું કે બાલની એક પ્રકારની પૂજા કરતાં કંઇ પણ વિશેષ નહિ એવી સૂર્યપૂજામાંથી ક્રમે ક્રમે એક ધર્મ ઉભો કરવામાં આવ્યો, ક્રમે ક્રમે વાર્તાઓ, વૃતાંતો, કથાઓ યોજાયાં, ધીમે ધીમે તેને સુધારીને, શુધ્ધ બનાવીને વધારે વધારે આધ્યાત્મીક સ્વરૂપ આપવામાં આવ્યું; સૂર્યપૂજાની ભાવનામાંથી વર્તમાન કાલના અનેક ધર્મોના ખુલાસાઓ મળી રહે છે. આથી તદ્દન ઉલટા પ્રકારની ભાવનાજ, ખરી યથાર્થ છે. સૂર્ય, પૂજાના એકસ્થાનરૂપ હતો, મહાન દીક્ષિતોએ બીન કેળવાયલા લોક સમૂહોને ઉપદેશતા હોવાથી વિચાર પૂર્વક પસંદગી કરીને ખાસ હેતુ પૂર્વક તેનેજ પૂજાના સ્થાનરૂપે પસંદ કર્યો હતો. બ્રહ્માંડમાં જેવું ઇશ્વરનું સ્થાન છે તેવીજ રીતે પોતાના મંડલમાં યથાર્થ રીતે તેવાજ સ્થાન રૂપ સૂર્ય છે; જેના વિના ખનિજ વર્ગની વૃદ્ધિ ચાલી શકે નહિ, કોઇ પણ પ્રાણી જીવન વહન કરી શકે નહિ, તે સ્થૂલભુવન ઉપર તો ઇશ્વરના યોગ્ય ચિન્હરૂપ છે; યથાર્થ રીતે તેને તેના મહિમાના આવિર્ભાવરૂપે સર્વેના મધ્યસ્થિત ઉત્પત્તિ સ્થાન રૂપે ગણવામાં આવે છે.

શિશાચારના મધ્યાહ્નકાલે ઝ્હાલતા પ્રાચીન આટલાંટિસના સમયના લોકમાન્ય ધર્મો તરફ ભુતકાલમાં દૃષ્ટિ ફેરવતાં, એટલી સર્વ પ્રકારે સત્ય બાબત આપણા લક્ષમાં આવે છે કે લોકસમુહોના પૂજાસ્થાનરૂપ સૂર્યપૂજા સઘળે પ્રચલિત બનેલી હતી. તે

સમયે સૂર્યને સર્વ પ્રકારની બાહ્યપૂજાના સ્થાનરૂપ ગણવામાં આવતો હતો તેને ઉદ્દેશીનેજ પ્રાર્થનાઓ પ્રાર્થવામાં આવતી હતી. ફલપુષ્પાદિના મંત્રો પણ તેનેજ અર્પણ કરવામાં આવતા હતા; તેના હમેશાં આપ્યાં જવાના કાર્યમાંથી દુનિયાનાં સર્વ પ્રકારનાં ફલો ઉપજી આવતાં, તેમના જીવનનો સમગ્ર આધાર જેના ઉપર હતો તેના પ્રત્યે પ્રેમ, આભાર અને કૃતજ્ઞતા દર્શાવવાની જરૂર હતી, આવું લોકોને ઉપદેશવામાં આવતું સૂર્યનેજ એક તેજસ્વી ચિહ્નરૂપે પસંદ કરવામાં આવ્યો, તે ઇશ્વરના એક સ્થૂલઆવિર્ભાવરૂપે સ્વાભાવિક રીતે લક્ષ દોરી રહ્યો હતો, તેજ હમેશાં પોતાના સ્વાર્પણરૂપયજ્ઞ કર્યાં કરતો, આપ્યાં કરતો હતો બદલામાં કશાનો પણ સ્વીકાર કરતો નહિ. અદૃશ્ય ઇશ્વરના ચિહ્ન રૂપ પણ તેજ બન્યો.

સમગ્રજીવનના હૃદયભવસ્થાનરૂપ તે હમેશાં પોતાની જાતનેજ યજ્ઞમાં હોમ્યાં કરે છે કે જે વડે તેનું વિશ્વજીવનગાળવાને સમર્થ બની શકે. આ પ્રાચીન લોકોનાં મનમાં ધીમે ધીમે જીવનની એક એવા પ્રકારની ભાવના બંધાતી ચાલી કે જેને આધીન બનીનેજ તેમની કર્તવ્ય ભાવના પ્રેરાવા લાગી; તેમનાં વ્યાવહારિક ભિન્ન ભિન્ન જીવનોમાં પણ તેમના સર્વેથી સમાન રીતે ભેગવાતા એક પ્રકારના જીવનનીભાવના ધીમે ધીમે ઘડાતી ચાલી; જાણે કે દિવ્ય સત્તા માટેના આવા ચિન્હમાંથી, ઇશ્વર વિષેના આવા પ્રકારના એકાદ ચિત્ર અથવા મૂર્તમાંથી, શ્રેષ્ટ પ્રકારના નૈતિક ઉપદેશોનો, આત્માર્પણની ભાવનાનો કર્તવ્યના વિચારનો હમેશાં યજ્ઞ કરવા રૂપ કર્તવ્યપરાયણ બનવાના, આપ્યાં કરવાના, સાથે સાથે ભોગવવાના વિચારનો, માનવિમાં આધ્યાત્મિક બીજકો વાવવા માટે જે જે જરૂરનું હોય તે સર્વનો ઉદય થયો.

અમુક ચિહ્ન અથવા રૂપકને સમજવાને થોડો વિકાસ પામેલી કેટલીક જાતિઓમાં પ્રવર્તતી આ પૂજાની ભાવનાને અવલોકતાં અવલોકતાં માલુમ પડી આવે છે કે સૂર્યને દર્શાવવાને, જાણે કે એકાદ ચિહ્નરૂપ બનાવવાને મૂર્તઓનો ઉપયોગ કરવામાં આવતો હતો. આટલુંજ નહિ પરંતુ આપણને આથી પણ કંઇક વિશેષ મળી આવે છે. દુનિયાના સર્વે મહાન્ ધર્મોમાં અનેકાનેક દૃષ્ટાંતોમાં લોકને ઉપદેશવામાં આવતું હતું, કે સૂર્યના ચિન્હવડે સૂચવાતા મધ્યસ્થ ઇશ્વરના આધિનમાં દિવ્યસત્વાની વિશાલ સંખ્યાઓ હોય છે બાહ્ય દૃષ્ટિયી તેના કરતાં થોડી દિવ્યતાવાળી જણાય છે, પ્રકૃતિના વિવિધ પ્રકારનાં કાર્યો અને વિધિઓ ચલાવવાનું તેમના સ્વાધીનમાં હોય છે. સજીવન ઇચ્છાશક્તિયો વડે (દેવાદિ નામધારી સત્વો વડે) તેમની ચારે પાસા તેઓ પ્રેરાયલા અને કાર્યપરાયણ બનેલા હોય એમ માનવાનું તેમને ઉપદેશવામાં આવ્યું હતું. એકાદ ચૈતન્યના, એકાદ સજીવન સત્વના આવિર્ભાવ રૂપે પ્રકૃતિની દરેક શક્તિને માનવાનું શિખવવામાં આવ્યું હતું; તેથી તેમને મન તો પ્રકૃતિ, સદાવમાં તૈયાર, મદદમાં તત્પર, આપવામાં લાગેલાં, દરેક પ્રકારે મદદ કરવામાં રક્ષણ કરવામાં તૈયાર રહેલાં દુઃખ શોકમાં માનવિને સહાય કરનારાં, સજીવન સત્વોના (દેવાદિ નામધારી) એક વિશાલ સમૂહ રૂપ છે. આનું પરિણામ એવું આવે છે, કે માનવના બાલ હૃદય માટે તેનાથી ગૃહણ થઇ શકે એવી, પ્રેમ દર્શાવાય એવી, પૂજ્ય ભાવ રાખી શકાય એવી, ઇશ્વર વિષેની એકાદ ભાવના હમેશાં મળી આવે છે; તેજ તેની કા

મનાઓના પદાર્થને યોગ્ય થઈ પડે છે, તેની આધ્યાત્મિક પ્રકૃતિને ઇચ્છવા યોગ્ય પદાર્થ રૂપ થાય છે તેના પ્રત્યેજ તેના હૃદયનો પ્રેમ, માન અને નમ્રતા વળે છે. ધર્મમાં હમેશાં હૃદયનું આવા પ્રકારનું વલન અત્યંત દૃઢમાનદષ્ટિવડેજ, ભક્તના કરતાં કંઈક ઉચ્ચ, પવિત્ર, મહાન્ ગણાયલા કંઈકના સ્વીકારના ધ્યાનવડેજ, હમેશાં આવી ભાવનાઓ વડે બુદ્ધિ અને ઉર્મિ વિકાસ પામી શકે છે તથા આગળ ઉપર આધ્યાત્મિક પ્રકૃતિ પણ વિકસે છે. ભક્તને આકર્ષણ કરે એવા સ્વરૂપમાં ઇશ્વર દર્શાવાવો જોઇએ, નહિતો માનવિના જીજ્ઞાસુ હૃદયને કોઇ પણ પ્રકારની મદદ ના કરનાર માત્ર એક ખાલી ભાવવાચક નામ રૂપજ તે થઇપડે છે.

( ચાલુ. )

એનિ. બેસંટ.

---

# ॥ सत्ययुगनो पुनः आरंभ ॥

### પ્રવેશક શબ્દો.

" માનવિ " ના નામથી વ્યવહરાતા પ્રાણી વિષે આપણે તર્ક વડે તપાસ ચલાવીએ તથા માનસિક બુદ્ધિની ભેદક શક્તિ વડે તેનું પૃથક્કરણ કરીએ તો આપણને માલૂમ પડી આવે છે, કે તે વિરૂદ્ધ વિરૂદ્ધ જાતી તથા મૂળમાં અદૃશ્ય શક્તિયોના એક મધ્ય સ્થાનરૂપ છે, તેમાંની કેટલીક દૃશ્ય જડના આકારમાં બંધાઇ ગયલી છે, ઉચ્ચ શ્રેણીની અન્ય કેટલીક જોઇ શકાતી નથી પરંતુ દેહરૂપ બંધારણમાં તેમના કાર્યની અસર દર્શાવે છે; હજુ પણ ઉચ્ચ અને આધ્યાત્મિક તત્વો માનવ જાતના મોટા વિભાગમાં સુપ્ત દશામાં વિકાસ પામ્યા વિનાનાં પડેલાં છે, માનવ જીવાત્માના અંતરમાં હજુ નિદ્રા દશામાં છે, ભાવિના કોઇક દિને સજીવન બનીને પ્રવૃત્ત બનવાની રાહ જોઇ રહ્યાં છે.

માનવિના અગત્યના બંધારણ સાથે સંબંધવાળી અધોવર્ગની આવી શક્તિયો વડે તેનો બાહ્ય અથવા મર્ત્ય દેહ ઘડાય છે; ઉચ્ચ શક્તિયો અમર અને ફેરફાર રહિત આત્માના ગુણોરૂપ છે; આ ઉભય બિંદુઓના મધ્યમાં જીવાત્માના બંધારણમાં સમાવેશ થતાં અર્ધ-જડરૂપ તત્વોનો સમાવેશ થાય છે. અધમ શક્તિયો અને તત્વો પ્રકાશ, જીવન અને ઉષ્મા માટે શ્રેષ્ટ તત્વો વડે બન્યાં જાય છે, આ પ્રમાણે એક અનંત માળા નિત્યગતિમાં આવે છે. પ્રકૃતિના સર્વ વિભાગોમાં તથા જડની ઉચ્ચ નીચ સર્વ દશાઓમાં એ અટક્યા વિના સઘળે વિસ્તરે છે તથા એક અવિભાજીત અને સંમગ્રરૂપ અભેદમાં સર્વ વ્યક્તિઓને સાંકળી લે છે.

સ્થૂલ ઇન્દ્રિયોને વિકસાવનાર અધમશક્તિઓ વડે સ્થૂલ ભુવન ઉપર અસ્તિત્વ મ-

રાવતા પદાર્થોને આપણે જોઇ શકીએ છીએ; મનના બંધારણ રૂપ ઉચ્ચ શક્તિઓ વડે, બાહ્ય પરિણામોનાં સંભવિત કારણો આપણી સમજશક્તિમાં આવી શકે છે. શુદ્ધ અને બલવાન માનસિક બુદ્ધિના આધારવાળી અંતર્દૃષ્ટિની શ્રેષ્ઠ શક્તિ વડેજ આપણા આંતર પુરૂષને આધ્યાત્મિક સત્યોનો અનુભવ થાય છે ઉપર ચોટીયા તથાપિ ન્યાયયુક્ત તર્ક વડે "પાણીની સપાટી ઉપર પ્રવૃત્ત થતા ચૈતન્યનેજ" માત્ર ખળભળાવી શકાય છે; ઉંડો વિચાર ઉંડા પાણીમાં ઉતરે છે તથા જો રક્ષક રાક્ષસોને જીતી શકાય તો ઉંડાણમાં છુપાયલા ખજાનાને શોધી શકે છે.

સ્થૂલવિદ્યા (પદાર્થવિજ્ઞાન) પ્રકૃતિનારથૂલપક્ષ વિષે ચર્ચા ચલાવે છે; અધ્યાત્મવિદ્યાના શોધો વડે કદાચ તેનાં કેટલાંક રહસ્યો ખુલ્લાં થઇ શકે; જ્યાંસુધી સર્વનું શ્રેષ્ઠ કારણ જાણવામાં નથી આવ્યું ત્યાંસુધી આ ઉભયે માર્ગો ભુલને આધિન છે. પરંતુ આધ્યાત્મિક અનુભવનો તો એ કારણને સ્વીકારવાની શક્તિમાં સમાવેશ થાય છે. તે કદાપિ ભુલ કરી શકતો નથી કારણકે તે સત્યનુંજ દર્શન પામતો હોય છે વર્તમાનકાલની રસાયણ વિદ્યા ગુણો વિષે ચર્ચા ચલાવે છે. સ્થૂલપદાર્થોનાં સંયોગીકરણ અને વિશ્લેષણ સમજાવે છે, પરંતુ તેનાથી એ પદાર્થોને જેમાંથી સર્વ ઉપજ્યું છે એવી મૂલ પ્રકૃતિરૂપ જડમાં લાવી શકાતા નથી. છતાં પણ એક એવી વિદ્યા છે કે જેને યોગ્ય રીતે સમજવામાં આવે તો રસાયણ વિદ્યાના કરતાં જરા પણ ઓછી "સત્ય" નથી; તે તેના કરતાં પ્રકૃતિનાં રહસ્યોમાં વિશેષ ઉંડી ઉતરે છે, અદૃશ્ય છતાં આત્માનાં યથાર્થ તત્ત્વોને સમજાવે છે, તેની જીવંત, અર્ધજડ, અર્ધ ભાનવાળી શક્તિઓને તેમના પરસ્પર સંબંધ અને ઉદ્દેશ સાથે સમજાવે છે. આનુંજ નામ કીમીયાની વિદ્યા છે; જીવાત્માની આસુરી પ્રકૃતિ રૂપ વીત્તની પૂજાના જમાનામાં આ સંસ્થાના નામને પણ બીલકુલ વિસારે પાડવામાં આવ્યુ છે, તથા દૃશ્ય સૃષ્ટિની ભ્રમણાઓને ભુલથી નિત્ય અને યથાર્થ રૂપે માનવા માંડી છે. જડવિદ્યા અવશેષ રૂપ મૃત જડ વિષેજ ચર્ચા ચલાવે છે, પરંતુ કીમીયાની વિધિમાં તો જીવન તત્ત્વનો પ્રવેશ થાય છે; આ તત્ત્વ પ્રાચીન રૌઝી કુશીઅનો અને મહાત્માઓના જાણવામાં હતું, પરંતુ વર્તમાન વિદ્યા તેને શોધી શકતી નથી કારણકે જે સ્થાનમાં તેનો સમાવેશ ના હોય તેવા સ્થાનમાં તે તે માટે શોધ ચલાવે છે, તેના ઉદ્ભવ સ્થાનમાં તેને શ્રદ્ધા નથી કારણકે તેને જોઈ શકવા માટે તે હદપારની અંધ બની ગયેલી છે.

ત્રણુસ્વરૂપોમાંના ઉચ્ચ સ્વરૂપમાં કીમીયો એક વિદ્યા અને એક ધર્મ સમાન છે; તે માનવિની આધ્યાત્મિક શક્તિયો વિષે ચર્ચા ચલાવે છે, પોતાના શિષ્યોને માનવિમાં છુપાઇ રહેલી દિવ્યસત્તાના ઉપાસકો બનાવે છે તથા ઋષિઓના સામ્રાજ્યમાં રાજાપદ અપાવે છે. પ્રકૃતિમાં શ્રેષ્ઠ સ્થાન ધરાવતા આત્માના અંતર અગ્નિના કાર્યની અસર વડે માનવબંધારણનાં અધમ તત્ત્વોને ઉચ્ચ તત્ત્વોમાં પલટાવી શકાય છે, એ એ વિદ્યામાં વર્ણવાયું હોય છે જેવી રીતે ગર્ભવિદ્યા વનસ્પતિ અને પ્રાણીઓનાં મૂળ બંધારણોના વિકાસ વિષે ઉપદેશે છે, તેમ કીમીયાની વિદ્યા ઉદ્ધાર પામતા આધ્યાત્મિક પુરૂષના જન્મ પહેલાં અને પછી થતી વિવિધ વિધિઓનો ઉપદેશ આપે છે. આધ્યાત્મિક પુરૂષને શી રીતે જાગ્રત બનાવી શકાય તે પણ તે દર્શાવે છે; જીવાત્માના પ્રદેશમાં વસતા આસુરી, મૂળ તત્ત્વોના સાથે યુદ્ધ મચાવીને જીવન કલહમાં જય મેળવવાનો માર્ગ તે દર્શાવેછે; આખરે જીવાત્મા કેવો વિજયવંત, સ્વસંવેદનવાળો, મુક્ત બને છે તે પણ ઉપદેશે છે.

જો "રસાયણશાસ્ત્રને વ્યાવહારિક રીતે સિદ્ધ કરી બતાવવાના કોઇ પણ પદાર્થો ના હોય તથા તેમના ઉપયેગમાં ના આવી શકે એવા હોય તો તે રસ વિનાનું, નિરૂપયોગી થઇ પડે છે; જેમ રેતીના રણમાં જન્મેલા અને ઉછરેલા માનવિને વનસ્પતિશાસ્ત્ર એક નકામી વિદ્યા સમાન લાગે છે; તેવી રીતે કીમીઆની વિદ્યા પણ, આધ્યાત્મિક પ્રકાશ પામેલા માનવિ માટે ગમે તેટલી ઉચ્ચ અને શ્રેષ્ટ હોવા છતાં પોતાની અંતરદૃષ્ટિ વડે તેનાં સત્યોને સમજવાની શક્તિ વિનાનાં માનવિઓને તો તે અગમ્યજ રહે છે; તેના વ્યાવહારિક ઉપયોગ માટે જરૂરના પ્રયત્નો કરવાની અનીચ્છાવાળાં માનવિઓને પણ તે તેવીજ રહે છે.

પરંતુ હવે તો મતના, અભિપ્રાયના ઝમાનાનો અંત આવતો જાય છે; જ્ઞાન પ્રભાતનો ઉપઃકાલ થવા લાગ્યો છે. સત્યના ગણ્યા ગાંઠયા ખરા જીગરના શોધકો ક્યારનાએ રણભૂમિમાં ઝંપલાવી પડયા છેઃ તેઓ સ્મરણમાં ભરી રાખેલી ખબરો કરતાં આત્મ-જ્ઞાનની વિશેષ કીમત આંકે છે; તેમણે પ્રકૃતિના દૃશ્ય પક્ષની ક્ષણિકતાનો અનુભવ કરવા માંડયો છે; તેઓ યથાર્થ સત્તાને છૂપાવતા પડદાની પાછળ પોતાના ચક્ષુઓ વડે જોવાની કામનાવાળા બન્યા છે સત્યના આવા પ્રકારના ખરા જીગરના અને પ્રામાણિક શોધકોને, અભ્યાસીઓને, લેખક આટલાં પાનાં સહૃદયતા પૂર્વક અર્પણ કરેછે; વર્તમાનમાં તો લેખક પોતાનું નામ ગુપ્ત રાખવાની ઇચ્છા રાખે છે, જેથી અત્રે દર્શાવાતા સિદ્ધાંતોની તેમના અંતરમાં સમાવેશ થતા સત્ત્વ પ્રમાણે કીમત કરવામાં આવે, અને જે સ્થાનમાંથી તેમનો ઉદ્ભવ છે તેની ખરેખરી અથવા માત્ર ધારી લીધેલી સત્તાના આધાર તેમનું ગ્રહણ અથવા ત્યાગ ના થઇ જાય.

આપણા કેટલાક "અપ્રસિદ્ધ તત્ત્વવેત્તાઓએ," પોતાના એકાંતવાસમાંથી બહાર નિકળવાનું, પ્રકૃતિનાં ગૂઢ રહસ્યોને છૂપાવતા પડદાને થોડોક ઉપાડવાનું, પોતાના પ્રાચીન અને પૂજ્ય મંડલને ખરા હૃદયના સત્ય શોધકો માટે અદ્યપિ સુધીઇ તેના કરતાં વિશેષ સહેલથી પ્રાપ્ત કરી શકાય તેવું બનાવવાનું કબુલ કર્યું છે. તેથી રોઝીક્રુસીઅમો કોણ છે તથા તેમનું મંડલ ક્યા સિદ્ધાંતોના આધારે બંધાયલું છે, એ જાણવું કદાચ ઉપયોગી નિવડશે.

એક ખરેખરા રોઝીક્રુશીઅનની ભાવના, એક સંપૂર્ણ અધ્યાત્મવાદીના જેવીજ છે. અધ્યાત્મવિદ્યાથી, અનુભવી શકાય એવું "અતિ શ્રેષ્ઠ પ્રકારનું પ્રજ્ઞાન, સૂચવાતું હોવાથી, સત્યના વ્યાવહારિક જ્ઞાન વડે અમુક જ્ઞાનાનુભવ મેળવનારનેજ એક ખરેખરો "રોઝીક્રુશીયન" કહેવામાં આવેછે. આથી આપણે એટલું કહી શકીએ, કે જે સિદ્ધાંતો ઉપર રોઝીક્રુશીઆનીઝમનો આધાર છે તે અધ્યાત્મવિદ્યાનો જેવા સિદ્ધાંતો ઉપર આધાર છે તેની સાથે બરોબર મળતા આવે છે. જેમ વાક્યમાત્રથી ઉપદેશી શકાય તેટલીજ અધ્યાત્મવિદ્યા આડીયરમાં મુખ્ય સ્થળવાળા "અધ્યાત્મમંડલ" વડે ઘણી સારી રીતે દર્શાવાય છે, તેમ આપણાથી એટલું કહી શકાય કે, જે સિદ્ધાંતો ઉપર "રોઝીક્રુશીયન મંડલનો" આધાર છે તે "થીઓસોફીકલ મંડલના" સિદ્ધાંતો સાથે મળતા આવે છે. એ મંડલના "સિદ્ધાંતોના પ્રતિપાદનને" વિશેષતા માલુમ પડી આવે છે, કે તેનો આધાર માનવજાતની વિશ્વમાન્ય બંધુતાના માત્ર એક સિદ્ધાંત ઉપર છે; તેનો માત્ર એકજ ઉદ્દેશ, સત્યનો શોધ ચલાવવાનો છે.

ભાવનાગમ્ય માનવજાત એક વિશ્વમાન્ય બંધુતા રૂપ છે એટલી યથાર્થ વાતને, (સત્ય-

યુગમાં" જ સિદ્ધ થઇ શકે એવી એક ભાવના) સર્વ પાસાથી સ્વીકારવામાં આવે છે; દરેક માનવિનો, ગમે તો તે કોઈ મંડળમાં હો વા ન હો તોપણ આ સત્યનો અનુભવ કરવાનો ઉદ્દેશ હોય છે અથવા પોતાનો તેવો ઉદ્દેશ છે-એમ માની લે છે; જો એકાદ મંડલ આવો ઉદ્દેશ પામવાના કોઇ ખાસ લાભ આપી ના શકતું હોય તો, આવા એકાદ મંડલની હયાતી શામાટે જોઇએ, તેનું એકાદ સારૂં કારણ આપવું ઘણું વિકટ થઇ પડશે; આવા મંડલમાં શામાટે કોઇએ પણ દાખલ થવાની ઇચ્છા રાખવી જોઇએ, એ સમજી શકતું નથી. અમારે કોઇ પ્રકારના સિદ્ધાંતો નથી, અમે મતઅભિપ્રાયોથી બંધાયલા નથી, એમ કહેવાથી કોઇ પણ પ્રકારે હેતુ સિદ્ધ થતો નથી. લોકો તો એમ આશા બાંધે છે, કે આપણે તેમને આપણા સિદ્ધાંતો અને અભિપ્રાયો જણાવવા જોઇએ, જેથી તેઓ આપણા મંડલમાં દાખલ થવું લાભકારક છે વા નહિ તેનું અમુક હદ સુધી નિરાકરણ કરી શકે. કોઇ પણ જાતના નિશ્ચિત વિચારો આપવાના ના હોય એવું મંડલ પોતાની હયાતીના કારણ રૂપે એટલી સુવિખ્યાત બાબત કહેશે, કે સંપ એજ બલ છે, અનેકના સહ-કાર્ય વડે, એક એક મેમ્બરના એકલાના પ્રયત્ન કરતાં વિશેષ કાર્ય થઇ શકે છે; પરંતુ સારી રીતે સ્થપાયલાં ધર્મનાં, મેઝનોનાં, પદાર્થ વિજ્ઞાનનાં ઇત્યાદી વૃદ્ધિ પામતાં અનેક મંડલો ઘણા સમયથી અસ્તિત્વમાં છે; તેઓ પ્રાચીન નામના અને પૈસાના સાધનવાળાં છે; એકાદ નવીન મંડલને, જેમના સિદ્ધાંતો, અભિપ્રાયો અને ખાસ ઉદ્દેશો ક્યારનાએ વિખ્યાત થયેલા છે એવાં અન્ય મંડલો કરતાં તેનામાં ઉચ્ચ ગુણોનો સમાવેશ થાય છે એવું નહિ દર્શાવે તો, પોતાનું જીવન ટકાવવું પણ મુશ્કિલ થઈ પડશે તેટલા માટે જો અમારે જનસમાજને એટલું સમજાવવું હોય, કે અમારા મંડલમાં કેટલાક ખાસ આગળ પડી આવતા ગુણોનો સમાવેશ થાય છે તથા તેના જેવા અન્ય કોઇ પણ મંડળ કરતાં તેમાં ઘણા શ્રેષ્ટ પ્રકારના લાભ મળી રહે છે, તો અમારે અમારા ઉદ્દેશો અને સિદ્ધાંતોનું વલન શોધકોને, પૃચ્છકોને સમજાવવાની જરૂર છે; અમે જ્ઞાનની જે ભૂમિકા પર્યંત આવી શક્યા છીએ તેનાં કેટલાંક ફલ તેમને અર્પવાની જરૂર છે. આમ કરી બતાવવાની બાબત કોઇ પણ પ્રકારે એકાદ નવીન પંથ સ્થાપન કરવા સમાન નથી. વાદ વા મતના માત્ર સ્વીકાર રૂપ નહિ, પરંતુ સત્યનો અનુભવ પામવાના અમારા માર્ગથી આ બાબત તદ્દન વિરૂદ્ધ છે; તથાપિ વ્યવહાર પહેલાં વાદ ગ્રહણની જરૂર છે, જ્ઞાન થતા પૂર્વે મત સ્વીકારવાની આવશ્યક્તા છે. જેઓ અમુક બાબતને સમજે છે તેમને મત તે નિશ્ચિત જ્ઞાન રૂપ હોય છે; પરંતુ તેજ બાબત જેઓ તેને બરોબર સમજી શકતા નથી તેમને મત તો માત્ર એક વાદ રૂપેજ હોવી જોઇએ; જ્યાંસુધી તેમને આવી બાબતના સત્યનો અનુભવ થતો નથી ત્યાંસુધી એ એમનું એમજ રહે છે.

રોઝીક્રુશીઅન મંડળે તેટલા માટે, તેમના સિદ્ધાંતોની શોધ કરનારાઓને, જ્ઞાનની જે ભૂમિકા પર્યંત તે આવ્યું છે તેનાં કેટલાંક ફલો ચખાડવાનો નિશ્ચય કર્યો છે. અધ્યાત્મ દર્શનની શ્રેષ્ટ શક્તિ વડે તેના સભાસદો તેમના જ્ઞાનની વર્તમાન ભૂમિકાએ વર્તે છે. પરંતુ જેમનામાં આવી શક્તિ નથી તેઓ આવા પ્રકારે દર્શાવાતા સિદ્ધાન્તો ખરા છે કે ખોટા છે, એટલી બાબતનો પણ નિર્ણય કરી શકશે નહિ; પોતાની માનસિક શક્તિ અને નૈયાયિક

બુદ્ધિ વડેજ આ સિદ્ધાંતો ખરા છે એવા નિર્ણય ઉપર પ્રથમથી તેઓ નહિ આવ્યા હોય તો તેમનાંથી તે માની શકાશેજ નહિ; તેટલા માટે તેઓ સર્વ માન્ય રીતે સ્વીકારાયલા તથા નિર્વીવાદિત મૂળ સત્ય સિદ્ધાંતોમાંથી નૈયાયિક પરામર્શ અને વ્યાપ્તિ વડે સત્ય સાબીત કરી શકાય એવા. કેટલાક વાદ માત્રજ અત્રે દર્શાવશે; આવા પ્રકારના મૂલ સત્ય સિદ્ધાંતો, ગણિતના અથવા ભૂમિતિના કોઇ પણ સત્ય સિદ્ધાંતની પેઠે કદાચ સમજી અથવા ના પણ સમજી શકાય પરંતુ વાદવિવાદ, તકરાર, દલીલ કરીને તેમને કદાપિ દૂર કરી શકાશે નહિ, અસિદ્ધ બતાવાશે નહિ.

હવે જે બાબત દર્શાવાશે તે માટે ઉંડી બુદ્ધિની જરૂર છે, અનેકાનેક વિષયોના વિશાલ ક્ષેત્રનો તેમાં સમાવેશ થાય છે. માત્ર આંગળીને વેઢે ગણી શકાય એટલાં ગણ્યાં ગાંઠ્યાં માનવિઓજ જાણે છે એવી અનેક બાબતો વિષે આપણે બોલવું પડશે; છતાં "જેમને સાંભળવાના કાન છે તેમને સાંભળવા દો," સમજવા, અનુભવવા દો.

( ચાલુ. )

"*Lux*"

---

# ॥ हिन्दु के हिन्धु ?

વર્તમાન દિનોમાં આર્યો પોતાની જાતને ભૂલ ભરેલી રીતે "હિંદુઓ" ના નામથી વ્યવહરતા વારંવાર મારા જોવામાં આવ્યા છે. આવી ભૂલને લીધે તેઓ કદાચ આ વિશેષ નામનો ખરો અર્થ પણ વિસરી જાય એવી મને ધાસ્તી છે. સિન્ધુના કિનારાઓ ઉપર વસતા લોકોના એક પ્રકારના નામ રૂપે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

પાશ્ચાત્યોની "ઇન્ડસ", પારસીઓની "હિંદુ" કરતાં અન્ય કંઇ પણ નથી; સંસ્કૃત સિન્ધુ શબ્દનો આવો અપભ્રંશ બની ગયો છે; અન્યથા સામાન્ય રીતે સિન્ધુ શબ્દ "નદીના" એક પ્રકારના નામ રૂપે વાપરવામાં આવે છે; "ઇન્ડસ" નદી માટે એ શબ્દનો ખાસ ઉપયોગ થાય છે. ગમે તેમ હો પરંતુ એ શબ્દનો "નદી" અર્થ ગૌણરૂપે છે, એનો અક્ષરશઃ અર્થ તો સિન્ધ ધાતુ ઉપરથી અમુક ઉદ્દેશસ્થાન પ્રત્યે ગમન કરનાર થાય છે. નદીનું ઉદ્દેશસ્થાન સિન્ધુ, સિન્ધુરાજ, સિન્ધુનાથને પામવા કરતાં અન્ય હોતું નથી; સિન્ધુનાથજ યોગ્ય અવસરે દુનિયાની સર્વ નદીયોને પોતામાં સમાવે.

જો આપણે ખરા ધાત્વર્થનો વિચાર કરીએ તો દરેક આર્ય એક "હિન્ધુ" અથવા "સિન્ધુ" છે; પોતાના જીવનનો ઉદ્દેશ તે સમજતો હોય છે; જેમાં સર્વનો સમાસ થઇ શકે છે એવા અંતિમ સ્થાનને પામવાનો, ભૂમારૂપ એક જીવનને અનુભવવાનો તેના જીવનનો નિશ્ચિત ઉદ્દેશ હોય છે.

આ પ્રમાણે સૂચવાતા ભાવાર્થની યથાર્થ કીંમત આંકતા, શબ્દના યથાર્થ અર્થ પ્રમાણે દરેક અધ્યાત્મવાદીનો, અથવા નિવૃત્તિ માર્ગે પળતા દરેક માનવિનો, "પોતાના પ્રયત્નના ઉદ્દેશ સ્થાનને સમજનાર" રૂપ "હિન્દુ"ના માનવંતા નામથી વ્યવહરાવાનો સંપૂર્ણ હક છે.

વિજય મળતાં એક હિન્દુ યોગ્ય સમયે "સાધુ"નું પવિત્ર નામ પામવાની આશા રાખી શકે; "પોતાના પ્રયત્નની ઉદ્દેશપ્રાપ્તિ" રૂપ "સાધુ" શબ્દ છે, તે પછી તે માનવજાતનો સહાયક "સિદ્ધારથ," "ઉદ્દેશ પ્રાપ્ત કરનાર" રૂપ થાય છે.

સિન્ધુમાંથી સિદ્ધમાં, સાધુમાં અને સિદ્ધારથમાં આવા પ્રકારનો મહાન્ વિકાસ સાધવા માટે, જેમ વિશ્વમાં અને માનવિમાં "નદીઓ" "દિવ્ય શક્તિ પ્રવાહો" નાં ચિન્હો રૂપ હોય છે તેવીજ રીતે આપણે પણ દિવ્ય શક્તિઓ માટે "નદીઓ," "પ્રનાલિઓ" રૂપ બનવાનું છે. ઑકટોબરના સુદર્શનમાં આવેલા "પ્રાણનું પ્રવાહિ તત્ત્વના" વિષય પ્રત્યે આ સંબંધે વાચકોનું લક્ષ દોરવામાં આવે છે.

આ પ્રમાણેજ મહાસિદ્ધની શક્તિ પાર્વતિને યથાર્થ રીતે "ગંગા"નું નામ આપવામાં આવ્યું છે.

આર્ય અધ્યાત્મવાદીઓ અને લેખકો, જીવનના યથાર્થ ઉદ્દેશસ્થાનને એક વાર ફરીથી સમજવાના ચિન્હ રૂપે "હિન્દુ" નો સહજસાજ "હિન્દુ"માં ફેરફાર કરે તો તે શું યોગ્ય નહિ ગણાય? સર્વે હિન્દુઓને પ્રણામ.

D. H. L.

---

# ॥ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ૬૦ વર્ષની જ્યુબીલી.

માર્ચ માસના બીજા અઠવાડીયાના દિનો આ સોસાયટીના આનંદ ઉત્સવમાં પસાર થયા છે. કેલવણી ખાતાની પવિત્ર મનાયલી હદમાં રહી, પોતાના માની લીધેલા અમુક સિદ્ધાન્તોને સર્વમયતાનુંરૂપ આપી, અમુક સંકુચિત હદમાં રહી પુસ્તકો પ્રસિદ્ધ કરનાર, અનેક ફંડોનો જમાવ કરી વૃદ્ધિ કરી આડકતરી રીતે વિદ્યા વૃદ્ધિમાં ઉન્નતિ સાધનાર આ મંડલનો આ મહોત્સવ સમગ્ર ગુજરાતને અભિમાન લેવા યોગ્ય છે. કાર્ય ક્રમમાં પ્રસિદ્ધ થયલા સાક્ષરોનાં ભાષણો અનેક રીતે મનનીય નિવડશે એ નિઃશંશય છે. આટલે વર્ષે પણ શબ્દકોષ રચાવવાની આંખ ઉઘડી છે તો તે વીર નર્મદના નમુના કરતાં પણ શ્રેષ્ટ નિવડવોજ જોઇએ એમ સમગ્ર ગૂજરાત આશા રાખે છે. વળી ઇનામો આપી મંડલના ઇતિહાસ તથા ગૂર્જર સાહિત્ય વિકાસ વિષેના નિબંધો લખાવવાની યોજના પણ

જણાય છે. આ યોજનાઓ સર્વ પાસાથી વધાવી લેવા જેવી છે અને પણ આ કાર્યક્રમ વિશેષ ઉદારતાથી થાય તો ઠીક. મંડળે આજ સુધી અનેક ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે નવા થવાનાં છે. આવી નવી યોજનાઓ પણ થઇ છે, તે સર્વમાં હવે તેનું જીવન વિશેષ ઉદાર બનીને દીર્ઘાયુષ્ય ભોગવે એમ ખરા હૃદયની પ્રાર્થના છે. અત્યંત સખેદ હૃદયે આ નીચેના શબ્દો એ સોસાયટીને તથા તેના આધુનિક સાક્ષર વાહકોને સંબોધિએ તો તે આ પ્રસંગે જરા પણ અસ્થાને તો નહિજ ગણાય. "સાહિત્યપરિષદ" જેવી સંસ્થા દ્વારા એક રૂપ ધરવા પ્રયત્ન કરતા સાક્ષર મંડલવાળા ગૂજરાતમાં આટલા શબ્દો ગંભિરતાથી ધારણ કરનારા સહૃદયો મળી આવશેજ.

"ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સંશયાત્મક ઉપયોગીતાવાળાં ભાષાન્તરો અને નિર્જીવ અનુકરણ કરવામાંજ પોતાનાં સમૃદ્ધિ અને સાધનોને અત્યાર સુધી પણ ગુમાવતી રહી છે; **કેળવણી ખાતાની પવિત્ર ઠરાવેલી સીમાના અંદર એક પણ અપૂર્વ લેખક નીવડયો નથી.** ગુજરાતી સાહિત્યે આ પચાસ વર્ષમાં જે કાંઇ વૃદ્ધિ કરી છે, જે કાંઇ નવું સાહિત્ય અને કાવ્યબળ ઉપજાવ્યું છે, તે "સોસાયટી" અને "શાળા"ના આશ્રય વિનાનાં સ્થાનોમાં રખડી, રઝળી, ભીખ માગીને ઉપજાવેલું છે. નર્મદવીરે પોતાના કાર્યને આરંભે ગૂર્જરીને આપેલા આશિર્વાદની છાયામાંજ ગૂર્જરસાહિત્ય લાગવગ વાળા સુજનોના સત્કાર અને સેવન વિના પણ પુષ્ટ થયાં ગયું છે, આટલુંજ નહિ પણ અનીતિની જે આભડ છેટથી કેળવણી ખાતાને ચોખું રાખવા જે યત્ન થયાં ગયો છે, કાવ્યસાહિત્યમાં પણ જે ભયને લીધે દલપત શાહી કરતાં બીજી શૈલીનો સત્કાર થયો નથી તે ભયું તો આપણાં બાળકો હવે નર્મદને હાથે નહિ પણ નિર્માલ્ય નિસ્તેજ, ખરેખરા દુરાચારી ગણવાને પાત્ર એવા કેટલાક હલકા નાટકકારોને હાથે બહુ સારી રીતે શીખવા લાગેલાં છે. આ રીતે વિચાર કરતાં 'સુધારા'માં-કે 'સાહિત્ય'-માં એકેમાં જીવનમાં કે કાવ્યમાં એકેમાં દલપત શાહીથી લાભ થયો નથી, નર્મદ શાહીથી લાભ થયો છે. × × × શાળા ખાતામાં અને **તેના લાગતા વળગતાઓમાં માન્ય કરેલી સીમાની બહાર જે સાહિત્ય સરિતાનો વિપુલ થતો પ્રવાહ નર્મદની** પુજ્ય કાવ્ય ભાવના દ્વારા વહ્યાં ગયો છે **તેનુંજ આજ ગૂર્જરીના હૃદય ઉપર સામ્રાજ્ય છે, તેના રંગથી રંગાયલા કાવ્યો**દ્ગાર સર્વત્ર પ્રસરી રહેલા છે. દલપત શાહીમાં ઉછરેલા, તેનેજ સર્વોત્તમ માનનારા એ નવા પૂરને જોઇ શકતા નથી; તેમ તે પૂર એટલું બળવત્તમ પણ નથી કે તેમને તાણી નાખીને પોતાનું નિરંકુશ સામ્રાજ્ય સમજાવી શકે. × × × જે માન્ય અને પ્રતિષ્ઠિત **સીમાં મનાઇ છે તેની બહાર પણ સાહિત્ય અને કાવ્ય હોઇ શકે છે, અને છે; એ સીમામાં હોય તે કરતાં પણ ઉત્તમોત્તમ છે"** હવે એટલી આશા આપટ ની નવા કે આ મંડળ આવી સીમાનું ઉલ્લંઘન કરતાં શીખી આગળ વધવાનો આરંભ કરે. પરમાત્મ કૃપાથી "સાહિત્ય પરિષદ" આવા કોઇ પ્રકારની સીમાઓમાં ના ફસાઇ જાય તથા આ મંડળને યોગ્ય માર્ગે દોરે તો તો ગુર્જરસાહિત્યનો પ્રવાહ સર્વને પોતાના પૂરમાં તાણતો ચાલે. અનાહૂત છતાં આટલું કહ્યા વિના અમારે ચાલતું નથી.

---

આદ્યતન્ત્રી.
કે. પ્રોફેસર મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

સહતન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

(ધર્મ-ગૃહ રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર.)

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૫. ] (માસિક) [ ફેબ્રુઆરી ૧૯૦૯. ]

અનુક્રમણિકા.





અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ કંપની લિમિટેડ.

આદ્યદ્રષ્ટા.
એક અમેરિકામાં પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.
દ્વિવેદી.

# સુદર્શન.

મંત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—ભાગવત.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૫. ] (માસિક) [ ફેબ્રુઆરી ૧૯૦૮. ]

## । आशाने ।

( મળેલું. )

( ભૈરવી ગઝલ. )

આશા,

જ્યાં જ્યાં ફરૂં તુજ પાછળે, તું દૂર ત્યાં ત્યાંથી રહે;
નાસી જઈને દૂર પાછી, આવવા પાસે કહે. ધ્રુવ.

શું સાથ ત્હારો ના કદી કો પામશે આ ભૂમિમાં?
તેવું જ નિશ્ચિત હોય તો કાં ચાલવું તુજ સંગમાં? આશા૦

ભટક્યો બહુ વેરાનમાં દિન રાત શ્રમ કરતો સદા,
સર્વસ્વ મારૂં છોડીને, તુજ પાછળે પણ તે વૃથા. આશા૦

શોધ્યા ગુરૂઓ સામટા, શીખ્યો કલા વિદ્યા અને
વ્યવહાર જગના રાજ્ય નય શીખ્યો છતાં તું દૂર છે! આશા૦

હું મંદિરે જઈ મૂર્તિને સાષ્ટાંગ પાતે વિનવું,
પણ મૂર્તિમાં ચૈતન્ય ના'વે, ત્યાંય તેં આ શું કર્યું? આશા૦

ચૈતન્યમય જન હાર્દમાં, કરી શોધ ત્હારી પૂર્ણ મ્હે;
પણ શન્યતા સહુ સ્થાનમાં ત્હારા વિજય રૂપે મળે. આશા૦

એ સ્નેહ મંદિરમાં કવિના કોઈ આશ્રય ના મળ્યો;
તુજ પાછળે એ રીતથી હેરાન થાતો હું ભમ્યો. આશા૦

ઘડી તું બને ગુસ્સે કદી તો આટલું યે ના રહે;
બે ચાર લાતો સામટી દઈ થાય તું અદૃશ્ય રે. આશા૦

એ પલકનાં પૂર્ણ લયમાં, સ્મરણ ત્હારૂં દુઃખ દે;
તેથી ભૂલીને ત્રાસ તુજ, ફરી આવતો તુજ પાછળે. આશા૦

આવી અખંડિત ભક્તિનું પરિણામ શું હા! શૂન્ય છે?
સત્તા ધરી, તું આટલી કાં હૃદય વિસ્તૃત ના કરે? આશા૦

કાં તો શીખવ તુજ ત્યાગમાં એ ઝીંદગીને પોષતાં;
નહિં તો હવેથી દૂર ના નાસી જતી એ પ્રાર્થના. આશા૦

દેખાવ મૃગજલનો દઈ તેં કંઇક મૃગબાલો હણ્યાં.
તો શુદ્ધ જલ રૂપે હવે તુજ દર્શ દે એ પ્રાર્થના. આશા૦

સંહાર વૃત્તિ શાંત ત્હારી, ના થઈ હોયે હજુ;
તો સ્પષ્ટ કહી દે કે બનું તૈયાર સ્હેવા સર્વે હું. આશા૦

છૂટાં મૂકું છું દેહને, મનને, હૃદયને તુજ કને;
તુજથી બને તે તું કરી લે, સહીશ હું સપ્રેમ તે. આશા૦

નૂતનશ્રી.

---

# रसोली रमत.

અથવા

## દાંપત્ય પ્રેમ મંજરી.

(મળેલું.)

અનંગ છતાંય બળ, પ્રબળ બતાવી પોતે;
હરિહર બ્રહ્મા આદિ, દેવને નમાવે છે.
અરૂપ છતાંય રૂપ, ખાણ્ય જગ જાણે પણ;
ઠામ ઠામ વાસ, જેનો વાસ ન ક્યાં સ્થાયી છે.

એવો એ જે દેવ પ્યારો, રસ હદ રસવાળો;
સૌભાગ્ય સરોજ શરે, જગત રમાડે છે.

રમ્યો હું રમાડ્યો ત્હેણે, શ્યામા સદ્‌ગુણીથી પ્રેમે;
પ્રણમી હું ગાઉં ત્હેને, **રસીલી રમત** જે.

વિલાસવતીથી પ્રેમે, વિલસતાં કાળીદાસે;
પુરૂરવા મુખે ગાયો, વિરહ જગતમાં.

પ્રવીણથી પ્રેમે પડી, સાગરે સુસ્નેહ થકો;
'પ્રવીણસાગર' ગાયો, સાહિત્ય ગમતમાં.

'કલાન્ત કવિ' રચી મચી, મસ્ત બાલે ગાઈ ગાયો;
ગુર્જર ગીરા પ્રદેશે, શૃંગાર ભગતમાં.

તેમ દિવ્ય ભાવવાહી, આત્મિક વિરહ જ્વાળ;
શ્યામા સ્નેહ રૂપે ગાઉં, **રસાલી** રમતમાં.

વિભુ વિશ્વ લીલા અદ્દભૂત અતિ,
કરતાર કળા નવ જાય કળી;
વશ તે નિજને નિજમાં નિજથી,
નિજને વશ રાખી નિજે રમતી.

નદીમાં નદમાં ગિરિમાં વનમાં,
પશુ પક્ષી ગણો ગણુ માનવમાં;
રવિ બીંબ શશી ઉડુમાં નભમાં,
સહજે રમતી રતિથી રતિમાં.

સચરાચર એમ બધે રમતી,
રતિ તંત્ર નવું નિત તે પ્રગટી;
દશ્ય રૂપ જડે દઢ મોહનથી,
વિભુનાદ બની સરતી સહુથી.

સરતી સરતી સહુથી સરતી,
રમતી રમતી વિભુથી રમતી;
નિજ રંગ સુરંગ સુધા રસથી,
ઉરથી ઉર નિત્ય નવું રસતી.

રસથી રસતી નિજથી રસતી,
વ્રત ગાન કળા કરતી ફરતી;
મધુ મોદ પ્રમોદ ઉરે ભરતી,
નિજ કંદ સુકંદ મૃદુ રચથી.

સ્મિત હાસ્ય કરી હસતી હસતી,
નિજની શુધ સાન સુધા મતતી;
ઝૂલતાં ઝૂલવી રસલીન કરી,
થન થૈ થન થૈ થનમાં તરતી.

તરતાં ન તરી રસમાં ગળતી,
ઉછળી ઉછળી ઉર સૌ પકડી;
પ્રણમી પ્રણયે પ્રમદા બનતી,
ઉરથી ઉર દાબી ઉરે શમતી.

છઉં બાલક વિશ્વ પૂજન કરતો,
નિજથી નિજ અંતર પાથરતો;
ઉદધિ ઉર મૌક્તિક હાર થકો,
પૂજતો પૂજતો પ્રિય તે પૂજતો.

મન પ્રેમ ભરી મતિ પ્રેમ ભરી,
ચિત પ્રેમ ભરી મમકાર તજી;
અમી આંખ્ય ભરી પ્રિય પ્રેમ છબી,
ઉભલી ઉરમાં ચિતરૂં ઉરથી.

મનને તનને ધનને સહુને,
સતકાર ભર્યાં અરપી પ્રિયને;
પ્રિયથી ઉરને ઉરથી પ્રિયને,
દીપવી દીપવું નિજ લેખ હદે!

કાયા પટાંતર થતી અતિ શોક વાડી,
આત્માતણી વ્યથિત ઉર વિચાર વાણી;
સુણો તમે નિજ થકી નિજની તપાસી,
સૌ ઠામ વ્યાપક પ્રભાકર એક માની.

( આગળ ચાલુ. )

'વ્રજવિહારી.'

## સરિત્સમાગમ.

### ગીત.

( મળેલું. )

વાસ તજી નવ વાસ રચાવ્યો!
ત્યાંથી વળી પૂર મ્હાર વસાવ્યો!
સરિત તટે ફરીથી શણગાર્યોઃ
જૂલ્મ ન, એ લ્હાવા!

* *

સાગર સરિત-સમાગમ પામ્યો!
"પ્રકૃતિ" માં પરમેશ બતાવ્યો!
પાવન પાઠ પરોક્ષ પ્હડાવ્યોઃ
જૂલ્મ ન, એજ દયા!

"સાગર" લ્હાણુ વધારી મલકશે!
અન્તર આધિ ઉપાધિ શમવશે!
મન્ત્રની ધૂન નવીન ગજવશે!
સ્નેહ-દયા-હિત ઉર્મિ ઉછળશેઃ
આ નદીને તીરે!
કિનારે સ્નેહ અસ્મિતાને.

સ્નેહસદન
સપ્ટેમ્બર ૧૯૦૮.

સાગર.

# । उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति ।

( મળેલું. )

## પ્રકરણ ૩ જું.

### અગ્નિહોત્ર રહસ્ય.*

( ગતાંકથી ચાલુ. )

ઉદ્દાલક મુનિએ પૂર્વવૃત્તનું સ્મરણ કરીને કહ્યું કે–હે રાજન્! વિદેહી જનક મહારાજાની બ્રહ્મ સભામાં એક દિવસે યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય મુનિ, સોમ શુષ્મ, પુરૂષના પુત્ર સત્યયજ્ઞાદિ અનેક પુણ્યાત્માઓ પધાર્યા હતા. તે સમયે મારા પુત્ર શ્વેતકેતુની સાથે હું પણ તે બ્રહ્મ સભામાં ગયો હતો. ત્યાં યાજ્ઞવલ્ક્ય યોગીશ્વરે સૂર્યનારાયણ પાસેથી યજુર્વેદની વિદ્યા પ્રાપ્ત કરી હતી, તેનું રહસ્ય તેઓ સમ્યક પ્રકારે સ્ફુટ કરતા હતા. તે પ્રસંગે અગ્નિહોત્રમાં સાયંપ્રાતઃ હોમાયેલી આહુતિઓની શી ગતિ થાય છે, તે વિષે રાજર્ષિ જનક વિદેહીએ જ પ્રશ્ન કર્યો. કોઇએ કહ્યું કે–અગ્નિ સાક્ષાત્ સૂર્યનારાયણનું સ્વરૂપ હોવાથી અગ્નિહોત્ર રૂપે તેનું યજન કરનાર આ લોકમાં અગ્નિ સમાન તેજસ્વી થાય છે અને ઐચ્છિક સુખો ભોગવે છે; મરણાન્તે તેને અગ્નિ લોક પ્રાપ્ત થઈ તે અગ્નિ દેવનો આનંદ ભોગવે છે, કોઇએ કહ્યું કે–તેને એક અગ્નિલોક નહિ પણ અગ્નિ અને આદિત્ય બન્ને દેવોના લોકો પ્રાપ્ત થાય છે. પરંતુ યાજ્ઞવલ્ક્ય યોગીશ્વર પણ આ પ્રશ્નનું સમાધાન કરી શક્યા નહિ, તેથી તેઓએ જ જનક મહારાજાને તે પ્રશ્નનું સમાધાન કરવા વિજ્ઞપ્તિ કરી.

યાજ્ઞવલ્ક્ય—હે રાજર્ષે ! એ પ્રશ્નનું આપ જ સમાધાન કરો. અગ્નિહોત્રમાં હોમાયેલી આહુતિ (૧) કેવી રીતે ઉંચી ચઢે છે, (૨) ઉંચી ચઢયા પછી કેવી રીતે પરલોકમાં જાય છે, (૩) પરલોકમાં કેવી રીતે રહી શકે છે, (૪) ત્યાં કેવી રીતે યજમાનને તૃપ્ત કરે છે (૫) યજમાનને તૃપ્ત કર્યા પછી આ લોકમાં તે કેવી રીતે પાછી આવે છે, (૬) અને પાછી આવ્યા પછી યજમાનનો ફરી જન્મ શી રીતે થાય છે, એ પ્રશ્નોનું સમાધાન કરવાને આપ જ યોગ્ય છો ?

જનક—હે મુનીશ્વર ! આપની શક્તિ અગાધ છે. છતાં જ્યારે આપ મને જ તે પ્રશ્નોનું સમાધાન કરવાનું કહો છો, ત્યારે હું આપની આજ્ઞા શિરોમાન્ય કરું છું.

સાંભળો ! (૧) અગ્નિહોત્ર કરનાર યજમાન સાયંપ્રાતઃ જે આહુતિઓ હોમે છે, તે આહુતિઓનું અપૂર્વ સ્વરૂપ પ્રકટ થઈ યજમાનના મરણ પછી તે યજમાનના જીવનું શરીર બને છે; (૨) ધૂમાભિમાની દેવતા યજમાને સહવર્તમાન તે આહુતિઓને અંતરિક્ષમાં લઈ જાય છે; (૩) અગ્નિહોત્રાદિક કર્મમાં આહુતિઓને રહેવાનું સ્થાન આવહનીય કુંડ હોય છે

---

* જુઓ શતપથ બ્રાહ્મણ કાંડ ૧૧ અધ્યાય ૪ બ્રાહ્મણ. ૫

તેમ અંતરિક્ષમાં અંતરિક્ષ પોતે જ આવહનીય કુંડ બને છે, ત્યાં ત આહુતઆ યજમાનની સાથે કેટલોક કાળ કાઢે છે: (૪) તે આહુતિઓને વાયુ રૂપ સમિધનું પોષણ મળવાથી સૂર્યનાં વ્યાપી રહેલાં શુક્લ કિરણોમાંથી તે તેજસ્તત્ત્વનાં પરમાણુઓ સંપાદન કરે છે; આ તેજસ્તત્ત્વનાં પરમાણુઓથી યજમાનનો આત્મા તૃપ્ત થતાં અંતરિક્ષનો આનંદ ભોગવી શકે છે. અંતરિક્ષમાંથી યજમાનની સાથે ઉંચે ચઢી સ્વર્ગલોકમાં જાય છે. ત્યાં સૂર્યથી તેમનું પોષણ થતાં સૂર્યના તેજનું આકર્ષણ કરી યજમાનને પરિતૃપ્ત કરે છે. (૫) આમ પરિતૃપ્તિથી તે આહુતિના અંતઃસત્ત્વનો જ્યારે સંપૂર્ણ ક્ષય થાય છે, ત્યારે યજમાન સહવર્તમાન તે પૃથ્વીમાં પાછી આવે છે. (૬) ત્યાં પુરૂષમાં પ્રવેશ કરી વીર્ય રૂપ બની સ્ત્રીમાં પ્રવેશ કરે છે; અને સ્ત્રીમાં ગર્ભરૂપ યજમાનનો પુનર્જન્મ કરાવે છે.

ઉદ્દાલક—હે પ્રવાહણ રાજન! એ પ્રમાણે વિદેહી જનક મહારાજાએ સર્વ બ્રહ્મર્ષિઓને વિસ્મય ઉત્પન્ન કરે-તેવું અગ્નિહોત્રનું રહસ્ય સમજાવ્યું, તેનું મને જે કંઈ સ્મરણ રહ્યું છે, તે આપને મેં યથાર્થ કહ્યું. હવે હું મારો પ્રશ્ન મારી મેળે જ સમજી શક્યો છું. શ્રુતિસ્મૃતિ વિહિત કરાયેલ સત્કર્મ અથવા અગ્નિહોત્રાદિક કર્મ સ્વર્ગલોકમાં શી રીતે જઈ શકે છે, અને તે કર્મ કરનારના જીવાત્મા સાથે તેનો કેવો સંબંધ રહે છે, તે હું સારી પેઠે સમજી શક્યો છું. પરંતુ હવે મને એક જ સંશય છે: આપે કહ્યું કે—સ્વર્ગ રૂપી અગ્નિમાં અગ્નિહોત્રાદિક કર્મરૂપી શ્રદ્ધા શબ્દ વાચ્ય જળને દેવો હોમે છે; તેમાંથી સોમ રાજા ઉત્પન્ન થાય છે. શી રીતે સોમ રાજા ઉત્પન્ન થાય છે, તેનું સંક્ષેપમાં જે કંઈ વિવેચન કર્યું છે, તેથી મારા સમગ્ર સંશયનો છેદ થયો નથી. માટે કૃપા કરીને તે વિષે પુનઃ વિસ્તારથી કહો.

પ્રવાહણ—હે મુનિ શ્રેષ્ઠ! તે વિષે પણ આપ ક્યાં અજ્ઞાત છો? સાંભળીએ છીએ કે આપના મહા સમર્થ પિતા ઋષિરાજ અરૂણમુનિ પાસેથી આપે દેવને પણ દુર્લભ એવી મધુ વિદ્યાનું જ્ઞાન મેળવ્યું છે. તે મધુવિદ્યામાં જ તે શંકાનુ નિવારણ યથાર્થ થઈ જાય છે. માટે તે મધુ વિદ્યાનો પ્રકાશ આપ આ બ્રહ્મ સભામાં કરવાને કૃપા કરશો, એવી મારી પ્રાર્થના છે.

(આગળ ચાલુ.)

**માનશંકર, લિ. પિતાંબરદાસ મેહેતા.**

# । हिंदनी कला ।

હિંદની ચિત્રકલા, કારીગીરીના ઐતિહાસિક વિષયોના અને પુરા તત્ત્વવિદ્યાના સંબંધમાં શ્રેષ્ઠ પ્રકારની હોવા છતાં યુરોપના મુસાફર શોધકોનું ઘણું લક્ષ ખેંચી શકી નથી. આ ઘણા કમભાગ્યની વાત છે, કારણ કે હિંદમાં હમેશાં કાર્ય કરતાં ગરમી અને ભીનાશરૂપ વિનાશક સાધનો શોધના પ્રદેશને હમેશાં સાંકડો બનાવ્યાં જાય છે. હિંદી કલાના પૂરાતન કાલના નમુના રૂપ છઠ્ઠા શતકની અજુન્ટા અને મુંબાઈમાં આવેલી બુદ્ધ ગુફા મંદિરોની દિવાલો ઉપરનાં કોતર કામ છે. હિંદુ કારીગીરીનાં બંધનોમાંથી તથા મુસલમીન દુરાગ્રહમાંથી છૂટાં હોવાને લીધે તેઓ હિંદનાં જીવન અને પ્રકૃતિના કાવ્યથી ઉભરાઈ જાય છે. તેમનામાં ગૌતમના ઉપદેશોની સદાચારી અસરોનો, તથા ઉત્તર હિંદમાં વસેલા અલેક્ઝાન્ડરના સૈન્યના અનુયાયીઓએ દાખલ કરેલી-ગ્રીસની કલાના સંસ્કારો જણાઈ આવે છે. જાપાનનાં પ્રાચીન મંદિરોનાં કેટલાંક ચિત્રોમાં પણ આવો જ પ્રકાર જણાઈ આવે છે; પોતાનાં ધર્મ અને કલાને જાપાનમાં દાખલ કરનાર બુદ્ધ ભિક્ષુઓ જ આ પ્રકાર ત્યાં લઈ ગયા છે.

બુદ્ધ ધર્મના લગભગ બીલકુલ વિનાશ પછી હિંદમાંથી અજુન્ટાની આ વિખ્યાત શાલાનો પણ અસ્ત થયો; કારણ કે હિંદુ જ્ઞાતિ સંસ્થામાં એક ચિત્રકારને કારીગીરીના ધંધામાં અધમ વર્ગનો ગણવામાં આવે છે; કોતર- કામને પસંદ કરવામાં આવે છે, સામાન્ય રીતે મંદિરોને શણગારવાના ઉપયોગમાં લેવાય છે.

ચિત્ર કામનો એક કલારૂપે હિંદમાં પુનઃ ઉદય થતા પૂર્વે નવ શતકનો ગાળો વીત્યો છે. દીલ્હીના મુગલ મહારાજાઓએ દીવાલ ઉપરના કોતર કામ રૂપ ચિત્રવિદ્યાનો પુનઃ પ્રવેશ કરાવ્યો હતો; પોતાના ઐતિહાસિક, શિષ્ઠ અને પવિત્ર હસ્ત લેખોને પ્રકાશીત બનાવીને દર્શાવવા માટે તેઓ પોતાની સાથે પર્શીઆના કલાવિનોદને લાવ્યા હતા. સોળમા શતકમાં મહાન્ અકબરના સમય સુધી કલા શુદ્ધ પર્શીન સ્વરૂપમાં જ વિલાસી હતી, હિંદી પરિસ્થિતિનો સ્હેજસાજ અંશ દર્શાવતી હતી. ઉત્તર હિંદમાં પ્રચલિત બનેલી એરેબીયાની કલા ઉપર, મુસલમાન ધર્મના કાળા અક્ષરને કુટી મારવાની ઘણી જ અસર થઈ હતી; સાત્વિ સુદ્ધાંતનાં જીવતાં પ્રાણીઓને દર્શાવવાની મના કરવામાં આવી હતી. ઉંડી કારીગીરીની બુદ્ધિવાળા અકબરે આવાં બંધનોને એકદમ દૂર કર્યાં, પર્શીયામાંથી આવેલી દંતકથાઓના આધારવાળી એક નવીન હિંદી શાલા અસ્તિત્વમાં આવી; આ શાલા પ્રેરણા માટે પરંપરાના રીવાજને માન આપવા છતાં કુદરતની જ સીધી સહાય લે છે. પોતાના પૂર્વજોનાં શણગાર કામ અને બુદ્ધિયુક્ત પરિભાષામાં મુગલ કલાવિદોએ સારી ચિત્રવિદ્યાનો ઉમેરો કર્યો. અકબરના શુભ રાજ્યમાં કલાની વૃદ્ધિ થવા લાગી; તેને માટે કહેવાયું હતું, "અકબરે......ન્યાય અને સંરક્ષણપૂર્વક પચાસ વર્ષ સુધી રાજ્ય કારભાર ચલાવ્યો છે. ગમે તો જીસસની, અથવા મોઝીઝની અથવા બ્રહ્માની અથવા મહમદની અનુયાયી હોય એવી દરેક માનવ જાતિનું તેમણે સંરક્ષણ કર્યું છે. ગમે તે મતપંથના લોક હોય તો પણ સર્વ ઉપર તેમની સમાન કૃપા દૃષ્ટિ હતી; આ વાત એટલી બધી વધી ગઈ હતી કે લોકોએ સર્વને વગર વિચારે મળતા રક્ષણના આભારમાં તેમને

માનસૂજાતના ચાકરનું નામ આપ્યું હતું." (૧૫૪૨ થી ૧૬૦૫) તાજમહાલની કીર્તિવાળા શાહજહાનના સમયમાં કલા વૃદ્ધિમતિ થતી ચાલી, પરંતુ તેના પછીના આવનારે તેનો દુષ્ટતાપૂર્વક વિનાશ કર્યો.

આમ છતાં સમૃદ્ધિના ટુંક સમયમાં અને પછીથી મુસલમીન સ્વમતાગ્રહ, રાજકીય અંધાધુંધી અને યુદ્ધના ક્રમવાર થતા પ્રહારોને લીધે મુગલ કલાવિદો હિંદી જીવન, રીતભાત અને ઇતિહાસના એવા નમુનાઓ ઉપજાવવા લાગ્યા કે મહાન્ હિંદી શહનશાહતનાં કલા અને પુરાતત્ત્વશાસ્ત્રના શોધકો પણ દીલગીરી સાથે કહેવું પડે છે કે તેમનો બીલકુલ તિરસ્કાર કરવા લાગ્યા.

પરંતુ એક પાશ્ચાત્ય કલાવિદ રક્ષણ કરવાને ઉભો થયો છે; હિંદના ધર્મનો ઉદ્ધાર કરવાનો જેવો પ્રયત્ન **મીસિસ બેસંટ** ચલાવી રહ્યાં છે, તેવો જ કલાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન **મી. હાવેલ** ચલાવી રહ્યા છે; તેમને હિંદની પ્રાચીન કથાઓ માટે સમાન પ્રકારનું શ્રેષ્ઠ માન છે; પ્રદર્શનનાં પાશ્ચાત્ય સ્વરૂપોમાં પૌર્વાત્ય ભાવનાને સંકૂચિત બનાવવાનો પ્રયત્ન કરવાનો તેમનો બીલકુલ વિચાર નથી. થોડાંક વર્ષ પહેલાં **મી. હાવેલને** જુવાન હિંદીઓને કલાનો ઉપદેશ આપવા હિંદમાં મોકલવામાં આવ્યા હતા. કલકત્તા આર્ટ ગેલેરીનો ચાર્જ તેમને સોંપવામાં આવ્યો હતો; યુરોપીય આર્ટની શ્રેષ્ઠતા હિંદીઓને બતાવવા માટે પરોપકારી સરકારે સ્થાપેલી આ એક સંસ્થા છે. ચિત્રો ખરીદવા માટેની વાર્ષિક બક્ષિસની રકમ આશરે ૨૫૦ પૌંડ મળે છે; આવી નજીવી રકમ વડે હિંદી કલાના અભ્યાસીના લાભ માટે પ્રાચીન અને અર્વાચીન ચિત્રકારોના કહેવાતા "ઉત્તમ નમુનાઓ" નો એક ભયંકર સંગ્રહ કરવામાં આવ્યો હતો. આ અને સ્વીકારાયલી શાળા પદ્ધતિમાં કેળવાયલા અભ્યાસીઓએ દોરેલાં "પુરાણકાલનાં" કેટલાંક ચિત્રો વડે ગેલેરીની ખાલી ભીંતોને શણગારવામાં આવી હતી.

આવા વિધિ મૂર્ખતાએ **મી. હાવેલને** અચંબો પમાડયો; પોતાનાં બાળકોને ઉપદેશ આપવામાં હિંદ શું શું ઉપજાવી શકે એમ છે તે અવલોકયા પછી તેમણે ગેલેરીનું એક ઇન્ડીયન સેક્શન ઉઘાડવાની સૂચના આપી. તેમણે "પુરાણકાલ" ના વર્ગોને કાઢી નાંખ્યા, સમગ્ર અભ્યાસ ક્રમમાં પુનઃ ફેરફાર કરી નાંખ્યો, કમીટીએ ઘણી જ આનાકાની પછી ટેકો આપ્યો. આવા પરિવર્તનું પરિણામ અદ્‌ભૂત આવ્યું; બંગાલી અભ્યાસીઓએ સ્કુલનો એક જથ્થામાં ત્યાગ કર્યો, આમાં માત્ર એક જ બાધરૂપ દૃષ્ટાંત હતું: અભ્યાસીઓ આ બાબતને ઉત્તમ ધારીને એક સમૂહમાં પાછા ના આવ્યા ત્યાં સુધી **મી. હાવેલને** ખાલી બેન્ચો આગળ ભાષણ આપવું પડતું હતું.

પછી **મી. હાવેલે** આર્ટ ગેલેરી માટે હિંદી ચિત્રો અને કોતર કામના નમુનાઓ શોધવાનો આરંભ કર્યો, સદ્‌ભાગ્યે પ્રાચીન મુગલ ચિત્રોનો એક મોટો જથ્થો તેમના હાથમાં આવ્યો, આ સર્વે મુગલ કલાના શ્રેષ્ઠ સમયના ઉત્તમ નમુનાઓ છે. આમાં પર્શિયન કવી હાફીઝનું એક શ્રેષ્ઠ ચિત્ર હતું, અન્ય પણ કેટલાક ઉત્તમ નમુનાઓ હતા. આ ચિત્રની શ્રેષ્ઠ

પ્રકારની કારીગીરી વડે શણગારાયલી ફ્રીનારીઓનો ઘણે ભાગે જંતુઓએ વિનાશ કર્યો છે; આમના માલિકોએ આમને "માત્ર હિંદનાં જ" ગણીને ખુણામાં ફેંકી મૂકવાને લીધે આમ બન્યું છે. સદ્ભાગ્યે ચિત્રો તો સારી રીતે સચવાયલાં હતાં. આવા ખજાનાની શોધને લીધે કમીટી નવા પ્રોગ્રામ સાથે કેટલી રીતે એક મત થઈ હતી. કારણ કે ખાસ કરીને તેમને માત્ર નામની કીમતે ખરીદવામાં આવ્યાં હતાં. મી. હાવેલ કેટલાંક નવાઈ પમાડે એવાં પુતળાં પણ મેળવી શક્યા; આ પુતળાં મુસલમીન વિજય પહેલાંના મહાન્ હિંદુ સમયનાં હતાં; આ સમય વિષે યૂરોપીય કલા-સૃષ્ટિ વ્યાવહારિક રીતે અજાણી જ રહી છે છતાં પણ તે એક શ્રેષ્ઠ સમય હતો. આ સર્વેનું પરિણામ હિંદની કલા-સૃષ્ટિમાં અનેક ઉચ્ચતાના અભ્યાસીઓને પ્રેરણાના ઉત્પત્તિ-સ્થાન રૂપ નિવડ્યું; આ સવમાં **મી. અબનીંદ્રનાથ ટાગોર** આગળ પડી આવે છે; મી. હાવેલ તેમને એક નવીન શાલાના સ્થાપક રૂપે નિવડનાર ગણે છે; આ શાલા હિંદની ભાવિ કલામાં હદ પારની ઉથલ પાથલ ઉપજાવશે. મુગલ સમયનાં ચિત્રો અભ્યાસીને એક નવીન પ્રકાશ રૂપ નિવડ્યાં; એમણે અત્યાર સુધી પરિભાષા અને કારીગીરીના પ્રદર્શનમાં નિયમ માટે યૂરોપ પ્રત્યે દૃષ્ટિ ફેંકી હતી; આ સમય પછીથી તેમના સર્વ પ્રયત્નો હિંદી કથા પરંપરાનાં ખોવાયલાં સત્રોને શોધીને સાંધવા તરફ દોરાયા. તેમનામાં અને સહાભ્યાસીયોમાં એક ઉત્તમોત્તમ કલા વિષયક બક્ષિસ જણાઈ આવે છે; આ બક્ષિસમાં ઍંગ્લો-સેક્ષનો અગ્રેજો ઘણે ભાગે ઘણી જ ખામીવાળા હોય છે;-આ બક્ષિસ તે **કલ્પના શક્તની** છે. પોતાની કલાના વલનને સામાન્ય યુરોપીય બીબામાં ઘડી કાઢવાની લાલચ સામે **મી. ટાગોર** સારી રીતે ટકી શકે એવા છે. મુગલ શાલાનાં કાર્યોમાં તેમને મદદ કરે એવા જોઈતાં સાધનો મળી આવ્યાં છે; આપણુ માત્ર એક અનુકરણ કરનાર રૂપે નહિ, પરંતુ દુનિયાનાં અન્ય કોઈ પણ પુરાં પાડતાં નથી એવાં સાધનોમાંથી તે પ્રદર્શનનું પોતાનું ખાસ વલન પસંદ કરે છે. વર્તમાનમાં ઉત્સુક અભ્યાસીઓની એક શાલા શ્રેષ્ઠ પ્રકારનું કાર્ય કરે છે. **લાઇટ ઓફ એશિઆમાંથી** લીધેલું, સુજાતા બુદ્ધને ભૂલથી વનદેવ ધારીને સુવર્ણ પાત્રમાં દુધાદિ અર્પણ કરે છે તેનું **"સુજાતા અને બુદ્ધનું"** મી. ટાગોરનું ચિત્ર,-ભાવની ઉંડાઈ અને સાદાઈ માટે પ્રથમ સ્થાન ધરાવે છે: બુદ્ધની મુખાકૃતિ ઉપર જણાઈ આવતો અદ્ભુત શુદ્ધિનો અને અધ્યાત્મ વિદ્યાનો ભાવ આકર્ષક લાગે છે. રામાયણ અને મહાભારતનાં મહાન્ વીર કાવ્યોને ચિત્રો પુરાં પાડવાનું કામ પણ આ ચિત્રકારે માથે લીધું છે.

મી. નંદલાલ બોસ એક અન્ય ઉગતા ચિત્રકાર છે, તેમનામાં સમર્થ શક્તિ અને વ્યક્તિત્વ જણાઈ આવે છે. વળી મી. સુરેન્દ્રનાથ ગંગુલી યુવાન હોવા છતાં મહાન્ સામર્થ્ય અને સમાન જાળવણીના મિશ્રણને દર્શાવી રહ્યા છે. પૌર્વાત્ય આધાર ઉપર સ્થપાયલી હિંદની ખરી કલાના કેન્દ્ર રૂપ આ શાલા છે.

સામાન્ય યુરોપીય આર્ટ સ્કુલમાં અભ્યાસીને લાંબી, કંટાળો ભરેલી, દુઃખકારક આંખની કેલવણીની વિધિ શીખવી પડે છે; કલાનાં સામર્થ્ય અને બલનો ખરો આધાર કલ્પના શક્તિયો ઉપર હોય છે એટલું શીખતા પહેલાં તેને અનુકરણની શક્તિયો ખીલવવાનું શીખ-

વવામાં આવે છે. પૂર્વ દેશનો અભ્યાસી પોતાની અનુકરણ બુદ્ધિને મુખ્યત્વે કરીને પોતાની કલ્પના શક્તિયોના ઉપયોગ વડે વધારે છે. તેનો આરંભનો અને અંતનો ઉદ્દેશ મનોદર્શન પામવાની, માનસિકચિત્ર ખડું કરવાની ટેવને કેળવવાનો હોય છે. અધ્યાત્મ વિદ્યાના દૃષ્ટિબિંદુથી આ કેળવણી એક કરતાં અનેક પ્રકારે લાભકારક છે. નમુનાઓ, સાદી આકૃતિઓ, અથવા મૂર્ત પદાર્થ ઉપરથી તૈયાર થતાં ચિત્ર, આકૃતિ આદિનાં કાર્ય હિંદી અભ્યાસીને મન તો અત્યંત નિર્બલ અને નવું ઉપજાવવામાં કલા હીન વિધિવાળાં લાગે છે. એ અભ્યાસી તો એક કલાક સુધી, આખા દિવસ સુધી, આખા અઠવાડીઆ સુધી પણ નિરાંતે બેસીને પોતાના મનમાં જ, માનસિક સૃષ્ટિમાં જ ચિત્રને ઉપજાવવાનો પ્રયત્ન કરશે; જ્યાં સુધી આ નમુનો સંપુર્ણ રીતે વીગતવાર તેનાથી આબેહુબ રીતે જોઈ શકાસે નહિ ત્યાં સુધી તે તેને કાગળ અથવા કેનવાસ ઉપર ઉતારવાનું પસંદ કરશે નહિ આપણાં ચૈતન્યની સ્વપ્નને મળતી આવતી આ બીજી ભૂમિકા છે. જે જે નમુનાઓની જરૂર પડે છે તે આ માનસચિત્ર આબેહુબ ખડું થતું હોય છે ત્યાં સુધી જ હોય છે, જ્યારે કાર્ય કાગળ અથવા કેનવાસ ઉપર ચાલતું હોય છે ત્યારે તેમની જરૂર રહેતી નથી. કુદરતમાંથી માત્ર નમુનાઓ, નકલો ઉતારવા કરતાં આવા પ્રકારનું સ્મૃતિ કાર્ય અત્યંત અગત્યનું સ્થાન ધરાવે છે; અભ્યાસીનામાં કલાભ્યાસના આરંભથીજ દૃઢ માનસિક એકાગ્રતાની ટેવ કેળવાય છે. પશ્ચિમમાં પણ જો આ વિધિ થોડી ઘણી દાખલ કરવામાં આવે તો તેનાં શુભ પરિણામ આવે. વર્તમાનમાં નાની હોવા છતાં આ નવી શાલાની પ્રવૃત્તિથી હિંદે દર્શાવી આપ્યું છે, કે હિંદમાં હજુ પણ પ્રાચીન કલ્પનાની ઉત્પાદક બુદ્ધિનો કેટલોક સમાસ છે; કલકત્તાના એંગ્લો-ઇન્ડીયનો પણ તેનાં પરિણામ પ્રત્યે માન દૃષ્ટિ રાખે છે. **જંડજ વુડરોફના** ઉમંગથી "ઇન્ડીન સોસાયટી ઓફ ઓરિયન્ટલ આર્ટ" સ્થાપવામાં આવી હતી, **લોર્ડ. કીચનરને** પ્રેસિડેન્ટ નિમ્યા હતા. જમાનાનાં આ પણ એક ચિહ્ન છે કે પૂર્વ:અને પશ્ચિમ અન્યોન્યની ભાવનાઓની વૃદ્ધિ કરવામાં પરસ્પર સહાય કરી રહ્યાં છે; પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના સંબંધની સાંકળમાં આથી વિશેષ સુવર્ણ અંકોડાનો ઉમેરો થાઓ એટલી આપણે આશા રાખીએ છીએ.

M. G. F.

# । बालकोनी केळवणी. ।

( અનુસંધાન ગતાંકથી. )

સ્થૂલ જન્મ થતા પૂર્વે ખીલતું માનવ પ્રાણી સર્વ પાસા એક ભિન્ન સ્થૂલ દેહ વડે વીંટાયલું હોય છે. તે સ્વતંત્ર રીતે બાહ્ય સ્થૂલ સૃષ્ટિ સાથે સંબંધમાં આવી શકતું નથી. તેની આસપાસનો પ્રદેશ તો માતાના સ્થૂલ દેહનો બનેલો હોય છે. ખીલતા ગર્ભને માત્ર આ દેહ જ અસર કરી શકે છે. માતાનો સ્થૂલ દેહ બાલકને છૂટું કરે છે, તેમ થવાથી સ્થૂલ સૃષ્ટિનાં પરિવર્તનોની તેના ઉપર એકદમ અસર થવા માંડે છે, આટલી એક યથાર્થ બાબતમાં જ સ્થૂલ જન્મનો સમાવેશ થાય છે. બાલકની ઇન્દ્રિયો બાહ્ય સૃષ્ટિ પ્રત્યે આપો-આપ ખુલતી જાય છે; અત્યાર સુધી માતાના સ્થૂલ દેહ વડે જે જે અસરો થતી હતી તે, હવે બાલકના દેહ ઉપર થવા માંડે છે.

આત્મ વિદ્યાથી દર્શાવાતી સૃષ્ટિની આધ્યાત્મિક ભાવના ખડી કરીએ તો, આ સમયે સ્થૂલ દેહનો ખરેખરો જન્મ થયો હોય છે, પરંતુ હજુ સુધી છાયા દેહ અથવા પ્રાણ દેહનો જન્મ થયો હોતો નથી જેમ બાલક જન્મના ક્ષણ સુધી માતાના સ્થૂલ દેહ વડે વીંટાયલું હોય છે તેમ આશરે સાત વર્ષની ઉમરે બીજી વાર દાંત આવતા સુધી તે માતાના છાયા અને કામના દેહોનાં પડો વડે વીંટાયલું હોય છે. દાંતના ફેરફારના સમય સુધી છાયા દેહનું પડ છાયા દેહને છોડી જતું નથી. પછીથી યુવાના સમય સુધી કામના અથવા વાસના દેહનું પડ હોય છે. જેમ સ્થૂલ જન્મ વખતે સ્થૂલ દેહ બન્યો હતો તથા બીજી વારના દાંત સમયે છાયા દેહ બન્યો હતો તેમ આ સમયે કામના અથવા વાસના દેહ સર્વ પાસા છૂટો બને છે.

આ પ્રમાણે આત્મ વિદ્યા એ માનવિના ત્રણ જન્મ સમજાવવા જ જોઇએ. જેમ સ્થૂલ સૃષ્ટિના પ્રકાશ અને પવન માતાના ગર્ભાશયમાં રહેલા સ્થૂલ દેહને પહોંચી શકતા નથી, તેમ બીજી વારના દાંતના સમય સુધી છાયા દેહને અસર કરી શકે એવા કેટલાક સંસ્કારો તેના ઉપર ભાગ્યે જ અસર કરી શકે છે.

બીજી વારના દાંત આવતા પહેલાં છાયા અથવા પ્રાણ દેહનું સ્વતંત્ર કાર્ય હોતું નથી. જેમ માતાના ગર્ભમાં રહેલા સ્થૂલ દેહને પોતાની નહિ એવી કેટલીક શક્તિયો મળે છે, રક્ષક આચ્છાદાનમાં તે ધીમે ધીમે પોતાની પણ કેળવે છે, તેમ બીજા દાંતના સમય સુધી વિકાસની અન્ય શક્તિઓના સંબંધમાં પણ આમ જ હોય છે. માત્ર આ સમયે જ છાયા દેહ વારસામાં મળેલી તથા અન્ય કેટલીક શક્તિયોના સાથમાં પોતાની શક્તિયોને વિકસાવે છે. છાયા દેહ છૂટો બનવાના આ સમયમાં સ્થૂલ દેહ ક્યારનોએ સ્વતંત્ર બનેલો હોય છે. ક્રમે ક્રમે છૂટો બનતાં છાયા દેહ, તેને જે સ્થૂલ દેહની પુર્ણ પાડવાનું હોય છે તેમાં સંપૂર્ણ બને છે. આ કાર્યનું આખરનું પરિણામ બાલકના પોતાના દાંત આવવામાં આવે છે, તેને વારસામાં મળેલા સ્થાનમાં આ નવા દાંત આવે છે. સ્થૂલ દેહમાં જડવામાં આવેલા સર્વ પદાર્થોમાં દાંત વધારેમાં વધારે નક્કર છે, તેથી જ આ સમયે આખરે આવે છે.

આ પછી બાલકનો પોતાનો છાયા દેહ પોતાના વિકાસની એકલો મંબાળે રાખે છે. કામના દેહ જ વીંટાઈ વળેલા વાસના દેહની અસરમાં હોય છે. તેમ જ કામના દેહ સ્વતંત્ર બનતાં તુર્ત જ છાયા દેહનો એક સમય ખલાસ થાય છે. ઉત્પાદક અવયવો સ્વતંત્ર થાય છે, કારણ કે હવેથી છૂટો બનેલો વાસના દેહ આંતરમાં કાર્ય કરતો નથી પરંતુ ખુલ્લી રીતે બાહ્ય સૃષ્ટિના સાને થાય છે,

જેમ બાહ્ય દુનિયાની અસરો જન્મ થતા પૂર્વે બાલકમાં ઉપજાવી શકાતી નથી તેમ (સ્થૂલ દેહને સ્થૂલ પરિવર્તનોના સંસ્કારો હોય છે તેવી) શક્તિયોની બીજી વારના દાંત પડેલાં છાયા દેહ ઉપર અસર થવા દેવી જોઇએ નહિ. આની સાથે સંબંધ ધરાવતી અસરોને માત્ર પુખ્ત વયે જ વાસના દેહમાં ઉપજાવી જોઇએ.

"સર્વ શક્તિયો અને બુદ્ધિયોની સમાન કેલવણી" આવાં અને આના જેવાં સામાન્ય વાક્યો, કેલવણીની ખરી કલાના આધાર રૂપ બની શકતાં નથી કારણ એ કલાનું ખરું બંધારણ તો માનવ બંધારણના ખરા જ્ઞાન ઉપર આધાર રાખે છે. અમે એમ સૂચવવા માગતા નથી કે ઉપરના જેવાં વાક્યો અસત્ય છે, પરંતુ એટલું જ દર્શાવવા માગીએ છીએ, કે એકાદ યંત્રના સંબંધે કોઈ કહે કે તેના સર્વ વિભાગોને એક સમાન કાર્ય ક્રમમાં લાવવા જોઇએ, તેની પેઠે જ એવાં વાક્યો જરા પણ કીમત વિનાનાં છે, માત્ર વાક્યો વાપરીને જ નહિ, પરંતુ અમુક પ્રકારના યંત્રનું યથાર્થ જ્ઞાન મેળવીને તેની પાસે આવનાર જ તેને ચલાવી શકે છે. આ બાબત કેલવણીની કલાને લાગે છે, માનવ બંધારણનાં તત્વોને તથા તેમના દરેકના વિકાસને લાગુ પડી શકે છે. જીવનના અમુક સમયે માનવિના કયા વિભાગ ઉપર અસર કરી શકાય એ દરેકને જાણવાની જરૂર છે. અત્રે દર્શાવવામાં આવશે તેવી કેલવણીની ખરેખરી બુદ્ધીશાલી કલા થોડે થોડે જ પસાર પામશે એમાં જરા પણ શંકા નથી. આપણા દિનોના પદાર્થાવલોકનની વિધિને લીધે આમ થાય છે; આ વિધિમાં આધ્યાત્મિક સૃષ્ટિની સત્ય બાબતોને હજુ પણ ઘણા સમય સુધી એક પ્રકારની ગાંડી કલ્પનાના માત્ર એક પ્રવાહ રૂપે જ ગણવામાં આવશે; આ આમ છે ત્યારે સાધારણ અને માત્ર ઉપરચોટીયાં વાક્યોને વિચારના ખરેખરા વ્યાવહારિક માર્ગના પરિણામ રૂપે ગણવામાં આવે છે. આપણે અત્રે એવી વિચાર પરંપરાનો સાર દર્શાવીશું કે જે વર્તમાન કાલમાં તો માત્ર કલ્પનાના મૃગ જલ રૂપે ગણાશે પરંતુ ભાવિના દિનોમાં તેને જ સ્વીકૃત સત્ય બાબત રૂપે ગણવામાં આવશે.

સ્થૂલ જન્મ સમયે સ્થૂલ માનવ દેહ બાહ્ય સૃષ્ટિનાં સ્થૂલ પરિવર્તનોથી વીંટાઈ જાય છે, તે પૂર્વે તે માતાના રક્ષક દેહ વડે વીંટાયલો હોય છે. માતાના દેહની જે જે શક્તિયો અને પ્રવાહીઓ તેના ઉપર અસર કરતી હતી તે હવે બાહ્ય સ્થૂલ સૃષ્ટિની શક્તિયો અને તત્વો વડે ઉપજાવી શકાય છે. સાંતની ઉમરે બીજી વારના દાંતના સમય સુધી માનવ દેહને પોતાનું જ કાર્ય કરવાનું હોય છે, તે અન્ય સર્વ જીવન વિભાગોનાં કાર્યો કરતાં મૂળ્યત્વે ભિન્ન પ્રકારનું હોય છે. આ સમયમાં સ્થૂલ અવયવો અમુક આકારોમાં આપોઆપ ઘડાય છે;

અંવાસ્થાના વિભાગોમે નિશ્ચિત માર્ગો અને બલનો મળવાં જોઇએ. આગળ ઉપર વૃદ્ધિ પામવા માંડે છે, પરંતુ અત્રે દર્શાવાયલા સમયમાં સ્વતઃ ઘડાયલા આકારોના આધારે જ ભાવિની સર્વ પ્રકારની વૃદ્ધિ કાર્ય કરે છે. જો પ્રાકૃતિક આકારો જ સ્વતઃ ઘડાતા હોય છે તો પછીથી પ્રાકૃતિક આકારો જ વૃદ્ધિ પામે છે; આથી ઉલટી રીતે અપ્રાકૃતિક આધારોમાંથી અપ્રાકૃતિક પરિણામો આવે છે. રક્ષક તરીકે પ્રથમનાં સાત વર્ષમાં જેની જેની બે દરકારી રાખવામાં આવી હોય છે તે ભાવિનાં બધાં વર્ષોમાં પણ સુધારી શકાતુ નથી. જેમ સ્થૂલ માનુષ દેહ માટે યોગ્ય પરિસ્થિતિ જન્મતા પૂર્વે પ્રકૃતિ પુરી પાડે છે તેમ જન્મ પછી તે પૂરી પાડવાનું કાર્ય રક્ષકનું છે. માત્ર આવી યથાર્થ સ્થૂલ પરિસ્થિતિની અસર બાલકના ઉપર એટલી બધી થાય છે, કે તેનાં સ્થૂલ અવયવો આપોઆપ જ સ્વાભાવિક આકારોમાં ઘડાઈ જાય છે.

બાલક અને તેની પરિસ્થિતિ અથવા આસપાસના પદાર્થોના સંબંધને વિસ્તારથી ટુંકામાં દર્શાવતા જાદુઈ અસર ઉપજાવતા બે શબ્દો છે; તે અનુકરણ અને દૃષ્ટાંત છે. ગ્રીક ફીલસુફ **ઍરિસ્ટોટલ** માનવિને સર્વ પ્રાણીઓમાં અત્યંત અનુકરણ કરનાર રૂપે વર્ણવે છે; બીજી વારના દાંતના સમય સુધીના બાલ્યકાલના સમયને જ જીવનના અન્ય વિભાગો કરતાં આ બાબત વિશેષ લાગુ પડે છે. પોતાની સ્થૂલ પરિસ્થિતિમાં જે જે થાય છે તેનું બાલક અનુકરણ કરે છે; આ અનુકરણમાં તેનાં સ્થૂલ અવયવો એવા આકારોમાં આપોઆપ ઘડાઈ જાય છે, કે પછી તે તેમ જ રહે છે. સ્થૂલ પરિસ્થિતિ શબ્દ કલ્પી શકાય તેટલા વિશાલ અર્થમાં લેવાનો છે. સ્થૂલ રીતે બાલકની આસપાસ જે જે થાય છે તેનો જ માત્ર તેમાં સમાવેશ થતો નથી પરંતુ તેની આસપાસના પ્રદેશોમાં જે જે કરવામાં આવે છે તે સર્વનો, તેની ઇન્દ્રિયોથી જે જે જોવાય તે દરેકનો, સ્થૂલ અવકાશનાં સર્વ બિંદુઓથી જે જે તેની આત્મીક શક્તિયોને અસર કરી શકે છે તે સર્વનો તેમાં સમાવેશ થાય છે. નીતિ અથવા અનીતિવાળાં સર્વ કાર્યોનો તેમ બુદ્ધિનાં અથવા મૂર્ખતાનાં કાર્યોનો પણ તેમાં સમાવેશ થાય છે.

નીતિનાં વાક્યોથી નહિ, તેમ જ નૈતિક ઉપદેશોથી પણ નહિ પરંતુ બાલકના આસપાસના પ્રદેશનાં મોટાં માનવિઓથી તેના સમક્ષમાં જે જે થાય છે તેથી તેનામાં ઉપર સમજ્યા મુજબ અસર થાય છે. ઉપદેશ વડે માત્ર છાયા દેહને જ અસર કરી શકાય છે, સ્થૂલને અસર કરી શકાતી નથી; સાત વર્ષની ઉમર સુધી જેમ સ્થૂલ જન્મ થતા સુધી સ્થૂલ દેહ માતાના દેહ વડે વીંટાયલો હોય છે તેમ છાયા દેહ રક્ષક છાયા દેહના કોશ વડે વીંટાયલો હોય છે. સાતની ઉમર પૂર્વે આ છાયા દેહમાં વિચાર, ટેવ, સ્મરણ રૂપે વિકસાવવાની જરૂર હોય તે, જેમ માતાના ગર્ભમાં બાહ્ય પ્રકાશની અસર વિના આંખ અને કાન સ્વતઃ વિકાસ પામે છે તેમ આપોઆપ "સ્વાભાવિક જ" વિકસવું જોઇએ. **પૉલના** શ્રેષ્ઠ કેલવણીના પુસ્તક રૂપ **શિક્ષણશાસ્ત્રમાં** કહેવાયું છે, કે દુનિયાનો મુસાફર, પોતાની મુસાફરીઓના સરવાળામાંથી જેટલું શીખે છે તેના કરતાં પોતાના નાનપણમાં પોષક પાસેથી ઘણું જ શીખી શકે છે. આ વાત નિઃસંશય સત્ય છે, પરંતુ બાલક ઉપદેશ વડે નહિ પરંતુ અનુકરણ વડે

શીખી શકે છે. તેનાં સ્થૂલ અવયવો સ્થૂલ પરિવર્તનોની અસર વડે આપોઆપ ઘડાયાં જાય છે. બાલકની પરિસ્થિતિમાં યથાર્થ રંગો અને પ્રકાશની દશાઓ પુરી પાડવામાં આવ્યાં હોય છે તો સારી દ્રષ્ટિ શક્તિ કેળવાય છે; પોતાની આસપાસના પ્રદેશની નૈતિક બાબતો બાલકની દૃષ્ટિમાં આવતાં મસ્તકમાં અને રૂધિરાભિસરણમાં સારી નૈતિક પ્રકૃતિના સ્થૂલ પાયા ચણાય છે. સાત વર્ષની ઉમર સુધી બાલક પોતાની આસપાસના પ્રદેશમાં માત્ર મૂર્ખતા ભરેલાં કાર્યો જ જુએ તો તેનું મસ્તક એવા આકાર ધારણ કરે છે; કે ભાવિનાદિનોમાં તે માત્ર મૌર્ખ્યની ઉપાસના કરતા રોજ નિવડે છે.

(ચાલુ.)

ડૉ. સ્ટીનર.

---

# । आत्मसंयम अथवा पतंजलिनो योग ।

(અનુસન્ધાન ગત વર્ષ–પૃ૯–૩૮૩ થી.)

## । भुवर्लोक ।

તારકમય આકાશની સૃષ્ટિ છે, તેના થોડા ઘણા જ્ઞાનનો પ્રાચીન જ્યોતિષશાસ્ત્રમાં તથા કેટલીક હદ સુધી વર્તમાન ખગોળશાસ્ત્રમાં સમાવેશ થાય છે.

તારક સૃષ્ટિનો સૂર્ય સાથેનો સંબંધ સ્પષ્ટ છે. સૂર્ય જાતે પણ એક તારક રૂપે છે; સૌર જ્ઞાનના એક વિભાગમાં તારકો મધ્યેની તેની ગતિયોના વર્ણનનો સમાવેશ થવો જોઇએ. ગ્રહ અને ઉપગ્રહોવાળા આવા તારકો, યોગમાં આપણે આગળ વધીએ છીએ તેમ અભ્યાસનો એક વિભાગ બને છે. પતંજલિ પોતાનાં ૨૭ અને ૨૮ સૂત્રોમાં કહે છે, કે ચંદ્રનો સંયમ સાધવા વડે તારાવ્યુહનું જ્ઞાન થાય છે; ધ્રુવનો સંયમ સાધવાથી તારકોની ગતિઓનું જ્ઞાન થાય છે. ભુવર્લોકના જ્ઞાનની ઇચ્છાવાળાએ તેટલા માટે આ ઉભય પ્રાપ્તિ તરફ પોતાનું લક્ષ લગાવવું જોઇએ. આ સંબંધે ભુવર્લોક સંબંધે જે જાણવાનું છે તે એટલું જ છે, કે ભુલોકના અધમ પ્રદેશથી સ્વતંત્ર રીતે આવો એક પ્રદેશ અસ્તિત્વમાં છે, એ પ્રદેશ માનવ જીવન ઉપર વિશાલ અસર કરે છે. તેથી ટીકામાં આ લોક ઉપર થોડું જ લક્ષ આપવામાં આવ્યું છે. પરંતુ પ્રશ્ન કર્તા યોગીનાં મનને તો શોધ અને જ્ઞાનનો એક વિશાલ પ્રદેશ ભુવર્લોકમાં મળી રહે છે એ તદન સ્પષ્ટ છે. આ પ્રાપ્તિના વિકાસની વિધિને દર્શાવતાં આપણે આગળ ઉપર આ વિષે ફરીથી વિચાર ચલાવીશું.

હવે આપણે સ્વર્લોકનું વર્ણન ચલાવીશું; તે જરા વિસ્તૃત પણ બનશે:

## । स्वर्लोक-स्वर्ग ।

આ લોક ત્રણ ભુવનોનો બનેલો જણાય છે.—

૧—મહેન્દ્ર લોક.

૨—પ્રાજાપત્ય લોક.

૩—બ્રહ્મલોક.

મહેન્દ્ર લોક સત્ત્વોની છ જાતિયોથી વસાયલો છે. જેમ સ્થૂલ ભૂતોથી આપણું બાહ્ય આચ્છાદન બને છે તેમ આ સત્ત્વોનું બાહ્યાચ્છાદન તન્માત્રાઓનું બને છે. ગ્રંથમાં આ છ જાતિઓનાં નામ આપ્યાં છે, આ પ્રદેશનાં સામાન્ય લક્ષણો વર્ણવ્યાં છે. એક જાતિને અન્યથી ભિન્ન પાડી આપતું કોઈ લક્ષણ આપ્યું નથી. આ સવ જાતિઓ માત્ર તેમની ઇચ્છાશક્તિના કાર્ય વડે, જે જે મેળવવાની મરજી થાય તે ઉપજાવી લેવાની શક્તિ ધરાવે છે. અણિમાદિ અષ્ટ સિદ્ધિયો તેમનામાં હોય છે. તેઓ અતિ સુંદર છે. તેઓ કામનાઓના ઉપભોગનું જીવન ગાળે છે. તેમના દેહોને માતપિતા જન્મ આપતાં નથી. માત્ર તેમનાં શુભ કર્મોના બલ વડે જ તેઓ અસ્તિત્વમાં આવે છે. તેમને લાવણ્યવાળી મહભાગીનીઓનો સાથ હોય છે. આ શુભ કારક સત્ત્વોના વર્ગો છે તથા તાન્માત્રિક દેહધારી માનવિ સાથે સંબંધવાળાં હોય છે. જીવનનાં કર્તવ્યોને સાધારણ રીતે પૂરાં પાળવામાં જીવન ગાળનાર સદાચારી પુરુષ અને સ્ત્રીઓ મરણ પછી જીવનની આવી દશામાં આવી પડે છે. તેમની એવી કેટલીક કામનાઓ રહી ગઈ હોય છે કે જે પૂરી પડી હોતી નથી તે માટે હવે તેમનું હૃદય ધરતા સુધી પૂરી પાળવાની શક્તિ તેમના હાથમાં હોય છે. આવાં માનવિઓ સ્વર્ગના મહેન્દ્ર લોકમાં આવતાં તેમને યોગ્ય ઉપભોગોમાંથી દૂર નાખનાર પરિસ્થિતિ અને બનાવોનો સર્વ પ્રકારનો અન્યાય દૂર પળે છે. જો તેમણે પોતાનાં જીવન કુટુમ્બનાં સ્નેહબંધનો ભોગવવામાં ગાળ્યાં હોય છે, ગૃહસ્થાશ્રમના યથાર્થ આચરણમાં ગાળ્યાં હોય છે તો આવા પ્રેમની તેમની સ્વર્ગીય ભાવના ઘણી ઉચ્ચ બને છે.

પતિ, પત્ની, બાલક, ભ્રાતા, ભગિની, પિતા, માતા આ સર્વ સંબંધીઓ, માત્ર તેમની ઇચ્છા શક્તિના કાર્ય વડે સ્વર્ગ સૃષ્ટિમાં તેમના સમક્ષ ખડાં થાય છે; જો કે ખરેખરી રીતે આ સંબંધીઓ આ સમયે આ દુનિયામાં જ વસતા હોય છે. તેઓ પોતાને માટે એક ભિન્ન સૃષ્ટિ જ ઉપજાવી લે છે.

જીવનની માત્ર ઉચ્ચ અને શુદ્ધ ઉર્મિઓ જ અત્રે ફલવંત નિવડે છે. સ્થૂલ ઐહિક ગુણોને એક સ્થાન થઈ શકે એવો તાર આ સૃષ્ટિમાં મળી શકતો નથી. આ સૃષ્ટિના દેહો માત્ર શુદ્ધ તત્ત્વોના બનેલા હોય છે. સ્થૂલ ગુણો સાથે મળતાં આવતાં તત્ત્વો ભુવર્લોકના નીચે પ્રદેશોમાં જ મળી આવે છે. તેટલા માટે સ્થૂલ ઉર્મિઓનો અર્થ તેટલા સમય માટે નર્કમાં એક પ્રકારનો અધોપાત પામવા બરાબર છે, મહેન્દ્ર લોકના સ્વર્ગનો વાસ સ્પષ્ટ રીતે આગળ વૃદ્ધિ સૂચવે છે.

આ પણ સ્વર્ગનો અધોભાગ છે. તેના પછીના ઉચ્ચ વિભાગ પ્રજાપતિનો 'મહર્લોક' છે. તેમાં દેવોના પંચ વર્ગોનો વાસ છે. પુસ્તકમાં તેમનાં નામ આપવામાં આવ્યાં છે. તેઓ પોતાની મરજી પ્રમાણે મહાભૂતો ઉપર આધિપત્ય ભોગવી શકે છે તેઓ ધ્યાન પ્રધાન જીવન ગાળેછે. આવું જીવન ગાળનારાં તદા દુનિયામાં હોય ત્યારે પ્રકૃતિના સ્થૂલ પ્રદેશોનાં ( મહાભૂતો ) શાસ્ત્રીય અને કલા વિષયક મિશ્રણો બનાવવામાં જીવન વહન કરનારાં માનવિઓ મરણ પછી જીવનની આવી દશાઓમાં આવી પડે છે. તેઓ તેમના ભૈતિક જીવનની શોધખોળના આનંદને વારંવાર ભોગવવામાં મચ્યાં રહે છે, તેમની ભાવનાઓ ઘણી ઉચ્ચ બનેલી હોયછે, તેમને કોઇ પ્રકારનાં બંધન નડતાં નથી; આ પ્રમાણે તેઓ એક જીવનના અનુભવને ભાવિની એક શક્તિમાં પલટાવતા હોય છે.

સ્વર્ગનો શ્રેષ્ઠ પ્રદેશ બ્રહ્મલોકનો, મનસપ્રદેશનો છે. આ પ્રદેશના ત્રણ વિભાગ છે, જનલોક, તપોલોક, અને સત્યલોક, આમાંનો દરેક એક એક કરતાં ચડતો છે. જનલોક વાસી દેવોના ચાર વર્ગ છે. તેમનાં નામ પુસ્તકમાં આપ્યાં છે. ઇન્દ્રિયો અને તત્ત્વો (ભૂતો) ઉપર તેમની સંપૂર્ણ સત્તા પ્રવર્તેછે. તેઓ તેમની મરજીમાં આવે તેમ ઉપયોગ કરીશકેછે.

તપોલોકવાસી દેવોના ત્રણ વર્ગ છે. ભાષાંતરમાં નામ આપવામાં આવ્યાં છે. ભૂતો, ઇન્દ્રિયો, પ્રકૃતિઓ અને તન્માત્રાઓ ઉપર તેમની સત્તા વર્તે છે. તેઓ ધ્યાનમય જીવન વહન કરે છે. તેમની માનસિકશક્તિઓ તેમનાથી ઉપરિભાગના પ્રદેશોમાં પ્રવૃત્ત થયલી હોય છે. તેઓ ત્યાં આગળ કોઇ બંધન વિનાના સ્વતંત્ર રીતે વર્તી શકે છે.

સ્વર્લોકનો છેલો અને સર્વથી શ્રેષ્ટ પ્રદેશ સત્ય લોક છે. તેમાં દેવોના ચાર વર્ગોનો વાસ છે. મૂલ પ્રકૃતિના પ્રદેશ પર્યંતજ તેમની સત્તા વિસ્તરે છે. આ ચાર વર્ગમાંનો દરેક એક એકના કરતાં ચઢીયાતો છે. દુનિયામાં સંપ્રજ્ઞાત યોગમાં જીવન ગાળનારાં માનવિઓ મરણ પછી આ પ્રદેશમાં આવે છે. અસંપ્રજ્ઞાત સમાધિની વિતર્ક, વિચાર, આનંદ, અને અસ્મિતા નામની ચાર ભૂમિકાઓ વડે આ ચારે વર્ગોનાં લક્ષણ જુદાં પડી આવે છે. શાસ્ત્રીય શોધના કાંઇ પણ વિભાગમાં પ્રકૃતિનાં રહસ્ય શોધવામાં આનંદ લેવાનો આરંભ કરનાર માનાર અચ્યુતનીદશામાં આવે છે તથા એક પ્રકારની સવિતર્ક સમાધિની દશામાં વસે છે. સવિચાર સમાધિની દશામાં જીવન ગાળનારાં માનવિઓ, આ લોકમાં સરખામણી અને નિરાકરણ શોધતું જીવન ગાળે છે તથા વિશ્વનાં રહસ્યો ઉકેલવાનો પ્રયત્ન કરે છે. સાનન્દ સમાધિની ઉચ્ચ દશામાં પ્રકૃતિનાં રહસ્યો વારંવાર તેમના સમક્ષ ખુલ્લાં બનતાં જાય છે તથા તેઓ માનસ બુદ્ધિના અભિમાનના નિરંતર પ્રકાશમાં વસે છે. સાસ્મિતા સમાધિની અતિ ઉચ્ચ દશામાં તેઓ પોતાની નિત્યની વૃદ્ધિને જાણી શકે છે. તેમની માનસિક શક્તિ દરરોજ વધતી જાય છે, તેઓ હમેશાં ઉચ્ચ ને ઉચ્ચ પ્રકારની માનસિક ગ્રહણ શક્તિ પામતા જાય છે.

થીઓસોફીકલ લખાણોના દેવખાતાના વર્ણન સાથે આ સ્પષ્ટ રીતે મળતું આવે છે; વર્ગીકરણના વિસ્તારમાં કેટલોક ભેદ પડે છે.

ટીકામાં કહેવાયું છે, આ સર્વેનો દૃશ્ય વિશ્વના એક વિભાગમાં સમાવેશ થાય છે.

વિદેહીઓ, અને પ્રકૃતિલય પામનારાઓ આથી પણ ઉચ્ચ દશા ભોગવે છે, તેમને સમાધિના ઉચ્ચ સ્વરૂપ સાથે લેવા દેવા છે.

આ પ્રમાણે આપણે જોયું કે સ્વર્ગમાં દેવોના બાવીશ વર્ગો ગોઠવવામાં આવ્યા છે મહેન્દ્રમાં છ, પ્રાજાપત્યમાં પાંચ અને બ્રહ્મ લોકમાં અગીઆર; મહેન્દ્ર લોકમાં વસનારાઓનું ચૈતન્ય તાત્માત્રિક જીવનમય હોય છે. પ્રાજાપત્ય લોકમાં વસનારાનું ચૈતન્ય માનસિક ઉર્મિઓમાં, કલા અને સૌંદર્યની સૃષ્ટિમાં લાગેલું તન્મય હોય છે.

બ્રહ્મ લોકના દેવો ઉચ્ચમાનસિક જીવન પરાયણ હોયછે. જીવનના આવા સર્વાંશો માનવિનામાં જોવામાં આવે છે. યથાર્થ રીતે પોતાનાં ઉચ્ચ સ્થાનોમાં રહીને આ દેવો જ માનવ સૃષ્ટિ ઉપર રાજ્ય ચલાવે છે. અપવર્ગની દશા પામતા પૂર્વે પુરૂષને આ સર્વ પ્રદેશોમાંથી પસાર થવું પડે છે. માત્ર માનવ દશામાંજ ચૈતન્ય અધમ ભૂમિકામાંથી ઉચ્ચમાં જઈ શકે છે, માનવ દશા કર્મ ભુમિ છે, કર્મ માટે છે, સ્વર્લોકની દશા ખરા ઉપયોગ માટે, લક્ષણ યુક્ત બનવા માટે, ઉચ્ચ બનવા માટે છે.

સાંખ્ય દર્શનના સિદ્ધાન્ત, પ્રમાણે માનવિ આરંભમાં એક ત્રિવિધ વ્યક્તિ છે. પ્રથમ સ્થૂલ શરીર, બીજુ લિંગ શરીર અને ત્રીજો ચૈતન્યના તત્ત્વરૂપ પુરૂષ.

લિંગ દેહ યથાર્થ રીતે ૧૮ તત્ત્વોનો બનેલો છે.

કપિલ આમ કહે છેઃ—

सप्तदशैकम लिंगम् ॥ ९–३ ॥

સાત, દશ અને એક મળીને લિંગ શરીર થાય છે.

સાત ઉત્પાદક તત્ત્વો છે–બુદ્ધિ, અહંકાર અને પંચતન્માત્રાઓ.

દશ ઇન્દ્રિયો છે–પંચજ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિય એક–મનસ છે.

વિજ્ઞાનેશ્વર આ સૂત્રને જરાક બીજી રીતે સમજાવે છે. તે કહે છે, કે લિંગશરીર હમેશાં સત્તરતત્ત્વોનુ બનેલું કહેવાય છે અરાઢનું નહિ; વળી તે ઉમેરે છે. આ સપ્તદશ વિષવિભાગમાં પણ અહંકાર અને બુદ્ધિને માત્ર એક રૂપે ગણવામાં આવેછે. વ્યાવહારીક રીતે આમ કહેવાનો અર્થ તેનો તેજ થાય છે.–લિંગ શરીરમાં મહાભૂતો વિનાનાં સાંખ્ય દર્શનનાં સર્વે તત્ત્વોનો સમાવેશ થાય છે.

કોઇ કોઇ વાર એમ કહેવાય છે, કે લિંગ શરીરને સ્થૂલ દેહ ઉપરાંત એક અન્ય સૂક્ષ્મ શરીર હોય છે; પછીથી કહેવાય કે પુરૂષને ત્રણ શરીરો હોય છે; લિંગ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર. કોઇ કોઇ વાર વળી લિંગ અને સૂક્ષ્મ શરીરોને એક રૂપેજ વર્ણવવામાં આવે છે.

વિકાસનાં કાર્ય સિદ્ધ કરવા માટે ખરેખરી રીતે લિંગશરીરજ. વિવિધ લોકોમાં પસાર થાય છે, અમુક લોક માટે જરૂરનું હોય તેવું દરેક લોકમાં સૂક્ષ્મ શરીર ધારણ કરી લે છે. ( ચાલુ )

રામપ્રસાદ.

# ॥ सत्ययुगनो पुनः आरंभ ॥

( અનુસંધાન ગતાંકથી. )

રોઝીક્રુશીયનો.

મુદ્રાલેખ—અંધકારમાં અને તેની પારના પ્રદેશમાં પ્રકાશતી જ્યોતિનો અનુભવ કરો; પછીથીજ મહર્ષિઓના રહસ્યોને તમે સમજી શકશો.

" સત્યના પવિત્ર તત્ત્વ, મારા ઉપર અવતરીને મારાથી જે જોઇ શકાતું નથી તેનું મને દર્શન કરાવ; જે મારા જાણવામાં નથી તે મને શીખવ. મારી પાસે જે નથી તે મને આપ. જે શક્તિયોમાં તારો નિવાસ છે તે મને અર્પણ કરનારી સપ્ત વિધ બક્ષિસો વડે મારા હૃદયને વિશ્રાંત કર; તારી દિવ્ય શાંતિ મારા ઉપર અવતરવાદે. મારી બુદ્ધિને દોરી જા કે જેથી મારે જેની રીતે જીવન ગાળવું જોઇએ તેવી રીતે હું જીવન વહન કરીશું; પરમાત્મા માનવિ તથા દરેક પદાર્થ પ્રત્યેના મારાં કર્તવ્યો હું બરોબર બજાવી શકું. "
**પેરેસેલ્સસની** દરરોજની પ્રાર્થના.

સત્ય માટે પ્રયત્ન પરાયણ અને પ્રજ્ઞાન પામવાની ઇચ્છાવાળી માનવિઓ, પ્રકૃતિના રહસ્યો તેમના સમક્ષ ખુલ્લાં મુકાવાની આકાંક્ષાવાળાં હોતાં નથી; તમારે પણ આવી આકાંક્ષાવાળા બનવાનું નથી; પરંતુ તમારે તો તમારી ભાવનાઓમાં સત્યના નિત્ય મૂળસ્થાન સુધીના, સમગ્ર જ્ઞાનના ઉદ્ભવસ્થાન સુધીના ઉચ્ચાભિલાષી બનવાનું છે; સર્વ રહસ્યોનો તમારા પોતામાંથીજ ખુલાસો મળી આવવાનો તથા જેમ તમે સ્થૂલ સૂર્યના પ્રકાશવડે અને તમારી બાહ્યઇન્દ્રિયોનાં× અવલોકનવડે બાહ્યપદાર્થોના દેખાવો જોઇ શકોછો તેમ તેટલીજ સ્પષ્ટતાથી સત્ય શ્રદ્ધાના પ્રકાશવડે પ્રકૃતિના ગૂઢ પુસ્તકને ઉકેલવાનો માર્ગ કદાચ તમને દર્શાવવામાં આવે તેટલા માટે જેનું બીજક તમારા પોતાના જીવાત્માના અંતરમાં પડેલું છે તથા જે પરમાત્માવડે પોષાય છે એવા દિવ્ય તત્ત્વની તમારે પ્રાર્થના* કરવાની છે.

---

× સત્યના અનુભવમાં ખરા જ્ઞાનનો સમાવેશ થાય છે. માત્ર ન્યાયની તર્કજાળવડે અથવા સમાચાર મારફતે મેળવેલું જ્ઞાન હૃદયમાં પ્રવેશ કરી શકતું નથી; માનસિક શક્તિનો નાશ થતાં તેનો પણ વિનાશ થાય છે.

* પ્રાર્થના શબ્દવડે નકામા શબ્દોનું પુનરાવર્તન અથવા નકામા લવારાનો ઉચ્ચાર અથવા પાઠ, અથવા એકાદ કાલ્પનિક દેવતા પાસેથી કૃપા મેળવવાની બાબત બીલકુલ સૂચવાતી નથી. પરંતુ તેવડે તો આત્માના પ્રદેશમાંથી આત્મિક ચૈતન્ય-અણુઓને આકર્ષતી મનની ઉચ્ચ ભાવનાની ભૂમિકા સૂચવાય છે. પ્રાર્થના તો એકાંત શાંતિમાંજ કરાય છે, તેને કોઈ પ્રકારના બાહ્ય આચારાડંબરની જરૂર નથી. "પ્રાર્થના કેમ કરવી તે નહિ જાણનાર ખરેખર મહાજ ગરીબ છે." એમ યોગમાં કહેવાયું છે.

વિરોધીઓ. અને પ્રકૃતિલય પામનારાઓ આથી પણ ઉચ્ચ દશા ભોગવે છે, તેમને સમાધિના ઉચ્ચ સ્વરૂપ સાથે લેવા દેવા છે.

આ પ્રમાણે આપણે જોયું કે સ્વર્ગમાં દેવોના બાવીસ વર્ગો ગોઠવવામાં આવ્યા છે મહેન્દ્રમાં છ, પ્રાજાપત્યમાં પાંચ અને બ્રહ્મ લોકમાં અગીયાર; મહેન્દ્ર લોકમાં વસનારાઓનું ચૈતન્ય તાન્માત્રિક જીવનમય હોય છે. પ્રાજાપત્ય લોકમાં વસનારાનું ચૈતન્ય માનસિક ઉર્મિઓમાં, કલા અને સૌંદર્યની સૃષ્ટિમાં લાગેલું તન્મય હોય છે.

બ્રહ્મ લોકના દેવો ઉચ્ચમાનસિક જીવન પરાયણ હોયછે. જીવનના આવા સર્વ અંશો માનવિનામાં જોવામાં આવે છે. યથાર્થ રીતે પોતાનાં ઉચ્ચ સ્થાનોમાં રહીને આ દેવો જ માનવ સૃષ્ટિ ઉપર રાજ્ય ચલાવે છે. અપવર્ગની દશા પામતા પૂર્વે પુરૂષને આ સર્વે પ્રદેશોમાંથી પસાર થવું પડે છે. માત્ર માનવ દશામાંજ ચૈતન્ય અધમ ભૂમિકામાંથી ઉચ્ચમાં જઇ શકે છે, માનવ દશા કર્મ ભૂમિ છે, કર્મ માટે છે, સ્વર્લોકની દશા ખરા ઉપયોગ માટે, લક્ષણ યુક્ત બનવા માટે, ઉચ્ચ બનવા માટે છે.

સાંખ્ય દર્શનના સિદ્ધાન્ત, પ્રમાણે માનવિ આરંભમાં એક ત્રિવિધ વ્યક્તિ છે. પ્રથમ સ્થૂલ શરીર, બીજુ લિંગ શરીર અને ત્રીજો ચૈતન્યના તત્વરૂપ પુરૂષ.

લિંગ દેહ યથાર્થ રીતે ૧૮ તત્વોનો બનેલો છે.

કપિલ આમ કહે છેઃ—

सप्तदशैकम् लिंगम् ॥ ९–३ ॥

સાત, દશ અને એક મળીને લિંગ શરીર થાય છે.

સાત ઉત્પાદક તત્વો છે–બુદ્ધિ, અહંકાર અને પંચતન્માત્રાઓ.

દશ ઇન્દ્રિયો છે–પંચજ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિય. એક–મનસ છે.

વિજ્ઞાનેશ્વર આ સૂત્રને જરાક બીજી રીતે સમજાવે છે. તે કહે છે, કે લિંગશરીર હમેશાં સત્તરતત્વોનું બનેલું કહેવાય છે અઢારનું નહિ; વળી તે ઉમેરે છે. આ સપ્તદશ વિધવિભાગમાં પણ અહંકાર અને બુદ્ધિને માત્ર એક રૂપે ગણવામાં આવેછે. વ્યાવહારીક રીતે આમ કહેવાનો અર્થ તેનો તેજ થાય છે. લિંગ શરીરમાં મહાભૂતો વિનાનાં સાંખ્ય દર્શનનાં સર્વે તત્વોનો સમાવેશ થાય છે.

કોઇ કોઇ વાર એમ કહેવાય છે, કે લિંગ શરીરને સ્થૂલ દેહ ઉપરાંત એક અન્ય સૂક્ષ્મ શરીર હોય છે; પછીથી કહેવાય કે પુરૂષને ત્રણ શરીરો હોય છે; લિંગ શરીર, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીર. કોઇ કોઇ વાર વળી લિંગ અને સૂક્ષ્મ શરીરોને એકરૂપેજ વર્ણવવામાં આવે છે.

વિકાસનાં કાર્ય સિદ્ધ કરવા માટે ખરેખરી રીતે લિંગશરીરજ. વિવિધ લોકોમાં પસાર થાય છે, અમુક લોક માટે જરૂરનું હોય તેવું દરેક લોકમાં સૂક્ષ્મ શરીર ધારણ કરી લે છે.

( ચાલુ )

રામપ્રસાદ.

સાથે સંબંધવાળા પદાર્થો વિષેની ખબરોથીજ માત્ર ભરી કાઢશે તો તે કદાચ ઘણાજ થોડા ઉપયોગની બાબતોમાં એક પંડિત બનશે, મોહક અને ક્ષણિક જીવન સાથે સંબંધવાળી અનેક બાબતો યાદ રાખી શકશે, પરંતુ તેનો આધ્યાત્મિક વિકાસ તો અવશ્ય કરીને ધીમો પડી જશે. એક સૃષ્ટિમાં ગુમાવેલી શક્તિનો અન્ય સૃષ્ટિમાં ઉપયોગ થઇ શકતો નથી. ક્ષણમાં પસાર થતા બનાવોનું ફરી ફરી સ્મરણ કર્યા કરતાં આવા પ્રકારની આત્મિક ઉન્નતિ ઘણીજ અગત્યની છે; એ ઉન્નતિ જ ઘણો કાલ ટકે એવી હોય છે, વિકાસની અધમ ભૂમિકાઓનાં પરિણામનો અંત આવી જાય છે. સંપૂર્ણતા પામવા માટે બુદ્ધિ શક્તિનો ઉપયોગ કરવાનો છે; પરંતુ આંતરજ્યોતિને આત્માના અગ્નિમાંજ પ્રકાશવાનું છે; આત્માગ્નિનાં બલપ્રદ કીરણોને દેહમાં સઘળે ફેલાવવાનાં છે.

ગુપ્તવિદ્યાના સર્વ પ્રકારના અભ્યાસનો ખરેખરો માત્ર એકજ ઉદ્દેશ હોવો જોઇએ.—પોતાના જીવાત્મામાં વસતા આત્મિકતત્ત્વને વિકસાવવાનો; તેને સજીવન બનાવીને તેના ભાનવાળા બનવાનો, તેને પોતાની અમર સત્તા અનુભવાવવાનો પોતાની શક્તિના મોટા વિભાગને આવા ઉદ્દેશમાં યોજવાવડે. વિચાર અને ભાવનામાં આત્મસૃષ્ટિપર્યંત વિલસવા વડે, સર્વ પ્રકારનાં અધમ આકર્ષણોને દૂર કરીને જ માત્ર આ સાધી શકાય છે. અધમ પ્રેરણાઓ અને વિષય કામનાઓ, તેમની હયાતી માટે જરૂરની શક્તિ હરાઈ જતાં રીબાઇને મરણ શરણ થાય છે, એજ આનું આવશ્યક પરિણામ આવે છે. માનવ—પાશવતત્ત્વનો બલિ અપાય છે, મરણ શરણ થાય છે; ચિતામાંથી પ્રકાશિત છતાં પણ એક ખરા દેહમાં, એક નિત્ય જીવનમાં અમર—દિવ્યતત્ત્વનો ઉદય થાય છે. સર્વ પ્રકારની શાસ્ત્રીય અને ધાર્મીક કેલવણીનો મુખ્ય ઉદ્દેશ આ બાબત સિદ્ધ કરવાનો હોવો જોઇએ. પ્રાચીન ગુપ્ત વિદ્યાવાદીઓ અને કીમીયાવાદીઓનો આવોજ ઉદ્દેશ હતો; તે પામવાનો માર્ગ પણ તેમણે દર્શાવ્યો છે. વર્તમાનકાલનાં લોકમાન્ય દેવાલયો, મંદિરો, મતપંથ સંપ્રદાય સમાજાદિ સંસ્થાઓ આવોને, આવોજ ઉદ્દેશ હોવાનું બતાવે છે, પરંતુ તેમની મહેનતના પરિણામથી સાબીત થાય છે, કે આપણા પૂજારીઓ, ગુરુઓ તથા સાધારણ માનવિઓનો મોટો વિભાગ તેમને વિશ્વાસથી સોંપવામાં આવેલી જ્યોતિને ગુમાવી બેઠો છે તથા, રૂપકો, સંજ્ઞાઓ, ચિહ્નો આદિનો ખરો મર્મારથ વિસરી ગયો છે. તેઓ હવે માત્ર બાહ્યઆકારને પૂજવા લાગ્યા છે, આંતરતત્ત્વરૂપ આત્માનો નકાર ભણવા લાગ્યા છે, જડની પૂજના એક ધર્મમાં તેમના મતનો વિકાસ થયો છે.

આમ છતાં સર્વ સમયોમાં આત્મજ્ઞાનના અનુભવવાળાં, ખરેખરી જ્યોતિમાં વિહરનારાં કેટલાંક માનવિઓ હમેશ મળી આવે છે.

પ્રકૃતિના ત્રણ પ્રદેશો—ભુવનો—લોકોનાં રહસ્યો તેમના જાણવામાં હોય છે;—જડનો પ્રદેશ, જીવાત્માનો સ્વર્ગપ્રદેશ, આત્માનો પ્રદેશ; પરંતુ આ સર્વેએ કાંઇ તેમનું જ્ઞાન ગપાટામાંથી તેમજ પુસ્તકોના વાચનમાંથી તેમજ પસંદગીની એક આબતરૂપે અન્યના અભિપ્રાયોનો સ્વીકાર કરીને મેળવ્યું નથી; સ્વીકૃત આધારોથી સ્વતંત્ર રીતે જાણવાની શક્તિને વિકસાવીને આ સર્વેએ તેમનું જ્ઞાન મેળવ્યું છે. આવાં માનવિઓન

મહાત્મા—કારીગર હોય છે, તેમણેજ પ્રજ્ઞામંદિર બાંધવામાં મહેનત કરી છે; તેમણેજ વિશ્વવ્યાપક પ્રજ્ઞામંદિરના ઉપાંતપાષાણને પોતાનાં હૃદયમાં સ્થાપ્યો છે, સંપૂર્ણ વર્તુલમાં ગોઠવ્યો છે; એ મંદિરની કમાનો માનવિની સ્થૂલ નૈતિક અને આત્મિક સંપૂર્ણતામાં જણાઇ આવે છે. આ લોકો અમુક અમુક મંડલોમાં ગોઠવાઇ જતા હતાઃ તેમનો ઉદ્દેશ આત્મ વિકાસમાં પરસ્પરને સહાય થવાનો હતો; જો કે આત્મજ્ઞાન આપી શકાતું નથી પરંતુ પોતાને સૂજતી દિશાઓ અનુસાર મેળવી શકાય છે, છતાં જેઓ તે પામ્યા હોય તેમનો અનુભવ માર્ગમાં બીજાઓનું નિયમન કરી શકે. જેમ એક અજ્ઞાન પ્રદેશનો મુસાફર શોધક પર્વતો અને નદીઓનાં સ્થલોને નોંધી લે છે, ભીનાશનાં સ્થાનો અને જંગલોની નોંધ લે છે, મીઠું પાણી મળે એવા સ્થાનને ખાસ નોંધે છે, તેમ જ્યોતિનો અનુભવી પણ સંપૂર્ણતાનો માર્ગ જડયા પછી, માર્ગ દર્શાવે છે તથા સત્યનાં સજીવન પ્રાપ્ત થાય એવાં સ્થલોનો નિર્દેશ કરે છે.

આવાં મંડલો હજુ પણ વિદ્યમાન છે; પ્રાચીન સમય પેઠે વર્તમાનમાં પણ તેમનાં રહસ્યોને સામાન્ય લોક સમૂહ આમળ ખુલ્લાં કરવામાં આવતાં નથી; તેમની હયાતી પણ ખુલ્લી રીતે જણાયલી હોતી નથી. હજુ પણ તેઓ પોતાની વિદ્યા સમજાવતાં ચિહ્નો રૂપકો, ચિત્ર ભાષાનો ઉપયોગ કરે છે; આ સર્વ માત્ર જેને દીક્ષા મળી હોય તેનાથી સમજી શકાય છે. અનધિકારીઓને પ્રકૃતિના આંતરમંદિરમાં દાખલ થતા અટકાવવા માટે તેમને આમ કરવું પડે છે; અનધિકારીઓ આમાં પ્રવેશ પામતાં તેમના હાથમાં એવી શક્તિઓ આવે કે જેનો અન્યને દુઃખી કરવામાં ઉપયોગ થાય તથા તેમને પણ એક શ્રાપ સમાન થઈ પડે;* કારણ કે જેની ઇચ્છા શક્તિ પાપી હોય છે, તેની તે શક્તિ બલવાન અને અસરકારક બનતાં તે તેના પોતાનાજ ઉપર કાર્ય કરી બેસે છે, આત્મિક શક્તિયોને ગતિમાં મૂકવાની સત્તાવાળા અશુભકારી માનવિના સામે પુરૂષ અથવા સ્ત્રી કોઇપણ પોતાનો બચાવ કરી શકશે નહિ, કારણ કે આવી શક્તિયોની ગતિનું વલન તથા તેમનો સંભવ પણ માનવ જાતના મોટા વિભાગ માટે તો હજુ અજ્ઞાતજ છે. માત્ર

સત્યનો સત્ય ખાતર શોધ ચલાવનારાઓ, સર્વ પ્રકારની સ્વાર્થી વાસનાને દૂર રાખનારાઓ મંદિરમાં પ્રવેશી શકે છે તથા તેમની હૃદય જ્યોતિમાંથી વિસ્તરતા પ્રકાશ વડે તેને જોઇ શકે છે. જેમને તેમના પોતામાં આ જ્યોતિનાં દર્શન થયાં નથી તેમણે તો મંદિર બહારના ચોગાનમાં વસવું જોઇએ; પ્રવેશવાનને તથા પટંતર વિના દેવીનાં દર્શન પામવા માટે તેમણે યોગ્ય રીતે ખરેખરા તૈયાર થતા સુધી વાટ જોવી જરૂરની છે.*

( ચાલુ )

Lux.

---

# ॥ स्थूल पारनो सृष्टिनुं ज्ञान ॥

( અનુસંધાન ગત વર્ષે પૃષ્ટ—૩૪૯ થી )

હવે પછીના સિદ્ધાન્તોને એક પ્રાચીન પરંપરાગત આધાર છે; તેની પ્રકૃતિ અને નામ વિષેની ખાસ ખબર વર્તમાનમાં આપી શકાય એમ નથી. આ પ્રાચીન સંપ્રદાયની શાલાના દીક્ષાવિધિમાં અમુક ક્રમ પર્યંત લઇ જતા ત્રણ પાદ વિષે સિદ્ધાન્તોમા સૂચનો આપવામાં આવ્યું છે પરંતુ અત્રે તો આ સંપ્રદાયમાંનું એટલુંજ કહેવામાં આવશે કે જેટલું ખુલ્લેખુલ્લું કહી શકાય. એક ઘણાજ ઊંડા અને સુપરિચિત સિદ્ધાન્તમાંથી અત્રેના ઉપદેશોનો સાર સંગ્રહ કરવામાં આવ્યો છે. ગુપ્તવિદ્યાની શાળાઓમાં તો ઉપદેશ પ્રમાણે એક નિશ્ચિત માર્ગને અનુસરવામાં આવે છે; આ ઉપરાંત વળી કેટલાંક એવા સાધનો હોય છે, કે જે વડે માનવ જીવાત્માઓ આત્મ સૃષ્ટિ સાથે ભાન પૂર્વક સંબંધમાં આવી શકે છે એક સારી રીતે નિયમાવલી શાલામાં મળતા શિક્ષણનો, ફરવાના સમયમાં કોઇ કોઇ પ્રસંગે મળતા ઉપદેશ સાથે જેટલો સંબંધ છે તેવોજ સંબંધ હવેના પત્રોમા દર્શાવાતા ઉપદેશને આવા પ્રકારનાં સાધનો સાથે છે. તો પણ અત્રે જે સૂચવવામાં આવશે તદનુસાર તીવ્રેચ્છા પૂર્વક મંડયા રહેવાથી એકાદ ખરેખરી ગુપ્તશાલામાં પ્રવેશવાના માર્ગ પર્યંત પણ પહોચી શકાશે. પરંતુ હૃદય અને ખંતવિનાના અધુરા વાચનથી કંઇ પણ થવાનું નથી એ સ્પષ્ટછે. જેઓ પોતાની જાતને કંઇક વધારે મેળવવાને યોગ્ય માનતા હોય તેમણે ગુપ્ત વિદ્યાના એકાદ સિદ્ધને શોધવાની જરૂર છે. પ્રથમનાં પ્રકરણોમાં જે સૂચવાઇ ગયું છે તદનુસાર જો અભ્યાસી વર્તશે તોજ આ બાબતોનો અભ્યાસ પણ સફલ નિવડશે. ઉપરિ સૂચિત પ્રાચીન સંપ્રદાયની શાલા નીચે પ્રમાણે ત્રણ ભૂમિકાઓ દર્શાવે છે::—

૧ કસોટીકાલ, ૨ જ્ઞાનપ્રબોધ કાલ ૩ દીક્ષાકાલ.

---

* તેઓ અંદર પ્રવેશ ના ક્યારે તૈયાર થશે તે સમય તેમના કર્મથી નિશ્ચિત થાય છે, તેથી તેનો આધાર તેમના પોતાના પ્રયત્ન ઉપર છે.

આ ત્રણ પગલાં એવી રીતે ભરવાં કે બીજું ભરાતા પહેલાં પ્રથમ સંપૂર્ણજ હેવું જોઈએ; તેમજ ત્રીજું ભરાતા પહેલા બીજું પણ તેવુંજ જોઇએ એમ બીલકુલ જરૂરનું નથી. કેટલીક બાબતોના સંબંધમાં અભ્યાસી જ્ઞાન પ્રબોધ અનુભવી શકે છે, દીક્ષાકાળનો પણ કેટલોક અનુભવ મેળવે છે; વળી અન્ય કેટલીક બાબતોના સંબંધમાં તો તે હજુ કસોટીની ભૂમિકામાં જ હોય છે. તો પણ કોઇ પ્રકારનો જ્ઞાન પ્રબોધ થતા પહેલાં કસોટીની આવી ભૂમિકામાં અમુક સમય ગાળવાની ઘણીજ જરૂર છે; કેટલીક રીતે તો દીક્ષાની ભૂમિકામાં પ્રવેશ મળી શકવા માટે પ્રથમથી જ્ઞાન પ્રબોધ પામવાની જરૂર છે. પરંતુ આ સર્વેને વર્ણવતાં તો સ્પષ્ટતા ખાતર ત્રણે ભૂમિકાઓનું એક પછી એક વર્ણન અપાય એજ જરૂરનું છે.

## ॥ कसोटीकाल ॥

ધર્મવિષયક અને માનસિકજીવનની એક પ્રકારની સૂક્ષ્મ કેળવણીમાં કસોટીકાલનો સમાવેશ થાય છે. આવા અભ્યાસ વડે જેમ અનષ્ટ સજીવન જડમાંથી પ્રાકૃતિક શક્તિઓ અવયવો સહિત સ્થૂલ દેહને ચોજી કાઢે છે તેવી રીતે " આત્મિક દેહને " દર્શનનાં નવીન સાધનો અને કાર્ય કરવાનાં નવીન અવયવો પ્રાપ્ત થાય છે.

આપણી આસપાસની દુનિયામાં બનતા અમુક બનાવોમાં જીવાત્માના લક્ષને દોરવા વડે આરંભ કરી શકાય છે. એક પક્ષે વૃદ્ધિ પામતા, વિસ્તરતા, પોષાતા જીવનરૂપ અને અન્યપક્ષે કરમાતી, વિનાશ પામતી, મરણ શરણ થતી બાબતો સાથે સંબંધવાળા આવા બનાવો હોય છે.

જ્યાં જ્યાં આપણી નજર દોરીએ ત્યાં આવા બનાવો એક સામટા બનતા જોવામાં આવે છે; તેમનાથી સઘળે સ્વાભાવિક રીતે માનવિઓમાં લાગણીઓ અને વિચારોનો ઉદય થાય છે. પરંતુ સામાન્ય બનાવોમાં એકાદ માનવિ આવા વિચારો અને લાગણીઓ પ્રત્યે જોઇએ તેટલું ધ્યાન આપવામાં નિષ્ફળ નિવડે છે. તેટલા માટે જે જાણનું છે તે એટલુંજ છે, કે તેણે તેના ધ્યાનને આવા દેખાવોમાં દઢતાથી અને ભાન સહિત લગાવવું જોઇએ. જ્યાં જ્યાં અમુક પ્રકારનાં વિસ્તારને વૃદ્ધિ જોવામાં આવે ત્યાં ત્યાં તેણે પોતાના અંતરમાંથી અન્ય સર્વ દૂર કરીને, થોડા સમય માટે તો આ એક સંસ્કારનેજ તદ્દન આધિન બની જવું જોઇએ અત્યાર સુધી આવા પ્રસંગમાં તેના અંતરમાંથી સહેજ સાજ પસાર થઇ જતો એકાદ ઇન્દ્રિય અનુભવ હવે તો એટલો બધો વિસ્તારવાળો બને છે, કે એક બળવાન અને ઉત્સાહી પ્રકૃતિનો નિવડે છે, આવી તેની થોડા સમયમાંજ ખાત્રી થાય છે, હવે તેણે આવા વિચાર સ્વરૂપને પોતાના અન્તરમાં શાંતિથી આમ તેમ ઘુમવા દેવું જોઇએ; આમ થવા માટે તેણે અંતરમાં તો તદ્દન શાંત બની જવું જોઇએ, બાકીની બાહ્ય દુનિયાથી તેણે પોતાની જાતને દૂર રાખવી જોઇએ તેથી તેનો અંતરાત્મા આવા વિસ્તાર અને વૃદ્ધિ વિષે જે જે સૂચવે તેનેજ અનુસરવું જોઇએ. જો આપણે આપણી ઇન્દ્રિયોને દુનિયા પ્રત્યે બુઠી બનાવી દઇએ તો ઘણી જલદીથી આગળ વધી શકાય,

એમ કોઈ પણ પ્રકારે ધારવાની જરૂર નથી. પ્રથમ તો અભ્યાસીએ આવા બનાવોનો જેમ બને તેમ તીવ્રતા અને યથાર્થતાપૂર્વક અભ્યાસ ચલાવવાનો છે: પછીથી આમાંથી પરિણામ પામતા ઇન્દ્રિયાનુભવો પ્રત્યે તથા અંતરાત્મામાં ઉદય થતા વિચારો પ્રત્યે અભ્યાસીએ પોતાનું લક્ષ દોરવાનું છે. જે અગત્યનું છે તે આટલું છે. સંપૂર્ણ અંતરસમતા સહિત અભ્યાસીને આવા ઉભય પ્રકારના બનાવોમાં લક્ષ આપવાનું છે. જો તે જોઈતી શાંતિ મેળવી શકે છે તથા અંતરાત્મામાં જે ઉદય થાય છે તેને આધિન થાય છે. તો પછીથી તેને યોગ્ય સમયે નીચે પ્રમાણે અનુભવો થાય છે:—અંતરાત્મામાં ઉદય પામતી, પહેલાં ના જણાયલી એવી લાગણીઓ અને વિચારોની નવીન પરંપરાઓ અભ્યાસીના લક્ષમાં આવે છે. જેમ જેમ અભ્યાસી આ પ્રમાણે કંઈક ઉગતા, વિસ્તરતા, વૃદ્ધિ પામતા પ્રત્યે પોતાનું લક્ષ વધારે વધારે દોરતો જાય છે, તથા કરમાતા, નાશ પામતા એવા કંઈક સાથે તેમને સરખાવતો જાય છે તેમ તેમ તેની આવી લાગણીઓ વિશેષ બલવાન્ બનતી જાય છે. જેવી રીતે પ્રાકૃતિક શક્તિયો સજીવન જડમાંથી સ્થૂલ દેહનાં આંખ કાન વિકસાવી લે છે તેમ આ પ્રમાણે સધાતી લાગણીની ભાવનાઓમાંથીજ વિશ્વ દૃષ્ટિનાં અવયવો પણ તેવી જ રીતે આપોઆપ વિકાસ પામતાં જાયછે. ઉગતા અને વિસ્તરતા પદાર્થ સાથે એકાદ નિશ્ચિત વિચાર—મૂર્તિ સ્વતઃ જોડાઈ જાય છે; તેમજ વળી સમાન રીતે નિશ્ચિત અન્ય વિચારમૂર્તિ કરમાતા, નાશ પામતા પદાર્થ જોડે પણ યોજાય છે. પરંતુ અત્ર દર્શાવાયલા માર્ગ પ્રમાણે આવી લાગણીઓને કેળવવામાં આવી હશે તો જ આ પ્રમાણે બનશે.

આ લાગણીઓ કોના જેવી હોય છે તેનું માત્ર સ્હેજસાજ વર્ણન આપી શકાય છે. આવા આંતર અનુભવોમાંથી પસાર થતાં થતાં દરેક અભ્યાસીએ આ સબંધી પોતપોતાની ભાવનાનો અનુભવ મેળવવો જોઇએ. જેમણે વારંવાર ઉગતા, વિકસતા, વૃદ્ધિ પામતા પદાર્થોનું એકાગ્રતાથી અવલોકન કર્યું છે તેમને તે સર્વેનું કંઈક કંઈક દૂરનું પણ સૂર્યોદયની ભાવના સાથે મળતાપણું લાગે છે; કરમાતા વિનાશ પામતા પદાર્થોના અવલોકનવડે તેમ નામાં તેવીજ રીતે ક્ષિતિજમાં ધીમે ધીમે ઉદય પામતા ચંદ્ર સાથે સરખાવી શકાય એવો અનુભવ ઉદય થાય છે. આ ઉભય પ્રકારની વૃત્તિઓ લાગણીઓ, એવી શક્તિયો છે કે જેમને હમેશાં વધતા જતા સુધારા સહિત સંભાળથી કેળવાય તો શુભ વિધાનાં મોટાં મોટાં પરિણામ સિદ્ધ થઈ શકે છે. જે વિધિ અને ઉદ્દેશપૂર્વક વારંવાર આવી ભાવનાઓને આધિન બને છે તેને માટે એક નવીન સૃષ્ટિ ખુલ્લી થાય છે. " આત્મસૃષ્ટિનો " કહેવાતા " કામના લોકનો, " ભુવર લોકનો તેનો અનુભવ આરંભાય છે: ખીલવું અને કરમાવું, એ બાબનો પહેલાંની પેઠે હવે તેના ઉપર અનિશ્ચિત સંસ્કારો રૂપે રહી નથી, પરંતુ હવે તો તેઓ તેને પૂર્વે શંકા પણ નહતી તેવી સૂક્ષ્મ રેખાઓ અને આકૃતિઓનાં રૂપ ધારણ કરતી જાય છે. આવી રેખાઓ અને આકૃતિઓનાં ભિન્ન ભિન્ન બનાવો માટે ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપો હોય છે. ખીલતું પુષ્પ, વધતું પ્રાણી, નાશ પામતું વૃક્ષ, તેના અંતર્ પ્રદેશમાં અમુકનિશ્ચિત રેખાઓ ઉપજાવે છે. ભુવર્લોક ધીમે ધીમે તેના સમક્ષ વિસ્તરતો જાય છે. તેમજ આવા આકારો કોઈ પણ રીતે મરજીમાં આવે તેવા પણ હોતા નથી. વૃદ્ધિની સમાનભૂમિકાવાળા બે અભ્યાસીઓને તેની તેજ દશાઓમાં હમેશાં તેની તેજ રેખાઓ અને આકૃતિઓ જોવામાં આવે છે. જેમ બે સાધારણ માનવિઓને ખાત્રીથી એક ગોળ ટેબલ ગોળજ લાગશે, એકને ગોળ અને બીજાને ચોરસ

નહિ લાગે, તેમજ વળી ઉભય જીવાત્માઓના દર્શનને એક વિકસતું પુષ્પ સમાન ચૈતન્ય સ્વરૂપજ દર્શાવશે. જેમ સામાન્ય પ્રાકૃતિક ઇતિહાસમાં પ્રાણી અને વૃક્ષોના આકારો વર્ણવવામાં આવ્યા હોય છે તેમ એકાદ ગુપ્ત શાલાનો ગુરૂ પણ ખીલવા અને કરમાવાની વિધિયોનાં આત્મિક સ્વરૂપોનું તેમની પ્રકૃતિ અને જાતિ અનુસાર વર્ણન આપે છે, ખુલાસો કરે છે.

જો અભ્યાસી, બાહ્ય ચક્ષુઓથી સ્થૂલ રીતે પણ જોઈ શકાય એવા દેખાવોનાં આવાં ભિન્ન ભિન્ન રૂપાંતરો જોઇ શકવા સુધી વધ્યો હશે તો તે એવી ભૂમિકાથી થોડોજ દૂર રહે છે કે જ્યારે તે સ્થૂલ અસ્તિત્વ વિનાના પદાર્થોને અવલોકી શકે છે; આવા પદાર્થો ગુપ્ત શાલામાં અભ્યાસ ના કરનાર અભ્યાસી માટે તો તદ્દન છૂપા (ગુપ્ત) રહે છે.

(ચાલુ)

---

# वेदकाल विचार.*

(મળેલું.)

વેદ એ આર્યશાસ્ત્રોના સર્વ ગ્રંથો મધ્યે પ્રાચીનતમ છે, એ સમ્બન્ધે કોઇને કાંઇ પણ શંકા જેજ નહિ. માનવ જાતિનું અર્થાત્ આર્ય શાખાનો પ્રાચીન ઇતિહાસ સમજવાને માટે વેદના જેવું બીજું એક પણ સાધન નથી, એવી પાશ્ચાત્ય સંસ્કૃત પંડિત મેક્સમ્યૂલરાદિ પ્રભૃતિઓની પૂર્ણ ખાત્રી થયેલી છે. વેદકાલની તૂલના કરવાને સારૂ ગૌતમ બુદ્ધથી શ્રી શંકરાચાર્યે અદ્વૈત વેદાંત મતની સ્થાપના કરી તે મિતાનો, તથા કેટલાક ગ્રીકગ્રંથો, અને અશોક રાજાના શિલાલેખો, તેમજ કેટલાક ચીની પ્રવાસીનાં વર્ણનો ઉપરાંત બીજા મહત્વનાં સાધનોની સ્હાયતા જરૂરની છે. વેદકાલની પૂર્વે આર્યાવર્તના ઇતિહાસ માટે કાંઇ પણ નિશ્ચયની ખબર પડતી નથી. સર્વથી જૂના માનવજાતિના ઇતિહાસ-સંશોધક તરિકે અત્યંત મહત્વના ઋગ્વેદના કાલમાં પણ તર્કજ ચલાવેલો છે.

વેદકાલ નિર્ણયને માટે તમામ શોધકોએ જૂદી જૂદી પદ્ધતિઓનો સ્વીકાર કરેલોછે. મેક્સમ્યુલરે ભાષાપદ્ધતિનો ઉપયોગ કરી વેદકાલના નિર્ણયને અર્થે એકંદરે છંદકાલ, મંત્રકાલ, બ્રાહ્મણકાલ અને સૂત્રકાલ એવા ચાર ભાગ ઠરાવ્યા. આવા પ્રકારે ચાર ભાગ કલ્પી પ્રત્યેક ભાગના બસે વર્ષને હિસાબે ઋગ્વેદ કાલનો અવધિ ૮૦૦ વર્ષનો મેક્સમ્યૂલર નક્કી કરે છે. અને જે અર્થે આ સૂત્રકાલ બુદ્ધના કાલની પહેલાં આવેલ છે, તે અર્થે તે કાલથી અગાડી ૮૦૦ વર્ષ માનવામાં આવે છે. અર્થાત્ વેદકાલ, બુદ્ધકાલ× પૂર્વે સુમારે ઈ૦સ. પૂર્વે ૧૨૦૦ માં પાશ્ચાત્ય પંડિત મેકસ મ્યુલર હોવાનું કહે છે.

પણ આ પદ્ધતિજ સદોષ છે. કારણ આ પદ્ધતિનોજ સ્વીકાર કરી નિરનિરાળા લોકોના પૃથક પૃથક મતો બંધાયલા છે. કોઇ પંડિત મેકસમ્યૂલર કહેલા છંદ, મંત્ર,બ્રાહ્મ-

---

* શ્રીયુત બાલગંગાધર તીલકના ઈ. સ. ૧૮૯૩ માં છપાયલા અંગ્રેજી The Orion or Researches into the Antiquities of the Vedas ઉપરથી અનુવાદ.

× ગૌતમ બુદ્ધ ઇ.સ. પૂર્વે ૫૦૦ વર્ષના સુમારે થઇ ગયાનું સૌ કોઇ વિદ્વાન કબૂલ કરે છે.

ણુ અને સૂત્રકાલના ચાર ભાગો પૈકી ત્રણજ સમજે છે. કોઇ ચાર સમજી પ્રત્યેક ભાગને બસે વર્ષ કરતાં અધિક વર્ષ થયાનું માને છે. ડૉ. હૉ. એ પ્રત્યેક ભાગને ૫૦૦ વર્ષની ગણતરીએ વેદકાળનો આરંભ ઇ. સ. પૂર્વે ૨૪૦૦ થી ૨૦૦૦ વર્ષ પર્યન્તનો ઠરાવે છે. વેદકાલ નિશ્ચિત કરવાને માટે આ પદ્ધતિ અનિશ્ચિત હોવાના સબબે તેનો ઝાઝો ઉપયોગ કરવામાં આવતો નથી.

હવે બીજી જ્યોતિષ પદ્ધતિને તપાસતાં વેદ બ્રાહ્મણ અને સૂત્રમાં જ્યોતિષ વિષયે જે કાંઇ કહેવામાં આવે છે, તે ઉપરથી આર્ય સુધારણાનો જૂનો કાલ નક્કી કરી શકાય તેમ છે એમ ઘણા જનો કહે છે, પરંતુ આ દિશાનો પ્રયત્ન તેઓ કહે છે તેટલો યશ આપે તેમ નથી. કારણ સામ્પ્રત જે જ્યોતિષના ગ્રંથો ઉપલબ્ધ થયેલછે તે પૈકી વેદાંગ જ્યોતિષ અર્વાચીન કાળનો છે. આ ગ્રંથ મધ્યે ગ્રીક લોકોના જ્યોતિષની હકીકત હોવાના સબબથી, તેમજ તેમાં કાલ માપની રીતિ ભિન્ન હોવાને લીધે, અને બીજાં પણ કેટલાંક કારણોને લેઇને, અર્વાચીન ગ્રંથમાંથી જ્યોતિષ વિષયક બાબતોનો બરાબર અર્થ કહાડવો એ દુર્ઘટ કાર્ય છે.

કેટલાક લોકો વેદના એટલા જૂના કાલમાં અયનાંત બિંદુ, સંપાત બિંદુ* વગેરે બાબતોનું યથાર્થ જ્ઞાન થવું સબરિત નથી એવી શંકા આણે છે. આ શંકા કેટલે અંશે વાજબી છે. તે વિષે આગળ વિચાર ચલાવવામાં આવશે. અત્ર તો માત્ર એટલુંજ કહેવું જરૂરનું છે કે, આવા પ્રકારની શંકા કાઢી વેદ મધ્યે જ્યોતિષ વિષયે કાંઇ પણ ઉલ્લેખ સંસ્કૃતજ્ઞપંડિતોએ શું નિરર્થક બતાવ્યો છે કે શું ?

પરંતુ આ જ્યોતિષપદ્ધતિએ નામો ઠરાવવામાં પાશ્ચાત્યપંડિતોએ ઘણી સાવધતા વાપરેલી છે, તો પણ તેમાં તેઓએ ભૂલ નથી કરી એમ કાંઇ કહી શકાતું નથી. મૂખ્ય મુદ્દો લક્ષમાં નહિં આવવાથી યોગ્ય પ્રયત્નને અભાવે દોષ થાય એ સ્વાભાવિક છે મી. બેંટલી એ પુરાણની વાતોપર અને શબ્દ વ્યુત્પત્તિપર ઘણો ભાર મુકેલ છે. પણ તેજ બાબતોનો પ્રત્યક્ષ વેદો મધ્યે કેટલો આધાર મળી શકે તેમ છે, એ જોવાનો તેણે પ્રયત્ન કર્યો નથી. કારણ પુરાણની બિનાઓ વેદની બિનાઓથી કેટલેક દરજ્જે રૂપાન્તર થયેલીછે, અને જે પ્રકારે હોય તેમાં આડકતરો બાજો કેટલોક વધારો પણ થયો છે. વાસ્તવિક વેદ મધ્યે તેવી પુરાણોની બિનાઓનો જ્યાં સુધી આધાર ન મળી શકે ત્યાં સુધી કોઇ પણ નિશ્ચયનું અનુમાન કહાડવું એ રાસ્ત નથી. સંહિતા, બ્રાહ્મણ, અને તમામથી પુરાણા ઋગ્વેદમાંથી ભૂગોલ અને ઇતિહાસના આધારવાળા પ્રમાણો મી. ગોડબોલે, અને દીક્ષિત

---

* વાસ્તવિક પૃથ્વિ—સૂર્યનો નક્ષત્રની પાછળ ફરવાનો માર્ગ એટલે ક્રાન્તિ વૃત્ત, અને આકાશનાં વિષુવવૃત્ત એ બન્નેમાં સુમારે ૨૩½ અંશનો તફાવત છે. એટલે એ બન્ને વર્તુલો એક બીજાને બન્ને બિંદુમાં છેદે છે તે છેદન બિંદુને સંપાત કહે છે આ પૈકી જે સંપાત પાસે સૂર્ય આવે એટલે વસંત ઋતુનો આરંભ થાય તે વસંત સંપાત અને બીજો શરદસંપાત આ બિંદુથી ૯૦ અંશપર જે બિન્દુ આવે છે તેને અયન બિન્દુ કહે છે. એક ઉત્તરાયન અને બીજું દક્ષિણાયન ઉપર કહેલ વર્તુલ પૈકી પહેલું ક્રાન્ત વૃત્ત સ્થિર રહેનારૂં છે અને બીજું વિષુવવૃત્ત ચલાયમાન થનારૂં છે. તેને છેદનાર સંપાત બિન્દુ પણ ચલ છે સંપાતચલન કિંવા અયન ચલન જે કહેવાય છે તે વિષુવ વૃત ચલાયમાન થવાથીજ થાય છે.

વગેરે ભારતીય જ્યોતિર્વિદોએ કહાડી પ્રાચીનત્વ પૂર્ણપણે સ્થાપન કરેલું છે, તો પણ તેના તરફ જોઇએ તેટલા વિદ્વાનોનું લક્ષ ગયેલું નથી.

વેદ કાલનો નિર્ણય કરવાને માટે વેદ વાકયોનો જે આધાર જોઇએ તે કેવા પ્રકારનો હોવો જોઇએ ? એ વિષે પ્રથમ તપાસ કરીએ. વેદકાલે હાલના જેવાં વેધયંત્રો હતાં નહિ એ સ્પષ્ટ છે અર્થાત્ તે સમયે ફક્ત આંખો વડે જે જોઈ શકાય તે ઉપરથી અનુમાન બાંધવામાં આવતું. આ આંખોવાળાં જોઈ શકનારાં વેધો મધ્યે સૂક્ષ્મ ગણિતની બિલકૂલ જરૂર નહોતી અર્થાત્ વર્ષકાલની ગણતરી પણ હાલના જેવી સૂક્ષ્મ નહોતી. એ સમયે કાલમાન-સમય જાણવા માટે હાલના જેવાં પંચાંગોની વ્યવસ્થા પણ નહોતી. તો પણ તે જાણવાને માટે અનુકૂળ સાધનો તે સમયના લોકોએ મુકરર કરી રાખેલાં હોય એમાં કાંઇ સંશય નથી. કાલમાપના વિદ્યમાનકાલે સાવનચાંદ્ર, નક્ષત્ર, અને સૌર એવી ચાર રીતો છે. તેનો વૈદિક ગ્રંથો મધ્યે કોઈપણ સ્થલે ઉલ્લેખ છેજ નહિ, અને વેદાંગ જ્યોતિષ઼િના બીજું કોઈ પણ પંચાંગ, કે સાધનને માટે જૂનો ગ્રન્થ ઉજ નહિ. અર્થાત્ એ કાલમાંમાપની રીતિ કેવી હતી ! એ ફક્ત કેટલાક વેદાંતના લેખો ઉપરથી અથવા યજ્ઞના ગ્રન્થોમાંવર્ણન કરેલ પુરાણી દંતકથા ઉપરથી સમઝી ગ્રહણ કરવું જોઇએ.

ઋગ્વેદમાં કેટલાક યાગસૂક્તો ઉપરથી યજ્ઞ યાગ પદ્ધતિ તે કાલે ઘણીજ પ્રૌઢ દશામાં હેવી જોઇએ એ સ્પષ્ટ છે.

આવી સ્થિતિ ઋતુ,માસ,કે વર્ષ સમ્બન્ધીનું સરસ જ્ઞાન થયા શિવાય હોય એ સંભવિત બનાય નહિ. આ ઉપરથી એમ માનવને કારણ મળે છે કે તે સમયે કાલ નિશ્ચય કરવા માટે કોઈ પણ પ્રકારની વૈદિક ઋષિઓ એ તજવીજ કરી રાખેલી હોવી જોઇએ. પરંતુ એ તજવીજનું યથાર્થ સ્વરૂપ સમઝવામાં નહિ આવવાથી યજ્ઞયાગ સમ્બન્ધી ગ્રંથો ઉપરથી એટલું જોવામાં આવેલ કે, ચંદ્રની વૃદ્ધિ ક્ષય, ઋતુનું બદલવું અને સૂર્યનાં ઉત્તર અને દક્ષિણ બેઅયનઃ એ તે કાલે કાલ માપવાના મૂખ્ય મૂખ્ય ખૂણા-ભાગો હતા.

બીજી વિશેષ બિના એવી છે કે, પુરાણયાગ કિંવા સત્ર, અને સંવત્સરનું સમાનપણું હતું. સત્ર એક એક વર્ષના હતા, અને તે સૂર્યની વાર્ષિક ગતિના અનુરોધનેજ માત્ર બેસાડેલ છે. તેના ૭ ૭ મહિનાના બે ભાગ કરી પ્રત્યેક મહિનાના ત્રીસ ત્રીસ દિવસ આપવામાં આવેલ છે. એ બન્ને ભાગની વચ્ચે-મધ્યે-વિષુવવાન્ એટલે મધ્ય દિવસ અથવા વિષુવ દિન છે. આથી એમ પ્રતીત થાય છે કે વૈદિક ઋષિઓએ પોતાનાં પંચાંગ મૂખ્યત્વે કરી યાગ કર્મ માટે કર્યા હતાં. તેમજ યજ્ઞ યાગ નિયમિત કરવાના યોગને લીધે પંચાંગની વ્યવસ્થા યથાર્થ રહેલી છે. આ વાર્ષિક સત્ર મધ્યે આહુતિનો કાલ અર્થાત્ પ્રતિદિન પ્રાતઃકાલ અને સાયંકાલ, દર્શમાસ, પૂર્ણમાસ, અને પ્રત્યેક ઋતુ તથા અયનના આરંભનો હતો.+ આ પ્રકારે સત્ર પૂરો થાય એટલે વર્ષ પણ પૂરૂં થાય.

સંવત્સર અને યજ્ઞ એ બન્ને શબ્દો ઘણે અંશે સમાનાર્થ વાચક છે. " संवत्सरः प्रजापतिः " " प्रजापति यज्ञः " " यज्ञो वै प्रजापतिः " " संवत्सरः प्रजापतिः "*

---

+ જૂઓ બોધાયન સત્ર ૨-૨૫-૧૬.

* ઐતરેય બ્રાહ્મ ૨-૭; ૪-૨૨. તૈત્તિરીય સંહિતા ૨-૫-૭-૩ અને ૭-૫-૭-૪; તેમજ ૭-૨-૧૦-૩.

હવે સંવત્સર ઉર્ફે યજ્ઞના મુખ્ય ભાગ વિષે પરીક્ષણ કરવું જોઇએ. કાલ માપનમાં મધ્યે મૂલ પરિમાણ સાવનનું જોવામાં આવે છે. ૩૦ સાવન દિવસનો એક મહિનો અને એવા બાર મહિના અથવા ૩૬૦ સાવન દિવસનું એક વર્ષ. પરંતુ તુલનાત્મક વ્યુત્પત્તિ શાસ્ત્ર ઉપરથી પ્રાચીન આર્ય લોક ચંદ્ર ઉપરથી મહિના ઠરાવતા હોય એવું જોવામાં આવે છે. પણ ૩૦ સાવન દિવસનો ચાંદ્ર મહિના બરોબર થવો શક્ય નથી. અર્થાત્ સાવન અને ચાંદ્ર મહિનાનો સંયોગ કરવા માટે સાવન મહિનાનો એક દિવસ ગાળી—ઘટાડી—નાંખવામાં આવતો; પણ આગળ ચાંદ્ર× અને સૌર વર્ષનો સંયોગ કરવાની જરૂર પડી, ત્યારે તે માટે અધિક દિવસ અથવા અધિક માસ ઉપજાવી કહાડવાની યુક્તિ પ્રાચીન આર્ય લોકોએ કહાડી હતી એવું દીસે છે. કારણ તૈત્તિરીય અને વાજસનેયી સંહિતા મધ્યે અધિક મહિનાનો ઉલ્લેખ હોવાનાં ઘણાં વાક્યો છે. તેમજ ઋગ્વેદના પહેલા મંડલમાં પણ =वेद्मासो धृतव्रतो द्वादश प्रजावतः वेदाय उपजायते એક કહેલ છે. ઋતુમાન ઉપરથી વર્ષનો અંદાજ બાંધવો એ કામ કઠિન નથી. અને ખરેખર ઋતુ ચક્ર ઉપરથી વર્ષની કલ્પના પ્રાચીનકાલે ઠરાવેલી હતી. જ્યારે આમ છે ત્યારે બાર ચાંદ્ર મહિનાનો કાળ ઋતુ ચક્રના ફરવાની ગતિથી ૧૨ દિવસ ન્યૂન થાય એ સાદી વાત માત્ર તે વખતના લોકોના સમજવામાં કઠિન હતી એમ માનવું એજ હાસ્યાસ્પદ છે. આ બાર દિવસનો ઉલ્લેખ પુષ્કળ ઠેકાણે આપવામાં આવેલો છે. અને તે પણ સૌર વર્ષનો ચાંદ્ર વર્ષ સાથે સંયોગ કરવા માટે જ આપવામાં આવેલો છે, એ ઉપરથી સ્પષ્ટ થાય છે. પરંતુ એ સૌર÷ વર્ષ નાક્ષત્ર છે, કે સાંપાતિક છે તે જોવું જોઇએ. સૌર વર્ષની કલ્પના ઋતુ ચક્ર ઉપરથી ઉપજાવી કહાડવામાં આવી છે ખરી, પણ સંપાત ચલનનો ઋતુ મધ્યે થનારો ફેરફાર એટલો સૂક્ષ્મ છે કે દૃષ્ટિએ આવવાને સેંકડો વર્ષ જોઇએ. અર્થાત્ એટલો સૂક્ષ્મ તફાવત પ્રાચીન આર્યોની નજરમાં આવ્યાનું જોવામાં આવતું નથી. કારણ સૂર્યના ક્રાન્તિવૃત્તમાં જગ્યા ઠરાવવાનાં સાધન બિલકુલ નહોતાં. સૂર્ય સિદ્ધાંત સમયે યદ્યપિ અયન ગતિનો શોધ લાગ્યો હતો, તોપણ તેમાં સૌર વર્ષ માત્ર નાક્ષત્રજ ગણવામાં આવેલ છે. અને આ ગતિ વિષયે કોઈ પણ વૈદિક ગ્રંથોમાંથી પ્રત્યક્ષ કિંવા અપ્રત્યક્ષ પુરાવો મળી આવતો નથી. એટલે યજ્ઞ ઉર્ફે સંવત્સર એ આયનિક સૌર નહિ પણ નાક્ષત્ર જ સૌર, તેમાં કાંઇ સંશય નહિ. પણ એ વર્ષમાન સ્થાપવાને સુમારે બેહજાર

---

× બાર ચાંદ્ર માસનું એક ચાંદ્ર વર્ષ. ચાંદ્ર માસ બે પ્રકારના છે. એક નક્ષત્રમાંથી ગમન કર્યા પછી પુનઃ તેજ નક્ષત્રમાં આવતાં જેટલા દિવસ લાગે તે નાક્ષત્ર માસ; અને એક અમાસથી બીજી અમાસ પર્યન્ત જે કાલ લાગે તેને અમામાસ કહે છે. હાલ તો અમામાસજ પ્રચલિત છે.

= ઋગ્વેદ ૧—૨૫—૮.

÷ વર્ષના બે પ્રકાર છે. એક નક્ષત્રમાં આવવા જવાને સૂર્યને જેટલો કાળ લાગે છે તે નાક્ષત્રને સૌર વર્ષ કહે છે. અને એક સંપાતમાં આવવા જવાને સૂર્યને જેટલો કાળ લાગે છે તેને સાંપાતિક કિંવા આયનિક સૌર વર્ષ કહે છે. સંપાત ચલાયમાન હોવાથી તે દરવર્ષ થોડું પાછળ રહે છે. એ કારણથી નાક્ષત્ર સૌર વર્ષ કરતાં સાંપાતિક સૌરવર્ષ થોડું સુમારે એક ઘટિકા કમી.

વર્ષ+ નો ઋતુ ચક્રનો મેળ કરવા માટે વર્ષારંભ બદલવો પડે. આવા પ્રકારનો ફેરફાર વર્ષારંભે કરવામાં પણ આવ્યો છે. એ બિના વર્ષમાન સાંપાતિક નહિ પણ નાક્ષત્રને લાગુ પડે છે, એમ કહેવાને વિશેષ પુષ્ટિ આપે છે.

હવે એ વર્ષારંભ કેમ સ્થાપવામાં આવ્યો ને જોવું જોઇએ. આગળ કહેવામાં આવ્યું છે કે સંવત્સર અને યજ્ઞ એ શબ્દ ઘણે અંશે સમાનાર્થક જ છે. અને વળી એ બન્નેનો આરંભ પણ એકદમ જ થવો જોઇએ. વેદાંગ જ્યોતિષ મધ્યે સંવત્સરનો ઉત્તરાયનથી આરંભ કરેલો છે, અને શ્રૌત સૂત્રો મધ્યે પણ ગવામયન આદિ વાર્ષિક સત્રનો આરંભ પણ ઉત્તરાયનથી જ કરવામાં આવ્યાનું કહેવામાં આવે છે.+ દેવ સમ્બન્ધી તમામ કર્મ ઉત્તરાયનમાંજ કરવાં જોઇએ એવો જૈમિનિ આદિકનો અભિપ્રાય છે.

કેટલાક જ્યોતિષ ગ્રંથમાં કહ્યા પ્રમાણે ઉત્તરાયન એટલે મકરસંક્રમણથી કર્ક સંક્રમણ પર્યન્તનો જે કાલ તે અર્થાત્ મકર સંક્રમણ એ સંવત્સરનો તેમજ ઉત્તરાયનનો જૂનો આરંભિક વૈદિકકાલ એવું પ્રથમ દર્શને કોઈ કહેતો તે સ્વીકારવા પહેલાં જરા, સૂક્ષ્મપણે વાર્ષિક સત્રના પ્રયોગનું નિરીક્ષણ કરવાથી મકરસંક્રમણ એ કાંઇ આ સત્રનો આરંભકાલ ન હોવો જોઇએ એ બિના તો પણ વિચાર કરવાનો છે. કારણ વિષુવદ્દિનના યોગે જેમ વર્ષના તેમ વિષુવાન્ દિવસના યોગે વાર્ષિક સત્રના બે સમાન ભાગ થાય છે.= સત્ર એ વર્ષનું પ્રતિબિમ્બ છે. અને તેનો વર્ષની સાથે સર્વ અંશે સામ્ય સ્વભાવ હોવો જોઇએ. પરંતુ આ કલ્પના પ્રમાણે વર્ષારંભ મકર સંક્રમણી એ માનવાથી વિષુવાન્ દિવસ ખરેખરા વિષુવદ્દિવસે એટલે સંપાત દિવસે નહિ આવતાં કર્ક સંક્રમણીમાં આવે. અને તેનો અર્થ જો 'સમાન અહોરાત્રનો દિવસ" એવો કરવામાં આવે તો તે નિરર્થક છે. પરંતુ એમ માનવું એ વ્યાજબી નથી. કારણ કેઇ પણ પ્રકારે એ શબ્દ યોજના સાથે થવી જોઇએ, અને એમ કહેવું સત્રને લાગુ નથી, તોપણ નિદાન વરસને લાગુ થવું જોઇએ. એટલે વિષુવવાન્ નામ સાથે હોવાને માટે વર્ષારંભ સંપાતિથી થવું જોઇએ.

ઉત્તરાયન શબ્દના બે અર્થ થઈ શકે છે× એક આગળ કહેવામાં આવ્યો છે તે

---

+ સાંપાતિક નાક્ષત્ર વર્ષ કરતા સ્થૂલ માન પ્રમાણે એક ઘટિકા નનું છે. અર્થાત્ ચૈત્રારંભી વર્ષના પ્રારંભકાલે સુમારે ૧૮૦૦ વર્ષ કિંવા સ્થૂલ માન પ્રમાણે કહીએ તો ૨૦૦૦ વર્ષ પૂર્વે તે ફાલ્ગુનના આરંભે હોવું જોઇએ. પણ વર્ષારંભ જો વસંતથી ગણીએ તો ૨૦૦૦ વર્ષ પૂર્વે ચૈત્રમાં ન ગણતાં ફાલ્ગુનમાં ગણવું જોઇએ. અને અગાઉ બે હજાર વર્ષે માઘમાં ગણવું જોઇએ. એ પ્રમાણે દર બે હજાર વર્ષે વર્ષારંભ એક મહિનો પાછળ ગણવો જોઇએ. સંપાત ચલાયમાન છે. વસંત સંપાતમાં સૂર્ય આવે છે ત્યારેજ વસંત ઋતુની શરુઆત થાય છે. એટલે એક ઋતુ પર્યન્ત અથવા સાંપાતિક સૌર વર્ષ થાય એવો સ્પષ્ટ અર્થ થાય છે.

+ વેદાંગજ્યોતિષ અને આશ્વાલાયન શ્રૌત સૂત્ર ૧-૨-૧૪-૧; ૨-૨-૧૪-૩ અને ૨૨.

= ઐતરેય બ્રાહ્મણ ૪-૨૨; તૈત્તિરીય બ્રાહ્મણ ૧-૨-૩-૧; તાંડ્ય બ્રાહ્મણ ૪-૭-૧.

× સૂર્યનું ક્ષિતિજ ઉપરથી ઉદયસ્થાન કાંઇ એકજ નથી. વસંતઋતુનો જે દિવસે આરંભ થાય છે, તે દિવસે સૂર્ય બરોબર પૂર્વમાં ઉગે છે. ત્યાર પછી થોડો થોડો ઉત્તર તરફ ઉગી ત્રણ મહિના સુધીમાં ઉત્તર દિશા તરફ જાય છે. અને પછી પુનઃ દક્ષિણ દિશા તરફ વળે છે. તે ૭ મહિના દક્ષિણદિશા તરફ જાય છે. એટલે ૭ મહિનાને દક્ષિણાયન અને ૭ મહિનાને ઉત્તરાયન કહેવામાં આવે છે એ પહેલો અર્થ. અને સૂર્ય પૂર્વમાં ઉગી

અર્થાત્ મકરથી કર્ક સંક્રમણ પર્યન્તનો કાલ અને બીજો વસંત સંપાતથી શારદ સુધીનો કાળ (પ્રથમ અર્થ પ્રમાણે સૂર્ય ઉત્તર તરફ વળે કે ઉત્તરાયન શરૂ થાય. અને બીજા અર્થ પ્રમાણે ઉત્તર ગોલાર્ધમાં સૂર્ય જવા લાગે ત્યારે ઉત્તરાયન થાય પ્રથમ અર્થ પ્રમાણે વર્ષારંભ મકર સંક્રમણથી અને બીજા અર્થ પ્રમાણે વસંત સંપાતથી થવો જોઇએ. પરંતુ વાર્ષિક સત્ર વચ્ચેના દિવસ તેજ વિષુવાન્ દિવસ, તેજ વસતઋતુનું મુખ* અને અગ્રાગ્રે થ અથવા અર્ધ વાર્ષિક યજ્ઞ દર વસંત અને શરદ્ ઋતુ મધ્યે કરવાનો તેજ દિવસ. આ વિષે વિચાર કરતાં આપેલા બે અર્થો પૈકી બીજો જ વિશેષ ગ્રાહ્ય દિસે છે. અને તેજ ખરો જૂનો અર્થ હોય એમ પણ દિસે છે.

વૈદિક ગ્રંથો મધ્યે ઉત્તરાયનનો સમ્બન્ધ દેવયાન અને પિતૃયાન નામના માર્ગના વર્ણન વખતે યોજવામાં આવ્યો છે. ઋગ્વેદ મધ્યે દેવયાન અને પિતૃયાન એ શબ્દો ઘણી વખતે આવેલા છે. ૨ ત્યાં દેવયાન શબ્દનો કોઇ પણ સ્થળેસ્પષ્ટ અર્થ કરવામાં આવ્યો નથી. બૃહદારણ્યક અને છાંદોગ્ય ઉપનિષદ મધ્યે દેવલોક અને પિતૃલોકનું સવિસ્તર વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું છે. अर्चिषो हरन्ह आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान्षण्मासानुदङ्ङादित्य इति मासेभ्यो देवलोकं तेषांनपुनरावृतिः । धूमाद्रात्रिं रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान्षण्मासान्दक्षिणादित्य इति मासेभ्यः पितृलोकम्३ વળી ગીતામાં પણ કહ્યું છે કે "धूमोरात्रिस्तथा कृष्णः षण्मासादक्षिणायनम् + પરંતુ જ્યાં પર્યન્ત સૂર્ય ઉત્તર હોય છે તે છ મહિના અથવા ઉત્તરાયનના છ મહિના એવા અર્થના જે શબ્દ આપવામાં આવેલા છે તેનો અર્થ શું ? સર્વ ટીકાકારોનો અભિપ્રાય તેનો અર્થ મકર સંક્રમણથી કર્ક સંક્રમણ સુધીના છ મહિના એવો છે. પણ આ અર્થ વૈદિક ગ્રંથના વર્ણનથી ઉતરો છે.

આગળ કહ્યા પ્રમાણે ઉત્તરાયનના બે અર્થ થઇ શકે છે. પરંતુ શતપથ બ્રહ્મણ મધ્યે દેવ અને પિતરની ઋતુનું વર્ણન કરવામાં આવેલું છે, તેમાં वसन्तो ग्रीष्मो वर्षाते देवा ऋतवः शरद्हेमंतः शिशिरस्ते पितरो...सयत्रउदगावर्तते देवेषु तर्हिभवति देवांस्तर्ह्यभिगोपायति-अथ यत्र दक्षिणावर्तते पितृषुतर्हिभवति पितृंस्तर्ह्यभिगोपायति આથી ઉત્તરાયનના અર્થ વિષયે ઉદ્ભવેલ સર્વ શંકાનો નાશ થાય છે જ્યારે વસંત, ગ્રીષ્મ અને વર્ષા એ દેવ ઋતુ છે, અને સૂર્ય જ્યારે ઉત્તર તરફ વળે, ત્યારે તે જ્યારે દેવો મધ્યે હોય છે; ત્યારે સ્પષ્ટ જ ઉત્તરાયનનો આરંભ વસંત સંપાતથીજ થવો જોઇએ. મકર સંક્રમણથી તેનો આરંભ થાય છે એમ કહેવું યોગ્ય નથી. કારણ દેવોની પહેલી ઋતુજ વસંત તેમાં કોઇ પણ ઠેકાણે મકર સંક્રમણથી આરંભ થતો નથી. આ માટે દેવલોક દેવયાન કિંવા ઉત્તરાયન એનો અર્થ વસંત સંપાતથી શરદસંપાત સુધી થનારી વસંત. ગ્રીષ્મ ઋતુના છ મહિનાનો કાળ હોય એમ માનવું જોઇએ.

જ્યાં સુધી ઉપરની મિનાને વિરૂદ્ધ પુરાવો મળી આવે નહિ ત્યાંસુધી પ્રાચીન વૈદિક

---

ઉત્તરન્તરફ વળી દિશા તરફ ગયા પછી પુનઃ પાછો ફરી પૂર્વમા ઉગતા લાગનાર છ મહિનાને ઉત્તરાયન કહેવામાં આવે છે એ બીજો અર્થ

* તૈત્તિરીય બ્રહ્મ मुखं वा एतत् ऋतूनाम् । यद्वसंतः ( ૧-૧-૨-૬ )

૨ ઋગ્વેદ ૧-૭૨-૭ અને ૧૦-૨-૭.

૩ બૃહદારણ્ય ૬-૨-૧૫.

આધારક:
શ્રેઠ અશોકમાર્ગે પ્રવાસી,
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૪, અંક ૬. ] (માસિક). [ માર્ચ ૧૯૦૬. ]

અનુક્રમણિકા.



## प्रतिभादर्शन.

( મળેલું. )

( અનુસંધાન પૃષ્ઠ ૬૭ થી. )

શું આ વેશ વિશેષ સુંદર કરી, પ્રીતિ અભિસારિકા;
આપે આપ સુદિવ્ય દેવ પતિને, જાતી હશે ભેટવા ? !
ના ના કો તપ ભાવ તેજ પૂરતે, જાતી હશે રીઝીને;
દેવાને વરદાન માન મનથી, કાંતા થવા કારણે ! ૧૫

ઉરે હતા એમ વિચાર ત્યાંહી,
ત્હેની પડી દૃષ્ટિ દૃ દૃષ્ટિ માંહી;
આંખો સુજ્યોતિ નયને ભરાઈ,
ઊંડી છવી અંતર હેતુવાહી. ૧૬

પૂરા પ્રેમે પાયાં, નયન શર બાળા હૃદયનાં;
ઊંડી આવી પેઠી, હૃદય રસ મ્હારે રસ થતાં.
સરી ચાલ્યા ખારા, વિધ વિધ તરંગો મન રહ્યા;
અને આવ્યું એવું, 'સ્વપન ભ્રમ તો ના નજર આ !' ૧૭

એવે મ્હને ત્યાં હૃદયે જણાઈ,
સુભવ્ય દિવ્યાકૃતિ તેજવાળી;
આજાન બાહુ નર રૂપ ધારી,
બેઠેલ ધ્યાને રતિનો વિહારી. ૧૮

ધોળો છતાંયે ભગવો ધરેલો,
જામો ઉરે ત્યાગથી ત્યાગવાળો;
ઇચ્છા અનિચ્છા સુતરે વણેલો,
આશા નિરાશા રૂપ તારવાળો. ૧૯

જોતાં ત્હેને હૃદય સુજને એમ આવ્યું વિશેષે,
સૌભાગ્યો જે મદન રતિને યુગ્મ આ આંખ્ય આજે;
સૌન્દર્યાદિ સકળ રસના તત્ત્વ સુતત્ત્વ રૂપે,
ભૂગોળે જે અરૂપ રૂપડો પ્રેમ તે પ્રેમ દેખે. ૨૦

દૃષ્ટિ પાતે વૃત્તિપાત, ઉડીને અંતર બળી;
દ્વૈત બાધું દૂર કહાડી, રહ્યો અદ્વૈત પાથરી. ૨૧

મનોવૃત્તિ પ્રેમવૃત્તિ, થતાં તે હરખી પડી;
દૃષ્ટિથી સપ્રેમ પૂજન, કરતી ત્યાં સ્થંભી રહી. ૨૨.

થંભ્યે ઘડી ત્યાં ઉછળ્યા હજારો,
વિચાર વારિ પ્રીતિના તરંગો;
દેવી હદે તે પ્રણયી પૂજાતો,
જોયો મ્હને જે હૃદયે જણાયો. ૨૩

નહિ પાસ છતાં નિજ પાસ ગણી,
સમીપે ન છતાં સમીપે જ લહી;
નમી તે ઉર પ્રેમથી પ્રેમ ભરી,
ધરી મીટ અમીટ વચ્ચે મનથી. ૨૪

તનને ધરી ત્યાં ઉરીં ઉર થકી,
દૂરથી પ્રીતિથી પ્રતિમા પૂજતી;
પરિરંભણ ચુંબન પ્રેમ થકી,
કરતી ખીલતી હસતી હીંચતી. ૨૫

ડીચતી ડીચતી કરમાં ડીચતી,
કર કમ વચે પ્રિયતા પડતી;
ઘડીમાં કર કંદલતા બનતી,
ઘડીમાં પડી અંક અનંક થતી. ૨૬

ઘડીમાં ઉભતી ઘડીમાં ફરતી,
ઘડીમાં રસ રાસ નવા રમતી;
ઘડી વિશ્વથી વિશ્વ નવું રચતી,
ઘડી વિશ્વ મહીં બળા વિશ્વ થતી. ૨૭

ઘડી વિશ્વ ઝુલે ઝુલતી રમતી,
ગગને ધનુ ઈંદ્ર પરે ચ્હડતી;
ચ્હડતી રમતી ઘડી સાંય થકી,
ઉડી દૂર ઉડી સવિતા બનતી. ૨૮

સવિતા કવિતા ઉર એ વનિતા,
બનતી રમતી ચિત સ્નેહલતા;
સુરતાંત અમે સુર સાગરમાં,
બુડી ડુબતી તે નિજથી નિજમાં. ૨૯

વદતાં વદને ન કરૂં વદતી,
રમતાં રમતે ન વધું ગુંથતી;
પણ હોય પ્રીતિ રસ પાન મહીં,
અથઈતિ ઉરે ઉર એ જડતી. ૩૦

તહીં ચંગ અને મરદંગ તણા,
ડફ ઝાંઝરના ઝમકાર ઘણા;
કટ ધા કીંટ ધા કીંટ એમ થતાં,
સ્વર સાર ગ્રહી તબલાં બજતાં. ૩૧

રસિક રસ તનુની, ઉર આંદોલ વેધી;
પરમ પુનિત એવી, દિવ્ય પૂજા વિલોકી.
ઉડુગણ નભચારી, પૂર શોભા પ્રકાશી;
દરખ પરમ ધારી, નિસર્યા અશ્રુ ફાટી. ૩૨

નવ રાત ચિતે ભૂમિ રાત થઈ,
શશી સોળ કળા નભમાં પ્રગટી;
પ્રગટી નભમાં રવરે ગંગ તહીં,
મધુરી રસની ઝરણી રસતી. ૩૩

રસતી રમતો સરિતા પડતી,
સરિતાય થકી ઉરમાં રમતી;
રમીં ઉર ઉરે રસથી રસતી,
પ્રિયથી પ્રિયને પરિરંભણથી. ૩૪

પરિરંભણથી પ્રસવેદ ભરી,
સુરતાંત શ્રમે કંઈ મંદ હસી;
હસતી ખસતી—જરીં દૂર થતી,
રતિના સરમાં રતિને ધરતી. ૩૫

મધુરી લહરી મકરંદ ભરી,
પ્રસવેદ લુચ્છી શ્રમ લુચ્છીં કરી;
હસતી; વળતી ફુદતી ફરતી,
શ્રમને નિજના રસમાં રસવી. ૩૬

શશીં અભ્ર થકો નદીંમાં સરમાં,
નિજ પ્રિય ગૃહે હસતાં રમતાં;
ધરીં રૂપ અનેક અનેક પ્રિયા,
લઈ અંક વિશે ફરતો નભમાં. ૩૭

નભમાં ફરતાં શશીં હાસ્ય તણાં,
રતિનાં ઝરણાં રસ રૂપ થતાં;
ઉછળી ઉરથી નયને ચ્હડતાં,
સરતાં ભૂમિમાં રસ પાથરતાં. ૩૮

શશીં એમ સુધારસ પાથરતો,
કુમુદી પ્રિયને ચુમતો ચુમતો;
હસવી રીઝવી ઉરથી ઉરનેક,
મકરંદ દઈ ક્ષિતિજે ચ્હડતો. ૩૯

ચંદા સાથે કુમુદ સઘળે એમ ક્રીડા કરે ત્યાં;
આભે ઊભી રમત રમતી પ્રેમની રમ્ય રામા;
પ્રીતિ મોજે હૃદય જલધિ ઉર ગુંહા પરેલાં,
મુક્તા કહાડી નયન કરથી ખોબલે લ્હાણ દેતાં. ૪૦

આવી ઊભી લલિત લળતી ઉર પ્રીતિ ભરેલી,
જ્યાં છે વ્હાલે રમત રમતો ઇંદુ જ્યોતિ કરેથી;
પ્રેમાલાપે કુમુદ વનના હાસ્યમાં હાસ્ય દાખી,
વિણા વાયે મધુર સ્વની ભાનમાં શૈવલિની. ૪૧

શ્રવણ હૃદય હારી, શૈવલી ગાનતાને;
શશધર રસ પીતો, ઉભલો સ્વચ્છ વ્યોમે.
ગમન ગતિ સંકોચી વાયુ તે કાળ ત્હેમાં;
હૃદય પ્રણય રેડી, વ્હેંચતો મોદ લ્હાણાં. ૪૨

નિરખી નયન ત્હેવું, ઉર મ્હારે ખીલ્યાં ત્યાં;
મગજ સુમન તાજાં, ગંધ શંકા ભરેલાં.
સુરભિ સરસ ત્હેની, વાણી વાયે ભરેલી;
વદન સદન આવી, બાહ્ય વિશ્વે વહેલી. ૪૩

ચંદા સાથે કુમુદ રમતાં દિવ્ય ક્રીડા મહીંથી,
ભાવાભાવો સકળ ગળી, વા સ્નેહ અશ્રુ રૂપેની;
હાસ્ય શ્રાવે હૃદય રસની શુભ્ર મુક્તા સ્વરૂપી,
સુધાવારિ ઝરણ ઝરતાં શું સરિતા બનેલી?! ૪૪

ના ના વ્હાલી, નયન કિરણે ઉર પ્રેમાગ્નિ જ્વાળે,
ઉષ્ણુશ્વાસો મગજ હરતી બાષ્પ બિંદુ સ્વરૂપે;
થાતું જાતું હૃદય વહતું ચક્ષુ દ્વારે સ્હડીરે,
ભૂમિ પૃષ્ટે પ્રથમ ઉભલું શું સરિતા રૂપે છે?! ૪૫

(આગળ ચાલુ.)

વ્રજવિહારી.

---

# સ્નેહમંરો.

(મળેલું.)

(અનુસંધાન પૃષ્ઠ ૭૦ થી)

રહે રૂદે મ્હારૂં, સમજ તુજ સાચી ન પડતાં,
નિભે મર્યાદા ત્હું, નયન શરે ઝાંખી નવ થતાં;
ટકે ભ્રાંતિ ત્યાં જ્યાં, તુજ સુરત લગ્ની ન બળતાં,
બળ્યે લગ્ની ચિત્તે, મમત હદ ભ્રાંતિ ગળતાં, જતાં. ૬૨

ખરે પીવું, પાવું, મન કરમ વાણીથી જ બને;
અને ત્હારાથી તે, મન કરમ વાણીડગ ભરે;
અહો ! એવી દિવ્યા, પ્રબળવતી છતાં ત્હું અબલ થૈ,
રચાવી રાચે છે, મન તન જગે મોદ ગજવી. ૬૩

વિકારી સંસારી, વિષમય હવા શ્વાસ ભરતાં;
રૂંધાઈ મુંઝાઈ, નર હૃદય ચક્ષુ ટપકતાં,
જગે એવા કાળે, દુઃખ દરદ અશ્રુ દૂર થવા;
ખરી ત્હું પ્યારી છે, પરમ રસ પ્રીતિ પય દવા. ૬૪

ત્હુંને જોતાં વ્હાલી ! ઉર ઉદધિની ઉર્મિ ઉછળે;
સહુ ઉર્મિ ઉર્મિ, ઉછળી ઉછળી ઐક્ય જણવે,
જુદા રંગો રાગો, ભળી ગળી બને એક રસ તે;
પારાનંદે કિંવા, સુરત સમયે આત્મ વિલસે. ૬૫

મળ્યે મીઠી ત્હારી, નયન નિધિની છોળ સુખદા;
ટળે દુઃખો જામે, અલખ ધુંન આખા શરીરમાં,
ભૂલે ભાષા વાણી, નયન ઠરતાં ના અવરમાં;
રમે બુદ્ધિ નાંખી, પ્રિયતર તરંગો ત્હુ રસમાં. ૬૬

મહા યોગી યોગે, વિધ વિધ રીતે પ્રાણ પલટી;
સમાધિ સાધે છે, મન વિષય ચાંપી બહુ વિધિઃ
પરંતુ બાળા ! ના, સત્ય સુખ સમાધિ સરલ તે;
સમાધિ સાચી તો, તુજ સુરત સંગ્રામ સમયે. ૬૭

મહા આધિ વ્યાધિ, વળી વળી ઉપાધિ, જગતમાં;
સદા છેટી જોવા, બહુ બહુ મથે માનવ બધાં;
પરંતુ ના છેટી, તુજ વગર વ્હાલી ! વિચરતાં;
રહે છેટી તે ત્હું, ઉર ઉરથી આલીંગી રમતાં. ૬૮

સહુ અગ્નિ બુઝે, કળ જળ વડે કે બહુ રજે;
પરંતુ ના બુઝે, મન તન જગે ત્હું અગન તે;
હઠીમે ના હારે, કળ જળ રજે ના કદી બુઝે;
બુઝે તે ત્હું વ્હાલી, રસ રૂપ બની કંઠ વળગ્યે. ૬૯

અહડી ચિત્તે રાખે, મન તન અનેરી અટકમાં;
રમી સ્વપ્ને નાંખે, મદન રસ વાસી વચનમાં.

ઉતારી આશામાં, મગજ મન મારે વલખતાં;
ખરે છે ત્હેવી ત્હું, હૃદય જગવાંહી ચટક હા. ૭૦

સહુ સુખો સાથે, રમણી રૂપ ધારી નયનમાં;
સહુ શાંતિ માટે, જઠર રૂપ ધારી ઉદરમાં;

મહા કીર્ત્તિ આશે, હૃદય વર્ષી વીરા સ્વરૂપમાં;
રહી છે ત્હું વ્હાલી, ચર અચરનો હાર જગમાં. ૭૧

ન કન્યા મુગ્ધા ત્હું નથી નથી ત્હું પ્રૌઢા નજર છે;
ન મધ્યા વૃદ્ધા ત્હું, સતત યુવતી ત્હું અલખ છે,
નથી ત્હું છોડાતી, કથિત છૂટવું એ સમય છે;
વિના ત્હું છોડાતું, સતત વહતું આ જગત છે. ૭૨

પીડાતાં પોતાનાં તન મન સુખાર્થે નર બધા;
બહુ કાળાં ધોળાં, નિજ નિજ કરે કાર્ય ધરતા,

કરી કાર્યો પામે, સુખ સુખ ખરૂં તે નવ ગણી;
ભીખાંરી થૈ યાચે, પ્રણય શુભ ત્હારો પ્રણયથી. ૭૩

ભીખી લેવું ભૂંડું, અધમ પણ માને જન બધાં;
પરંતુ ભીખારી, તુજ પ્રણય લેવા નર ઘડ્યા,
અરે! શું ભૂલું છે, તુજ પ્રણય આશે અયચતા;
હરિ શંભુ બ્રહ્મા, તવ નર ધરે શી મન લજા!! ૭૪

જપે જીભે પ્રેમે, હૃદય શુભ રાખી પ્રણવને;
તપે હોમી જ્ઞાને, સુખ દુઃખ સમૂળા હૃદયને,
કરે કોટિ યજ્ઞો, મન વચન કાયાથકી ખરે;
ગ્રહે તે પુણ્યાત્મા, રૂપ રસ ભરી ત્હું સુરતને. ૭૫

(આગળ ચાલુ.)

કહાન ચકુ ગોપી.

## ॥ ते हि नो दिवसा गताः ॥

( મળેલું. )

"તે દિનો ચાલ્યા ગયા."

( સોહિણી—ગઝલ. )

બાલ ભાવે માતનાં વાત્સલ્યમાંહિ ઉછર્યો,
લાડિલા-સહુ કોડ પૂર્યા, રાતદિન નવા-નવા;
તોતલી વાણી થકી માતાજીને રીઝાવતાં,
સામે થતો આનન્દ ક્યાં? હા! તે દિનો ચાલ્યા ગયા!

ગેલ-કરતું ઉર ખેલે સ્થિર ના ઘડીએ રહે,
ચાંચલ્યથી ઉરનાં, શરીર પણ, તુફાનો કંઈ કંઈ કરે;
તે સમે કંઈ વાંક થાતાં માતને ખુશી રાખવા,
યત્નો કરી હસતા હસાવા: તે દિનો ચાલ્યા ગયાં!

જરીક કદીએ કો વખાણે ત્યાં હૃદય ફૂલી જતું,
ઉત્સાહથી અભ્યાસમાં લાગી જવાને સુઝતું;
અંતરે આશા થતી, કે કિસ્મતે સુખ-મ્હેન છે,
આશા ઉડી ઉત્સાહ સાથે, તે દિનો ચાલ્યા ગયા!

કંઈ કંઈ રચીને સૃષ્ટિઓ, તેમાં બહુ વિહર્યા કર્યું,
પર્વા તજી સંસારની, મન મસ્તીમાં મ્હાલ્યા કર્યું;
આનંદ ઉર્મિ આવતા, પણ તેય ના નિત્યે રહ્યા,
ફરીને જગતના દાસ થાતાં તે દિનો ચાલ્યા ગયા!

માન્યું અમુક પ્રવૃત્તિમાં નિવૃત્તિથી આનંદ છે,
"ને એકથી બે ધ્રષ્ટ જગમાં" એમ વિદ્વાનો કહે;
તેથી પ્રવાહે ઝુકવાનું ઈષ્ટ ધારીને ઝુક્યા,
આનંદ માણ્યો કૈંક દિન; પણ તે દિનો ચાલ્યા ગયા!

શોધ્યાં ઘણાં સંબંધીઓ ને સાધનો શાંતિ તણાં,
કંઈ કંઈ ઉપાધિમાં ગુંથાઈ, દુઃખ સુખને ના ગણ્યાં;
શ્વાન અસ્થિ ન્યાયને વશ થઈ રહ્યો જાણ્યા છતાં,
ને દુઃખમાં એ સુખ માન્યું, તે દિનો ચાલ્યા ગયા!

એ રીતે સુખ સ્થિર ના, તો દુઃખ પણ સ્થિર ક્યાં હશે?
જે આજ, તે ના કાલ રહેશે; ભાવિ પણ ચાલ્યું જશે!
ક્યાં કાલની ગણના અહીં? સુખ દુઃખની મર્યાદ ક્યાં?
સૌ આજ; કાલે ના કંઈ! આયુષ્ય એમ વીતી જતાં.

" નૂતનશ્રી. "

# उपनिषत् प्रकाशित मरणोत्तर स्थिति.

( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૪ થું.

### મધુ વિદ્યા.*

ઉદ્દાલક મુનિએ કહ્યું કે–હે રાજન્! આપે જે મધુવિદ્યા વિષે કહ્યું, તે મધુવિદ્યામાં વિદ્વાનોને દુર્ગમ્ય એવું રહસ્ય રહેલું છે. તે મધુવિદ્યા સ્વયંહિરણ્યગર્ભે વિરાટ્પુરૂષને સૃષ્ટિના આરંભકાળે કહી હતી. વિરાટ્પુરૂષે બ્રહ્માને શીખવી; બ્રહ્મદેવે પોતાના પ્રિયપુત્ર ભગવાન્ મનુમહારાજને શીખવી; મનુમહારાજે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને શીખવી. એમ ઉત્તરોત્તર એ વિદ્યા મારા મહા સમર્થ પિતાથી અરૂણ મુનિપાસે આવી; અને તેઓએ અત્યંત પ્રેમને લીધે તે મધુવિદ્યા મને ભણાવી છે. તે મધુવિદ્યા હું આપને તથા મર્વ વિપ્રોને યથામતિ કહુંછું.

હે રાજન્! અંતરિક્ષમાં જે સૂર્ય તપે છે, તે સૂર્ય દેવોના મધુરૂપ છે. એટલે સર્વ દેવોનું પોષણ તે સૂર્યના તેજમાંથી થાય છે. અંતરિક્ષ મધપૂડો છે, જેમાં સૂર્યરૂપી મધુ ઉત્પન્ન થાય છે તથા રહે છે. તે અંતરિક્ષરૂપ મધપૂડો સ્વર્ગરૂપ આડાપડેલા વાંસ ઉપર લટકી રહેલો છે. તે સૂર્યના જે કિરણો છે, તે કિરણો મધમાખનાં ઇંડાં રૂપ છે. સૂર્યનાં કિરણો પૃથ્વીમાં સર્વતઃ પ્રસરી રહી પાણીને વરાળ રૂપે ચુસી લે છે, તે મુજબ કર્મની ગતિથી આકાશતત્ત્વના રચાયેલા અપૂર્વ રૂપને પણ આકર્ષી સૂર્યપ્રદેશમાં લઇ જાય છે. તે અપૂર્વ રૂપને રસ અથવા અમૃત કહે છે, અને તે વેદમંત્ર રૂપ મધમાખ થઇ ઉત્પન્ન થાય છે, તેથી તેને મધમાખનાં ઇંડાં રૂપ કહેલ છે.

---

* જુઓ છાંદોગ્યોપનિષદ્ અધ્યાય ૩ ખંડ ૧ થી ૧૧ સુધી.

× આ મધુવિદ્યા પ્રકરણનો ઉદ્દેશ કર્મથી ઉપાસના શ્રેષ્ઠ છે, એ દર્શાવવાનો છે. સઘળાં વેદ, સ્મૃતિ અને પુરાણોમાં કહેલાં કર્મોમાં ઉપાસના તો રહેલી છે. પરંતુ કેવળ કર્મ અને શુદ્ધ ઉપાસનામાં ભેદ એટલો જ છે કે–કેવળ કર્મ કર્તાને કર્મના રહસ્યનું જ્ઞાન હોતું નથી. પરલોક, ત્યાં વસતા દેવો અને તેમની સાથે આ લોકના જીવોનો સંબંધ કેવા પ્રકારનો છે, તે ઉપાસકે અવશ્ય જાણવું જોઇએ. એટલું જાણ્યાથી ઉપાસ્યવસ્તુનું યથાર્થ સ્વરૂપ લક્ષ્યમાં આવે છે, અને તેથીજ તે સ્વરૂપ સાથે તલ્લીન થવાય છે. સ્વર્ગમાં તેજસ્તત્ત્વ પ્રધાન છે. તેમાં વસતા દેવોનાં શરીરો તેજસ્તત્ત્વનાં બનેલાં હોય છે. આ પૃથ્વીમાં વસતાં પ્રાણીઓનાં શરીરો પાર્થિવતત્ત્વનાં હોવાથી પાર્થિવપદાર્થોથી તે શરીરોનું પોષણ થાય છે, તેમ સ્વર્ગમાં વસતા દેવોનાં શરીરોનું પોષણ તેજસ્તત્ત્વથી થાય છે. સૂર્ય તેજસ્તત્ત્વનો ભંડાર છે. તેનાં તેજસ્વી કિરણોથી અને વેદમંત્રોએ ઉત્પન્ન કરેલી ગતિથી આકાશીયતત્ત્વનાં પરમાણુઓમાં વિકાર થઇ, તે પરમાણુઓ અતિસૂક્ષ્મ બને છે, અને તે પરમાણુઓનો જે પદાર્થ બને છે, તે પદાર્થથી વેદવિહિત કર્મ કર્તા યજમાનનું મરણ પછી સ્વર્ગમાં

હે મહાનુભાવ રાજન્! તે સૂર્યની પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર અને ઉર્ધ્વદિશામાં જે કિરણો વ્યાપી રહ્યાં છે, તે કિરણો મધપૂડાના જુદા જુદા ભાગો છે. પૂર્વમાં ઋગ્મંત્રો, દક્ષિણમાં યજુર્મંત્રો, પશ્ચિમમાં સામમંત્રો, ઉત્તરમાં અથર્વમંત્રો અને ઉર્ધ્વમાં ગુપ્ત વિદ્યાના મંત્રો મધુમક્ષિકા રૂપ પોતપોતાનું કાર્ય કરે છે. તે તે વેદ અથવા વિદ્યાથી કરાયેલાં કર્મો પુષ્પ રૂપ છે, અને તે કર્મના સારરૂપ અપૂર્વ સ્વરૂપને અમૃત કહે છે. ઋગાદિ વેદોમાં કહ્યા પ્રમાણે અગ્નિહોત્રાદિક જે કર્મો કરવામાં આવે છે, તે કર્મોની ગતિથી આકાશતત્ત્વમાં ઉત્પન્ન થયેલા અપૂર્વ સ્વરૂપના પરમાણુઓમાં ઉત્તરોત્તર વિશેષ રચના થવા માટે ઋગાદિ મંત્રો અમુક પ્રકારની ગતિ અથવા શક્તિ ઉત્પન્ન કરે છે. અને તે શક્તિથી પરિણામે તેનું અમુક તેજસ્સ્વરૂપ બને છે. તે તેજસ્સ્વરૂપમાંથી યશ, તેજ, વીર્ય, બળ અને અનાદ્ય રૂપ ફળ પ્રાપ્ત થઈ શકે છે. સૂર્યમાં જે રક્ત, શુક્લ, કૃષ્ણ, અતિકૃષ્ણ અને કંપાયમાન રૂપો જણાય છે, તે સર્વ રૂપો કર્મમાંથી ઉત્પન્ન થયેલાં તેજસ્સ્વરૂપોજ છે.

હે રાજન્! આ સૂર્ય માનસોત્તર (બ્રહ્માંડના મધ્યબિંદુ) ની આસપાસ અહર્નિશ ફર્યાં કરે છે. તેની પૂર્વદિશામાં અગ્નિદેવપ્રમુખ વસુદેવોની નગરી છે. પુરાણોમાં તે સ્થળે ઇંદ્રની દેવધાની અથવા અમરાવતી નગરી આવેલી છે, એમ કહ્યું છે. દક્ષિણદિશાએ ઇંદ્ર પ્રમુખ રૂદ્રદેવોની નગરી અથવા પુરાણોક્ત યમરાજાની સંયમિની નગરી આવેલી છે. પશ્ચિમદિશામાં વરૂણપ્રમુખ આદિત્યોની નગરી અથવા પુરાણોમાં કહેલી નિમ્લોચિની અથવા સુખાવતી નગરી આવેલી છે ઉત્તરે સોમપ્રમુખ મરૂત્દેવોની નગરી અથવા પુરાણોક્ત વિભાવરી નગરી આવેલી છે. ઉર્ધ્વદિશામાં બ્રહ્માપ્રમુખ સાધ્યદેવોની નગરી અથવા પુરાણોક્ત

---

પોષણ થાય છે, એજ ઉપરનાં અલંકારિક વચનોનું રહસ્ય છે. રેડીયમની શોધ થયા પછી વિજ્ઞાનવિદો એટલું તો સ્વીકારે છે કે–પદાર્થ (Matter) નું પ્રાથમિક અથવા અંતિમ સ્વરૂપ પરમાણુ (Atom) નથી. કેમકે અમુક સંયોગોમાં પરમાણુઓમાં પણ વિકાર થાય છે. ક્રમ વિકાસ (Evolution) ના નિયમની બહાર પરમાણુઓ પણ નથી. પરંતુ પરમાણુઓમાં શી રીતે વિકાર થાય છે, તે વિષે આધુનિક વિજ્ઞાનશાસ્ત્ર કંઈ પ્રકાશ આપી શકતું નથી. પરંતુ આ મધુવિદ્યાથી સ્પષ્ટ થાય છે કે–પાર્થિવ આકાશીય પરમાણુઓનો વિકાર વેદમંત્રો એટલે શબ્દ (Sound) અને સૂર્યરશ્મિ એટલે તેજ (Light) થી થાય છે. ઉચ્ચભૂમિકા (Higher planes) માં તાપશક્તિ (Heat Energy) નહિ પણ તેજશ્શક્તિ (Light Energy) અને શબ્દ શક્તિજ (Sound Energy) પદાર્થનાં ઉત્પત્તિ વિનાશનાં પ્રધાન કારણો છે, એ સિદ્ધાંત અનેક યુગો પહેલાં આપણા પૂર્વજોને જ્ઞાત હતો. છાંદોગ્યોપનિષદ્‌ના અધ્યાય ૩ ખંડ ૧૫ માં ત્રિલોકી વ્યવસ્થા એવી રીતની કરી છે કે–પૃથ્વી મૂળ, અંતરિક્ષ ઉદર અને સ્વર્ગ છે ઉર્ધ્વછિદ્ર જેનું તેવો ભુવન કોશ કહેવાય છે. તે ભુવનકોશ વસુધાના એટલે પ્રાણી માત્રના કર્મનાં ફળના ભંડાર રૂપ કહેવાય છે. તે ભુવન કોશની પૂર્વદિશાએ કર્મઠોની કર્મસંગ્રાહક જુહુ નામની, દક્ષિણે પાપીઓની પાપસંગ્રાહક સહનામા અથવા યમપુરી નામની, પશ્ચિમે વરૂણદેવની રાજ્ઞી અથવા નિમ્લોચિની નામની અને ઉત્તરે મહેશ્વર અને કુબેરની સુભૂતા નામની ભૂમિ આવેલી છે.

બ્રહ્મપુરી આવેલી છે. પૃથ્વી ઉપરનો જે પુરૂષ ઉપર્યુક્ત જે જે દેવનું ધ્યાન ધરી, તલ્લીન બને છે, તે મરણાન્તે તે તે નગરીમાં જઇને તે તે દેવરૂપ બને છે: અને સૂર્યમાં પૂર્વથી સંચિત કરેલ સ્વકર્મમાંથી ઉત્પન્ન થયેલ તેજસ્સ્વરૂપી અમૃતનું આસ્વાદન કરે છે. એમ કહ્યું છે કે-વસુદેવોની નગરીમાં જેટલો કાળ ફળ ભોગવી શકાય છે, તેથી બમણો કાળ રૂદ્રદેવની નગરીમાં, તેથી બમણો આદિત્યદેવની નગરીમાં, તેથી બમણો મરૂદેવની નગરીમાં અને તેથી બમણો કાળ સાધ્યદેવોની નગરીમાં ભોગવી શકાય છે.

પ્રવાહણ—હે મુનિ શ્રેષ્ઠ! માનસોત્તર પર્વત ઉપર ફરતો સૂર્ય પ્રત્યેક નગરીમાં સરખા જ કાળમાં ફરી વળે છે, એમ પુરાણોમાં કહ્યું છે;* છતાં આપે કહ્યું કે-એક નગરી કરતાં બીજી નગરીમાં બમણો કાળ ભોગવાય છે, તેનું શું કારણ છે? તેમજ ઉપર્યુક્ત નગરીઓમાં જીવાત્માનો ભોગકાળ પૂર્ણ થાય છે, ત્યારે તેની કેવી સ્થિતિ થાય છે, તે કૃપા કરીને સમજાવો.

ઉદ્દાલક—હે રાજન્! પુરાણોમાં કહ્યું છે કે—માનસોત્તર પર્વત ઉપર ફરતો સૂર્ય પ્રત્યેક નગરીમાં સરખા કાળમાં ફરી વળે છે, તે સત્ય છે પરંતુ આ સ્થળે એટલું જ સમજવાનું છે કે-વસુદેવની નગરીમાં ગયેલા જીવો જેટલો કાળ ફળ ભોગવી શકે છે, તેટલો જ કાળ તેઓ ત્યાં વસી શકે છે. ત્યારપછી સ્વકર્માનુસાર તેની ગતિ થાય છે. તેથી જ્યારે જે સ્થળે ઉદય અને અસ્તના ભોગ ભોગવનાર કોઈ પ્રાણી હોઈ શકતું નથી ત્યારે તે સ્થળે સૂર્યનો ઉદયાસ્ત હોય કે ન હોય, તેનું શું ફળ છે? પુરાણોમાં ઉદયાસ્તના કાળનું પ્રમાણ આપ્યું છે, અહિંયાં મધુવિદ્યામાં જીવોના ફળ ભોગવવાના કાળનું પ્રમાણ આપેલું છે. હે રાજન્! સ્વકર્મના બળથી ઉપર્યુક્ત નગરીમાં ગયેલા જીવોનો ભોગકાળ જ્યારે પૂર્ણ થાય છે, ત્યારે સૂર્ય પોતે તે જીવોને પોતામાં સમાવી દે છે. ત્યાં ઉદય નથી અને અસ્તપણ નથી; તે સ્થિતિમાં તે જીવો અકલ, અદ્વિતીય, અને નિરવયવ એવા બ્રહ્મના સ્વરૂપનો અનુભવ કરે છે. વસ્વાદિ દેવોનું ધ્યાન કરનાર તે તે દેવમાં તલ્લીન થયેલ સમાધિસ્થ મહાત્માએ ધ્યાનમાંથી જાગ્રત થયા પછી કહ્યું છે કે--

न वै तत्र न निम्लो च नोदियाय कदाचन ।
देवास्तेनाहं सत्येन मा विराधिषि ब्रह्मणा ॥

"હે મનુષ્યો! બ્રહ્મલોકમાં સૂર્ય કદિ અસ્ત પામતો નથી, તેમ ઉદય પણ પામતો નથી. હે દેવો, સાંભળો! હું કહુંછું, તેજ સત્ય છે. અને તે સત્યથી મારો બ્રહ્મલોકથી કદિ પણ વિરહ ન થાઓ! અર્થાત્ હું કહુંછું, તે કદિ અસત્ય હોય તો બ્રહ્મલોકમાંથી ભલે મારૂં પતન થાય"×

હે રાજન્! એ રીતે યૌગિક ક્રિયાથી જીવાત્મા દેહસ્વરૂપ પ્રાપ્ત કરી પરિણામે બ્રહ્મલોક અથવા સત્યલોકમાં જાય છે, જ્યાં તે નિરંતર બ્રહ્મસ્વરૂપનો પરમાનંદ ભોગવે છે.

---

* અખિલ બ્રહ્માંડના અથવા ત્રિલોકીના મધ્યબિંદુ રૂપ મેરૂપર્વતની આસપાસ સૂર્ય જે માર્ગમાં ફરે છે, તેને માનસોત્તર કહે છે.

× જુઓ છાંદોગ્યોપનિષદ્ અ. ૩ ખં. ૧૧ મં. ૨.

પ્રવાહણ—હે મુનિ શ્રેષ્ઠ! આપને ધન્ય છે! મધુવિદ્યાના કથનથી આપે અમને કૃતાર્થ કર્યા છે, આપની શક્તિ અગાધ છે. જે કુળમાં મહાપ્રતાપી ગૌતમમુનિ થઇ ગયા છે, જે વંશની યશોધવલતા પુષ્કળ અન્નદાનથી ત્રિભુવનમાં છવાઇ રહી છે, અને તે કારણથી જે વંશના વંશજોને વાજશ્રવસનું ઉપપદ વિદ્વાનોએ આપેલું છે, જેના પરમયોગીશ્વર નચિકેતા યમ લોકમાં જઇને યમરાજા પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી લાવ્યા છે,* તે ઋષિનાં વચનામૃતથી અમારાં શરીર પરમ નિર્મળ થયાં છે. હે મહર્ષે! આપે જ આપના સંશયની નિવૃત્તિ કરી છે. આપે જ કહ્યું કે-"યજમાનનાં અગ્નિહોત્રાદિક અથવા ધ્યાનાદિક કર્મો આકાશીય તત્ત્વમાં અમુક પરિણામ પામી ઋગાદિ મંત્ર શક્તિના પ્રભાવથી તેજસ્સ્વરૂપ પ્રાપ્ત કરે છે.' તે આકાશીય તત્ત્વનું પરિણામ તેજસ્સ્વરૂપ બનતાં પહેલાં ચંદ્રલોકમાં જાય છે, અને ત્યાં ચાંદ્રસ્વરૂપ પ્રાપ્ત કરે છે. તે ચાંદ્રસ્વરૂપનેજ સોમરાજા કહે છે.ઋષિરાજ! આપની શંકાનું નિવારણ કરવાને આપ જ સમર્થ છો. મારા જેવો અલ્પજ્ઞ આપને શિક્ષા આપવા યોગ્ય નથી.

(ચાલુ.)

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

# मनुष्य पछी शुं ?

(મળેલું).

ઈંગ્લાંડના એક વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી પ્રૉફેસર ટૉમસન નામના છે તેમણે એક સ્થળે એવું પ્રશ્ન કર્યું છે કે વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રના વિકાસ ક્રમની શ્રેણી અનુસાર ખનિજ પાર્થોમાંથી વનસ્પતિ થાય છે, તેમાંથી પ્રાણી થાય છે, તેમાં સર્વથી ઉચ્ચ વાનર થાય છે અને તેમાંથી અંતે ઘણીજ થોડી સમજ શક્તિવાળું મનુષ્ય થાય છે, તે કાલાન્તરે સુધરતું સુધરતું વર્તમાન કાળમાં જે સુધારાની ટોચ આવી છે તેવું થયું છે. એટલે તેમના અભિપ્રાય પ્રમાણે હવે પરાકાષ્ટા થઇ છે, તો પછી શું થાય! તેના ઉત્તરમાં તેમનો અભિપ્રાય એવો છે કે હવે પાછું મનુષ્ય ક્રમે ક્રમે જંગલી થતું જશે અને પાછું જનાવર જેવું થઇ જશે. તેના આધારમાં હાલમાં અમેરીકા આફ્રીકા, ઑસ્ટ્રેલીઆ વગેરે દેશોમાં જે જંગલી અથવા મૂળ નિવાસીઓ છે તેને બતાવે છે. અને કહે છે કે તેઓના પૂર્વજો જેમ સારી સુધરેલી સ્થિતિમાં હતા, પરંતુ અત્યારે આ તેના વંશજો જંગલી સ્થિતિમાં આવી ગયા છે તેમ ભવિષ્યમાં પણ થતું જોઇયે. આ અભિપ્રાય કાંઇ સર્વ માન્ય નથી એટલે એકંદર વિજ્ઞાનશાસ્ત્રના શીક્ષણ ઉપર આપણે રોપ મુકવાનો નથી. પણ આ વિષયનો ઉપોદ્‌ઘાત કરવાનું પ્રયોજન એટલું જ છે કે એ સંબંધી ગુપ્ત વિદ્યાનું શીક્ષણ શું છે તે જણાવવું તથા એકંદર વિકાસક્રમનું શીક્ષણ પણ કેટલે અંશે અપૂર્ણ છે તેનું નિરીક્ષણ કરવું. આ વિષય એવો અગત્યનો છે કે તેના વિપરિત જ્ઞાનથી જડવાદને ઘણું ઉત્તેજન

---

* જુઓ કૃષ્ણ યજુર્વેદીય કઠોપનિષદ્.

મળેલું છે, અને તે માન્યતા વર્તમાન કાળના મહાન્ વિદ્વાન ગણાતા પુરૂષોની હોવાથી નવી પ્રજા તેનું અનુકરણ કરવા લાગી છે. આમ થાય તેમાં કાંઇ બહુ આશ્ચર્ય પામવાનું નથી.

પ્રત્યેક ધર્મશાસ્ત્રમાં મનુષ્ય ઇશ્વરે ખાસ બનાવ્યું હોય એવો ભાવ તે તે ધર્મના માનનારા જણાવવા મથન કરે છે, અને તેમાં ઇશ્વરની સૃષ્ટિનું મહાન્ કાર્ય પ્રદર્શિત થાય છે એવું માનવામાં આવે છે. વળી જડ અને ચૈતન્યવાળા પદાર્થના બે વિભાગ પાડે છે, તેમાંના પ્રથમ વિભાગમાં ખનિજ પદાર્થ તથા વનસ્પતિને મુકે છે અને પ્રાણી માત્ર તેમજ મનુષ્યને બીજા વિભાગમાં મુકે છે. ચૈતન્ય પરમબ્રહ્મનો અંશ છે ; અથવા તેનું પ્રતિબિંબ છે એમ માની તે ચેતનાવાળું કરે છે એમ કહે છે. આવું સામાન્ય કથન કરવામાં આવે છે, પણ મનુષ્યનું સંપૂર્ણ વર્ણન ધર્મશાસ્ત્રોમાંથી નીકળવું મુશ્કેલ છે. આવી હકીકતને લીધે વિજ્ઞાનશાસ્ત્રીઓને શ્રમ કરી મનુષ્યની સમજમાં આવી શકે એવી યોજના ગોઠવવાની જરૂર પડી છે. તે યોજના કરવામાં ભિન્ન ભિન્ન રીતિથી શોધો કરતાં એવા અનુમાન ઉપર આવ્યા કે જેવું મનુષ્ય અત્યારે જોવામાં આવે છે તેવું પ્રથમથી હોવા સંભવ નથી. એટલે તેનો ક્રમે ક્રમે વિકાસ થયો હોવો જોઇયે અને તે વિકાસમાં મૂળ જડપદાર્થથી આરંભ થવાનો સંભવ લાગવાથી ચૈતન્યશક્તિ જડપદાર્થથી નિરાળી નથી એવું પણ અનુમાન કરવાની જરૂર થઈ પડી. વિજ્ઞાનશાસ્ત્રની રીતિથી એવું તાત્પર્ય કાઢાડ્યું કે અણુઓના એકત્ર થવાથી દ્વ્યણુક, ત્ર્યણુક થઇ તેઓના પરસ્પર સંબંધથી એક શક્તિ જાગ્રત થઈ તેણે પોતાનું કાર્ય પ્રદર્શિત કરવા માંડ્યું તેને લોકો ચૈતન્ય કહેવા લાગ્યા. પ્રથમથી એજ નિયમથી કાર્ય થતું આવ્યું છે અને અત્યારે છેક મનુષ્ય શરીરમાં પણ એજ નિયમ વર્તે છે, તેથી જીવ એવી સંજ્ઞા આપીયે એવું કાંઇ શરીરથી ભિન્ન છે નહિ તેમ હોઇ પણ શકે નહિ. જીવને આવવાપણું અથવા જવાપણું છે નહિ એટલે આ લોક વિના અન્ય લોક પણ નથી. મનુષ્યને નીતિ માર્ગે ચાલવું એ જનસમૂહના કલ્યાણ માટે અને શ્રેય માટે છે, કે ભવિષ્યની પ્રજા તેનું અનુકરણ કરી વધારે સદ્વર્તન કરનારી થાય. આ જીવિતનું કાર્ય અને મનુષ્યનું કર્તવ્ય છે. એ ઉપરાંત કાંઇ પણ ફળ છે નહિ.

ઉપર વર્ણવી એવી વ્યવસ્થાથી ભવિષ્યનું સુખ દુઃખ પ્રાપ્ત કરવાની માન્યતા ગઈ; ઇશ્વરના અસ્તિત્વ અથવા તેના નિયંતાપણાના વિચારનો પણ નાશ થયો; અને માત્ર આ દુનિઆંના સુખ દુઃખ તરફ દૃષ્ટિ રાખવાની રહી—તેમાં પણ લાભહાનિ એ મનુષ્યના પોતાનાં સામર્થ્ય ઉપર આવીને ટકી એટલે તેમાં કાર્ય ફલિત થાય અથવા નિષ્ફળ થાય તો તેથી પોતાનો જ દોષ ગણવાનો રહ્યો તે વિના બીજો કાંઇ પણ દીલાસો લેવાનો રહ્યો નહિ. આવી માન્યતાથી સાધારણ સમજનાં મનુષ્યોને તો જીવિત ભાર રૂપ થઇ પડે એ સ્વાભાવિક છે. પરંતુ સદ્ભાગ્યે એ માન્યતા એટલી નવીન છે કે કાળાંતરની માન્યતાને તદ્દન ધોઇ નાખવા જેટલી તેની શક્તિ નથી એટલે તેની પરિસીમા બહુ વૃદ્ધિ પામી નથી. માત્ર જેઓ કાંઇક પાશ્ચાત્ય રીતિની કેળવણી પામ્યા અને આ વિષયને થોડો ઘણો સમજવા લાગ્યા તેમના ઉપર તેના સંસ્કાર થવા લાગ્યા. પણ તેમાં વિશેષ ચિંતા ઉપજાવનાર એ વાત હતી કે કેળવણી લીધી એટલે સમજવાળા ગણાવવા લાગ્યા અને સામાન્ય મનુષ્યો

કરતાં ઉચ્ચ પંક્તિમાં આવવાથી તેમનાં આચાર વિચારનું અનુકરણ કરનારો વર્ગ મ્હોટો થયો. તેથી એવી માન્યતા બહુ પ્રસરવા પામે નહિ અને સત્ય શું છે તે સમજવામાં આવે તે માટે યોજના થવાની આવશ્યકતા પ્રકટ થઈ. હવે તે સત્ય સમજાવવાનું કામ કોણે કરવાનું હતું તે જોવાનું છે.

આ સૃષ્ટિના આરંભથી જ્યારથી મનુષ્ય પૃથ્વિ ઉપર થયું ત્યારથી તેને સન્માર્ગે ચલાવવાની યોજના સૃષ્ટિના નિયામકોએ કરેલી જ છે; અને અત્યારે તો એ મનુષ્ય વર્ગમાંથી જ પૂર્વે પ્રયાસ કરી કેટલાકોએ આ સૃષ્ટિ સંબંધી સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી સામાન્ય મનુષ્ય વર્ગને સહાય કરવા તૈયારી કરી રાખી છે. પરંતુ કાળબળ પ્રમાણે તેઓનો પ્રયાસ ફલિત થાય છે. તેઓ પોતાનો ધર્મ સમજી પોતાની મુક્તિનો ભોગ આપી પોતાના જાતિ બંધુઓને યથાર્થ જ્ઞાન આપવા જ્યાં જ્યાં પ્રસંગો મળે ત્યાં ત્યાં અનુકૂળતા પ્રમાણે લાભ લે છે અને અનેક પ્રકારે સત્યજ્ઞાન પ્રદર્શિત કરે છે, અને તેને આગળ ગતિ આપી તેની વૃદ્ધિ કરે છે એવી સ્થિતિનું મનુષ્ય પાછું ફરી જાનવર થશે એ વાત માનવા જેવી નથી. માનવા જેવી નથી એટલુંજ નહિ પરંતુ ગુપ્ત વિદ્યાનો અભિપ્રાય તો તેથી કેવળ વિરૂદ્ધ છે. તેના લેખો પ્રમાણે તો મનુષ્યના દેહમાં નિવાસ કરનાર દેહી દૈવી હોવાથી તે ઇશ્વર રૂપજ થાય છે; તેની અધોગતિ થતી નથી. આમ થવાનું કારણ તેની પૂર્વની સ્થિતિ વિચારવાથી સ્પષ્ટ થઈ શકે છે.

જ્યારે એક સૃષ્ટિ રચાય છે ત્યારે તેના અધિષ્ઠાતા—રાજ્યકર્ત્તા—ઇશ્વરની સાથે તેના કાર્યના સહાય કર્ત્તા થઇ અનેક દેવ-દેવગણો-તથા જીવાત્માઓ આવે છે. કારણ કે એ સૃષ્ટિક્રમ ચલાવવામાં તેની આવશ્યકતા છે. એ સૃષ્ટિની રચનામાં જે દ્રવ્ય જોઇયે તે બ્રહ્માંડના ભંડારમાંથી ઇશ્વર પોતાની અનુકૂળતા પ્રમાણે ગ્રહણ કરે છે. આ સ્થળે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ દ્રવ્ય આપણે જે ભૌતિક પદાર્થ જાણીએ છીએ તે સર્વથી વિલક્ષણ અર્થાત અત્યંત સૂક્ષ્મ હોય છે. તેનો ખ્યાલ જ્યાં સુધી તે સ્થિતિ સમજવામાં આવે નહિ ત્યાં સુધી ધ્યાનમાં આવવો મુશ્કેલ છે. એ દ્રવ્ય ગ્રહણ કરી તેની વ્યવસ્થા કરવાની જે યોજના કરવામાં આવે છે તેમાં એક બ્રહ્માણ્ડના જે જે ગ્રહો હોય છે, તેના અધિષ્ઠાતા પરિસીમામાં જેટલું દ્રવ્ય જોઈયે તેટલું ખેંચી લે છે અને પોતાનાં વિશેષ લક્ષણ તેમાં પ્રદર્શિત કરે છે, એટલે સૂર્ય સર્વના ઉપર રહી તેની આસપાસ બીજા ગ્રહો પોતપોતાના મંડળની મર્યાદામાં તે તે પ્રકારનું દ્રવ્ય તૈયાર કરે છે. એ ગ્રહના અધિષ્ઠાતા દેવો પ્લેનેટરી લોગૉસ—ની સહાય માટે ભૌતિક દેવો તથા તેના ગણો સામેલ થાય છે. આકાશ, વાયુ, અગ્નિજળ અને પૃથ્વિ આ પાંચ મહાભુત છે, તેને તૈયાર કરવામાં એ દેવોની સહાયતાની જરૂર છે. પૂર્વ કલ્પના જીવો અનુકૂળ સંયોગોને લીધે આ નવીન સૃષ્ટિમાં આકર્ષાય છે. અને પોતાના કાર્ય માટે અનુકુળ સમયની રાહ જોયા કરે છે. જ્યાં સુધી રૂપ બંધાય નહિ ત્યાં સુધી તેઓને જોઇતી તક આવતી નથી.

એ પ્રમાણે જોતાં મનુષ્ય વૃદ્ધિ પામતું જોઇએ એ સ્પષ્ટ અને સ્વાભાવિક છે. પરંતુ આપ-

છે આરંભમાં એક વિદ્વાન પ્રોફેસરનો અભિપ્રાય ટાંક્યો છે તેમ ફરી પણ જેવું થવું જોઈએ. ત્યારે એવું પ્રશ્ન થાય કે અત્યારે ઘણી જાતના જંગલી લોકો જોવામાં આવે છે તેનું શું ? હવે એ સર્વ વાત આપણે મનુષ્યની ઉત્પત્તિ સંબંધી ચર્ચા કરીશું તેમાંથી સમજી શકાશે.

સૃષ્ટિના આરંભમાં મનુષ્ય રૂપ આપણે અત્યારે જોઈયે તેવું હોતું નથી કે જે પ્રકૃતિનું તે બંધાયેલું છે તેની અવસ્થા તે સમયે જુદીજ હોય છે. આપણી પૃથ્વિની ગ્રહમાળ પ્રકટ થઇ તે પૂર્વે ચંદ્રની ગ્રહમાળ હતી તેમાં આપણને જે ચંદ્ર અત્યારે દેખાય છે તે આપણે જેગોળા ઉપર નિવાસ કરીએ છૈયે તેવો ગોળો હતો અને ત્યાં મનુષ્ય વગેરે સૃષ્ટિ ચાલતી હતી. પણ કાળ ક્રમના નિયમાનુસાર જ્યારે તેનો અંત આવવાનો થયો ત્યારે તેની સૃષ્ટિને માટે નવીન સ્થાન સ્થાપ્યું. એ આપણી હાલની પૃથ્વી હતી. પણ પ્રત્યેક સૂર્ય અથવા સૂર્ય મંડળના ગૃહને બંધાવવા માટે જે ક્રમનિર્મિત થયો છે તે પ્રમાણે આ પૃથ્વિ છેક ધુમસ જેવા પદાર્થની પ્રથમ હતી અને વિસ્તારમાં પણ ઘણી હતી. ચંદ્રનો લય કરવામા તેમ તેની સૃષ્ટિની આશ્રય આપવામાં બન્ને કાર્યમાં તે સાધન ભૂત થઇ તેની આસપાસ વિટલાઇ જઇ પોતાની ગરમીથી ચંદ્રમાં જે ટલો પ્રવાહી પદાર્થ હતો. તેનું શોષણ થઇ તેની આસપાસ વિટલાઇ જઇ પોતાની ગરમીથી ચંદ્રમા જેટલો પ્રવાહી પદાર્થ હતો તેનું શોષણ કરી લીધું અને તેની એવી સ્થિતિ કરી મુકી કે કોઇ પણ જીવનો પદાર્થ તેમાં ટકી શકે નહિ ચંદ્રને એવી રીતે લય પમાડી પોતે ક્રમે ક્રમે સ્થુળતા પ્રાપ્ત કરવા માંડી. ચંદ્ર તેમાંથી છુટો પડી ગયો અને નિરજીવ થઇ પૃથ્વિની પ્રદીક્ષણા કરવા લાગ્યો ચંદ્ર ઉપર જે સ્થુલ રૂપ હતાં તે નાશ પામતા તેના ઉપરના લોકમાં તેઓ જ્યાં નિવાસ કરી શકે ત્યાં રહેવા લાગ્યા. હિંદુશાસ્ત્રોમા એવું કહેલું છે કે જયારે લઘુ પ્રલયો થાય છે ત્યારે જીવો મહરલોકમાં જાય છે. મતલબ નવા ગ્રહની ત્રિલોકી તૈયાર થાય ત્યાં સુધી તેઓને તે ઉપરના લોકમાં રહેવું પડે છે.

સૃષ્ટિનો એક એવો નિયમ જણાય છે કે જે જે ક્રમથી અમુક સ્થિતિ પ્રાપ્ત થઈ હોય તે તે બધી સ્થતિમાં થોડો થોડો સમય રહી અંતે જે છેવટની સ્થિતિ હોય તેમાં અવાય છે. જેવી રીતે એક મનુષ્ય જીવાત્મા ખનિજ, ઉદ્‌ભિજ, અંડજ તથા જરાયુજએ સર્વમાં થઇ આવેલ છે તો પ્રથમ જ્યારે ગર્ભસ્થાનમાં રૂપ બંધાય છે ત્યારે આ સર્વ સ્થિતિ અમુક અમુક ભોગવવામાં જોવામાં છે એવું ગર્ભ વિદ્યાનાઅભ્યાસિના જોવામાં આવે છે. હિંદુ શાસ્ત્રમાં પણ તે સંબંધી વેદ પુરાણ ઇત્યાદિમાં પ્રસંગોપાત જે વર્ણને કરેલું છે તે વાંચવાથી આ વાતને ટેકો મળે છે, અને તેથી એ પણ સાબીત થાય છે કે આ વિકાક્રમ જે વિજ્ઞાન શાસ્ત્રીઓ સુચવે છે. તેમાં એક પક્ષે સયત્યતા છે એ પક્ષ પ્રકૃતિનો છે પરંતુ તેઓ પુરૂષને માનતા નથી એટલે, પ્રકૃતિનો પ્રેરક કોઈ છે નહિ એમ આગ્રહ કરે છે. ધર્મશાસ્ત્રો આ વાતનો અનાદર કરે છે કારણકે જીવાત્મા જે ઇશ્વનો અંશ છે, તે પુરૂષ છે અને એના વિના કાંઈ પણ બની શકતું નથી. એવા ઘણા જીવાત્માઓ આપણી આ પૃથ્વિના ગ્રહમંડલના આરંભ સમયમાં તે માલના પહેલાં ગોળા ઉપર પહેલાં પરિવર્તન

સમયે આવે છે પણ તેઓના રૂપ તે સમયની પ્રકૃતિ જેવી હોય છે તે પ્રમાણે થાય છે. એટલે આપણે તો તેને રૂપ કહેવો બહુ કઠિન છે કારણ કે તેવી પ્રકૃતિનો કાંઇ પણ ખ્યાલ આપણને આવવો મુશકેલ છે. એવાં ત્રણ પરિવર્તન સાત ગોળા ઉપર થાય છે. ત્યાં સુધી જે જે રૂપોમાં ફેરફાર થાય છે તે એવા છે કે તેનું માત્ર દિગદર્શન અત્યારે થતાં રૂપોની પૂર્વા વસ્થાનું અવલોકન કરવાથી માત્ર અનુમાન કરી શકાય છે. જ્યારે ચોથું પરિવર્તન શરૂ થાય છે ત્યારે પ્રકૃતિમાં સ્નિગ્ધતા થવા લાગે છે અને તે જ્યારે આપણે આ પૃથ્વિ ગૃહમાળના ચોથા ગોળા ઉપર નિવાસ કરીએ છીએ ત્યાં આવી પહોંચે છે ત્યારે કેવળ સ્થૂળ થઇ જડ અવસ્થા પ્રાપ્ત કરે છે અને જીવાત્માઓ પણ તેમાં આચ્છાદિત થઇ ચૈતન્ય થઇ રહે છે આ અવસ્થામાંથી તેઓને મુક્ત થવું છે. એ કાર્યમાં આરંભકાળમાં તેઓને સૃષ્ટિના નિયમની સહાયતા મળે છે, અને જ્યારે મનુષ્યરૂપે થાય છે ત્યારે પુરૂષાર્થ કરવાની તક પ્રાપ્ત થાય છે.

ખનિજ પદાર્થ રૂપે જીવાત્માઓ એક સમૂહમાં આવે છે, પણ સૃષ્ટિના નિયમથી પૃથ્વિના તળમાં કેટલીક રસાયણિક ક્રિયાઓ ચાલતી હોય છે તેને લીધે જ્યારે તેમાં ભિન્ન ભિન્ન લક્ષણો પ્રદર્શિત થાય છે ત્યારે આપણે જેને જુદાં જુદાં ધાતુઓનાં નામ આપ્યાં છે તેવી ધાતુઓ બંધાય છે અને પેલા સમૂહમાં જે જીવાત્માઓ હતા તેમાંથી છુટા છુટા વેહેંચાઇ જુદી જુદી ધાતુઓમાં સૃષ્ટિના દેવતાઓ લેઇ જાય છે. તે સમયે પણ તેઓ હજી પ્રત્યેક પ્રથક પ્રથક જીવાત્મા થતો નથી પણ સમૂહમાં નિવાસ કરે છે અને જ્યારે તેમાંથી છુટા પડે છે ત્યારે સમૂહમાં ને સમૂહમાં કામ–લોકમાં જાય છે પણ તેથી તેને કાંઇ પ્રથક લાભ થતો નથી. એવી જડ અવસ્થામાં જે કાંઇ બહારના અનુભવ થયા હોય છે તેનો સર્વ લાભ એકંદર ભંડોળમાં જાણે એકઠો થતો હોય એમ થાયછે જેવી રીતે એક પાણી ભરેલા વાસણમાં એક રંગનું ટીપું પડે તે બધા પાણીમાં પ્રસરી પાણીના રંગમાં ફેરફાર કરે છે તેમ આ સમૂહમાં વિચરતા જીવાત્માઓ પોતાના અનુભવ લઇ આવે છે ત્યારે પોતાના સજાતિય સર્વ જીવાત્માઓના વિકાસને અસર કર્ત્તા થાયછે. જ્યારે ધાતુરૂપમાં જોઇતો અનુભવ પુરો થઇ રહે છે ત્યારે તેઓને ભૌતિક દેવો વનસ્પતિમાં પ્રવેશ કરાવે છે. આ રૂપો ધાતુના કરતાં કાંઇક જડપણામાં ઓછાં હોય છે તેથી તેને કેટલાક પ્રકારની લાગણીનું ભાન થતું હોય એમ જોવામાં આવે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે ધાતુઓને કાંઇ લાગણી નથી. ધાતુઓને પણ કેટલાક અંશે લાગણીઓ છે એવું પ્રથમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કહેતા પણ હાલમાં તો પ્રોફેસર બોસ નામના એક કલકત્તાના વિજ્ઞાનશાસ્ત્રીએ પ્રત્યક્ષ પ્રયોગોથી એ વાત સિદ્ધ કરી આપી છે. પરંતુ આંહી કહેવાનો હેતુ એટલો છે કે વનસ્પતિમાં તે સામાન્ય રીતે જોવામાં આવેછે એવું ધાતુમાં દેખાતું નથી. વર્ષાઋતુમાં પૃથ્વિ ઉપર લીલું ઘાસ ઉગી નીકળે છે ત્યારે આનંદ ઉપજાવે છે, શરદ અને પાનખર ઋતુમાં જ્યારે સગળું સુકાઇ જઇ વેરાન જેવું દેખાય છે ત્યારે મનનો ઉલ્લાસ જતો રહે છે. કોઇ વૃક્ષની ડાળી થડ સાથેથી છુટી પડી ગઇ હોય ત્યારે તે કરમાવવા લાગે છે અને જ્યારે ઉદાસી દીસ થઇ ગયું તેવો દેખાવ આપે છે છેવટે સુકાઇ ખરી પડે છે ત્યારે તેનું મરણ થયું લાગેછે. વસંતઋતુમાં

નવાં કુમળાં પાન પવનની લહેરમાં કંપતાં જોવામાં આવે છે ત્યારે આનંદમય જણાય છે, તે પાછાં ખરી પડે છે ત્યારે શોકમય લાગે છે. એ પ્રમાણે આ સૃષ્ટિમાં લાગણી લાગણી પ્રદર્શિત થાય છે; તો પણ તે જીવાત્માઓના સમૂહને વિકાશક્રમમાં સાધન ભૂત થાય છે, પ્રત્યેકને નહિ. એ અનુભવો જેમ જેમ પુરા થતા જાય છે તેમ તેમ તેમાંના સમૂહના પણ વિભાગ થતા જાય છે, કારણ કે જે વૃક્ષો ઘણા કાળ સુધી રહેવાવાળાં છે તેમાં આવેલા જીવાત્માઓને ભિન્ન ભિન્ન અનુભવો થાય છે તેથી તેઓ જ્યારે તેમાંથી છુટા પડે છે ત્યારે તેમનો સંગ્રહ ઘણો થાય છે તેથી તેને જે સૂક્ષ્મરૂપો હોય છે તે વિશેષ ચાંચલ્યતા વાળાં અને વિશેષ સૂક્ષ્મ લાગણીઓ ગ્રહણ કરી શકે એવાં થાય છે. એવા જીવાત્માં પછી ધીમે ધીમે છુટા પડતા જાય છે અને તેઓના એક એક સમૂહમાં ઘણા થોડા જીવાત્માઓ હોય છે.

વનસ્પતિમાં અનુભવ પુરો થાય છે એટલે પ્રાણી વર્ગમાં તેને પ્રવેશ કરાવે છે એટલે ત્યાં નવીન પ્રકારના અનુભવ પ્રાપ્ત કરવાની તેને તક મળે છે. અત્યાર સુધી એકજ સ્થાને બંધાઈ રહેવું પડતું હતું તેને બદલે હવે ચલનવલનની શક્તિ આવવાથી પોતાની સ્થૂલ ઇચ્છાઓ તૃપ્ત કરવા તેમજ રક્ષણ કરવા તે યોજના કરી શકે છે અને તેમ કરવામાં તેનામાં એક નવીન શક્તિ પ્રાદુર્ભાવ પામે છે. તે મનઃશક્તિ છે. અત્યાર સુધી માત્ર કામશક્તિ હતી તેમાં મનસનું બીજ ઉદ્ભવે છે. કેમકે એ સ્થિતિમાં જે યોજના કરવી પડે છે તેમાં અગર જો કે વિશેષ કરીને તો તેની પ્રેરણા શક્તિ—જે કે પૂર્વના અનુભવ સંગ્રહના સાર રૂપ છે તે—કાર્ય કરે છે તો પણ તાત્કાલિક કેટલીક યુક્તિ કરવામાં આવે છે. આ પ્રાણી વર્ગમાં જીવ સમૂહ હજી વર્તે છે પણ રૂપ તરીકે પ્રથક થાય છે. ગાય, ઘોડા, કુતરા ઇત્યાદિ પશુ તેમજ પક્ષી આદી વર્ગમાં એક એક જાતના પ્રાણીઓમાં એક એક સમૂહના જીવાત્માઓ પ્રથક પ્રથક રૂપમાં અનુભવ પ્રાપ્ત કરે છે અને જ્યારે તેઓનાં સ્થૂલ રૂપ છુટી જાય છે ત્યારે તેઓનાં સૂક્ષ્મરૂપ કામલોકમાં એક સાથે રહે છે. તેઓને હજી મનઃતત્વ ખીલેલું હોતું નથી તેથી તેઓ દેવલોક અથવા સ્વર્ગમાં જવાના અધિકાર વાળા જીવાત્માઓ નથી, પરંતુ આવા જીવાત્માઓમાંના કોઈ કોઈ જ્યારે ભિન્ન ભિન્ન સંયોગોમાં મુકાવવાથી તેઓમાં જેટલી મનઃશક્તિ છે એટલી પુરી ખીલવી રહે છે ત્યારે તેઓનાં જે રૂપ હોય છે તેમાં ફેરફાર કરવાનો સમય આવે છે. અત્યાર સુધી ભૌતિકદેવોની તેઓને પૂર્ણ સહાય હોય છે કારણ કે તેઓ તેમને અનુકૂળ સંયોગોમાં લાવી મુકે છે, પરંતુ મનુષ્ય વર્ગ એ સર્વથી કેવળ નિરાળોજ છે અને તેને માટે રૂપ તૈયાર કરવામાં એ દેવો વિના બીજાઓની જરૂર પડે છે.

પૂર્વ કલ્પમાં, પૂર્વની ગ્રહમંડળીમાં એટલે ચંદ્રની ગ્રહમાળમાં જ્યારે મનુષ્ય થયું હતું ત્યારે તેમાં જેઓની મનઃશક્તિ ખીલી હતી તેઓને હવે અહીં તે કરતાં વધારે લાભ પ્રાપ્ત કરવા આ પૃથ્વિની ગ્રહમાળમાં પોતાનો વિકાસક્રમ કરવા ઇચ્છા થાય છે તેથી તેઓ જ્યારે આ પૃથ્વિ ગ્રહમાળના ચોથા પરિવર્તનમાં આ પૃથ્વિના ગોળા ઉપર ત્રીજી જાતિનો વારો આવે છે ત્યારે મનુષ્યરૂપ તૈયાર કરવા તેઓ ઉપરની ભૂમિકામાંથી પોતાનાં સૂક્ષ્મ શરીરના નમુનારૂપે સૂક્ષ્મરૂપો આપે છે. આ સૂક્ષ્મરૂપ ઉપર દેવો સ્થૂલરૂપ બાંધે

છે. પ્રથમનાં રૂપ જેવાં હાલમાં આપણે જોઇએ છીએ તેવાં સર્વ અવયવોના પ્રમાણથી સુંદર લાગે છે તેવાં હોતાં નથી. વળી પહેલી, બીજી અને ત્રીજી જાતિના આરંભકાળમાં તો હજી સ્ત્રી પુરૂષનો ભેદ પણ હોતો નથી તેથી તેવો શરીરનો ભેદ પણ જોવામાં આવતો નથી. આજે તેવું મનુષ્ય આપણને કદરૂપું લાગે, પણ નવાં નવાં રૂપ એવાંજ હોય છે અને તેમાં નવાં મનુષ્ય થવાવાળા જીવાત્માઓ દાખલ થાય છે. તેઓનું મનઃ તત્ત્વ હજી ખીલતું આવતું હોય છે તેથી સમજશક્તિ પણ બહુ ઓછી હોય છે એટલે સાર અસારનો વિવેક હોતો નથી. ત્રીજી જાતિની ચારેક પેટા જાતિઓ થાય છે ત્યારે સ્ત્રી પુરૂષનો ભેદ પ્રદર્શિત થવા લાગે છે, ત્યારે મનુષ્યની ઉત્પત્તિની રીતિમાં પણ ફેરફાર થાય છે. ઇચ્છાશક્તિથી જે મનુષ્ય ઉત્પન્ન થતાં હતાં તે સંયોગથી ઉત્પન્ન થાવા માંડે છે. તેઓમાં કામ તો પ્રથમથી સારી પેઠે ખીલેલો હોય છે તેથી તેનું બળ વૃદ્ધિ પામેછે અને સ્ત્રી સંયોગમાં જે પ્રથમ આનંદ ભોગવે છે તેવો ભોગવવાની કામના વૃદ્ધિ પામતી જાય છે. આવે પ્રસંગે કેટલાક પૂર્વકલ્પના વિકાસ ક્રમમાં પૂર્ણ વૃદ્ધિ પામેલા તે તેમજ શુક્રની ગ્રહમાળ, જેનું અત્યારે સાતમું પરિવર્ત ચાલે છે, ત્યાંના નિવાસી મનુષ્યો જેઓનો વિકાસ ક્રમ પુરો થવા આવેલો છે તેના જીવાત્માઓ અહીંનાં મનુષ્યોની કામ વૃત્તિનું તેમજ એકંદર તેઓના વિકાસક્રમને યોગ્ય માર્ગે ચલાવવાનું નિયમન કરવા આ પૃથ્વિપર અવતરે છે. તેઓમાંના પહેલા છે તેઓ તૈયાર રૂપોમાંથી પસંદ કરી તે ધારણ કરી લે છે અને બીજા કહ્યા તેઓ તો પોતાને માટે ઇચ્છાશક્તિથી નવાં રૂપ તૈયાર કરી તે ધારણ કરે છે. આ શીવાય પૂર્વ કલ્પના બીજાં મનુષ્યો જે છે તેઓ જેવાં તૈયાર શરીર હોય છે તેવાં ધારણ કરી તેમાં તેઓ પોતાનું શ્રેય થાય તેવી આશાથી કાર્ય કરે છે. વળી કેટલાક શરીરોમાં દાખલ નહિ થતાં માત્ર પોતાનો અંશ આરોપે છે અને પેલા શરીરોમાં જે મનઃતત્ત્વ મંદ હોય છે તેને જાગૃત કરે છે. આ પ્રમાણે મનઃ તત્ત્વ સાથે જુદા જુદા પ્રકારના પૂર્વના જીવો જુદી જુદી રીતે સંબંધ જોડે છે તેથી તે સમયથી જુદા જુદા પ્રકારની સમજ શક્તિનાં મનુષ્યો થાય છે. એટલે અત્યારે સામાન્ય રીતે મનુષ્યની અક્કલમાં જે ભેદ જોવામાં આવે છે તેનું કારણ ઉપર જણાવ્યું તે છે કેમકે સર્વ મનુષ્યોએ પ્રથમથીજ એક પગથીએથી ચઢવા અથવા ઉતરવા માંડ્યું નથી કે તેઓ સરખા હોઈ શકે તેમ વિજ્ઞાનશાસ્ત્રીઓએ ભેદ સમજાવવા જે આસપાસના સંયોગોની અસર સૂચવે છે તે પણ પુરતું કારણ નથી. સંયોગોની અસર એટલે અંશે થવાનો સંભવ નથી. આ સમયે અમુક અમુક જાતનાં તૈયાર થયેલાં પશુ રૂપી મનુષ્યોના સંયોગથી પ્રજા ઉત્પન્ન થાય છે તેમાંથી આગળ જતાં હાલ જે વાનરની જાત છે તે થયેલી છે. એ વિષય અત્યારે વધારે વિસ્તારથી લખવાની આવશ્યકતા નથી. આટલી વાત જણાવવાથી એટલું બતાવવામાં આવે છે કે વિજ્ઞાનશાસ્ત્રીઓ વાનરમાંથી મનુષ્ય થયું છે એવું કહે છે તે સત્ય નથી, પરંતુ તેથી ઉલટું મનુષ્યમાંથી વાનર થયેલ છે એ વાત સત્ય છે. આવો મત અત્યારે કોઇ કોઈ જુદા ધોરણના વિજ્ઞાન શાસ્ત્રીઓનો થવા લાગ્યો છે ખરો પણ સામાન્ય માન્યતા હજી આગળ કહ્યાં તેવી છે.

વૃદ્ધિ માટે તેમાં અવતરવા લાગ્યા. આમ થવાથી પેલા રૂપમાં જે મનઃતત્ત્વ રહેલું હતું તેને ખીલવવાની તક મળી અને તે રૂપ તથા તેમાં નિવાસ કરવા આવનાર જીવનાં મનઃતત્ત્વની એકતા થવાથી મનુષ્ય જાતિની એકંદર ઉચ્ચ ગતિ થઇ. આ સમયે જે નેતા રૂપે મહાત્માઓ આવ્યા હતા તેમની સહાયતાથી તથા તે સમયનાં મનુષ્યોમાં જે ઉચ્ચ શક્તિઓ હજી રહેલી હતી તેથી કરી કેટલાંક મહાન્ સ્થાનકો બાંધ્યાં અને કેટલાંક અદ્‌ભૂત કાર્યો કરેલાં છે જેનાં થોડાં થોડાં નિશાન વર્તમાન કાળમાં જોવામાં આવે છે. તેમાં મુખ્ય મિસર દેશના પિરામીડ તથા મધ્ય અમેરિકામાં કેટલાંક એવાંજ સ્થાનો છે. આ મનુષ્યો જે દેશમાં વસતા હતા તેને વિજ્ઞાન શાસ્ત્રીઓએ લેમુરીઆ દેશ એવું નામ આપેલું છે અને મનુષ્યનું આદિ ઉત્પત્તિસ્થાન એ દેશમાં હતું એમ પણ તેમાંના કેટલાક માને છે. આ મનુષ્યો હજી જેવાં મનુષ્ય વર્તમાન કાળમાંછે તેથી વિલક્ષણ હતાં તેઓનાં શરીર કદમાં અગર જો કે ઘણાં મ્હોટાં હતાં, પણ તેમનાં અવયવો સરખા પ્રમાણવાળાં નહતાં. આ મનુષ્યો કેવા-કેવા કદનાં હશે તેનો ચિતાર આપવા દક્ષિણ પાસિફીક મહાસાગરમાં ઇસ્ટર નામનો દ્વિપ છે ત્યાં તથા મધ્ય એસિઆમાં બામિઅન નામનું પુરાતન શહેર છે ત્યાં પાષાણની રાક્ષસી મૂર્તિઓ ઉભી કરેલી અત્યારે જોવામાં આવે છે તે છે. એકસો સીતેર ફીટની ઉંચાઇથી માંડી સતાવીશ ફીટની ઉંચાઈ સુધીની તે મૂર્તિઓ છે અને તે વળી ઉંચી બેઠકો ઉપર ઉભી કરેલી છે. આ હકીકતથી એટલું જોવામાં આવે છે કે તે કાળનાં મનુષ્યો રાક્ષસી કદનાં હતાં અને તેઓમાં બળ તથા શક્તિ અલૌકિક હતાં. કાલાન્તરે તેઓમાં વિચાર શક્તિનું જેમ પ્રબળ થતું ગયું તેમ તેમ કામનાઓ બળવાન થતી ગઇ અને ઉત્પત્તિની શક્તિનો ક્રમ બદલાઇ જવાથી સ્થૂલ ઇચ્છાશક્તિ બળવાન થઇ પડી. મનુષ્યને સ્ત્રી સંગમાં આનંદ આવવા લાગ્યો અને તેઓ તેનો અનુભવ કરવામાં બહુ મચ્યા રહેવા લાગ્યા એટલે તેઓની પડતી થવાનો સમય આવ્યો. દેશમાં મહાન ઉત્પાતો થઇ ધરતીકંપ,જ્વાળામુખીના અગ્નિનો પ્રકોપ ઇત્યાદીથી તેનો નાશ થવા લાગ્યો અને તેમાંના જે થોડાં ઘણાં સારી વૃત્તિવાળા મનુષ્યો હતાં તેમાંથી મનુષ્યજાતિના રક્ષકોએ ચોથી જાતિનો આરંભ કર્યો.

એ ચોથી જાતિના નિવાસ સ્થાનને ગુપ્ત વિદ્યાવાળા જે સ્થાન જણાવે છે તેને વિજ્ઞાન શાસ્ત્રીઓ એટલાન્ટીસ નામ આપે છે. હાલના આટલાન્ટીક મહાસાગર ઉપરાંત દક્ષિણના સમુદ્રમાં એ દેશની ભૂમિ પ્રસરેલી હતી. ત્યાં તેની સાત ઉપજાતિઓ થઇ તેમાં ચોથી ઉપજાતિ સર્વથી શ્રેષ્ઠ હતી. તેઓનો સુધારો, સંસાર સ્થિતિ ઘણા ઉચ્ચ પ્રકારના હતાં અને તેઓ વિકાસક્રમમાં કામનાશક્તિને પોષનારા હોવાથી તેનો પ્રભાવ ઘણોહતો તેમ મનઃશક્તિ ખીલતી આવતી હતી એટલે તેના બેના મિશ્રણથી તેઓ એવાં કાર્યો કરી શકતા કે જેની સાથે સરખાવતાં વર્તમાન કાળનાં યાંત્રિક કામો બહુ સામાન્ય દેખાય હિંદુશાસ્ત્રનાં પુરાણ અને રામાયણમાંજ વર્ણન કરવામાં આવ્યાં છે તેમાં કદાપિ કદાપિ કાંઇક અતિશયોક્તિ હોય પણ વાસ્તવિક જોતાં તેવી સ્થિતિ હોવામાં બહુ શંકા લેવા જેવું નથી. મનુષ્યના શરીરનાં કદ પણ તેવાં હતાં; તેમજ તેમની કાર્ય કરવાની શક્તિ પણ તેવી અદ્‌ભૂત હતી. પરંતુ તેઓનો અહંકાર અપાર હતો. આ સમયે પૂર્વ કલ્પના કેટલાક મહાન્ જીવાત્માઓ અવતર્યા અને તેઓના પૂર્વના અહંકારને લીધે તેઓ પણ એટલા અંધ થઇ ગયા કે પોતાની પૂર્વની સ્થિતિ ભુલી ગયા અને અજ્ઞાનના અંધકારમાં

આ પ્રમાણે નાર્કિક દેહનો વિલય થયા પછી લિંગશરીર પોતાની સૃષ્ટિયોમાં વસવાને સ્વતંત્ર બને છે. આ સૃષ્ટિયો આપણે ઉપર વર્ણવી આવ્યા તે સ્વર્ગ સૃષ્ટિના તાત્ત્વિક અને અન્ય લોકો છે. મહેન્દ્ર લોકના દેવોને મળતી આવતી વાસનાઓ સર્વથી પ્રથમ અનુભવાઇને ખલાસ થાય છે, પછીથી પ્રજાપતિ લોકની, પછીથી વળી બ્રહ્મલોકની, એક પછી એક ત્રણે લોકમાં વસવાથી ચિત્તવિકાસ પામે છે તથા પોતાના ધર્મોને બલવાન બનાવે છે. વાસનાના નિયમના કાર્ય વડે ભૂતકાલના કર્મોથી ચિત્તમાં, લિંગ શરીરની ઉચ્ચ ઉર્મિઓને અને બુદ્ધિ તથા આત્માની શક્તિઓને બલવાન બનાવે એવાં બહુજ બંધ બેસતાં થઈ પડે એવાં સાધનોની તૃષ્ણાનો ઉદય થાય છે. સૂક્ષ્મ લોકોના શુદ્ધ પ્રદેશમાંથી આવાં સાધન પૂરાં પાડે છે, લિંગ દેહ તેમને સ્વીકારે છે, પછીથી તે તેના વડેજ પોષાય છે. ભૂતકાલના શુભ કર્મને લીધે આવતા જન્મમાં લિંગ શરીર વિશેષ બલવાન બને છે.

સૂર્યનો સંયમ સાધવાથી આ સર્વ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે એ હવે આપણે વિચારીશું. આ અભ્યાસની એક અતિ ઉપયોગી બાબત છે, ખરેખરી રીતે એમાં એટલી બાબતનો સમાવેશ થાય છે, કે આ સર્વ જ્ઞાન મેળવવાની ઇચ્છાવાળો કોઇ પણ અભ્યાસી અનુસરી શકે એવી શોધની દિશા દર્શાવવી.

આ શોધની માત્ર સામાન્ય ભૂમિકાઓજ દર્શાવી શકાય છે. વિગતવાર વાદવિવાદનું આ સ્થાન નથી.

સર્વથી પ્રથમ તો, સૂર્યની ગતિયોનો આપણી સાથેના સંબંધ વિષે આપણે અભ્યાસ ચલાવીએ. આ ઉપરથી આપણે પરિણામો ઉપર આવી શકીએ છીએ. સાધારણ અવલોકનથી આપણા જોવામાં આવે છે કે આપણા ગ્રહ ઉપરના સર્વ પ્રકારના સ્થૂલજીવનના નજીકના ઉત્પત્તિસ્થાન રૂપ સૂર્ય છે. આપણે સર્વ ભૂમિ ઉપર મુસાફરી કરીએ છીએ. પૃથ્વીના જુદા જુદા કટિબંધોમાં મળી આવતાં અનેક પ્રકારનાં પ્રાણીઓ, વનસ્પતિઓ, માનવીઓનું આપણે વર્ગીકરણ કરતા ચાલીએ છીએ, અક્ષાંશ અને રેખાંશમાં ભિન્ન પડી આવતી જીવનની સર્વ પ્રકારની દશાઓને લક્ષમાં લઇએ છીએ. આપણા ગ્રહના આકારનું, તેના અનેક પ્રાકૃતિક વિભાગોનું, પર્વતો અને મેદાનોનું, નદીઓનું, સરોવરોનું સમુદ્રો અને અનેક પ્રકારની ભૂમિઓનું આપણે અવલોકન કરીએ છીએ; આપણી સાધારણ ઇન્દ્રિયોથી જોઇ શકાય એવા સ્થૂલભુવનના સર્વ જાતના પ્રકારો આપણી દૃષ્ટિમર્યાદામાં આવે છે.

આ સર્વ વિચારીને આપણે આપણા ગ્રહના કયા કયા બનાવો માટે સૂર્ય જવાબદાર છે તે શોધવાનો પ્રયત્ન ચલાવીએ. સૂર્યના વિવિધ સમયોએ જોવામાં આવતી પૃથ્વીના જીવનની વિવિધ દશાઓજ આ સર્વ જીવનનો આધાર સૂર્યમાં શોધવા તરફ સ્વાભાવિક રીતે દોરી જાય છે. સૂર્યજ આપણને ઋતુઓ અને દિન અને રાત્રીરૂપી વારા ફરતી થતા દેખાવો પૂરા પાડે છે. શા માટે રાત્રિએ સમગ્ર પ્રકૃતિ નિદ્રા વશ અને દિવસે પ્રવૃત્તિપરાયણ બનવી જોઇએ? શા માટે ઋતુના અને હવામાનના ફેરફારો થવા જોઇએ? આપણા ગ્રહ ઉપરની અનેક જાતીયોના, વિવિધ વર્ગો અને વ્યક્તિયોના સ્થૂલ જીવનમાં શા માટે ભેદ ઉપજી આવવા જોઇએ?

દુનિયાના સર્વ પ્રકારના સ્થૂલ બનાવોનો અભ્યાસ કરીને આવા સર્વ પ્રશ્નોનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરતાં પ્રાચીન વેદદ્રષ્ટાના શબ્દોમાં આપણને જડી આવે છે, કે (આ પૃથ્વી ઉપર) જે જે ગતિવાળું છે અથવા સ્થિર છે તે સર્વના જીવનરૂપ સૂર્ય છે.

सूर्यआत्मा जगतः तस्थूषश्च ।

અથવા સૂર્ય અને ચંદ્ર, જીવનનાં પોષકો અને વર્ધકો છે.

सूर्या चंद्रमसौधाता ॥

વર્તમાન પદાર્થવિજ્ઞાનની શોધોએ સાબીત કર્યું છે, કે પ્રકાશના કાર્ય વડે રાસાયણિક કાર્ય શરૂ થતાં પ્રકાશનાં કેટલાંક કીરણો હમેશાં મિશ્રિત બનતા પદાર્થોમાં ભળી જાયછે અને એકાદ નવીન પદાર્થનું રૂપ ધારણ કરે છે. અમુક પ્રમાણમાં આંદોલિત થતું ઇથર (આકાશની એક સ્થિતિ) એજ પ્રકાશ છે. પ્રકાશ વડે રાસાયણિક કાર્ય આરંભતાં અમુક પ્રમાણમાં ગતિમાન થતું ઇથર શોષાઈ જાય છે, એમ કહેવું એ એની એજ વાતને અન્ય રીતે કહેવાનો માર્ગ છે. જ્યાં સુધી શરીર પડતું નથી ત્યાં સુધી તો ઇથરે તેમાંજ રહેવું જોઇએ. સર્વનો યોગાભ્યાસી અનેક દાખલામાં સૂર્ય કીરણોનું આવું કાર્ય જોઇને એવા સાર ઉપર આવે છે, ( જે વિષે પછીથી દિવ્ય દ્રષ્ટિવડે ખાત્રી થાય છે ) કે આ દુનિયામાં દરેક સ્થૂલ દેહમાં ઇથરનો અમુક સંગ્રહ થયલો હોય છે, અંતરિક્ષ લોકનાં આકાશો ( ઇથરો ) ના સામાન્ય, ઉત્પત્તિ સ્થાનમાંથી તે વ્યક્તિભાવ પામે છે. દેહમાં વસે છે. હિંદુ તત્ત્વવેત્તાઓ આનેજ દરેક સ્થૂલ પદાર્થનું સૂક્ષ્મ શરીર કહે છે, તે લિંગ શરીરના વાહનરૂપ બને છે. આવી સત્ય બાબતોના અવલોકન ઉપરથી યોગ તત્ત્વવેત્તા એવા સાર ઉપર આવેછે, કે સૂર્યજ જડ ખનિજ, વનસ્પતિ, પ્રાણી અને માનવિ સુદ્ધાંત[1] સમગ્ર સ્થૂલ જીવનનો પોષક અને વર્ધક છે. માનવ દેહની સર્વ પ્રકારની સંસ્થાઓના અસ્તિત્વ અને કાર્યને ક્રમે ક્રમે સોર કારણો સાથે જોડવામાં આવેછે. આટલે સુધી વધ્યા પછી પૃથ્વી ઉપર જે જે ગતિવાળું છે અથવા સ્થિર છે, સર્વનાં ઉભય શરીરોનો યોગી સોબોધ બને છે, તેમજ તેની સાથે સંબંધવાળાં વિશ્વનાં બેભુવનો મહાભૌતિક અને અંતરિક્ષ–નો તેને અનુભવ થાય છે.

મહાભૌતિક ભુવનનો ઉંડો અભ્યાસ ચલાવતાં તેને માલૂમ પડે છે, કે આ ભુવનના ઉપર પાંચ ભિન્ન દેખાવ હોય છે. તે સામાન્ય રીતે પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશના નામથી વ્યવહારાય છે; આમાંથી તે અંતરિક્ષ લોકમાં સાથે સંબંધ ધરાવતાં પંચ આકાશોમાં જાય છે; આ આકાશો ત્રણ પ્રકારનું કાર્ય કરતાં જડી આવે છે, તથા પૃથ્વી ઉપર ત્રણ ભિન્ન પ્રકારના બનાવો ઉપજાવે છે.

૧ તેઓ પૃથ્વીના ભિન્ન ભિન્ન પદાર્થોને ભિન્ન ભિન્ન સ્વરૂપોમાં યોજી રાખેછે. સ્પષ્ટ રીતે આ સર્વ કીરણોજ હોવાં જોઇએ, તે ભિન્ન ભિન્ન પદાર્થોમાં શોષાઇને વિવિધ સ્વરૂપોના સ્થૂલ જીવનને પોષે છે.

૨ જુનાં સ્વરૂપો ત્યાગીને નવાં ધારણ કરતા ભિન્ન ભિન્ન પદાર્થોમાં તેઓ અમુક ફેરફારો કરે છે. બેકરના કહેવા પ્રમાણે આ પ્રોત્સાહક સૌર કીરણો છે.

૩ તેઓ ઇન્દ્રિયજ્ઞાનને ઉશ્કેરે છે, વિકસાવે છે તથા તેના કાર્યમાં મદદ કરે છે. આકાશમાં તેજસનાં આંદોલનોને હવે દર્શનના અનુભવમાં સહાયકરૂપે ગણવામાં આવેછે. આવા પ્રકારના ઇન્દ્રિયાનુભવના દેવ સૂર્ય હોવાનું કારણ હવે સારી રીતે સમજી શકાયછે. આપણને સૂર્યના તાપનો અનુભવ થાય છે, એનો અર્થ એટલોજ થાય કે આપણું સ્પર્શનું ભાન આકાશનાં ઉષ્ણ આંદોલનોને થોડો અથવા વધારે સીધો પ્રતિ ઉત્તર આપવા જેટલું વધ્યું છે. આકાશોનાં શબ્દ સ્પર્શ અને ગંધનાં આંદોલનોને સીધે સીધાં મેળવવા જેટલી અન્ય ઇન્દ્રિયો હજુ વિકાસ પામી નથી, આવાં પાંચ પ્રકારનાં આકાશનાં આંદોલનોના અસ્તિત્વને સિદ્ધ કરતાં બનાવના વાદ વિવાદમાં ઉતરવાનો અત્રે અવકાશ નથી. આપણે અત્રે આટલુંજ લક્ષમાં રાખવાનું છે, આકાશનાં કીરણો ત્રણ પ્રકારનું કાર્ય બજાવે છે: આટલે સુધી તો આ બાબત સ્પષ્ટ છે.

આ પ્રમાણે આપણે જોયું, કે સૂર્યમાંથી ત્રણ ભિન્ન પ્રકારનાં કીરણો નિકળે છે.આ ઉપરાંત આપણને માલૂમ પડે છે, કે માત્ર ભિન્ન ભિન્ન દશાઓમાંજ, આવાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કીરણોને ઐહિકજડ પ્રતિઉત્તર આપે છે. આવાં ત્રિવિધ કીરણો દરેક સ્થાને અને દરેક ક્ષણે વર્તતાં નથી. આ ઉપરથી એવા સાર ઉપર આ[illegible] પડે છે, કે ગ્રહોના જડને ત્રણ ભિન્ન ભિન્ન પ્રકારની ગ્રાહકશક્તિ હોય છે; માત્ર જ્યાં જ્યાં ગ્રાહકતાની અમુક દશા વર્તતી હોય છે ત્યાંજ તેની સાથે સંબધવાળી સૌરશક્તિ કાર્ય કરે છે. અન્ય રીતે કહીએ તો રયિ ( તામસિક ) દશાનાં તેનાં તેજ પંચ આકાશોના એક પરિણામરૂપ ગ્રહછે: તેમજ પ્રાણ ( રાજસિક ) દશાનાં તેનાં તેજ પંચ આકાશોના એક પરિણામરૂપ સૂર્યછે.

સૂર્ય અને ગ્રહ, એકજ પ્રકારના જડની બે ભિન્ન દશાઓ છે, એટલી બાબત સ્પષ્ટ થતાં આપણે એકદમ જડની ઉચ્ચ ભૂમિકાના દ્વાર સમીપ આવી પહોચીએ છીએ.

(ચાલુ.)

રામપ્રસાદ.

---

# ॥ शंकरनो अद्वैत ॥

શંકર ક્યારે થયા, તેના કરતાં તેમણે શું ઉપદેશ્યું, એ વિચારવું ઘણું અગત્યનું છે. તેટલું માટે શંકરના સમય વિષેના પ્રશ્નને સમર્થ વિચારકો માટે રહેવા દઇને મારાથી બનશે તેટલા તેમના તત્ત્વશાસ્ત્ર અને સિદ્ધાંતોને સમજાવવાનો સાદો પ્રયત્ન કરીને મારી જાતને સંતોષ માનીશ. આ વિષયના સંપૂર્ણ ખુલાસા માટે આપણા કેટલાક નિયામક મુખ્ય ગ્રંથો આ પ્રમાણે છેઃ—

પંચદશી, ઉપદેશ સાહસ્રી, ( અદ્વૈત ) સ્વારાજ્ય સિદ્ધિ, નૈષ્કર્મ્ય સિદ્ધિ ( અદ્વૈત), વેદાન્ત સૂત્ર, વેદાન્ત પરિભાષા, ચિત્સુખી તથા શંકર અને તેમના અનુયાયીઓના અનેક ગૌણસ્તોત્રો.

આમાંના કેટલાક ગ્રંથો પાછળથી વૃદ્ધિ પામેલી પરિભાષાઓના ભારથી ભરપૂર જણાય છે, આથી શંકરને મૂલ સાદા સ્વરૂપમાં અવલોકવાનો આપણે માટે જોઇએ તેટલો વિસ્તાર રહેતો નથી. અને વેદાન્તના સર્વે ગ્રંથો, બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા, અને ઉપનિષદોરૂપ પ્રસ્થાનત્રયના આધારવાળા હોય છે. દરેક તત્ત્વવેત્તાને એક ધર્મ સ્થાપક આચાર્ય કહેવાવા માટે આ ત્રણે ઉપર ભાષ્ય કરવું પડે છે, પોતાના તત્ત્વશાસ્ત્ર સાથે તેમની એકવાક્યતા કરીને સમજાવવું પડે છે, આમાં પણ અન્યોન્યનો અવિરોધ સાધવાનો હોયછે. શંકર, વલ્લભ, રામાનુજ, મધ્વ અને ધર્મોના લગભગ સઘળા સ્થાપકોએ આમ કર્યું છે. જેમ જેમ સંસ્કૃત ભાષાનું સ્થાન પ્રાકૃત ભાષાઓ લેવા લાગી તેમ તેમ આ ગુરૂઓ અને લોક સમૂહના મધ્યમાં અનેક ધાર્મિક ઉપદેશકો આગળ તરી આવ્યા છે તથા પ્રાચીન ધર્મને એકાદા નવીન નામથી ઉપદેશ્યો છે. આમાં કબીર, દાદુ, નાનક ચૈતન્ય, સહજાનંદ અને ક્રમવાર અન્ય અનેક નામો ગણાવી શકાય. તેટલા માટે હિંદુ ધર્મના દેખીતા અસંખ્ય પંથોના ત્રણ અથવા ચાર મુખ્ય ભાગ પાડી શકાય છે; જૈનો અને બૌદ્ધોથી વિભાગ સંખ્યા સંપૂર્ણ થાય છે.

ત્યારે આથી એટલું સ્પષ્ટ થાય છે, કે આપણે શંકરને તેમનાં પ્રસ્થાનત્રયનાં ભાષ્યો દ્વારા અને મુખ્યત્વે કરીને બ્રહ્મ સૂત્રોના શારીર ભાષ્યદ્વારા સારી રીતે સમજી શકીશું. સૂત્રોનો ધાર્મિક સાહિત્યના સામાન્ય ગ્રંથ સમૂહ સાથેનો સંબંધ આરંભેજ સમજ્યાવિના આપણા શોધમાં આગળ વધવાની બાબત અસંભવિત થઇ પડે છે. હિંદી સમાજમાં તેના વિશાળમાં વિશાલ અર્થમાં જે જે સર્વેનો સમાવેશ થાય છે તેના ઉત્પત્તિસ્થાનરૂપ ખરેખરી રીતે વેદોજ છે. તો પણ વેદોની પ્રકૃતિપૂજા શોધકમાનવિઓની જરૂરીઆતોને સંતોષવાને પૂરતી નહતી; વૈદિક સમયમાં પણ પુરૂષ સુક્ત જેવાં સુક્તોમાં સત્યના આવતા પ્રભાતને દર્શાવતી અનેક આરંભની નિશાનીઓ જણાઇ આવે છે. આ પ્રમાણે જાગ્રત બનેલો વિચાર, ઐતિહાસિક અને આધ્યાત્મિક ઉભય પ્રકારે વેદના અંતરૂપ ઉપનિષદોમાં

પરિપક્વ દશાને પામે છે; તેમજ ઇશ્વરને તેનાં કૃત્યોની પાર શોધવાની ભાવના, મધ્યકાલિન બ્રાહ્મણ ગ્રંથોમાં ક્રમે ક્રમે કોઇના પૂજા પ્રકારના એક દર્શનમાં ઉદય પામે છે. પછી એક એવો સમય આવે છે કે જ્યારે તુર્ત શોધવા માટે તથા સહજ ઉપયોગમાં લેવા માટે બ્રાહ્મણ ગ્રંથો સૂત્ર ગ્રંથોમાં યોજાતા આપણા જોવામાં આવે છે; ઉપનિષદોને પણ આ સમયેજ આવા પ્રકારની સહાય મળેલી હોવી જોઇએ. પરંતુ આ સમયે જીવનના મહાન્ સિદ્ધાન્તે અનેકનાં મન રોકયાં હતાં, દર્શનો ક્રમે ક્રમે પડાતાં ચાલ્યાં. તેમાં મુખ્ય મીમાંસા અથવા વૈદિક મંત્રોના ખુલાસા અને શક્તિની શોધ છે જેમ કર્મકાંડની મીમાંસાને પૂર્વ મીમાંસાનું નામ મળ્યું તેમ સર્વ જ્ઞાનના અંતિમ ઉદ્દેશરૂપ મીમાંસાને ઇશ્વર વિષેની અંતિમ શોધરૂપ ઉત્તર મીમાંસાનું નામ પ્રાપ્ત થયુંજ—આ પ્રમાણે સ્પષ્ટ રીતે આ ઉભય વચ્ચે ગૌણ અને મુખ્યનો સંબંધ જણાઇ આવે છે. સ્પષ્ટ રીતે ઉપનિષદના સિદ્ધાન્તે હિંદી વિચાર ક્ષેત્રના સમગ્ર વિસ્તારને અસર કરવાનો આરંભ કર્યો હતો; ધર્મ કે જેમાં હિંદમાં માત્ર શુદ્ધ અને સાદી તત્ત્વ વિદ્યાનો સમાવેશ થતો નથી પરંતુ તત્ત્વશાસ્ત્ર, રાજ્ય વિદ્યા, નીતિ આરોગ્ય, અને આવા સર્વનો સમાવેશ થાય છે, તેનાં તદનુસાર ફેરફાર કરવામાં આવ્યો હતો. લોકમનના ઉંડાણમાં જ્યોતિનો પ્રકાશ પ્રવેશવાની બાબત વિકટ થઇ પડી; સ્મૃતિઓ અને પુરાણો આવા હેતુનાં યોગ્ય સાધનોરૂપ બન્યાં. એટલી નવાઇની વાત છે, કે આવાં કીરણો જે સાધાન દ્વારા પસાર થાય છે તેનો વર્ણ અને આકાર ધારણ કરવા છતાં, અંધકારમય અંધાધુંધીમાં અથવા અત્યંત આનંદદાયક, પોષક દેખાવના મધ્યમાં તેમની ના ભૂલાય એવી એકતાની ખાત્રી કોઇ પણ અવલોકન કારને થયરા વિના ભાગ્યેજ રહેશે. આ પ્રમાણે વૈદિક ધર્મને સમજવા માટે સ્મૃતિઓ એક પ્રકારની મધ્યસ્થ સહાયરૂપે છે; સ્મૃતિઓ સાથે પુરાણોનો પણ આવોજ સંબંધ છે, પરંતુ આમાંનાં એક પણ ઉપનિષદોની દેખરેખમાંથી સ્વતંત્ર નથી, દૃષ્ટાંત તરીકે પુરાણોમાંનું અતિ લોકપ્રીય ભાગવત, તેના શબ્દે શબ્દમાં બ્રહ્મનો ઔપનિષદવાદજ ઉપદેશે છે, પરંતુ કલિકાલના શ્રોતાઓને શ્રેષ્ટ પ્રકારે બંધ બેસતા માર્ગેજ તે તેનો ખુલાસો કરે છે. તે માટેનું આ સ્થાન નથી, નહિ તો હું આ લોકમાન્ય એશ્વર્યાંકિત ગ્રંથના પ્રથકરણમાં ખુશીથી ઉતરત, તથા બ્રહ્મવિદ્યાની વિવિધ ભૂમિકાઓને અન્ય રીતે દર્શાવવાના માર્ગરૂપ કૃષ્ણનું સમગ્ર જીવન કેવી રીતે બંધ બેસતું થઇ પડે છે તે સમજાવત. આખાં પુરાણો અને કાવ્યોના વિખ્યાત ટીકાકારોએ આપેલા આવા પ્રકારના સમાન ખુલાસાઓને લક્ષમાં લેતાં, આવા પ્રકારનો ખુલાસો કલ્પનાના નકામા વિસ્તારરૂપ નથી. જેમ આધ્યાત્મિક વિદ્યાથી નિયમાતા કર્મકાંડને આ પ્રમાણે લોક સમૂહને મુખ્ય સિદ્ધાંતો સમજાવવા માટે અનેક પુરાણોની સહાય મળી છે, તેમ ઉપનિષદો માટે પણ એક આખું પુરાણ રોકવામાં આવ્યું છે. આત્મ પુરાણ-તે તદન ઉપનિષદ વિષયનેજ વળગી રહે છે, ઉચ્ચ તત્ત્વ શાસ્ત્રનો લોકમાન્ય ખુલાસો કરેછે. આ પ્રમાણે હિંદી ધાર્મિક સાહિત્યની સર્વે શાખાઓ નિર્વિવાદીત રીતે ઉપનિષદોનેજ પોતાના નિયામકરૂપે દર્શાવે છે. હવે આપનાથી સમજી શકાશે, કે ઉપનિષદોના તત્ત્વશાસ્ત્રનો એકવાક્યતા યુક્ત ખુલાસો આપતાં બ્રહ્મસૂત્રોનું હિંદના ધાર્મિકસાહિત્યમાં કયું સ્થાન છે.

હિંદમાં વ્યાસ નામ સાથે એટલા બધા ગ્રંથ જોડવામાં આવે છે, કે બ્રહ્મસૂત્રોના

કર્તારૂપે કયા વ્યાસ હશે એ નિશ્ચિત કરવાની બાબત વિકટ બને છે, બલ્કે લગભગ અશક્ય થઈ પડે છે. જો તે ભાગવતમાં વેદ વ્યાસ રૂપે જણાયલા વ્યાસ હોય, તો નિઃસંશય પરાશરના પુત્ર બાદરાયણ અને તે એકજ છે. પુરાણો દર્શાવે છે, કે દ્વાપરયુગના આરંભમાં તે થયા, અત્રે તો આપણે તેથી કાળને જે સમય વિભાગ સૂચવાતો હશે તેથી જ સંતોષ માનીશું.

સૂત્રોમાંજ બાદરાયણ નામ ઓછામાં ઓછું સાત વારવર્ણવાયલું મળી આવે છે. (1) ભાષ્યકાર પણ વ્યાસ અથવા વેદ વ્યાસના નામ વિષે ભાષ્યમાં અનેક વાર વિવિધ અભિપ્રાયો દર્શાવે છે. (૨) કૃષ્ણ દ્વૈપાયન (૩) નામ પણ અનેકવાર આવે છે. પરંતુ ભાષ્યકાર હમેશાં કર્તાને આચાર્યરૂપે (૪) દર્શાવે છે. આ સર્વ સૂચનાઓથી સાબીત થાયછે, કે સૂત્રોના કર્તા વ્યાસ એ ભાગવતના બાદરાયણ કરતાં અન્ય નથી. આપસ્તંભ ગૃહ્ય સૂત્ર જેવા ગ્રંથોમાં પોતાના માનીતા પરંતુ સરખામણીમાં નવા અભિપ્રાયોને જ્યાં સમાન લોક માન્ય અભિપ્રાયો તકરારી વિષય હોય તેવા સ્થાનમાં પોતાને નામે જ આપવાનો પ્રાચીન લેખકોનો પ્રચાર લક્ષમાં લેતાં, સૂત્રોમાં તેમનું પોતાનુંજ નામ આપવામાં આવ્યું, છે જેથી આપણે ગુંચવાવાનું નથી. શંકરે કર્તાને આચાર્ય તરીકે ગણાવ્યા છે, તે આ બાબતને અસિદ્ધ કરવાને પૂરતી નથીઃ તેમણે જ એક બે સ્થાનમાં (૫) આ આચાર્ય બાદરાયણ કરતાં અન્ય નહિ હોવાનું સાબીત કર્યું છે. આ પ્રમાણે આપણે વિશ્વાસ પૂર્વક કહી શકીએ કે સૂત્રો બાદરાયણ વ્યાસ વિના અન્યનાં બનાવેલાં નથી; કેટલેક સ્થળે આ વિચારથી વિરૂદ્ધ દલીલો આપવામાં આવે છે તે જોઇએ તેટલી નિર્ણયાત્મક નથી.

શંકરે જે ઉપદેશ્યું છે તેનું પ્રથક્કરણ કરવાનો પ્રયત્ન કરતા પૂર્વે એક ધાર્મિક ગુરૂ તરીકે તેમની સ્થિતિ આપણે સમજવી જોઇએ. વૈદિક ધર્મ મુખ્યત્વે કરીને કર્મકાંડના ધર્મરૂપ હતો, પોતાનાં કર્મના અનુરૂપ બદલો અને શિક્ષા મળવાના તત્વશાસ્ત્રમાંજ તે લાગી રહ્યો હતો; જો કર્મ સારાં હોય તો સ્વર્ગમાં દોરી જાય. પરંતુ અનેક તત્ત્વવેત્તાઓએ પરમ શ્રેયની પ્રકૃતિ વિષે વિચાર ચલાવવાનો ક્યારનોએ આરંભ કર્યો હતો તથા તે પામવાનો માર્ગ પણ શોધવા માંડ્યો હતો. આ શોધના આવેશમાંજ વિખ્યાત દર્શનોની ઉત્પત્તિ શોધી શકાય છે. તથાપિ આમાંના કોઇમાં પણ વૈદિક કર્મકાંડનો કોઈ પ્રકારનો સ્પષ્ટતિરસ્કાર જોવામાં આવતો નથી. (૬); સમગ્ર સુખનો, અંતિમ અને ઉચ્ચ સુખનો જ્ઞાનમાં સમાવેશ થતો અને કર્મમાં નહિ થતો દર્શાવનાર ઉપનિષદો તેમ વર્ત્યાં છે. હજુ કર્મકાંડ સામેનો વિરોધ પૂર્ણદશાએ પહોંચ્યો નહોતો. સંસારના પદાર્થોની, કર્મકાંડે પોતાના ભક્તોને મળવાનું વચન આપેલા સ્વર્ગ સુધાંતની સ્પષ્ટ ભાષામાં ક્ષણિકતા દર્શાવનાર તથા તેના સ્થાનમાં સર્વ પ્રકારના સાંસારીક ભ્રમોના સંપૂર્ણ અભાવરૂપ નિર્વાણને સંપૂર્ણ આનંદની દશારૂપે

---

(1) १-३-२६, ३-२-४२; ३-४-८; ३-४-९: ४-३-१५. ઇત્યાદિ.

(૨) १-३-२९; १-२-३३; २-१-१२; २-३-४७; ३-१-१४ ઇત્યાદિ.

સ્થાપનાર બુદ્ધ માટેજ આ કાર્ય નિર્માણ થયું હતું. તેમના શાસ્ત્રનો ઉચ્ચનીતિ અને વિશ્વપ્રેમ બંધુતામાં સમાવેશ હતો; આ બંધુતામાં માત્ર માનવિઓનોજ નહિ પરંતુ તુચ્છ તૃણથી તે તેના ઉપર ચાલતા ગર્વિષ્ઠ માનવિ સુધીનો સર્વ સૃષ્ટિનો સમાવેશ થાય છે. બુદ્ધનાં શાસ્ત્રને પણ અનુયાયીઓ મળ્યા, તે કર્મકાંડના ધર્મનાં બંધનોમાંથી નાશી છૂટવા સમાન હતું, તે ઘણુંજ ટુંકું હતું, પોતાની સત્યતામાં સર્વ પ્રકારની બુદ્ધિયોને એક મત બનાવવામાં કદાચ બીલકુલ અવ્યાવહારિક હતું. કુમારિલે મરતા કર્મકાણ્ડને પૂર્વ સ્થિતિએ સ્થાપવાનો પ્રયત્ન કર્યો, પરંતુ શંકરેજ દૃઢ હસ્ત વડે આ ઉગતા વિરોધને શમાવી દીધો. તેમણે ઉપનિષદોને મોખરે આણ્યાં, પરોક્ષ રીતે બુદ્ધના શ્રેષ્ઠ તત્ત્વશાસ્ત્રનો સ્વીકાર કરીને કર્મ અને જ્ઞાન વચ્ચે સમાધાન સાંધ્યું, પ્રથમ બીજાને માટે યોગ્ય તૈયારી છે એમ દર્શાવી આપ્યું. આ કાર્ય કરતાં, પોતાના વર્ગમાં ચાલતા અસંતોષ પ્રત્યે તેઓ બેદરકાર નહોતા. અનેક દર્શનો પ્રચલિત હતાં, તેઓ જો કે વેદિક કરતાં સહજ ભિન્ન પ્રકારની ભાવના દર્શાવતાં હતાં છતાં, બુદ્ધનાં તેમજ શંકરનાં એકેનાં અનુયાયી હતાં નહિ. શંકરે બની શકે તેટલું આમની પાછળ લક્ષ આપ્યું તથા તેમનું તત્વશાસ્ત્ર આખરે જણાશે તેમ આમાંથી જ ઉદ્‌ભવ પામ્યું હતું. આ પ્રમાણે ગુરૂના હાથે તત્ત્વશાસ્ત્રના સમગ્ર પ્રદેશમાં શાંતિનો પ્રચાર થયો; તેમણે ઉચ્ચ અને સત્ય ભાવનાની કામનાઓની વેદના કર્મકાંડ સાથે એકવાક્યતા સાધીને આમ કર્યું આ પ્રમાણે ખાસ દર્શાવી આપ્યું કે પૂર્વમીમાંસાના ઉત્તરાર્ધરૂપ ઉત્તરમીમાંસા છે. દૂરના દક્ષિણમાં જ્યાં બુદ્ધનો સંદેશ કદાચ કદાપિ પહોચ્યો નહતો અને શંકરના ઉપદેશને કોઇ પ્રકારનું દૃઢ સ્થાન મળ્યું નથી ત્યાં કર્મકાંડ અનેક સ્વરૂપોમાં હજુ એ પ્રચલિત છે; અનેક મતપંથો હજુ પણ શંકરની પ્રચ્છન્ન બુદ્ધ તરીકે, બ્રાહ્મણના વેશમાં એક બુદ્ધ તરીકે નિંદા કરે છે. શંકરના કાર્ય વિષે આથી સ્પષ્ટ ટીકાની જરૂર નથી.

હવે આપણે ખરેખરી રીતે શંકરે સમજાવેલા ઉપનિષદોના તત્વશાસ્ત્રને સમજી શકવાની સ્થિતિમાં છીએ. પૂર્વના શોધોના પરિણામરૂપ શંકરનું તત્ત્વશાસ્ત્ર હોવાથી હિંદુ ધર્મ વિચારના સમગ્ર ક્ષેત્રનો આપણે ટુંકામાં વિચાર ચલાવવો પડશે. આપણે જોયું કે વેદિકકર્મકાંડ પોતાના ભાર તળે ધીમે ધીમે કેવો કચડાતો જતો હતો તથા જીવન અને સુખની પ્રકૃતિ વિષેની શોધો પૂજા અને ચારિત્ર વિષેના નવીન વાધોમાં ઘડાતી જતી હતી. વિવાદ વિષય વર્તમાનમાં છે તેવોને તેવોજ તે સમયે પણ હતો: તેનું સર્વમાન્ય રીતે સ્વીકાર થાય એવું એકાદ નિરાકરણ કોઇ કાળે શોધી કાઢવાની નિરાશાનો, આ બાબત નિ:સંશય જોઇએ તેટલો પુરાવો છે, આમ છતાં લેસિંગના નીચેના વચન સાથે કોણ એક મત નહિ થાય—"જો સર્વ સમર્થ પરમાત્મા એક હાથમાં સત્ય રાખે અને બીજામાં સત્યની શોધ રાખે અને મને પસંદ કરવાનું કહે, તો હું તેને ઉત્તર આપું "સત્યને તારી પાસે રાખ પરંતુ તેની શોધની બાબત મારે માટે રહેવાદે, તેજ મારે તો શ્રેષ્ઠ

(૩) ૨–૩–૨૯; ૩–૩–૨૨.(૪) ૧–૪–૧૨; ૨–૪–૨૦; ૩–૩–૧; ૩–૩–૨૪ઇત્યાદિ. (૫) ભાષ્ય–૪–૪–૭; ૪–૪–૨૧. (૬)—આ એક સામાન્ય વિચાર છે કારણ કે વેદાંતદર્શનોમાંનું એક—અત્રે દર્શાવાયલા વાદને સ્પષ્ટ રીતે ઉપનિષદોનેજ લગાવે છે.

છે." આ પ્રમાણે સત્યની શોધ સદાયે આનંદ જનક છે; જે સત્ય તે પોતાની પાસે રાખે છે તેનાથી તે સ્વતંત્ર નથી, એટલું સમજાતાં આપણે સત્યના વિશેષ નિકટમાં આવીએ છીએ. ટુંકામાં સિદ્ધાંત આ પ્રમાણે છે. પ્રકૃતિના પદાર્થોના બનાવોનો ખુલાસો કરવો, લગભગ અવિતર્ક્ય ચૈતન્ય ભાવનાથી તદન ભિન્નરૂપે અથવા તેની સાથે તેમના સંબંધનો વિચાર ચલાવવો, ખરૂં અને યથાર્થ સુખ ઉપજાવે એવા ચારિત્રના સિદ્ધાંતોનું દર્શન કરાવવું; અન્ય રીતે કહીએ તો, કર્તા અને કાર્ય, ચૈતન્ય અને જડની પ્રકૃતિ વિષેની અતિ તકરારી શોધના પ્રશ્નને ચર્ચવો તથા તેમનાં પરિણામોથી ઉપજી આવતી નીતિ પ્રશ્નો ઉપરની અસરનો વિચાર ચલાવવો.

આ લેખમાંતો વિષયના પ્રથમ વિભાગ વિષેજ હું ચર્ચા ચલાવીશ.

( ચાલુ. )

---

# ॥ वेद काल विचार ॥

(મળેલું )

( અનુસન્ધાન અંક પૃષ્ઠ ૧૬૦ થી )

અહિં સુધી આપણે એવું જોયું, કે પ્રાચીન આર્ય લોકોનું વર્ષ નાક્ષત્ર સૌર હતું. મહિના ચાંદ્ર હતા. અને વર્ષારંભ વસંત સંપાતથી ગણતા હતા. જ્યારે આ વાર્ષારંભ બદલી મકર સંક્રમણથી ગણવા લાગ્યા, ત્યારે પૂર્વનો વર્ષારંભ યજ્ઞકર્મમાં ઉપયોગનો જાણી વ્યવહાર પક્ષે નવિન વર્ષારંભની ગણતરી કરવામાં આવી. સંપાત ચલાયમાન થતું હોવાને સબબે ઋતુચક્ર જેમ જેમ પાછળ હટતું જાય તેમ તેમ વૈદિક ઋષિઓએ પંચાંગ મધ્યે ફેરફાર કર્યો હતો કે કેમ ? એ જોવું જોઇએ. હાલના પંચાંગો, વસંત સંપાત રેવતીના ચોથાચરણમાંગણીને યોજવામાં આવેલાં છે. અને જ્યારે વસંત સંપાત હવે રેવતીથી ૧૮ અંશ પાછળ હટેલછે ત્યારે આપણે નક્ષત્ર માલાનો આરંભ અશ્વિનીથી કરીએ છીએ. રેવતી મધ્યે વસંત સંપાત શાલિવાહન શકે ૪૯૬ ને સુમારે થયો હતો ત્યારથી હાલની પદ્ધતિ શરૂ થઇ છે, એમ માની વસંત સંપાતનું સ્થાન નક્ષત્રચક્ર મધ્યે બદલાઈ ગયા સમ્બન્ધિનો કોઇ પણ પૂરાવો મળે છે કેમ ! તે પણ જોઇએ. એક સ્થળે કહેવામાં આવ્યું છે કે વૈદિક ઋષિઓ આકાશ સમ્બન્ધી વેધ પોતાની આંખ્યો વડેજ ઉપજાવી શકતા. તેને લીધે તેમાં મઝિુતની બિલકુલ ભાંજગડ નહોતી. સૂર્યની પાસેના તારાઓ નિત્ય જોવામાં આવે છે, એજ જેની તેની ગતિ નિશ્ચય કરવાનું સાધન છે. વૈદિક ઋષિ

ઓએ ક્રાન્તિ વૃતના ૨૭ ભાગ[1] ગણિત પ્રમાણે કર્યા હતા એ સંભવિત નથી. એ ૨૭ સૂક્ષ્મ ભાગ ઢંગ ધડા વિનાના પ્રમાણોથી સૂક્ષ્મ સૂક્ષ્મતારાના ભાગો ઉપરથી કર્યા હોવા જોઇએ. વૈદિકગ્રંથો મધ્યે અમુક સમયે, સૂર્ય અમુક નક્ષત્રમાં હોવાનો ઉલ્લેખ કરેલો છે. તે સમયે તેનો અર્થ સૂર્ય તે નામના તારાઓ પાસે હતો એમ સમજવામાં આવેલું. એ સ્પષ્ટજ છે, કે અગાઉના સ્થૂલ વેધોમાં બે ત્રણ અંશ પર્યન્ત એકાદ વખતે ભૂલ થઇ જતી. તેથી તેને વેદકાલે આટલા જૂના કાલનો નિર્ણય કરવા માટે તે નિરુપયોગી છે, એમ કાંઈ કહી શકાય તેમ નથી. કારણ સૂર્યના ક્રાન્તિવૃતમાં એકાદ સ્થિતિ મધ્યે જ્યારે પાંચ અંશની ભૂલ થાય ત્યારે ફકત ૩૬૦ વર્ષનું અંતર્ હિસાબથી નહી થાય છે. આવડો મોટો તફાવત જે ઠેકાણે હજારો કાળ વ્યતિત થયા તે ઠેકાણે તેનો કાંઇ હિસાબજ નહિ એ કેમ ચલાવી શકાય ?

નક્ષત્ર એટલે સમવિભાગાત્મક નહિ સમજતાં, તે નામનો નક્ષત્રપુંજ સમજવો. જેમ વસંત સંપાત બિંદુ બદલાઇ જાય છે, તેમ અયનાંત બિંદુ પણ બદલાય છે. અને જેવો વૈદિક ગ્રંથો મધ્યે વસંત સંપાત બદલાવાની સ્થિતિ વિષયે ઉલ્લેખ જોવામાં આવે છે, તેવો વસંત સંપાતના અનુરોધથી થનાર અયનના તફાવત માટે કશો પણ પૂરાવો મળે તો આપણા અનુમાનને વિશેષ પુષ્ટિ કર્તા થઇ પડે. વસંત સંપાતની સ્થિતિ માટે કોણે કોણે શો વિચાર ચલાવેલો છે તે હવે તપાસીએઃ—

વરાહમિહિરના વખતે વસંત સંપાત રેવતીના ચોથા ચરણમાં હતું એ સુપ્રસિદ્ધ છે. બૃહત્સંહિતા ગ્રંથમાં ( ૩–૧ અને ૨ વરાહ મિહિર, બે ઠેકાણે અયન વિષયે પૂર્વ ગ્રંથાધારે વર્ણવેલી સ્થિતિ સમ્બન્ધે સ્પષ્ટપણે કહે છે, કે " સામ્પ્રત અયન પુનર્વસુથી હતું, પરંતુ પૂર્વે અશ્લેષાથી હોય છે. " આ તેના કહેવાને, ગર્ગ પરાશરના વચનનો આધાર છે. તેમજ મહાભારત મધ્યે ભીષ્માચાર્ય શરપંજરપર પડેલા હતા ત્યારે ઉદગયનનો આરંભ થતાં સુધી મરવાનું મુલતવી રાખ્યાની હકીકત છે. આ ઉદગયનનો આરંભ માઘ શુકલ પક્ષમાં થવા વિષેનું વર્ણન છે. એટલે ધનિષ્ઠારંભે ઉદગમન થાય. અર્થાત્ કૃતિકામાં વસંત સંપાત થાય છે એ નિર્વિવાદ છે. વેદાંગ જ્યોતિષના પાંચમા અધ્યાયમાં પણ આજ સ્થિતિ બતાવેલી છે. ત્યાં ઉત્તરાયણ ધનિષ્ઠારંભે, વસંત સંપાત ભરણીથી આગળ ૧૦ અંશ દક્ષિણાયન આશ્લેષાર્ધે, અને ૨૮ સંપાત વિશાખા પાસે થતાં; એમ અયન અને સંપાતનાં સ્થાન બતાવ્યાં છે. એ ઉપરથી જ્યોતિષ લોકોએ અયનના ચલનની મધ્યમ ગતિ દર વર્ષનાં ૫૦ વિકલા વધારી વેદાંગ જ્યોતિષમાં અયનાદિકની સ્થિતિ ઇ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષને સુમારે વર્તેલી છે.

તૈત્તિરીય સંહિતા, તૈત્તિરીય બ્રાહ્મણ, અને બીજા કેટલાક ગ્રંથોમાં પુષ્કળ ઠેકાણે

---

[1] કેટલાક સાયન વાદીઓ આ બિનાનો બિલકુલ સ્વીકાર કરતા નથી. પ્રાચીનકાલ નક્ષત્ર સમ વિભાગાત્મક હોઇ તેનો આરંભ વસંત સંપાતથી થતો. એટલે તે સંપાતથી ૧૩૦–૨૦ એટલા ભાગે અશ્વિની, તેની પછી ભરણી વગેરે નામ હતાં એવો તેમનો મત છે. પણ કૈલાસ વાસી શંકર બાલકૃષ્ણ દીક્ષિત " તારાત્મક નક્ષત્રો " હતાં એમ કહે છે.

નક્ષત્ર ચક્રનો આરંભ કૃતિકાથી કરવામાં આવેલો છે. તૈત્તિરીય બ્રાહ્મણમાં ( ૧-૧-૨-૧ અને ૧-૧-૨-૬ ) " કૃતિકામાં અગ્ન્યાધાન કરાવવું. કારણ કૃતિકા એ નક્ષત્રનું મુખ છે." એમ કહેલ છે. તેનો અર્થ કૃતિકાથી વર્ષારંભ થતો હતો એવો થાય છે. સબબ તેજ બ્રાહ્મણમાં मुखंवाळ्दृतूनांयद्वसंत વસંત એ ઋતુનું મુખ છે. કિંવા વસંત એ વર્ષની પહેલી ઋતુ છે, એમ કહ્યું છે અર્થાત્ આ બન્ને વાક્યોનો એકજ પ્રકારનો પ્રયોગ થતો હોવાથી તેનો અર્થ પણ એકજ પદ્ધતિથી કરવો જોઇએ.

એજ તૈત્તિરીય બ્રાહ્મણમાં ( ૧૫-૨-૭ ) " નક્ષત્ર એ દેવનાં મંદિર છે. તેમાં પણ દેવ નક્ષત્ર " મધ્યે કૃતિકા પ્રથમ અને અપ ભરણી છેવટનું " એમ કહેવામાં આવ્યું છે. અગાઉ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે શતપથ બ્રાહ્મણના વચનના આધારાનુસાર, તૈત્તિરીય બ્રાહ્મણના વાક્યનો અર્થ કરવો જોઇએ. એટલે પૂર્વે કહેવામાં આવેલ બે નક્ષત્ર વિભાગોનો દેવમાત્ર અને પિતૃયાન સાથે સમ્બન્ધ છે. માટે કૃતિકાથી વિશાખા પર્યન્ત દેવ નક્ષત્ર, અને તેમાં સૂર્ય રહે ત્યાં સુધી દેવયાન કિંવા ઉત્તરાયન, અને બાકી યમ કિંવા પિતૃયાન ઉર્ફે દક્ષિણાયન નક્ષત્ર, એમ સમજવું જોઇએ.

એક દેવ નક્ષત્ર દક્ષિણ તરફ ચાલે છે. અને યમ નક્ષત્ર ઉત્તર તરફ ચાલેછે. એટલે સૂર્ય તે નક્ષત્ર મધ્યે થઇને અનુક્રમે ઉત્તર અને દક્ષિણ દિશા તરફ જાય છે. यानिदेव नक्षत्राणि तानि दक्षिणेन परियन्ति, यानियमनक्षत्राणि तान्युत्तरेण ( આ ઉપરથી, સાબિત થાય છે. આ વર્ણન વર્તમાન કાલના રૂપ મધ્યે કરવામાં આવેલ છે, તે માટે તે વર્ણન પ્રત્યક્ષ જોઇને કરેલું હતું એમ સહજ સમજાય છે. આ તમામ વિવેચન ઉપરથી માનવાને કારણ મળે છે, કે વૈદિકકાલે વસંત સંપાત કૃતિકામાં ઉદગમનારંભે થતો હોવો જોઇએ.

પરંત તૈત્તિરીય સંહિતા ( ૭-૪-૮ ) માં આથી પણ અધિક મહત્વના સ્થળનું વર્ણન કરવામાં આવ્યું છે. તે સ્થળે गवामयन સરખાવાર્ષિક સત્રનો આરંભ કરવાને માટે ઉત્તમ કાળ કયો ? આ વિષયે વિવેચન કરવામાં આવતાં તેનો સારાંશ આ પ્રમાણે આપવામાં આવે છે. " સંવત્સર માટે દીક્ષા લેનારાઓએ એકાષ્ટક કાલે દીક્ષા લેવી. એકાષ્ટક એ સંવત્સારની પત્ની છે. અર્થાત્ એકાષ્ટક દિવસે દીક્ષા લેનારે, સંવત્સરના આરંભે દીક્ષા લેવી પરંતુ તે સંવત્સરની પીડા કારક દીક્ષા લે છે. અને તેનું છેવટનું નામ ઋતુ છે. અને સંવત્સર પણ વ્યકત થાય છે. સાગંથ ફાલ્ગુન પૂર્ણ માસે દીક્ષા આપવી. કારણ તે સંવત્સરનું મુખ છે. અને તે દિવસે દીક્ષા લેનાર સંવત્સરના પ્રારંભે દીક્ષા લે છે. આ સ્થળે એક દોષ એ આવે છે, કે વિષુવાન ત્યારે મેઘ યુક્ત દિવસમાં આવે છે. એટલે ચિત્રાપૂર્ણમાસે દીક્ષા આપવી. કારણ તે સંવત્સરનું મુખ છે ત્યારે તે દિવસે દીક્ષા લેનાર સંવત્સરના આરંભે દીક્ષિત થાય છે. તેમાં કાંઇ પણ પ્રકારનો દોષ નથી. પૂર્ણિમા પહેલા ચોથે દિવસે દીક્ષા લેવી કારણ ત્યારે એકાષ્ટક સોમક્રય સાથે છે, અને તે કાળે તે નિષ્ફળ જાયજ નહિ. એમ યજમાન સત્ર પરિપૂર્ણ કરી ઉઠે, એટલે તેની પાછળ ઓષધી અને વનસ્પતિ પણ ચાલવા માંડે છે. " આ પ્રકારનો

મુજફ્રૂરતાંડય બ્રાહ્મણ ( ૫-૯ ) મધ્યે પણ આપવમાં 'આવેલ' છે. ત્યા શબ્દ રચના ફેરફારવાળી છે, એકાષ્ટક શબ્દનો અર્થ સર્વ મીમાંસકો નામને "માઘ વદ ૮મી" એવો થાયછે એ દિવસે વાર્ષીક સત્રનો આરંભ કરાવવો એમ પ્રથમ કહેવામાં આવ્યુંછે, પણ તેમાં ત્રણ દર કતો આવે છે. ( ૧ ) એકાષ્ટ જે વખતે આપણે ઠંડીને લીધે ત્રસ્ત હોઇએ તે વખતે હોયછે. (૨) આ દિવસે દીક્ષા લેવાથી વખતે આ રંભે દીક્ષા લીધી એમ થાય છે. ત્યારે ઋતુ સમ્બન્ધને લીધે જોઇએ તો છેવટની ઋતુમાં દીક્ષા લીધી થાય છે. આ માટે તાંડ્ય બ્રાહ્મણમાં એમ કહેવામાં આવ્યું છે, કે तस्य सानिर्यायदपोऽनभिनन्द्न्तोऽभ्यवयन्ति ( ૫-૯-૪૭ " અવભૂથસ્નાન માટે ટીકાકાર કહે છે. એકાષ્ટકનો શત્રારંભ કરાવવા માટે ( ૩ ) અડચણ એવી છે કે સંવત્સર તે સમયે વ્યસ્ત એટલે ઉંધો હોય છે. એનો અર્થ શબરાદિકોએ દક્ષિણાયન બિંદુથી સૂર્ય પાછો હઠવાના કારણસર અયન ફરી જાય છે એવો આપેલો છે. આ હરકત પણ ન આવે એટલા માટે ફાલ્ગુન પૂર્ણ માસે દીક્ષા આપવી એમ કહેલ છે કારણ એમ કરવા સંવતસરના આરંભે દીક્ષા લેવા સમાન ગણાય છે. તેમાં પણ એક દોષ એવો આવે છે. કેવિષુવાન પર્જન્યમાં હોય છે તેથી તે પણ કોઈ ઇષ્ટ નથી. માટે ચિત્રા પૂર્ણમાસે દીક્ષા આપવાનું સુચવવામાં આવેલ છે. આ વખતે કોઇ પણ અડચણ આવતી નથી એમ કાહ્યું એટલે વર્ષારંભે દીક્ષા આપવા સમાન મનાવા ઉપરાંત કંઇપણ વિઘ્ન આ કાલે આવતું નથી.

આથી પણ એક બીજી ઉત્તમ સંધિ દર્શાવવામાં આવી છે. તે પૂર્ણ માસના પહેલાં ચાર દિવસની ઉત્તમ સંધિ સાધવાથી એકાષ્ટકનો પણ ઉપયોગ થાય છે. કારણ તે દિવસે સોમક્રય થતો એમ કહેવામાં આવે છે. આ પૂર્ણ માસ એકાષ્ટક પહેલાના એટલે પૂર્ણ માસ એમ જૈમિન્યાદિ મીમાંસકોએ ઠરાવેલ છે. અને તેની બીજી બાબતો સરખામણી પણ થાય છે. " માઘ પૌર્ણ માસમાસના પહેલા ચાર દિવસે સાંવત્સરિક સત્ર માટે દીક્ષા લેવાય " એવું વચન એક ઠેકાણે આપવામાં આવ્યું છે. એ ઉપરથી એ પૂર્ણિમા માઘ માસનીજ હોવી જોઇએ, એવું દીસે છે.

# સુદર્શન.

( ધર્મ-શૃદ્ધ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૭. ] (માસિક) [ એપ્રીલ ૧૯૦૯. ]

અનુક્રમણિકા.



અમદાવાદ-યુનયન પ્રિન્ટિંગ પ્રેસ લિમિટેડ.

## લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો રીવાજ છે. તેનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ હશેજ છતાં ઘણા ગ્રાહકોનું લવાજમ બાકી રહેલું છે તે તાકીદથી મોકલી આપવા મેહેરબાની કરશો.

વ્યવસ્થાપક.

---

R. No. B..764.

આદ્યસ્થાપક.
સ્વ. મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.
ઠે. અમદાવાદ.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-યુદ્ધ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૪, અંક ૭. ] (માસિક) [ એપ્રિલ ૧૯૦૯. ]

## । वे दादनी दाद ।

( મળેલું. )

( સોરઠ ગઝલ. )

કહો ક્યાં જઈ કરવી અરે ફરીયાદ આ દીલ દર્દની,
ખોળી વળ્યો સહુ ખલક પણ અદાલત ન દીઠી ઇન્સાફની;
નહીં શાહકે ફરીયાદ કોઈ સુણવા અહીં કાજી મળે,
પ્રસર્યું બધે અંધેર જહીં શયતાનના પાળા ફરે.
દુનીયા બધી દોરંગી તે ઇન્સાફ શું આપે અરે,
દર્દે દુખીને ઉલટી બદગોઇ વણ સમજે કરે.
નહી શાહકે ફીરીયાદ તો બે દાદને રડવું કયું
ન જોનાર કે લ્હોનાર જ્યાં આંસુ તહાં રડવું કશું.
ભાગ્યે ન જે દેવાન તે દીલદર્દની વાતો કરી.

થાશા થઇ ફરતા ભલે ઇન્સાફની ના રાહ જહીં.
લાગ્યું જહાં દીલ એકશું સો સો બતાવે દુનીયા;
રડીયે રહી જો એકને કહાડે હસી ડહાપણ ભર્યા.
ચાહે છગર એકાન્તમાં જઇ બેશવા આરામમાં,
ગરદન થકી પકડી લગાડે સ્વાર્થના સહુ કામમાં.
ઘડી કાવ્યના આનંદમાં સુર કહાડતો વાજુ લઇ;
તોડે પડી વચમાં મ્હડેલો તાર ત્યાં આવી અડી.
લ્હેજત બીગાડે ખ્વાબની ભૂસી છબી રૂડી પડી;
ગુમ થાય પ્યારાં પૂતળાં પળભર અરે નજરે ચ૮
બેહ્ા જઈ બેહેસ્તમાં શાન્તી જહાં વર્ષી રહી,
ત્યાંથી ઉઠાડી ઘાલતા દીનરાતની ઘાણી મહીં.
જાતું ગણાવી કેટલી દીલ દર્દની ઘાણી અરે;
ગુજરે સીતમ બહુ રાંકપર પણ દાદ ક્યાં તેની મળે.
ધારી હવે કરવી અપીલ માલેકની દરબારમાં,
વાગે અદલ ઇન્સાફનો જ્યાં ઘંટ હરગીઝ દાદમાં

" કવિજન નાગરવાલ "

---

# अमे एकलडां !

( મળેલ. )

એકલડાં એકલડાં રહેશૂં !
જોવાનૂં જોશૂં ને રોશૂં !
રહેવાનૂં સઘળું તે રહેશૂં !
બીજા કોને શૂં ?
આ હ્રદયામૃત વ્યર્થ જવાનૂં
સ્નેહ અને हित કૈં ન થવાનૂં !
આખર એક રહે રડવાનૂં !
બીજાં કોને શૂં !
તો યે, બીજાં કોને શું !

૯ઃ જુનઃ ૦૭. સાગર.

---

# प्रणय खंडिता प्रणयार्जव.

### અથવા

## સુધારક વીર નર્મદની ઉત્તરાવસ્થાનો વૃત્તિ ક્ષોભ.

( મળેલું. )

( અનુસંધાન પૃષ્ટ ૯૯ થી. )

૧૫ રતિ રંગે રંગી, મધુર મનથી મોદ કરતાં,
હસી ચિત્તે ચાહ્યે હૃદય રસપ્રીતિ પીરસતાં;
ભમે ભીંજી સ્નેહે, મૃદુ 'બસ' વદી મંદ હસતાં,
યતી છેટી તે ક્યાં, હસવું તુજ શાણી પ્રિયતમા ?!

૧૬ પ્રિયા! પ્રેમે કે'તી, 'હમ સમ સદા શ્યામ મળજો,
વધે જેથી વ્હાલો નિત નિત નવો મોદ મનનો;'
અહા! એ આ હારો, રતિરસ લૂંપ્યો શ્યામ ઉભલો,
કરે કાં ના બેઠી તૃપત રતિ છોળે રસ ભર્યો ?

૧૭ રતિ પાસે પ્યારી! રસિક રસ બાજી રસ વિશે,
દબાવી હાથેથી રસ ભરી રસે હું ગરજીને;
મરી જો મારૂં હું: 'નહિ મરી, મરે ના' વદતી તે,
રહી વાણી મ્હારા, મગજ તરતી તું પ્રિયતમે!

૧૮ ઘડી વેળા વ્હાલી! અફળ તુજના દાવ નિરખી,
રસે રંગી પાસા, સફળ મુજના દાવ જણુવી;
હરાવી જો હારી, કહીં કથન વ્હાલે હસી હસી,
પૂરા પ્રેમે પીતો, વિધુ વદન સુધા ઉછળતી.

૧૯ તહાં તું તે વેળા, મધુર મુખથી પ્રિય! ભણુતી,
જિતેલાં જુઠેથી વિજય નવ માનો મન જરી;
ખરૂં જીત્યું જે તે નવ છતી શકો એ મરમથી,
હસાવ્યો હોંશે તે પ્રિય રમણુ આડાં દુભવતી ?

૨૦ જુનાને સંકોરી, દૂર કરી કરાવી મલિનતા,
નવા રંગે રાગે, સકળ સ્થળ પ્રેરી સુભગતા

૩૫ હીચતાં હીંડોળે, મંનન કરતો ગ્રંથ કરથી,
ગૃહી પ્રીતે પેલું ખૂંબ હસી હસાવી ઉચરતી;
'રસીલા શું માંડી, અધર ઉડવા પાંખ ભરતી?
ત્હમો ચાલો પાંખે, કવણ ગતિ વ્હાલા! અમ તણી?!

૩૬ વદી વ્યંગી વાક્યો રસ વમળ માંહે ડુબવતી,
કટાક્ષે છેડી હું કર અરથને રાંક કરતી;
ડુબ્યો જાણી વ્હેલી અવળી સવળી વાતપરથી,
ધરી લાવી કાંઠે મુજ મગજ વિશ્રામ ભરતી.

૩૭ કદી પાસે ઊભી વદન મુજ સ્નેહે નિરખીને,
ભરેલાં પ્રીતિથી વચન મુખ કે'તાં હરખીને;
પ્રતિ વેણો મ્હારાં પ્રણય વિણુ સુણી ચમકીને,
થતી દુઃખી ત્યાગી, હૃદય રસની હા! સુરખીને.

૩૮ વળી ધીમી ધીરે, વદતી દીનતાને દિલ ધરી,
'કયા દોશે મ્હારા, પ્રિયતમ ત્હમોને પીંડ કરી;
દીયો મારી વ્હાલા, ભૂલ્યથી ભૂલ્ય હોયે કદી થઇ,
અને ધો છું દાસી, ત્હમ પ્રણય સુધા હૃદયની.

૩૯ વદી એવું વ્હાલી! નયન પય પૂરે હૃદયના,
રતિ વારિધિના, ક્ષુભિતપણને વ્યક્ત કરતાં;
ગુલાબી ગાલોમાં; નયન પડ ઢાળ્યે ટપકતાં,
રતિ સ્નાતા ત્હારાં, રતિવદન ક્યાં આજ વસીયાં?

૪૦ રતિ પ્યાલો પાઇ, પ્રિય! ખસવું એ ક્યાં કથિત છે?
રતિ પ્યાલો પાઇ, રમણી! તજવો ક્યાં લિખિત છે!
રતિ પ્યાલાપેને, પતિત પર પાણું ઘટિત છે?
કહી વ્હાલા, વેરી કરમ કરવું શું ઉચિત છે?!

૪૧ ગણ્યાં ત્હારા માટે, જડમતિ જનો મ્હેં સુજન હા!
પ્રિયા: ત્હારા માટે, નગર સમ કુગ્રામ ગણ્યું આ;
ત્હું માટે મ્હેં માન્યાં, જળ સ્થળ વનો સૌ સુખદ આ,
થયાં સૌ તે ત્હુંનો, પ્રણય શુભ થાતાં દુઃખદ હા!

૪૨ નદી કાંઠે ન્હાતાં, પુનિત સુખદ સ્તોત્ર પઢતાં,
વિભુ પાસે જાતાં, શુભવિધિ પૂજા પાઠ કરતાં;

ત્રિકાળે સધ્યામાં, જપ સુજપ સંકલ્પ વદતાં,
સદા રે'છે મ્હારૂં મનતન મૂકી ત્હું સ્મરણમાં.

૪૩ શશી મુખી! ત્હારા, શીતળ શશીની ક્યાં શીતળતા?
મૃદુ વાંચી! ત્હારા, સુખ વચનની ક્યાં મધુરતા?
પ્રિયે પ્રેમી! ત્હારા, હૃદય રતિની ક્યાં નવલતા?
ફરી આદી ક્યારે, શીત મધુ લતા ત્હું સદયતા?!

૪૪ ન ભારે ત્હું મ્હારી, દૂર રહીં મ્હને ભાર સખળો,
બને આપી મ્હારૂં, જીવ જિવન પ્રીતિ સુકવશે;
દયા આણી પ્રેમી, હૃદય હૃદયે દોસ કથવે,
રહ્યા ધારો ત્હેને, વિસરી પ્રિય! શાને દુઃખ ધરો?

૪૫ પડયાં કેદે વ્હાલી! કઠિન કુચ ત્હારાં હૃં વિનવે,
પ્રિયા! જો જો કેવાં, કચુકીં શિર મારી ઉર્ધ્વો કરે;
તથાપિ જો ત્હારે, શરમ ઉર આવે વિનવતાં,
પધારો તો બોલે, વદન બધ રાખી નયનમાં!

( આગળ ચાલુ. )

' વ્રજવિહારી '

# । एक झरण. ।

( રાગ શાંકરાભરણ. )

( મળેલું. )

( ૧ )

બાળ યુવતી સમુ ઝરણુ એ નિર્મલું,
દક્ષ ગૃહિણી સમું વિપુલ હૃદયી;
વિવિધ કુદરત તણી પ્રતિકૃતિ ધારતું,

વૃદ્ધ માતા સમું ગભીર પ્રણયી;
ભરે સત્વભાવે મનુબાલ દૃષ્ટિ,
મુગ્ધ આ દૃષ્ટિએ સકલ સૃષ્ટિ;
બને સત્વ ભાવે મનુબાલ દૃષ્ટિ. બાલ.

(૨)

દિવ્ય પ્રકૃતિ તણા રાસમાં ભળી જવું;
સત્વ દૃષ્ટિ થતાં જગત બોધે;
પ્રાણી-ઉદ્ભિજ-પાર્થિવ સહુ તત્વ એ,
એક બની ઉન્નતિ માર્ગ શોધે;
કરે ઝરણુ જે માર્ગનાં ગાન મોહે,
સ્વપ્ન પણ ત્હેમનાં ત્યાંજ સોહે;
કરે ઝરણુ જે માર્ગનાં ગાન મોહે. બોલ.

(૩)

સ્વર્ગનાં બાલકો સ્નેહ અંક ધરી,
ચૂમતું તારિકા ચંદ્રિકાને;
વાદળી સમ વિવિધ વસન અંગે ધરી,
ખેલતું ઝરણુ એ સર્વ સાથે:
સતત ગતિએ જતું નિત્ય આગે,
જો [illegible] માંય ચાંચલ્ય જાગે;
[illegible]ત પ્યાલો પાઇ, સહ જાય સહુ નિત્ય આગે,
રતિ પ્યાલો પાઇ,
રતિ પ્યાલાપેને, પા[illegible]યમાં જાઉં આગે. બાલ.
કહી વ્હાલા, વેરી ! નૂતનશ્રી.

[illegible]ણમાં ત્હારા માટે,
પ્રિયા: ત્હારા માટે,
[illegible]ું માટે મ્હેં માન્[illegible]
[illegible]ાં સૌ તે ત્હુંનો,

# उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति ।

( મળેલું. )

## પ્રકરણ ૫ મું.

### વિશ્વદર્શન.

( અનુસંધાન ગતાંકથી. )

પ્રથમ પ્રકરણમાં મરણોત્તર સ્થિતિનું રહસ્ય અથવા જેને ઉપનિષદમાં પંચાગ્નિ વિદ્યા કહેલ છે, તે વિદ્યાનો પ્રકાશ કોણે તથા કેવી રીતિએ કર્યો, તે સમજાવ્યું છે. બીજા પ્રકરણમાં પંચાગ્નિ વિદ્યાના પ્રકાશથી મરણ પછી મનુષ્યનો જીવાત્મા ક્યાં જાય છે, અને ત્યાંથી કેવી રીતિએ પાછો આવે છે, તે દર્શાવ્યું છે. ત્રીજા પ્રકરણમાં કર્મ અને કર્મ કરનારને કેવો સંબંધ મરણ પછી પણ રહે છે તેનું વિવેચન કર્યું છે. ચારમા પ્રકરણમાં મધુ વિદ્યાના પ્રકાશ રૂપે ઉપાસક યોગીના ધર્મ કર્મ અને ઉપાસના રૂપ યૌગિક કર્મ કેવું ફળ આપે છે તેનું વિવરણ કરેલું છે. ઉપાસક યોગી યોગબલથી સ્વર્ગ લોકમાં જાયછે. અને ત્યાં દેવોની સાથે વસી સ્વર્ગમાં સ્વસંચિત કર્મજન્ય અમૃતનો આનંદ ભોગવે છે તે પ્રસંગે માનસોત્તર પર્વત ઉપર આવેલી દેવોની નગરીઓનું કંઈક સૂચન કર્યું છે પણ તેટલાજ સૂચનથી ધર્મ કર્મ કરનાર પુણ્યાત્મા, ઉપાસક યોગી, અને પાપાચારી મનુષ્યોને ક્યા ક્યા લોકમાં જવું પડેછે, તેનું સંપૂર્ણ જ્ઞાન થઈ શકતું નથી. ઉપનિષદોમાં એ સર્વ વિષયોનું દિગ્દર્શન માત્ર કરાવવામાં આવ્યું છે. અજ્ઞાની જીવોના ઉદ્ધાર માટે ભગવાન્ વ્યાસ મહાત્માએ અઢાર પુરાણો રચ્યાં છે. તે પુરાણોમાં તે વિષે સવિસ્તર વર્ણન કર્યુંછે. અને તેથી મરણોત્તર સ્થિતિનું રહસ્ય સમજવાને માટે પુરાણાદિક શાસ્ત્રોની સાહાય્ય લેવાની આવશ્યકતા છે.

મરણ પછી જીવની કેવી સ્થિતિ થાય છે, તે વિશે વિવેચન કરતાં પૂર્વે જીવ અથવા જીવાત્મા શું છે, તે સમજવું જોઈએ. ઉપનિષત્ સમર્થીત વેદાંત શાસ્ત્રોમાં કહ્યું છે કે-મનુષ્યનાં સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એવાં ત્રણ શરીરો છે. મજ્જા મેદાદિનું બનેલું સ્થૂલ શરીર તો પ્રત્યક્ષજ છે. તે સ્થૂલ શરીરની સર્વ ચેષ્ટાનું કારણ સૂક્ષ્મ શરીર છે. સ્થૂલ શરીર સ્થૂલ પૃથ્વી પ્રધાન પંચમહાભૂતનું બનેલું છે. ત્યારે સૂક્ષ્મ શરીરમાં મન અને બુધ્ધિ એ બે મુખ્ય તત્વો છે. એ બે તત્વોમાં અહંકાર અને ચિત્તનો સમાવેશ થાય છે. મન અને બુદ્ધિને શબ્દરૂપ શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિવ્હા અને નાસિકારૂપ પાંચ કર્મેન્દ્રિયો મળી દશ ઇંદ્રિયો છે. તે ઇન્દ્રિયો આકાશ, વાયુ, તેજ, જળ અને પૃથ્વી તત્વોની અનુક્રમે બનેલી હોય છે. તે દશે ઇન્દ્રિયોના અનુક્રમે દિશા, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિની કુમાર, અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, યમ અને પ્રજાપતિ દેવતાઓ અધિ દેવો છે. આ દશ ઇન્દ્રિયો અને

મન તથા બુદ્ધિને ચૈતન્ય આપી સક્રિય કરનાર પ્રાણ છે. આ પ્રાણના પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એવા પાંચ ભેદ છે. એ રીતે ૧૭ અવયવોનું બનેલું સૂક્ષ્મ શરીર કહેવાય છે આ સૂક્ષ્મ શરીરનું ઉપાદાન કારણ મૂળ પ્રકૃતિ અથવા અજ્ઞાન છે. તે મૂળ પ્રકૃતિમાં અથવા અજ્ઞાનમાં વ્યાપી રહેલ ચૈતન્યને શુદ્ધાત્મા અથવા પરમાત્મા વેદાંતવિદો કહે છે. તે પરમાત્માનું આવરણરૂપ શરીર કારણ શરીર કહેવાય છે. કારણ શરીર સૂક્ષ્મ શરીરનું ઉપાદાન કારણ હોવાથી જળમાં જેમ ઓક્સીજન અને હાઇડ્રોજન નામના વાયુ અંતર્ગત રહેલા હોય છે, તેમ આ કારણ શરીર અને સૂક્ષ્મ શરીર જીવ અથવા જીવાત્મા કહેવાય છે.*

જીવાત્માનું સ્વરૂપ જાણ્યા પછી તે જીવાત્માનો આ જગત સાથે શો સંબંધ છે, તે જાણવાની સહજ ઇચ્છા થાય છે. આ જગતમાં જે કંઇ પદાર્થ દ્રષ્ટીએ પડે છે, તે પદાર્થના અંતઃસ્વરૂપમાં એ તો નિશ્ચિત છે કે પ્રત્યેક પદાર્થ ગતિમાન અથવા ક્રિયાત્મક છે. પરન્તુઃ ક્રિયા જ્ઞાનને આધીન છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો ક્રિયા જ્ઞાનનું દૃશ્ય સ્વરૂપ છે જ્યારે એમ છે ત્યારે ક્રિયાની વ્યક્તિ પૂર્વે અથવા તેના નાશ પછી જ્ઞાન સંતત એકજ સ્થિતિમાં અને એકજ સ્વરૂપમાં રહે છે. તે જ્ઞાન તેજ ચૈતન્ય છે, જે પરમાત્મા પરબ્રહ્મ અથવા પરમપુરૂષ કહેવાય છે, તે જ્ઞાન અથવા ચૈતન્ય નિત્ય એટલે અનાદ્યંત હોવાથી પદાર્થ માત્રનું પ્રથમ અથવા અંતિમ સ્વરૂપ છે. દૃશ્યમાન પદાર્થનો સ્વભાવ વૃદ્ધિક્ષયવાળો છે. વૃદ્ધિક્ષયથીજ સુખ દુઃખનો ભાસ થાય થાય છે. તેથીજ નિત્ય સ્થિતિ જે સ્વાભાવિક છે, તે સ્થિતિમાં સુખ દુઃખના ભાસનો અભાવ હોવાથી પદાર્થ માત્રને પ્રાપ્ત કરવા યોગ્ય છે, અને તેવી સ્થિતિમાં પરમ શાંતિ રહેલી છે. તેટલાજ માટે પરમાત્મા અથવા પરબ્રહ્મનું લક્ષણ વિદ્વાનોએ સત્ એટલે જ્ઞાન, અને જ્ઞાનનું દૃશ્ય સ્વરૂપ ક્રિયા એમ ઉપર કહેવામાં આવ્યું છે. અર્થાત્ પરમાત્મામાં જે ચિદંશ અથવા જ્ઞાન શક્તિ રહી

---

*વેદાંતસાર ખંડ,માં કારણ શરીરમાં રહેલ ચૈતન્ય અથવા આત્માને પ્રાજ્ઞ કહેલ છે. પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામી તેને અંતર્યામી અથવા કુટસ્થ કહે છે. જુઓ પંચ દશીનું ચિત્ર દીપ પ્રકરણ શ્લો. ૪ તથા ૧૮૦ વેદાંત સારખંડ ૧૩ માં જ્ઞાનેન્દ્રિય સહિત બુદ્ધિમાં રહેલ ચૈતન્ય અથવા આત્માને વ્યાવહારિક જીવ કહેલ છે. કુટસ્થમાંથી બુદ્ધિની ઉત્પત્તિ થાય છે, અને તેમાં પરબ્રહ્મનું પતિબિંબ પડે છે, ત્યારે તે જીવ કહેવાય છે, એમ પંચદશીકાર કહે છે. વિષયની પરંપરાને જોડનારી શક્તિ ચિત્ત કહેવાય છે. બુદ્ધિમાં આ ચિત્તનો અંતર્ભાવ હોવાથી તેમા રહેલ આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વ પાપ્ત થાય છે, અને તેથી પરલોકમાં પણ તેજ જાય છે અને આ લોકમાં પુનર્જન્મ પણ તેજ પામે છે અર્થાત્ બંધ અને મોક્ષ આ વિજ્ઞાનમયાત્માને છે; કુટસ્થને નથી. તોપણ મન અને કર્મેન્દ્રિય કરણ રૂપ છે, અને પ્રાણ ક્રિયારૂપ છે; તેથી તે તત્વો કર્તાથી જુદાં પડતાં નથી. અને તેટલાજ માટે શ્રીમચ્છંકરાચાર્યે બ્રહ્મસૂત્રપાદ ૩ અ સુત્ર ૧ ના ભાષ્યમાં લખ્યું છે કે जीवो मुख्यप्राणसचीवः समनस्कोऽविद्या कर्मपूर्वप्रज्ञा परिग्रहः पूर्वदेहं विहाय देहान्तरं प्रपद्यते ॥ પ્રાણ, મન, કર્મ અને પૂર્વ પ્રજ્ઞાથી સૂક્ષ્મ દેહનું સૂચન થાય છે. તેમજ અવિદ્યાથી કારણ દેહનું સૂચન થાય છે.

છે, તે જ્ઞાન શક્તિમાંથી ઉત્પન્ન થતી સ્ફુરણા અથવા સ્પંદનને પ્રાણ કહે છે. તેને ઇક્ષણ અથવા ઇચ્છા શક્તિ કહેલી છે, તે ઇક્ષણ અથવા ઇચ્છા શક્તિથી ત્મામાં અમુક સ્વરૂપ સ્ફુરી રહે છે, તેને માયા અથવા મૂલ પ્રકૃતિ કહે છે. શ્રીમદ્ વતમાં માયાનું સ્વરૂપ એવું કહ્યું છે કે–" તે દ્રષ્ટા પરમાત્માની, દ્રષ્ટા તથા દૃશ્યનું સંધાન કરાવનારી અને કાર્ય કારણ રૂપ શક્તિનું નામ માયા છે. "[1] આ માયા પરમાત્માને મહેશ્વર, ભગવાન, આદિ નારાયણ, મહા વિષ્ણુ અથવા પરમ પુરૂષ ઇશ્વર અથવા પરમેશ્વર કહેવાય છે, સઘળા સ્થૂલ સૂક્ષ્મ પદાર્થનું પ્રભવ વિલયસ્થાન આ માયા અથવા મૂલ પ્રકૃતિ હોવાથી તે અખિલ વિશ્વનું કારણ થાય છે. પરમ પુરૂષની ઇચ્છા શક્તિ જેને શ્રીમદ્ ભાગવતમાં કાળ પણ કહેલ શક્તિથી માયા અથવા મૂલ પ્રકૃતિમાં સામ્યાવસ્થામાં રહેલ સત્ત્વાદિક ગુણોનો ક્ષોભ જેના પરીણામે મહત્ નામનું તત્ત્વ ઉત્પન્ન થાય છે. તેજ ઇચ્છા શક્તિથી આ વિકાર થતાં તેમાંથી ત્રિગુણાત્મક અહંકાર ઉત્પન્ન થાય છે. અહંકારના સાત્વિક મન, રાજસિક અંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થાય છે. અંશમાંથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ તન્માત્રાઓ તેમજ તે ઓના આશ્રયસ્થાન આકાશ, વાયુ, તેજ, જળ અને થાય છે. આ મહદાદિ ત્રેવીશ તત્વો એક બીજાથી જુદાં કહેવાય છે. તે ત્રેવીશ તત્વોમાં વ્યાપી રહેલ ચૈતન્યને હિરણ્યઃ ત્રેવીશ તત્વોના સમૂહને વિશ્વનું સૂક્ષ્મ શરીર કહે છે. કાળક્રમે જ્યારે સંયુક્ત થાય છે, ત્યારે તેમાંથી સ્થૂલ બ્રહ્માંડ અથવા જેને વિરાટ થાય છે.[4] આ બ્રહ્માંડ વિશ્વનું સ્થૂલ શરીર છે તેમાં વ્યાપી રહેલ ચૈત

૧. જુઓ શ્રીમદ્‌ભાગવ સ્કંધ ૩ અધ્યાય ૫ શ્લોક ૧૫

૨. જુઓ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૩ અધ્યાય ૧૧ શ્લોક ૩.

૩. જુઓ શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૩ અધ્યાય ૫ શ્લોક ૨૭.

૪. આ પ્રસંગે સ્થૂલ સૃષ્ટિ અને સૂક્ષ્મસૃષ્ટિનો ભેદ ખાસ રાખવા યોગ્ય છે. વિજ્ઞાનાત્મા જીવ ભોક્તા છેઃ તે જીવને ભોગ

હસ્તપાદાદિવાન્ વિરાટ પુરૂષ કહે છે. જેમ પ્રત્યેક પ્રાણીના સ્થૂલ દેહનો અભિમાની આત્મા વૈશ્વાનર કહેવાય છે, તેમ વિશ્વના સ્થૂલ શરીર રૂપ બ્રહ્માંડના આત્માને વિરાટ કહે છે. હિરણ્યગર્ભ પ્રત્યેક પ્રાણીના જીવાત્મા રૂપ છે, અને પરમ પુરૂષ પ્રાણીઓના પરમાત્મા રૂપ છે.

આ વિરાટ અથવા બ્રહ્માંડના ૧૪ લોક છે. આપણે જે પૃથ્વી ઉપર રહીએ છીએ, તે ભારત વર્ષ અથવા ભરતખંડ નામે ઓળખાય છે. તે પૃથ્વી ભૂલોકમાં આવેલ છે. ભૂર્લોક ની ઉપર ભુવર તેની ઉપર સ્વર અથવા સ્વર્ગ, તેની ઉપર મહર જન, તપસ અને બ્રહ્મ અથવા સત્ય લોક ક્રમે ક્રમે ઉપર્યુપરિ આવેલ છે. ભૂર્લોકની નીચે અતલ, સુતલ, વિતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ એમ અધોધઃ૭ લોકો આવેલા છે. પાતાળથી સત્ય લોકનું અંતર ૫૦ કોટિ યોજન એટલે ૪૦૦ ક્રોડ ગાઉનું છે. આ બ્રહ્માંડ ગોળ ઇંડા જેવું છે. તેને પ્રથમ આવરણ સૂક્ષ્મ પૃથ્વીભૂત છે, તે ૫૦ કોટિ યોજન વિશાળ છે. પૃથ્વીના આવરણની આસપાસ જળનું, જળની આસપાસ તેજનું, તેજની આસપાસ વાયુનું, વાયુની આસપાસ આકાશનું, આ કાશની આસપાસ અહંકારનું અને અહંકારની આસપાસ મહત્તત્વનું આવરણ આવેલ છે. પૃથ્વી કરતાં જળના આવરણનો વિસ્તાર દશ ગણો, તેથી તેજના આવરણનો દશ ગણો, એમ એક તત્વના આવરણ કરતાં તેની આસપાસના બીજા તત્વના આવરણનો વિસ્તાર દશગણો અધિક હોય છે. આ સર્વ આવરણોની આસપાસ પ્રકૃતિનું તત્વ આવેલ છે, તે અનંત દિશામાં સર્વે વ્યાપક છે. આ સર્વતત્વો પરબ્રહ્મની પ્રાણશક્તિમાંથી ઉત્પન્ન થવાથી પરિણામે એક જ બ્રહ્મ વિશ્વની બહાર અને અંદર પ્રકાશી રહેલું છે

---

જુદાં પડે છે. તેજ કારણથી ચૌદે લોક સહવર્તમાન અખિલ બ્રહ્માંડ તેમજ મજ્જામેદાદિનું બનેલું આપણું શરીર સ્થૂલ અથવા પંચીકૃત કહેવાય છે, તેની અપેક્ષાએ ઉપર કહ્યાં તે ત્રેવીશ તત્વો અથવા ૧૭ અવયવો વાળું લિંગ શરીર સૂક્ષ્મ અથવા અપંચીકૃત કહેવાય છે. જુઓ પંચદશી પ્રકરણ ૧ શ્લોક ૨૭ અને ૨૮.

पादगस्यं तु यत्किञ्चिद्वस्त्वस्ति पृथिवीमयम् ।
स भूर्लोकः समाख्यातो विस्तरोऽस्य मयोदितः ॥
भूमिर्थी तेमा रेहत्तु सिद्धादि मुनिसेवितम् ।
તેજ જાય છે અન ...तो द्वितीयो मुनिसत्तम ॥
... આ વિદ્યાનમયાત્મા ... नियुञ्जन्ति चतुर्दश
પ્રાણ ક્રિયારૂપ ...
સ્પષ્ટંકરાર सोऽपिगदितो लोकस्थान चिंतकैः ॥
રેવ

વિષ્ણુ પુરાણ ૨-૭-૧૬-૧૮

ભાવાર્થ—આપણા પગનો જેની સાથે સ્પર્શ થાય છે, તે ...થ્વી અને તેજ ભૂર્લોક, અને સૂર્યની વચ્ચેનો પ્રદેશ ભુવર્લોક તથા સૂર્ય અને ધ્રુવની વચ્ચેનો પ્રદેશ સ્વર્લોક કહેવાય છે.

ભુર્લોકથી આરંભી બ્રહ્મ અથવા સત્ય લોક સુધીના બે વિભાગો છે. ભુર્, ભુવર્, અને સ્વર-એ ત્રણ લોકને ત્રિલોકી અથવા લોક કહે છે. અને મહરાદિ ચાર લોક તથા અતલાદિ સાત પાતાલને અલોક કહે છે. કેમકે આપણી સૂર્યમાલાના સાત પાતાલને અલોક કહે છે. કેમકે આપણી સૂર્યમાલાના સૂર્ય તથા ચંદ્ર આ ત્રિલોકીમાં પ્રકાશ આપનાર અન્ય સૂર્યચંદ્ર હોય છે. આ ત્રણ લોક અને અલોકની વચ્ચે લોકાલોક નામનો મોટો પર્વત આવેલો છે. તેજ પ્રમાણે ત્રણ લોકની મર્યાદા ઉપર ધ્રુવલોક અથવા જે ધ્રુવના તારાથી ઓળખાય છે, તેનો લોક આવેલો છે.

અખિલ બ્રહ્માંડના મધ્ય બિંદુને મેરૂ કહે છે. આ મેરૂની આસપાસ કમળ પત્રની જેમ એક પછી એક સઘળા લોકો આવેલા છે. આ મેરૂની આસપાસ સૂર્ય સુધીના પ્રદેશમાં એક પછી એક સાત દ્વીપો આવેલા છે; તેઓમાં મેરૂની આસપાસનો પ્રથમ દ્વીપ જંબુદ્વીપ કહેવાય છે. જંબુદ્વીપની છેક દક્ષિણે આપણી પૃથ્વી આવી છે. તેને ભારત વર્ષ કહે છે. વિષ્ણુપુરાણ પ્રમાણે આ પૃથ્વી શિવાય ઉપર્યુપરિ જંબુદ્વીપમાં બીજા આઠ વર્ષો છે. તે સહિત સાત દ્વીપો ભુવર્લોક કહેવાય છે. શ્રીધર સ્વામી તે પ્રદેશને ભૌમ સ્વર્ગ કહે છે, અતલાદિ સપ્ત પાતાલને બિલ સ્વર્ગ કહે છે, અને સૂર્યથી ધ્રુવના પ્રદેશને દિવ્યસ્વર્ગ કહે છે. સાત દ્વીપની મર્યાદાએ માનસોત્તર પર્વત અથવા જેને સૂર્યક્રાંતિવૃત્ત કહે છે તે આવેલ છે. તે માનસોત્તર ઉપર સૂર્ય અહોનિશ ફર્યા કરે છે સૂર્યથી લોકાલોક પર્વત જ્યાં ધ્રુવ આવેલ છે, ત્યાં સુધીના પ્રદેશને સ્વર્ગ કહે છે, એ તો ઉપર કહેવાઈ ગયું છે.

મેરૂથી લોકાલોક પર્વત સુધીની જગા ૧૨½ ક્રોડ યોજન અને ત્યાંથી અલોકની જગા પણ તેટલાજ યોજન છે. તે હીસાબે મેરૂથી લોકાલોક સુધીનો વ્યાસ ૨૫ ક્રોડ અને અલોક સુધીનો વ્યાસ ૫૦ ક્રોડ યોજન છે. મેરૂથી માનસોત્તર સુધીની જગા ૧૫૭૫૦૦૦૦ યોજન અને વ્યાસ ૩૧૫૦૦૦૦૦ યોજન છે. તેજ પ્રમાણે મેરૂથી પૃથ્વીસુધીનો અંતર ૩૫૦૦૦ યોજનછે; એટલે પૃથ્વીથી સૂર્યનું અંતર ૧૫૪૦૦૦૦૦ યોજન એટલે ૧૨૨૨૦૦૦૦૦ માઇલ છે *

ઉપર વર્ષ, દ્વીપ, લોક, અલોક વિગેરે વિષે કહેવામાં આવ્યું છે, તે સર્વમાં આપણી પૃથ્વી શિવાય અન્ય કોઇપણ સ્થાન આપણને દૃષ્ટિગોચર નથી. ત્યારે સહજ પૃચ્છા થાય છે કે-આકાશમાં જે ગ્રહો, ઉપગ્રહો, નક્ષત્ર, તારાદિ દૃષ્ટિગોચર છે, તેઓનો આ લોકમાં સમાવેશ થાય છે કે નહિ? શ્રીમદ ભાગવતાદિ પુરાણોમાં જ્યાં જ્યાં ચૌદ લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે, ત્યાં ત્યાં ગ્રહ, તારા અને નક્ષત્રોનો તેમાં સમાવેશ કરેલો નથી. તો પણ આપણી સૂર્યમાળાના ગ્રહો, ઉપગ્રહો, નક્ષત્રો તથા તારાઓ ત્રિલોકી પ્રદેશની અંદર આવેલા છે, એમ કહ્યું છે. પૃથ્વીથી માનસોત્તર પર્વત ભુવર્લોક આવેલ છે. તેટલા પ્રદેશમાં ચંદ્ર, બુદ્ધ અને શુક્ર આવેલા છે. માનસોત્તરથી ધ્રુવ સુધી સ્વર્ગના પ્રદેશમાં મંગળ, ગુરૂ, શનિ, સપ્તર્ષિઓ અને નક્ષત્રો આવેલાં છે. સૂર્યને ત્રિલોકીનો અને ત્રિલોકીમાં રહેલાં પ્રાણી માત્રનો આત્મા કહેલો છે. કહ્યું છે કે-"આ ચેતન વિનાના બ્રહ્માંડમાં સૂર્ય વિરાટ રૂપે પેઠા હતા, તેથી તેઓ માર્તંડ એવા નામથી ઓળખાય છે, અને સુવર્ણ જેવા પ્રકાશતા બ્રહ્માંડમાંથી ઉત્પન્ન થવાને લીધે હિરણ્યગર્ભ એવા નામના કહેવાય છે. સૂર્ય વડે દિશા-

* જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૨૦-૨૧ અને ૨૨. આધુનિક ખગોળ શાસ્ત્ર પ્રમાણે પૃથ્વીથી સૂર્યનું અંતર ૯૩૦૦૦૦૦૦ માઇલ મનાય છે.

ચૌન્દ્ર, સ્વર્ગનો, પૃથ્વીનો, મોક્ષનો, નરકનો, પાતાળનો તથા બીજા સર્વ વિભાગોનો ભાગ પડે છે, દેવતા, પક્ષીઓ, મનુષ્યો, સર્પો, લતાઓ તથા સર્વ જીવોનો આત્મા અને મનના અધિષ્ઠાતા સર્વ દેવ છે".+ તેજ પ્રમાણે ભગવાન્ ચંદ્રમા સર્વ પદાર્થના જીવ રૂપ છે. "તેઓ મનોમય, અન્નમય તથા અમૃતમય છે; અને દેવતા, પિતૃઓ, મનુષ્ય, ભૂત, પશુ, પક્ષિઓ, સર્પ તથા લતાને જીવન આપવું અને તેઓને તૃપ્ત કરવા-આ તેમનો સ્વભાવ હોવાથી તે સર્વમય કહેવાય છે".* આ સર્વ ગ્રહો અને તારાઓ વિશેષે કરીને ત્રિલોકીમાં તેજસ્તત્વ વિસ્તારવાનાં સાધનો છે. ભગવાન્ પરમ પુરૂષની યૌગિક શક્તિથી ત્રિલોકીમાં વિસ્તરી રહેલા વાયુના આશ્રયે તેઓ આકાશમાં પોત પોતાને સ્થાને રહી નિયમિત ગતિમાં ધ્રુવની આસપાસ ફર્યા કરે છે. આ વાયુ સાત પ્રકારના છે. પૃથ્વીની આસપાસ ૧૨ યોજન સુધી રહેલ વાયુને આવહ કહે છે; તેની ઉપર પ્રવહ, તેની ઉપર ઉદ્વહ, તેની ઉપર સંવહ, તેની ઉપર સુવહ, તેની ઉપર પરિવહ અને તેની ઉપર બાહ્યાવહ-એમ સાત વાયુ ઉપર્યુપરિધ્રુવ સુધી આવેલા છે;§ આ ગ્રહ, નક્ષત્રો અને તારા જ્યોતિર્મય હોવાથી તેઓના સમૂહને જ્યોતિશ્ચક્ર અથવા શિશુમાર ચક્ર કહે છે. ભગવાન્ વિરાટ્ પુરૂષના નાભિસ્થાનમાં તે કુંડલિની શક્તિરૂપ છે, જેને ભેદીને યોગીઓ મહર્લોકાદિ લોકોમાં જાય છે. તે જ્યોતિશ્ચક્રને બળદના આકારનું કલ્પ્યું છે. "મસ્તકને નીચું કરી, શરીરનું કુંડાળું વાળીને બેઠેલા એ જ્યોતિશ્ચક્ર રૂપ બળદના પુચ્છના અગ્ર ભાગમાં ધ્રુવ રહેલા છે; મધ્ય ભાગમાં પ્રજાપતિ, અગ્નિ, ઇન્દ્ર તથા ધર્મ રહેલા છે; કટિમાં સપ્તર્ષિઓ રહેલા છે, પુચ્છના મૂળમાં ધાતા અને વિધાતા. જમણા પડખામાં અભિજિતથી પુનર્વસુ સુધીનાં નક્ષત્રો, ડાબા પડખામાં પુષ્યથી ઉત્તરાષાઢાનાં નક્ષત્રો, ઉપલા હોઠમાં અગસ્તિ, નીચેના હોઠમાં યમ, મુખમાં મંગળ, ઉપસ્થમાં શનિ, સ્કંધમાં ગુરૂ, વક્ષસ્થળમાં સૂર્ય,-હૃદયમાં નારાયણ, મનમાં ચંદ્રમા, નાભિમાં શુક્ર, સ્તનમાં અશ્વિની કુમારો, ગળામાં રાહુ, સર્વ અંગમાં કેતુ અને રૂંવાડામાં સર્વ તારા સમૂહ રહેલા છે."*

એ પ્રમાણે બ્રહ્માંડના ભિન્ન ભિન્ન પ્રદેશોનું રેખાચિત્ર આપ્યા પછી પ્રત્યેક પ્રદેશનું સવિસ્તર વર્ણન કરવાની જરૂર છે. પ્રથમ કહ્યા પ્રમાણે પૃથ્વીથી માનસોત્તર સુધીમાં જમ્બુ, પ્લક્ષ, શાલ્મલી, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર નામના સાત દ્વીપો આવેલા છે. આકાશરૂપ મહાસાગરમાં અદ્ધર તરતા હોવાથી તેઓ દ્વીપ કહેવાય છે. જંબુ દ્વીપનો વિસ્તાર એક લાખ યોજનનો છે, અને તેથી બમણો બમણો ઉપર્યુપરિ પ્રત્યેક દ્વીપનો વિસ્તાર કહેલો છે. જંબુદ્વીપ જેમાં છેક નીચે આપણી પૃથ્વી આવી છે, તેમાં નવ વર્ષ અથવા ખંડો છે. અન્ય પ્રત્યેક દ્વીપમાં સાત વર્ષો, સાત પર્વતો અને સાત નદીઓ આવેલી છે, તથા પ્રત્યેકમાં ચાર વર્ણોના જીવો વસે છે.+

---

+ જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૨૦ શ્લોક ૪૪-૪૫-૪૬.

* જુઓ તેજ સ્કંધ ૫ અધ્યાય ૨૨ શ્લોક ૯-૧૦.

§ જુઓ ભાસ્કરાચાર્ય કૃત સિદ્ધાન્ત શિરોમણિ.

* જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૨૩,

+ જુઓ તેજ સ્કંધ ૫ અધ્યાય ૨૦.

જંબુ દ્વીપની મધ્યમાં મેરૂ અથવા જેને સુમેરૂ પણ કહે છે, તે નામનો એક પર્વત આવેલો છે. તેની જમણી બાજુએ મલયાવત નામનો પર્વત અને કેતુ માલ નામનો ખંડ આવેલો છે. ડાબી બાજુએ ગંધમાદન નામનો પર્વત અને ભદ્રાશ્વ નામનો ખંડ આવેલો છે. તે બે પર્વતોની વચ્ચે ઇલાવૃત્ત નામનો ખંડ આવેલો છે. ઇલાવૃત્તની દક્ષિણે હરિ વર્ષ, તેની દક્ષિણે કિંપુરૂષ અને તેની દક્ષિણે ભારતવર્ષ અથવા આપણી પૃથ્વી આવેલી છે. ઇલાવૃત્તની ઉત્તરે રમ્યક, તેની ઉપર હિરણ્ય અને તેની ઉપર ઉત્તર કુરૂ નામનો ખંડ આવેલો છે. પ્રત્યેક ખંડનો વિસ્તાર ૯૦૦૦ યોજનનો કહેલો છે, પરંતુ કેતુ માલનો ૧૫૦૦૦, ભદ્રાશ્વનો ૩૧૦૦૦, ઇલાવૃત્તનો ૧૮૦૦૦ અને મેરૂનો ૧૬૦૦૦ યોજન છે. પ્રત્યેક દ્વીપની આસપાસ આકાશનું સૂક્ષ્મ તત્વ વ્યાપી રહેવાથી, તેને સમુદ્રની ઉપમા આપી છે.×

[ ચાલુ ]

માનશંકર વિ પીતાંબરદાસ મહેતા

---

# आपणी सामाजिक स्थिति

## अने

## तेमां सुधारानी शक्यता.

( મળેલું. )

પ્રત્યેક સમજુ પુરૂષ એટલું તો સ્વીકારે છે જે આપણી સામાજિક સ્થિતિ અતિ નિકૃષ્ટ દશામાં છે. અને તેને ઉત્કૃષ્ટ દશામાં આણવાની ઘણી આવશ્યકતાછે. ઉત્કૃષ્ટતાના જેજે માર્ગો છે તે પ્રત્યેક જણ ભિન્ન ભિન્ન બતાવે છે, પણ એ સર્વ માર્ગો સર્વાંશે ઉપયોગીછે કિંવા તેમાંનો થોડાંક અંશ એ વિચાર પ્રત્યેક સમજુ પુરૂષે કરી આગળ પ્રમાણુ કરવું જોઇએ કારણ કે વિવેક વગર યોગ્યાયોગ્ય દૃષ્ટિએ પડતું નથી અને તેના વગર અંધ દૃષ્ટિએ કેવળ આગળ વધતાં પરિણામે ક્યાંક ખાબોચીઆમાં પડવાનુંજ હોવ છે, અને તેથી દક્ષ પુરૂષો કદી પણ તેની દૃષ્ટિથી આગળ વધતાજ નથી કારણ કે જે કાર્યના સ્વાર્થે પ્રવૃત્તિ શીલ રહીએ છીએ તે ફળ થશે કે નહિ એવું જ્યાં અનિશ્ચીત છે ત્યાં નિષ્ફળ પ્રવૃત્તિ કરી વ્યર્થ કાળ ગુમાવવો એ દક્ષતા નથી.

---

× જુઓ તેજ સ્કંધ ૫ અધ્યાય ૧૬.

આજથી બેવીશી ઉપર જ્યારે કેવળ પાશ્ચાત્ય સુધારાનો વા વાતો હતો ત્યારે એ સુધારાના માર્ગો એવા દર્શાવવામાં આવતા કે જો તેઓ સ્વીકૃત થઈ, તે માર્ગે પ્રતિ પ્રયાણ થતે તો આજ કઈ સ્થિતિમાં આપણે હતે તે કહેવું કિંવા કલ્પવું બુદ્ધિથી બાહ્ય છે. કિંતુ સદ્ ભાગ્યે તેવા માર્ગો સ્વીકૃત થયા નહિ અને પરિણામે એ વિલુપ્ત થયા પરંતુ કાળ ક્રમે આપણા સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ અભિવૃદ્ધિ પામ્યો અને તે દ્વારા પ્રાચીન કાળે આપણી સામાજિક સ્થિતિ કેવી હતી તેના બંધારણો કેવા પ્રકારનાં હતાં તે પ્રકાશમાં આવ્યાં. એ પ્રકાશને અંગે હાલની આપણી સામાજિક સ્થિતિ પ્રાચીન શાસ્ત્ર પદ્ધતિ અનુસાર છે કિંવા કાળ બળે લૌકિક રૂઢી અનુસાર છે તે સારી રીતે જણાઇ આવ્યું અને તેથી તેમાં કેવા પ્રકારના સુધારાઓ કરવા જોઇએ કિંવા થવા જોઇએ એ સહજ રીત્યા જણાઇ આવ્યું.

આ વિશ્વ તો શું પણ સમગ્ર બ્રહ્માંડ ગતિયુક્ત છે. એની એક સ્થિતિ નથી, પરિવર્ત થયા કરે છે, આ એક સ્વાભાવિક નિયમ છે, અને તેથી તેમ થવાજ કરે છે, તદનુસાર એક સ્થિતિ સર્વથા રહી શકેજ નહિ. આ નિયમાનુસાર યુગ બળે આપણી સામાજિક સ્થિતિ પલટાતી ચાલી, અને જેમ આ સ્થિતિ પલટાતી તેમ ભાવના પણ પલટાતી પરંતુ એ સમાજ કેવળ નિકૃષ્ટ દશામાં આવી પડે નહિ અને અસલ સ્થિતિ પ્રાપ્ત કરે, તદર્થે તે યુગમાં વિદ્વાન લોકોએ, ભાવનાનુસાર અને યુગાનુસાર શાસ્ત્ર રચી તે દ્વારા બોધ આપી, સમાજને તેની પડતી દશામાંથી ચડતીમાં આણવા પ્રયાસ કરતા. આપણી પાસે તે વિવિધ રૂપી મુની પ્રણિત્ સ્મૃતિઓ છે, તે આનો પ્રત્યક્ષ પુરાવો છે. સ્મૃતિઓ કઇ એક કાળે રચાઇ નથીજ, ભિન્ન ભિન્ન કાળે રચાઇ છે, અને તેમાં તેજ વખતના સામાજિક સ્થિતિના અને ભાવનાના ભિન્ન ભિન્ન વિચારો દર્શાવવામાં આવ્યા છે. કેટલોક કાળ આ પ્રમાણે ચાલ્યાં કર્યું કિંતુ જ્યારથી આ દેશપર પરદેશી લોકોના હુમલાઓ થવા લાગ્યા ત્યારથી એ સ્થિતિ બદલાતી ચાલી. વિદ્વત્તા મંદ પડતી ગઇ અને તેથી પરિણામ એ આવ્યું કે શાસ્ત્રિય રીતિને બદલે કાળાનુસાર રૂઢી દાખલ થઇ અને પરિણામે રૂઢીની એટલી પ્રબળતા વધી કે શાસ્ત્ર કથન કરતાં રૂઢી બળવાન થઇ પડી, અને તેમ થવાનું પ્રધાન કારણ શોધવા જશો તો જણાયા વીણ રહેશે નહિ કે અજ્ઞાન સિવાય અન્ય તેનું કારણ નથીજ. બીજું આનું અનિષ્ટ પરિણામ એ આવ્યું છે કે એ અજ્ઞાનના કારણે કાળાનુસાર સમાજ બંધારણમાં જે ફેરફારો કરવા જોઇએ તે પણ કરવામાં આવતા નથી અને પ્રાચીન કાળેથી જે રૂઢી ચાલી આવે છે તેના પ્રતિજ્ઞ વળગી રહેવામાં આવે છે અને તેથી કરીને સમાજ જે ઉન્નતિના પગથીએ ચડવી જોઇએ તે પરે ચડી શકતી નથી.

સદ્ભાગ્યે આ સ્થિતિમાંથી નીકળવા અને કાળાનુસાર શાસ્ત્રદૃષ્ટિએ સામાજિક બંધારણમાં ફેરફાર કરવા કેટલાક વર્ષો થયાં સાક્ષર વર્ગ તરફથી પ્રયાસ આદરવામાં આવેલ છે. જો કે હજુ સુધી તે પ્રયાસ યત્કિંચિત સફળતાને પામ્યો નથી તો પણ તેણે એટલું તો નિ:સંશય કર્યું છે કે તેથી પ્રત્યેક હૃદય મંદિરમાં એ સદિચ્છાનો જન્મ થયો છે કોઇ પૂર્વ પક્ષ કરી પ્રશ્ન કરશે કે નિષ્ફળ થવાનાં કારણો શાં છે ? તો તેના ઉત્તર પ્રશ્નને

પ્રત્યુત્તર આપવામાં ઘણાં કારણો શોધવાની જરૂર પડશે નહિ સિવાય કે પ્રધાનપણે બે અને તેઓ એજ કે એક તો રૂઢીની એટલી બધી પ્રબળતા અને લોકોનું તેના પ્રતિ દૃઢ અને વળગી રહેવાનું એટલું બધું અજ્ઞાન કે તેઓને કોઇ પણ રીતથી સમજાવી શકાય નહિ. તેમ બીજું, જે પ્રયાસ કરનારાઓ છે તે જેટલું બોલે છે તેટલું કરી બતાવવામાં બીરૂછે. પોતાનુંજ ઉદાહરણ આપી કાર્ય કરી બતાવવા તત્પર થતા નથી, અને જો પુછીએ કે આમ કાં? તો જવાબમાં એજ કહેશે કે અમે કરીએ શું, લોકો અમારૂં કયાં માને છે, તેથી અમને પણ તે રૂઢી અનુસાર ચાલવું પડે છે. આટલુ છતાં હજી આપણને કેવળ નીરાશ થવાનું કારણ નથી કારણ કે જે મહાન કાર્યો છે તે ત્વરિત્ ગતિથી થઇ શકે નહિ તેઓ સ્વભાવિક રીતે શનૈઃ શનૈ થયાજ કરે છે, અને તેમાંજ તેનાં ફલની મીઠાસ છે આપણામાં એક સાદી કહેવત છે કે "ધીરજનાં ફળ મીઠાં" તો આપણે પણ તેવા સદબોધનો પાઠ ગ્રહણ કરવો જોઇએ અને ધૈર્ય યુક્ત હૃદયે કાર્ય પરાયણ રહેવું જોઇએ.

હિંદુ સમાજમાં મુખ્ય બે સુધારાઓની મોટી અગત્ય છે. એક તો જ્ઞાતિ બંધારણ અને અન્ય વિવાહપદ્ધતિ. પહેલી જે છે, તે આજના સમયાનુસારે એક પ્રજાત થવામાટે અતિ ઉપયોગી છે. અને અન્ય જે છે તે તો નૈસર્ગીક છે કારણ કે આપણી અવનતીનાં મુખ્ય કારણોમાંનું આ એક મુખ્ય કારણ છે; એ પદ્ધતિ અતિ ભયંકર છે અને તેમાં સુધારાની ઘણી જરૂર છે. હવે એ બે વિષયોમાં કેટલે અંશે અને કેવી રીતે સુધારાઓ થઈ શકે એમ છે તેના વિચાર બણી દૃષ્ટિ ફેંકીએ.

આપણે પૂર્વે જણાવી ગયા છીએ તેમ સુધારાઓ કેવળ કપોલકલ્પિત અને પાયા વિનાના હોવા જોઇએ નહિ; કિંતુ તેનો આધાર એટલે પાયો શાસ્ત્ર ઉપર હોવો જોઇએ. શાસ્ત્રિય દૃષ્ટિએ શાસ્ત્રની કક્ષામાં રહી જે સુધારાઓ થઇ શકે તે કરવા પ્રયાસશીલ રહેવું જોઇએ.

આપણું સામાજિક બંધારણ જેના વડે બંધાયલું છે, એવી પ્રાચીન સ્મૃતિઓનો વિચાર કરતાં આપણને જણાય છે કે તે કાળે હાલના જેવી અનેકવિધ જ્ઞાતોનો ભેદ હતો નહિ પણ ભેદ માત્ર ચતુર્વર્ણ પરત્વે જ હતો. વળી એ ભેદ કેવળ હાલ જેવો સ્નેહવિચ્છિન્નતા કરાવે તેવો અધમ નહિ હતો પરંતુ પરસ્પર સ્નેહયુક્ત સહાયક હતો. હાલના સદસ રોટી વ્યવહારમાં ભેદ નહિ હતો પણ બેટી વ્યવહારમાં હતો, અને વિશ્વ નિયમાનુસાર તેની જરૂર પણ હતી, સાંપ્રતકાળે દેશ, કાળ અને શાસ્ત્રાનુસાર આ પ્રાચીન ભાવનાનો વિચાર કરતાં આપણા જ્ઞાતિબંધારણમાં સુધારો શાસ્ત્રરીતથી થઇ શકે એટલો અવકાશછે.

સાંપ્રતકાળ એટલો બધો વિપરિત્ છે કે આવી આશાઓ ઝાંઝવાંના જળ જેવી જણાય કારણ કે સમગ્ર હિંદુ જાતિમાં ભક્ષ્યાભક્ષ્યનો એક નિયમ પળાતો નથી. બંગાળ, મદ્રાસ અને ઉત્તર હિંદુસ્તાનના લોકો અભક્ષ્ય પદાર્થનો ભક્ષ કરે છે, અને તેથી તેવાઓની સાથે ભોજન વ્યવહાર રાખવો એવો સુધારો ખરા હિંદુને ગળે ઉતરે નહિ અને તેથી તેવો સુધારો અશક્યવત્ છે. કિંતુ આપણે ઉપર જણાવી ગયા છીએ તેમ

શકયતાની વાત કરવી એજ ઉચિત્ છે, અને તે શકયપણું આ પ્રમાણે બની શકે.

**કોઇ પણ હિંદુ જાતિમાં જ્યાં હિંદુ આચાર અને વિચાર શાસ્ત્રાનુસાર પાળવામાં આવતા હોય ત્યાં હિંદુઓએ પરસ્પર ભોજન વ્યવહાર રાખવામાં બાધ રાખવો ના જોઇએ.**

હિંદુ સમાજમાં દેશકાળ અને શાસ્ત્રાનુસાર આટલા સુધારાની ઘણી અગત્ય છે, અને તે સુધારો શકયતાયુકત છે. આપણા ગુજરાતની અંદર બ્રાહ્મણો, ક્ષત્રીઓ અને વૈશ્યો શુદ્ધ શાસ્ત્રોક્ત હિંદુ આચાર વિચાર પાળે છે, તો ત્યાં આવા પ્રકારના વ્યવહારો રાખવામાં બાધ આવવો ના જોઇએ.

જ્યાં બ્રાહ્મણો બ્રાહ્મણો વચ્ચે, ક્ષત્રીઓ ક્ષત્રીઓ વચ્ચે અને વૈશ્યો વૈશ્યો વચ્ચે પોતાની જ્ઞાતિમાં ભોજન વ્યવહાર રાખવામાં આવતો નથી ત્યાં આવી વાત અજ્ઞાન ભરી કહેવાય એમ કોઇ કહેતો તે સર્વાંશે અસત્ય નથી; પણ આજના સમયનો વિચાર કરતાં આવા સુધારા ન કરવાનો હવે આપણો હઠાગ્રહ એ આપણો વિનાશ કરશે, આપણું આ વેંચાયલું બળ નષ્ટ થશે, કિંતુ આ વેંચાયલું બળ એકત્ર કરવામાં આવશે તો આ પણે આગળ વધતી પ્રજાની પાછળ જરૂર જઇ શકીશું. ઉપર જતાં જેમ એક પછીએક પગથીએ ચડી જઇએ છીએ, તેમ આવા પ્રકારના સુધારા સ્વજ્ઞાતિમાં સમજુપુરૂષોએ કરવા જોઇએ. કિંબહુના તેનો પ્રારંભ બ્રાહ્મણ બ્રાહ્મણ વચ્ચે, ક્ષત્રી ક્ષત્રીઓ વચ્ચે, વૈશ્ય વૈશ્ય વચ્ચે પ્રથમે એવા ભેદ ટળે ત્યાંથી થવો જોઇએ, અને આવા પ્રકારના સુધારાની શકયતાનો આધાર આવા પ્રકારની પ્રણાલીકાઓ પર છે.

હવે અન્ય સુધારો એ વિવાહપદ્ધતિનો છે. સાંપ્રત્ કાળની આપણી એ પદ્ધતિ કેવળ રૂઢી અનુસાર છે શાસ્ત્રાનુસાર નથીજ તેમ આજના સમયાનુકૂલ પણ નથી. આ પણા તન, મન અને બુદ્ધિબળને નિર્બળ કરે છે અને અનેક સુખોથી આપણને વંચિત કરે છે એવી એ અનિષ્ટકર પદ્ધતિ છે માટે એને સુધારવાની પણ ઘણી અગત્ય છે.

ઉક્ત પદ્ધતિ જે અનિષ્ટકર છે તે મુખ્યત્વે કરીને બાળલગ્નનીજ છે. બાકીની જે છે તે તેના અંગે છે. જો આમાં સુધારો થાય તો બાકીની જે તેના અંગે છે તે સ્વયં સુધરી આવે, અને તેથી કરીને તેમાંજ સુધારો કરવાની અતિ આવશ્યકતા છે. હિંદુસમાજમાં બ્રાહ્મણ જ્ઞાતિની અંદર બહુજ બાળવયે લગ્ન કરવામાં આવે છે જ્યારે અન્ય વર્ણોમાં તેટલી વયે લગ્ન કરવામાં નથી આવતું, તો જે વયે લગ્ન કરવામાં આવે તે લગ ભગ બાર તેર વર્ષની હોય છે, તો તે પણ વિચાર કરતાં લગ્ન માટેની યોગ્ય વય નથી જ. આ વિષય પ્રતિનો શાસ્ત્રિય સંવાદ એજ છે કે સ્ત્રી રૂતુગામિ થાય તે પહેલાં લગ્ન વિધિથી પતિની સાથે જોડાવી જોઇએ, નહિ તો શાસ્ત્ર રીત્યા પાપના ભાગી થવાય, એટલે કે રૂતુ આવ્યા પહેલા પરણવું જોઇએ, એ શાસ્ત્રાનુસાર છે, કેવળ રૂઢી નથી એવી દલીલ રજુ કરે છે હાલની જે સ્મૃતિઓ છે તે પ્રાચીન હસ્તલિખીત લેખો પરથી તૈયાર

કરવામાં આવી છે. હવે એવી સ્મૃતિઓ તેના આદિ પ્રણેતા મુનીઓથી કથાયલ છે તે રૂપેજ છે કે તેના પાછળના વિદ્વાનો દેશકાળ અને ભાવનાનુસાર બીજા શ્લોકો રચી તેમાં ઘુસાડી દેવામાં આવ્યા છે તેનો નિર્ણય કરવો જો કે કઠીણ છે તો પણ ઘણો જરૂરનો છે. આપણી પ્રાચીનમાં પ્રાચીન મનુસ્મૃતિ ગણાય છે; તેમાં પણ આવા શ્લોકો પ્રતિત થાય છે, પણ તે સ્મૃતિનો સમગ્રરૂપે વિચાર કરીએ તો આપણને આવા શ્લોકો માટે સંશય ઉત્પન્ન થયા વીના રહે નહિ. પહેલાં તો એક લગ્નમાં સપ્તપદી વખતે વર કન્યાઓ પરસ્પર જે પ્રતિજ્ઞાઓ લે છે તે પ્રતિજ્ઞાઓ કાંઇ આજના રુદસ ગોર મહારાજ ગમે તેમ અજ્ઞાત પરચિયત્ જોડાંની પાસે બોલી જાય તેમ તો નહિંજ હતુ પણ એ જોડાંઓ જાતે તે સંબધી સારૂં જ્ઞાન ધરાવતાં હતાં, એ પ્રતિજ્ઞાઓ વરકન્યા પોતે સમજણ પૂર્વક લેતાં. હવે આપણને જે જોવાનું છે તે માત્ર એજ છે કે આવી સમજણ સ્ત્રી પુરૂષોમાં કેટલી વયે આવી શકે દશ કે બાર વર્ષના બાળક હૃદયમાં એ પ્રતિજ્ઞાઓની સમજણ આવી શકે ! અર્થાત કે નજ આવે, ત્યારે તે સમજણ પહેલાં પરણવાનું શાસ્ત્ર કથન કરે એમ સ્વીકારવું એ કેવળ અજ્ઞાનજ છે. હવે લગ્નાવસ્થા માટે એ શાસ્ત્ર પોતે કથન કરે છે કે વીશ વર્ષ પહેલાં તો પુરૂષે લગ્ન કરવુંજ નહિ, ત્યારે એટલું તો સીદ્ધજ થાય છે કે, પુરૂષે તો ત્યાં સુધી બ્રહ્મચર્ય વ્રત પાળવું જોઇએ. એ વિષયને મુકી અન્ય પક્ષે એ વિષયનો વિચાર કરતાં જણાય છે, કે પ્રાચીનકાળે બાળલગ્ન સર્વાંશે નજ હોવાં જોઇએ. પાશ્ચાત્ય તેમ કેટલાક અત્રત્ય વિદ્વાનોનો એવો અભિમત છે કે આર્યશાસ્ત્ર જે ધર્મને નામે ઓળખાય છે તે કેવળ વૈદિકને આધારે લખાયલ છે, અને જે ધાર્મીક નિયમો પાળવાના લખેલ છે તે કેવળ વૈદિક નિયમો છે, આ તર્કાનુસાર વિચાર કરીએ તો એ પણ સિદ્ધ થાય કે સ્ત્રી વૈદિક નિયમાનુસાર આપણા દેશમાં, સોળ વર્ષ પછી પ્રજોત્પત્તિને લાયક થાય છે. તો ત્યાર પહેલાં તેના લગ્નનો એ શાસ્ત્રથી નિષેધ હોવોજ જોઇએ કારણ કે શાસ્ત્રનો હેતુ માત્ર પ્રાણીની ઉન્નતિ અર્થે છે અને ઉન્નતિ એ વિશ્વ નિયમાનુસાર ચાલવાથી થાય છે. શાસ્ત્ર જે છે તે વિશ્વ નિયમને અવલંબીજ રચાયલ છે, તેથી તે ધર્માનુસાર આપણી ઉન્નતિ અર્થે આપણે ચાલવું જ જોઇએ. આ પ્રમાણે પૂર્વાપરનો વિચાર કરતાં સોળ વર્ષ પહેલાં સ્ત્રીનું લગ્ન કરવું એ અયોગ્યછે માટે આ વિવાહ પદ્ધતિમાં એ બાળ લગ્નનો સુધારો થવો જોઇએ, અને તેવા સુધારાઓ થયા પશ્ચાત્જ આપણે આગળ વધી શકીશું, નહિ તો આપણે પાછળજ રહીશું, એ નિશ્ચિત છે.

કોઇ પ્રતિપ્રશ્ન કરશે કે પ્રજોત્પતિ પ્હેલાં લગ્ન કરી નાંખવા માટે શાસ્ત્ર કથન કરે છે તેનું શું ? તો તેનો પરિહાર એજ છે કે ઉપરના વિચારોથી આપણને એવો પ્રતિભાસ થાય છે કે એવાં વાકયો, જ્યારથી આદેશપર પરદેશી લોકોના હુમલા ઉપરાઉપરી થવા લાગ્યા, અને તેઓ વિજયી થતાં રાજ્યસ્થાપ્યું, અને અનેક વિધ આહીના વતનીઓને દુઃખ દેવા મંડયા, ત્યારથી આ દેશપર અજ્ઞાનરૂપી શ્યામ વાદળ છવાઇ ગયું, અને તેમ થવાનું પણ સ્વાભાવિક હતું, કારણ શાંતતા સિવાય જ્ઞાનની અભિવૃદ્ધિ થઇ શકે નહિ. જ્યાં જીવન માટે અહોનિશ ભય હોય ત્યાં એ જ્ઞાન નષ્ટ થાય એ સ્વાભાવિક છે. અને તેમ થયું તેવા સમયે તેને વિદ્વાન લોકો તરફથી ઘુસાડી દેવામાં આવેલ છે.

વળી કોઈ એના પ્રતિ પણ પ્રશ્ન કરશે કે વિદ્વાન લોકોએ આ પ્રમાણે શા માટે કર્યું તો તેઓને જાણવું જોઇએ કે તેઓએ આ કંઇ મુર્ખતા કરી નથીજ. પણ તે કાળમાં સમયોચિત જે સમાજમાં પરિવર્ત થતાં હતાં તેને અવલમ્બી તેઓએ શાસ્ત્રમાં યત્કિંચિત નવીનતા આણી તો આ એક દક્ષતા હતી નહિ કે મૂર્ખતા કિંતુ હાલ તો તેવું પણ થતું નથી. કાળોચિત ફેરફાર કરવાજ જોઇએ અને તેમ થવુંજ જોઇએ. એજ ઉન્નતિનો ખરો માર્ગ છે એમ સમજુ પુરૂષે સીદ્ધવત્ માનવું જોઇએ. આપણો ભૂતકાળનો ઇતિહાસ આપણને તેનો પ્રત્યક્ષ પુરાવો છે. આ એક વિશ્વ નિયમ છે અને તેને અનુસરવું એ શ્રેયસ્કર છે.

બાળવિધવાઓનો વિચાર કરતાં કોઈ પણ દયાળુ આર્ય હૃદયમાં કમ્પસહ દયા વછુટયા વગર રહેશે નહિ. પરંતુ આ અતિઅનિષ્ટકારક ફ્લ એ ભયંકર બાળલગ્નનુંજ છે. જો એ પદ્ધતિ સુધરી આવે તો આવા દયા ઉપજાવે એવા બનાવો અતિઘણા થોડાકેજ બને. પુનર્લગ્ન કરવામાં હિંદુ શાસ્ત્ર સર્વાંશે નિષેધજ કરે છે, અને તેમ કરવામાં શાસ્ત્ર શિવાય અન્ય ઘણી મુશ્કેલીઓ ઉભી થાય એમ છે. એની હાલ શકયતાજ નથી, અને તેથી એજ ઉત્તમોત્તમ માર્ગ છે કે આવી દયામય સ્થિતિમાં આણનાર એનુંજ બાળ લગ્ન કારણ છે તે નાશ પામે તો સ્વયમેવ એવી કરૂણા જનક સ્થિતિમાં આવી જતાં બચીએ છીએ અને પરિણામે તેવા પ્રશ્નો ઉપસ્થિત થવાનું બની આવતું નથી. બાળલગ્ન અટકાવવામાં કોઈ પણ પ્રકારની મુશ્કેલીઓ આવી પડે એમ નથી. શીવાય પ્રચલીત રૂઢી અને એ રૂઢીને ત્યજી દઇએ તો તે રીતિ દાખલ થવી સહજ છે, અને તે પ્રાચીન શાસ્ત્ર સંમત છે. તેથી તે કાલોચિત સુધારવા યોગ્ય છે.

વળી કોઇ પ્રશ્ન કરશે કે સ્ત્રીઓને પુખ્ત વયે પરણવાનું હોતાં તેઓ સ્વતંત્ર થઇ જશે અને તેથી પરિણામ ઉલટું અનિષ્ટ આવશે. આ કલ્પના જો કે સર્વાંશે ખોટી નથી પણ આપણી કેળવણી આ કાળજી ઉપર અંકુશ રાખશે, સોળ અરાઢ વર્ષે પરણવાનું હોતાં તેટલી વયે સ્વતંત્રતા આવી શકે નહિ, તેમ લગ્ન વિધિમાં અવશ્ય જોડાવુંજ જોઇએ એવી ફરજ હોવાથી તેઓ એવી સ્વતંત્રતાને પ્રાપ્ત થઇ શકે નહિજ.

જે પ્રમાણે સ્ત્રીઓની લગ્ન વય મોટી હોવી જોઇએ તે પ્રમાણે પુરૂષોની પણ મોટી હોવી જોઇએ અને તેનું પ્રમાણ વીશ ઉપર અને પચ્ચીશ અંદર હોવું જોઇએ, તેમ સ્ત્રી અને પુરૂષની વચ્ચે અમુક અંતર હોવુંજ જોઇએ, આ સઘળું શાસ્ત્રદ્રષ્ટયા લક્ષમાં રાખી સુધારો કરવો જોઇએ.

સુધારાઓની જે શકયતા છે તે ઉપર મુજબ છે; અને દરેક સમજુ પુરૂષની તે માટે પ્રયત્નશીલ રહેવા ફરજ છે.

પુરૂષોત્તમ દ્વારિકાંદાસ.

---

# ॥ वेदकाल विचार ॥

(મળેલું)

( અનુસંધાન ગતાંકથી )

પણ આ ચિત્રા અથવા ફાલ્ગુની પૂર્ણ માસને વર્ષારંભનો દિવસ માનવાનું કારણ શું ? સાયણાચાર્યના મત પ્રમાણે જોતાં એ દિવસ વસંત મધ્યે આવે છે, અર્થાત્ ત્યાંથી વર્ષારંભ ગણાય છે. પરંતુ તૈતિરીય સંહિતા સમયે ચૈત્ર વૈશાખ (૪) એ વસંત ઋતુના મહિના હતા. ફાલ્ગુન ચૈત્ર નહિ. આ અડચણ મટાડવા માટે સાયણાચાર્યે વસંતની કલ્પના એક ચાંદ્ર અને બીજું સૌર વર્ષે એ પ્રકારે કરી. ચાંદ્ર, વસંત મધ્યે ફાલ્ગુન ચૈત્રમાં આવે, અને સૌર મધ્યે ચૈતર વૈશાખમાં આવે. પરંતુ આમ કરવાની કાંઈ આવશ્યકતા નહોતી, વળી ચાંદ્ર ઋતુનું કાયમપણું ગણાતું નથી. કારણ ચાંદ્ર વર્ષ સૌર વર્ષની સાથે બરાબર બંધ બેસતું આવે તે અર્થે એક અધિક મહિનો ગણવો પડે. એટલે ચાંદ્ર મહિના અને ઋતુનો મેળ ઘણી વખત રહેતો નથી. પણ સાયણાચાર્ય કહે છે તે પ્રમાણે બીજી ઋતુ લેવામાં આવે તો પણ ફાલ્ગુન વસંતમાં આવી શકતું નથી. સૌર વર્ષ કરતાં ચાંદ્ર વર્ષ સુમારે ૧૧ દિવસ કમતી હોવાને સબબે, અને ઋતુ સૂર્યને અવલંબી ચાલતી હોવાને યોગે એક વખત ચૈત્ર શુદ્ધ પ્રતિપદાને દિવસે વસંતારંભ થાય, અને બીજે વર્ષે ચૈત્ર શુદ્ધ દ્વાદશીને દિવસે થાય. એમ બનવાથી ત્રીજે વર્ષે અધિક માસ ગણાયા પછી પુનઃચૈત્રમાં પૂર્વ પ્રમાણે વર્ષારંભ શુદ્ધ પ્રતિપદાએ થાય. આ પ્રકારે ઋતુ ગણીએ તો વસંતારંભ વૈશાખ પર્યન્ત્ જાય. પણ ફાલ્ગુનથી પાછું આવવું શક્ય નથી. સાયણાચાર્યના સમયે-ચૌદમા શતકમાં વસંતારંભ હાલના પ્રમાણે ફાલ્ગુનમાં થતો હતો. પરંતુ ત્યારે તૈતિરીય કાલ સમયનો ઉદગયનારંભ એક મહિના ઉપરાંત થોડો પાછો હઠેલો હતો. આ બિનાની બરાબર કલ્પના ન થવાને સબબે સાયણાચાર્યે પરસ્પર વિરુદ્ધ દીસનારી વર્ષારંભની ઋતુ વિષેનૂતન કલ્પના કરી એક વાક્યતા કરવાનો પ્રયત્ન કર્યો છે. પણ વસંત સંપાતના ચલનથી વર્ષારંભ બદલાઈ જાય છે. એ સાયણાચાર્યના સમજવામાં આવેલ હોય તો તેની યુક્તિ અયુક્ત ઠરે છે.

સુશ્રુતના વૈદક ગ્રંથના સૂત્રસ્થાન અધ્યાય ૬ માં फाल्गुनश्चैत्रौवसंत એવું એક ઠેકાણે કહેવામાં આવ્યું છે. પણ તે ભાગ પાછળથી કોઇએ ઘુસાડેલો હોય એમ જણાય છે. કારણ તેના પહેલાં માઘાદિ માસ ચક્ર અને શિશિરાદિ ઋતુચક્ર બતાવીમાઘ ફાલ્ગુન શિશિર ઋતુ, ચૈત્ર વૈશાખ વસંત ઋતુ વગેરે કહેલ છે. આ ઉપરથી फाल्गुनश्चैत्रौ•

---

(૪) તે સમયે વસંત સંપાત કૃતિકા મધ્યે હતો. એટલે વસંત ઋતુની વૈશાખથી શરૂઆત થતી એમ કહેવું વાસ્તવિક હોય તો, વૈશાખ જેઠ એ વસંત ઋતુના મહિ-

નક્ષત્ર ચક્રનો આરંભ કૃતિકાથી કરવામાં આવેલો છે. (૨) ઉદગયન માઘ શુક્લમાં થતો હતો. (૩) દક્ષિણાયન નક્ષત્રપિત્ર્યધિષ્ઠિત હતું, અને(૪) શારદ સંપાત પાસેજ નક્ષત્ર મધ્યે સાંપાતિક યામ્યોતર વૃત સંભવિત હતું. સારાંશ, વર્ષારંભ માઘમાં થતો એમ માનીએ ત્યારે ક્રાન્તિવૃતના અયનાદિ પ્રધાન બિન્દુનું નક્ષત્ર સમ્બન્ધી સ્થાન ડોલાયમાન થતું હતું એમ અપ્રત્યક્ષપણે સ્થાપિત કરવું પડે. વૈદિક કાળે ફાલ્ગુન પૌર્ણિમાએ ઉદગમનારંભે વર્ષારંભ થતો એ બિના સિદ્ધ કરવા માટે એવાજ પ્રકારનો કોઇ પુરાવો મળી શકે તેમ છે કે કેમ ? ઋતુ એક મહિનો પાછળ આવવાને લીધે સ્થલમાન મુજબ વસંત સંપાત બે વિભાગાત્મક નક્ષત્ર પાછળ આવવું જોઇએ. અર્થાત્ ઉદગયનારંભ માઘમાં ન થતાં ફાલ્ગુનમાં થાય ત્યારે વસંત સંપાત પણ કૃતિકાની પછી બે નક્ષત્ર અર્થાત્ મૃગશીર્ષમાં આવે. તેમજ દક્ષિણાયન અને શરત્સંપાત અનુક્રમે ઉતરાફાલ્ગુની અને મૂળનક્ષત્રમાં આવે. આ માટે સંપાતાદિ બિંદુની એવા પ્રકારની ક્રાન્તિ વૃતની સ્થિતિ બતાવવા વૈદિક ગ્રંથોમાં શો આધાર છે ? તે હવે જોઇએ.

કૃતિકા પ્રમાણે મૃગ એ પણ નક્ષત્રમાં મૂખ્ય છે, એમ વૈદિક ગ્રંથો મધ્યે સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે એવું કાંઇ જોવામાં આવતું નથી. મૃગશીર્ષનું બીજું નામ આગ્રહાયણ હોય તો તેનો અર્થ વર્ષારંભ કરનાર એવો થાયછે. પણ મૃગશીર્ષ નક્ષત્રને એ નામ મળ્યું કેવી રીતે ? એ પ્રશ્ન છે. કોશકાર વ્યુત્પત્તિ આપતાં માર્ગશીર્ષ પૌર્ણિમાએ વર્ષની પ્રથમ રાત્રિ હોવાથી તેને આગ્રહાયણ કહે છે. અને આગ્રહાયણ મધ્યે પૂર્ણચંદ્ર માર્ગશીર્ષમાં હોવાથી તે મહિનાને આગ્રહાયણિક નામ આપવામાં આવ્યાનું કહેવામાં આવે છે. પરંતુ તે વળી એમ કહે છે, કે અમર કોષમાં કહેવા પ્રમાણે માર્ગશીર્ષનું આગ્રહાયણી નામ છે કારણ તે નક્ષત્રમાં ચંદ્ર આવવાના પહેલાં વર્ષારંભ થાય છે. પરંતુ એમ કહેવું બરોબર દીસતું નથી; કેમકે નક્ષત્રે ઉપરથી પૂર્ણ માસને નામ આપવાની પદ્ધતિ નૂતનછે. એટલે આગ્રહાયણ સંબંધે માત્ર પૂર્ણ માસ ઉપરથી નક્ષત્રનું નામ આપવામાં આવતું હોય એમ કહેવું રાસ્ત નથી. પાણિનીના મત પ્રમાણે એવી વિરૂદ્ધ પદ્ધતિને કાંઇ આધાર નથી. પાણિની એ આગ્રહાયણીથી આગ્રહાયણિક મહિનાનું નામ આપેલ છે. તે ઉપરથી આગ્રહાયણીનો અર્થ મૃગશીર્ષ તે નામનું નક્ષત્ર નહિ, પણ માર્ગશીર્ષ પૌર્ણિમા એવો થાય છે. કારણ મહિનાના નામો પૂર્ણમાસ ઉપરથી આપવામાં આવતાં એવો પાણિનીનો મત છે. હવે આગ્રહાયણી એ પૂર્ણમાસ વાચક શબ્દ પાણિનીએ ચૈત્રી વગેરે શબ્દ પ્રમાણેથી સિદ્ધ કર્યો છે કે કેમ ? એ યથાર્થ સમજવામાં આવતું નથી. પરંતુ કાર્તિક વગેરે શબ્દનું સાદૃશ્ય જોતા તેણે અગ્રહાયણ શબ્દથી આગ્રહાયણી શબ્દ સિદ્ધ કર્યો હોવો જોઇએ, અગ્રહાયણ એ મૃગશીર્ષનું મૂળ નામ હોય એમ દીસે છે. આ શબ્દને વ્યુત્પતિ શાસ્ત્ર સાથેનો સમ્બન્ધ ઘણોજ મત ભેદવાળો છે. પણ એ તમામ મતો ઉપરથી માર્ગશીર્ષ પૌર્ણિમા પૂર્વે એક વખત વર્ષારંભ થતો, અને તે પૌર્ણિમાના નામ ઉપરથી મૃગશીર્ષનું આગ્રહાયણ નામ પાડવાની કલ્પના માત્ર સાધારણ છે. જ્યારે આ કલ્પના દૂર કરવામાં આવે ત્યારે આ શબ્દ સંબંધની સર્વ અડચણોનો નિકાલ આવી જાય છે. વળી આ કલ્પના સત્ય

# ॥ आत्मसंयम अथवा पतंजलिनो योग ॥

( અનુસંધાન ગતાંકથી. )

આપણે યોગીને જડની ત્રીજી ભૂમિકાના ઉમ્બર ઉપર છોડયો હતો.

તેના તાબામાં આ પ્રમાણે સાધનો હતાં:—

૧ જડની બે પ્રકારની દશાઓ સૌર અને નાક્ષત્ર, અથવા અન્ય રીતે કહીએ તો પ્રબલ અને નિર્બલ અથવા પ્રાણ અને રયિ.

૨ સર્વમાં ત્રણ ભિન્ન પ્રકારની શક્તિયો હોય છે, તે પ્રોત્સાહક, સતત કાર્ય પરાયણ અથવા પ્રકાશક, અને જ્ઞાનવાહક કીર્ણોરૂપ હોય છે; ગૃહવિષયક જડમાં આની સાથે સંબંધવાળાં ત્રણગ્રાહક સ્થાનો હોય છે. અન્ય બાજુનો ઉપરાંત આ ઉપરથી એવા સાર ઉપર અવાય છે, કે ભિન્ન ભિન્ન દશાઓમાં આમાંની ગમે તે ભૂમિકામાં વર્તતી-સૌર અથવા ગૃહ વિષયક-જડની એક સામાન્ય દશા હોવી જોઇએ સાંખ્યયોગતત્ત્વવેત્તાઓના મત પ્રમાણે સ્વર્ગસૃષ્ટિનું જડ આવા પ્રકારનું છે. આ સંદૃષ્ટમાં પણ જડની અધમ સૃષ્ટિઓમાં મળી આવે છે તે સર્વ દશાઓ મળી આવવી જોઇએ, કારણ કે પ્રથમથી જેનું કારણસૃષ્ટિમાં અસ્તિત્વ ના હોય તેનું કાર્યસૃષ્ટિમાં પણ અસ્તિત્વ નાજ હોય. આ પ્રમાણે સાંખ્યતત્ત્વવેત્તાઓને સ્વર્ગસૃષ્ટિના જડની ત્રણ દશાઓને તન્માત્રાઓ, કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોના નામથી વ્યવહરતા જોઇએ છીએ.

તન્માત્રાઓ સતતવર્તતાં પ્રકાશક કીર્ણોને દર્શાવે છે. તેમનાથી ઇન્દ્રિયોની કાર્યભૂમિરૂપ વિશ્વનો સૂક્ષ્મપક્ષ ( વિભાગ ) સચવાય છે. તેમના વડેજ આકારો જીવન વહન કરે છે. તેમાંથાજ સૌર આકાશો અને ગૃહ વિષયક મહાભૂતોમાં આકારને જાળવનારી શક્તિનો ઉદય થાય છે.

તન્માત્રાઓને કાર્યમાં પ્રવર્તાવનાર કીર્ણોરૂપ કર્મેન્દ્રિયો છે; આ પ્રમાણે તેઓ ભિન્ન ભિન્ન પ્રકારનાં સ્વરૂપોમાં યોજાય છે; સર્વે થોડાં અથવા વધારે ગૂંચવાડાવાળાં હોય છે. મહાભૌતિક પરમાણુથી માંડીને ઘણા ગુંચવાડાવાળા માનવદેહરૂપ યંત્ર પર્યંત આ પ્રમાણે કાર્ય ચાલ્યાં કરે છે.

જ્ઞાનેન્દ્રિયો જ્ઞાનનાં સાધનરૂપ કીર્ણોને દર્શાવેછે. સ્વર્ગસૃષ્ટિમાં તન્માત્રાઓ અને તેના આકારોના સંસ્કારોને તેઓ વહન કરે છે, તથા મહાભૌતિકસૃષ્ટિના આકારો અને સૌર કીરણોના પ્રતિનિધિઓદ્વારા સાંખ્યોના મન પર્યંત પહોંચે છે. તન્માત્રાઓ અને ઇન્દ્રિયોના જેટલાજ સ્વર્ગ સૃષ્ટિના વિભાગરૂપ મનસ પર્યંત આપણે શી રીતે આવી પહોચીએ છીએ ? થોડોક વિચાર ચલાવતાં સ્પષ્ટ થશે કે તન્માત્રાના પ્રદેશમાં રૂપોઘડાવા માટે

તથા તે દ્વારા મહાભૌતિક સૃષ્ટિમાં તેમ થવા માટે તન્માત્રાના જડમાં કર્મેન્દ્રિયોના આધુનવડે સંસ્કાર થતા પહેલાં રૂપનો નમુનો અસ્તિત્વમાં હોવોજ જોઇએ. આવા નમુનાઓને સંકલ્પોના નામથી વ્યવહરવામાં આવે છે: અધોપ્રદેશોમાં રૂપના વિકાસ માટે હમેશાં સુધરતા જતા સંકલ્પો પુરા પાડવાનું મનસનું કાર્ય છે. વિશ્વમાં સંકલ્પની શક્તિ સર્વને જાણીતી છે; રૂપના વિકાસમાં તેની જરૂર સર્વ કોઇ સ્વીકારે છે. શક્તિનો એક પ્રકારનો આ ચતુર્વિધ સમ્બન્ધ છે, પરંતુ એટલું સ્પષ્ટ છે કે આ કાર્યો કરનાર જડ ખરે ખરી રીતે તેનું તેજ છે. માત્ર કાર્ય પરત્વેજ ભેદ છે. એવી કયી શક્તિ હશે કે જેથી તેના તેજ જડને ત્રણ ભિન્નપ્રકારનાં સ્વરૂપો અને કાર્યો પ્રાપ્ત થાયછે ? હું અત્રે માત્ર ત્રણ વિષેજ બોલવા માગું છું. ઇન્દ્રિયોના ઉભય પ્રકારના સંગ્રહોને એકરૂપેજ ગણું છું, કારણ કે એ ઉભયેનો સાધનોરૂપ બનવાનો એક સામાન્ય ગુણ છે: તન્માત્રાઓ બાહ્યરૂપે છે, મનસ્ અંતરરૂપે છે. સાંખ્યદર્શનની પરિભાષામાં તન્માત્રાઓની પ્રકૃતિ તામસિક, ઇન્દ્રિયોની રાજસિક અને મનની સાત્વિક છે એકને ત્રણમાં ગુણિત બનાવનાર સામાન્ય શક્તિને અહંકારના નામથી વ્યવહારવામાં આવે છે; વ્યક્તિત્વના તત્વરૂપ પણ એજ છે. તન્માત્રાના પ્રદેશમાં વ્યક્તિકરણનું કાર્ય ચાલે છે. એક હમેશાં એક કરતાં અનેકમાં વિભાજીત બન્યાં જાય છે

દૃશ્ય વિશ્વનાં હું. તું અને આ એ સર્વે આ તત્વના કાર્યના પરિણામરૂપ છે. વિભાજીત બનવાનું આવું વલન શાંત બનતાં સત્વના શુદ્ધ તત્વરૂપ બુદ્ધિ, નિશ્ચયાત્મક તત્વ પ્રાપ્ત થાય છે; વિશ્વમાં અને માનવિમાં આ હોવાની ઇચ્છારૂપ છે, આને અન્ય શબ્દોમાં કહીએ તો જાણવાની ઇચ્છારૂપ કહી શકાય. સર્વ પ્રકારના વિકાસના મૂળમાં યથાર્થ રીતે આ શક્તિનો સમાવેશ થાય છે. સાંખ્યોના લિંગશરીરમાં દેહનાં સર્વ મરણો પછી રહેનાર યથાર્થ નિત્ય તત્વ આજ છે: તેજ વિકાસ ક્રમના અંતપર્યંત પણ હોય છે. અહંકારને હમેશાં બુદ્ધિના એક વિભાગરૂપે માનવામાં આવે છે, તેથી યોગ્ય રીતે કહેવા માગીએ તો તે બુદ્ધિઅહંકાર છે; અથવા આમાં પુરૂષનો ઉમેરો કરીએ તો ( સામાન્ય રીતે તેને લિંગ શરીરથી ભિન્ન ગણવામાં આવે છે ) તે પુરૂષ-બુદ્ધિ—અહંકાર અથવા આત્મા બુદ્ધિ–મનસરૂપ ત્રિવિધ તત્વ છે, તેજ માનવ બંધારણના નિત્યતત્વરૂપછે. પ્રાપ્ત માટે વિશ્વમાં ભટકવાનું તથા પ્રકૃતિક જીવનની સર્વે સંભવિત દશાઓમાં પસાર થઇને જ્ઞાન મેળવવાનું કાર્ય લિંગશરીરનું છે.

આ પ્રમાણે આપણે જોયું કે બુદ્ધ સુધીમાં આવિર્ભાવ પામેલાં સાત ઉત્પાદક તત્વોનો સમાવેશ થાય છે–બુદ્ધિ, અહંકાર અને પંચતન્માત્રાઓ; એ દરેક ક્રમવાર ઉપરિથી અધોભાગમાં અન્યને ઉપજાવે છે. આ સર્વે અંતરિક્ષલોક અને ભુવર્લોકને ઉપજાવે છે.

આ સાત ઉત્પાદક તત્વો તે સાત આદિત્યો છે; વર્તમાનમાં આને હિંદુ પુરાણવાદનું નામ આપવામાં આવે પરંતુ આપણે તેને હિંમતપૂર્વક હિંદુઓના વૈજ્ઞાનિક અને તાત્વિક ધર્મનું નામ આપીશું.

છતાં પણ માનવ વિકાસની વર્તમાન ભૂમિકાએ બુદ્ધિ અને અહંકાર વ્યાવહારિક રીતે એકજ છે. ઘણીવાર આદિત્યોની સંખ્યા પણ માત્ર છની ગણવામાં આવે છે. અનંતતામાંથી આવિર્ભાવ પામવાને લીધે અથવા પૌરાણિક ભાષામાં અનંતતારૂપ અદિતિના પુત્રો હોવાને લીધે આ દેવોને આદિત્યોના નામથી વ્યવહરવામાં આવે છે, એ લક્ષમાં લેવાનું છે; અનંતતા, અદિતિ, એ સાંખ્યોની મૂલ પ્રકૃતિને સ્થાને છે. આ આદિત્યોમાં અતિ શ્રેષ્ટ વિષ્ણુ છે—બ્રહ્માંડનો બુદ્ધિ—અહંકાર. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ કહે છેઃ—

" આદિત્યોમાં હું વિષ્ણુ છું. " સૂર્યને પણ આદિત્ય કહેવામાં આવે છે; આથીજ સૂર્યદ્વારા ઉત્પાદક શક્તિઓ રૂપ ખરા આદિત્યો પૃથ્વી ઉપર કાર્ય કરી શકે છે ભગવદ્ગીતાના પછીના વચનથીજ સ્પષ્ટ થાય છે કે સૂર્ય એક માત્ર સાધન રૂપ છે યથાર્થ આદિત્ય રૂપ નથી.

" જ્યોતિઓમાં હું રવિ અંશુમાન છું. " આદિત્યોની સંખ્યા કોઇ કોઇવાર બાર સુધી વધારવામાં આવે છે, કારણ કે દરેક આદિત્યનું દ્વિવિધ સ્વરૂપ હોય છે, રાજસિક અને તામસિક પુરૂષ અને સ્ત્રીરૂપ, શિવ અને શક્તિરૂપ, પ્રાણ અને રયિરૂપ, પ્રબલ અને નિર્બલરૂપ, ભિન્ન ભિન્ન નામથી તેમને વ્યવહારવામાં આવે છે આ બારે આદિત્યોના સં ગ્રહરૂપ સ્થૂલ સૂર્ય છે તથા તે સર્વેનાં કાર્યોને કરે છે. જે છ માસ માટે સૂર્ય ઉત્તરમાં ગતિ કરે છે તે આપણી પૃથ્વીના સબંધમાં તો છ પ્રબલ આદિત્યોને દર્શાવે છે. દક્ષિણ તરફના છ માસ નિર્બલ આદિત્યોને દર્શાવે છે. આવી દ્વિવિધ ગતિને લીધે પૃથ્વી ઉપર સૂર્યનો તાપ એક હમેશના પરિમાણરૂપ થઈ પડે તો રૂપોની કોઈ પ્રકારની ઉત્પત્તિ સંભવી શકે નહિ.

પ્રાચીન આર્યોની સર્વે કહેવાતી દંતકથાઓ, સૌરવૃત્તાંતોની ઉત્પત્તિ સૂર્યમાંથી મળી આવે છે; આ આમજ હોવું જોઇએ. છતાં પણ આવી કથાઓમાં ઉંડા વૈજ્ઞાનિક અને તાત્ત્વિક અર્થોનો સમાવેશ થતો હોય છે; વર્તમાન પુરાણવાદી હજુ આનો સ્વીકાર કરવા જેટલો પોતાનો માર્ગ સમજી શકયો નથી. પ્રકૃતિએ ઘડી કાઢેલી માનવ કેલવણીની યોજના સાથે તે બરાબર બંધ બેસતો આવે છે. પૃથ્વીની સર્વે ઉત્પાદક શક્તિયોનું પ્રથમ તો સૂર્ય માંજ મૂલ શોધવું જોઇએ, પછીથી સાંખ્યદર્શનનાં મૂલ ઉત્પાદક તત્ત્વો પર્યંત શોધ ચલાવવી જોઇએ; એક અસ્તિત્વનો સઘળો અનુભવ કરવા યોગ્ય માનવિ બનતા સુધી આમ ચાલવું જ જોઇએ. કોઈ કોઇવાર માત્ર માનવિજ પરમાત્માના હસ્તમાં એકદમ કુદકો મારવાની કલ્પના કરે છે, પરંતુ તે પોતાના પગ ઉપર ટટાર રહેવા જેટલો પણ તૈયાર હોતો નથી. પ્રકૃતિ કદાપિ કુદકા મારતી નથી.

આપણે સૂર્યનો સંયમ સાધવો જોઇએ, એવો ઉપદેશ આપતાં પતંજલિએ કેલવણીની એક ખરી વિધિ દર્શાવી છે; પ્રકૃતિ પણ આરંભથી જ આવી વિધિને અનુસરે છે. જો આપણા શિક્ષકો સાદામાં સાદા પ્રાકૃતિક દેખાવથી શી રીતે આરંભ કરવો એટલું જાણતા હોય તથા પછીથી પતંજલિના દર્શનદ્વારા પરમ તત્ત્વપર્યંત લઈ જતા હોય તો વર્તમાનમાં પણ આપણે સરખામણીમાં કેટલા ટુંકા સમયમાં કેટલું બધું શિખી શકીએ.

પ્રાચીનોના પુરાણવાદનો ખુલાસો કરવાને ઘણા વાદ પ્રચારમાં આવ્યા છે. કેટલીક કોએ તેને સ્વાર્થી મનુષ્યોએ ઉપજાવી કાઢેલી કલ્પનાની છાપ લગાવી દીધી છે; પોતાના સ્વાર્થી હેતુઓ પામવાના ઉદ્દેશથી દુનિયાને છેતરવા અને મૂર્ખ બનાવવા માટે તેમણે તેનો પ્રચાર કર્યો છે, એમ તેમનું કહેવું છે. આવા વર્ગમાં હમેશાં એવાં માનવિઓનો સમાવેશ થાય છે કે જેઓ આ વિષય વિષે વિચાર કરી શકતાં નથી અથવા કરવાની દરકાર વાળાં નથી; તેમનું એમ માનવું હોય છે, કે દુનિયા સર્વ પ્રકારના મતોમાં સહજમાં ભોળવાઇ જાય એવા મૂર્ખાઓથી જ ભરેલી છે; ખાસ કરીને તેઓ પોતાને તો આમાંથી માન ભરી રીતે અલગ ગણે છે.

વળી અન્ય કેટલાકે આમ કહ્યું છે અને કહે છે કે,"દેવોની શક્તિની અને સર્વજ્ઞતાની, તથા સારાને બદલો આપવાની અને નઠારાને શિક્ષા કરવાની વાર્તાઓ ડાહ્યા પુરુષોએ વિવિધ જાતિઓમાં નિયમ અને ક્રમ ચલાવવા માટે યોજી કાઢી છે; એટલું તો માની લેવાનું જ રાખ્યું છે, કે દેવોનાં વિશ્વમાન્ય વર્ણનો મૂર્ખ કવિઓની યોજના રૂપ હતાં."

"સ્થૂલ, જડ (વળી કહેવાતી રૂપક) શાલાના અભ્યાસીઓ સમજાવે છે, કે પુરાણ કથાઓમાં પ્રકૃતિના બનાવોના ખુલાસાઓનો સમાવેશ થાય છે; અથવા તેમાં પ્રાકૃતિક બનાવો વિષેની અમુક ભાવનાઓને ખાસ શબ્દ જાલમાં ગૂંથવી નાખવામાં આવી હોય છે; તેમને યથાર્થ રીતે સમજતાં તેમાંથી છૂપાયલું જ્ઞાન પ્રકાશી નીકળે છે....... આપણા સમય પર્યંતના બીજા કેટલાક, ગ્રીસની પુરાણ ભાવનામાં છૂપાયલી ખગોળ વિદ્યા અથવા બીજી કોઈ સ્થૂલ વિદ્યા શોધવાના પ્રયત્નમાં લાગી ગયા છે. ક્રુઝરને આશાલાના વિચાર ધરાવનાર તરીકે ગણી શકાય; પ્રાચીનોની પુરાણભાવના વિષેનું તેમનું પુસ્તક એટલું સાબીત કરવા લખાયું છે, કે 'પૂર્વમાં જન્મેલા અથવા શિખેલા સાધુઓએ ગ્રીસની પુરાણ ભાવના યોજી કાઢી છે; ગ્રીસની અર્ધ-જંગલી જાતોને ઉચ્ચ શિષ્ટાચારમાં સ્થાપવાની તથા ઈશ્વરના વિશેષ શુદ્ધ જ્ઞાનની તેમને ઝાંખી કરાવવાની તેમની મરજી હતી. ક્રુઝરના કહેવા પ્રમાણે પુરાણ ભાવનાની અલંકારિકભાષામાં ગુપ્તજ્ઞાન અને એકેશ્વરવાદના ધર્મને છૂપાવવામાં આવ્યાં હતાં; આ ભાષા સાધારણ લોકથી સમજી શકાતી નહતી પરંતુ સાધુઓ તેને સારી રીતે સમજી શકતા હતા, પુરાણભાવનાનો વિચારવંત અભ્યાસી હજુ પણ આવી ભાષાનો ખુલાસો કરી શકે." (મેક્સમુલર.)

"ત્રીજી અથવા યૂમીરસના નામ સાથે જોડાયલી ઐતિહાસિકશાલા દેવોને, મૂળમાં થઈ ગયેલા રાજાઓ અને અધિકારીઓ રૂપે, મહા યોદ્ધાઓ, ઋષિઓ અથવા માનવ જાતના ઉપકારકો રૂપે દર્શાવે છે; આવા લોકો જીવનમાં પોતાના જાતિ બાંધવોની પાર વધેલા હોવાથી, મરણ પછી ધીમે ધીમે દેવો રૂપે ગણાવા લાગ્યા." તારતમ્યાત્મક પુરાણ ભાવનાની વર્તમાન શાલા માને છે, કે સર્વે પુરાણ કથાઓની સ્થૂલ ઉત્પત્તિ હોય છે; તેઓ લોકને ઉચ્ચ શિષ્ટાચારમાં સ્થાપવાના, કેળવવાના ઉદ્દેશથી જ્ઞાનીસાધુઓએ બનાવેલાં એકાદ મનનાં ધારેલાં પરિણામ રૂપ નથી, પરંતુ સામાજીક મનની ન ધારેલી વૃદ્ધિના પિર.

સૂર્ય રૂપ છે. આ શાખા દરેક પુરાણકથાની સાર ઉત્પત્તિ શોધી કાઢવાનો પ્રયત્ન ચલાવે છે તથા ખરી રીતે માને છે, કે સર્વ દેવો ભિન્ન ભિન્ન નામોમાં સૂર્યનેજ દર્શાવે છે; આ નામો ધીમે ધીમે સ્થૂલ સૂર્યને લાગતાં બંધ પડતાં તેને ઇશ્વરની પદવીએ ચઢવવામાં આવ્યાં છે, તથા તેથી તે સર્વ જુદા જુદા દેવો રૂપે મનાવા લાગ્યા છે. " મારા ધારવા પ્રમાણે " પ્રો. મેક્ષમુલર કહે છે. " ક્યાંથી અને ક્યાં તે કોઇ ના જાણે તેમ આવતી અને જતી, કદાપિ નિષ્ફલ ના નિવડતી, કદાપિ ના કરમાતી, મરણ શરણ ના થતી, નિર્બલ અને વિનાશ શરણ થતી માનવજાતિ સાથે સરખાવતાં અમર ગણાતી પ્રકાશિત શક્તિયો પ્રત્યે આર્ય કુટુમ્બના પ્રપિતાઓ આશ્ચર્યપૂર્વક તાકી રહેવામાંથી દિવ્ય શક્તિઓના વિચારનો ઉદય થયો છે."

તારતમ્યાત્મક અભ્યાસ ચલાવનાર પુરાણવાદીઓનો એક અન્ય વર્ગ, પુરાણ કથાઓની ઉત્પત્તિ અને વૃદ્ધિનો ખુલાસો કરવામાં સૂર્ય કરતાં તોફાન, ગર્જના, વિદ્યુત ઇત્યાદિ જેવા પ્રાકૃતિક બનાવોને આગળ પડતું સ્થાન આપે છે.

એમ દર્શાવવામાં આવ્યું છે અને તે પણ ઘણી બુદ્ધિપૂર્વક, કે આમાનો કોઇ પણ વાદ દુનિયાની સર્વ પુરાણકથાઓનો ખુલાસો આપી શકતો નથી. દૃષ્ટાંત તરીકે નૈતિક વાદ વડે દેવોના ગણવામાં આવતા અનેક ભ્રષ્ટાચારોનો શી રીતે ખુલાસો થઇ શકશે! દાખલા તરીકે કૃષ્ણ અને સુભદ્રાના સગોત્ર સંબંધની, બ્રહ્મા અને તેની પુત્રી દેવી સરસ્વતીની, અથવા ઇન્દ્રદેવ અને ગૌતમઋષિપત્નીની અથવા સ્વર્ગ સામ્રાજ્યમાં પૂર્વગામી ઇન્દ્રની પત્ની પ્રત્યેની નહુષની માગણીઓની નાદાની ભરી વાતોનો શી રીતે ખુલાસો કરી શકાય?

યૂમીરસના ઐતિહાસિક વાદમાં પણ અનેક વિરોધ દર્શાવી શકાય એમ છે મરી ગયેલા મહા પુરુષો પ્રત્યેનું દેવત્વારોપણ વિશેષ નહિ તો દેવત્વની ભાવનાનું અસ્તિત્વ પ્રથમથીજ કબુલ કરી લે છે. કારણ કે જીવનમાં અન્ય લોકમાંથી દેવો માનવ જાતને અસર કરી શકે છે, એવી ભાવનાના જન્મનો ખુલાસો અન્ય રીતે થઇ શકવો અસંભવિત છે. દિવસ અને રાત્રીના દેવરૂપ મિત્ર અને વરુણરૂપ દ્વિવિધ દેવોની ભાવનાનો આપણે શી રીતે ખુલાસો કરી શકીએ. આ વાદ પ્રમાણે આપણે નદીઓ અને પર્વતોના, પવન, અગ્નિ અને પાણીના દેવો અને દેવીઓનો શી રીતે ખુલાસો કરી શકીએ. ભૂતકાલમાં પવન અને અગ્નિના પણ માનવ રાજાઓ નીમવામાં આવતા હતા અથવા દરેક નદીના કીનારા ઉપર એક અથવા અન્ય સમયે સમર્થ સત્તાવાળી સ્ત્રી રાજ્ય ચલાવતી હતી, અને ભૂતકાલમાં મરી ગયેલી આવી મહાન્ સ્ત્રીઓમાંથી નદીના દેવીઓની ભાવનાનો ઉદય થયો છે, એમ માનવું એ માનવબુદ્ધિ માટે અત્યંત હદપારનું ગણાશે! હવે આપણે સ્થૂલ જડવાદ વિષે વિચાર કરવાનો છે. રૂપકવાદના બાહ્ય વિચારનો એટલો સ્વીકાર થઇ શકે, કે આ પુરાણકથાઓમાં વૈજ્ઞાનિક બનાવોના ખુલાસાનો સમાવેશ થાય છે. પરંતુ આ વાદને આધારે પુરાણકથાઓની ઉત્પત્તિનો ખુલાસો શોધવો તદ્દન અસંભવિત થઇ પડે છે. માત્ર ગ્રીસની પુરાણકથાઓનો અભ્યાસ ચલાવનાર ક્રુઝર પ્રથમ તારતમ્યાત્મક પુરાણવાદના અ-

બ્યાસના પ્રકાશમાં તેમનો એવી રીતે ખુલાસા આપતો કે તે સ્વીકારવાજ તદ્દન અસંભવિત લાગે છે. જો ગ્રીસની પુરાણકથાઓ માટે જવાબદાર સાધુઓએ પૂર્વમાં શિક્ષણ મેળવ્યું હતું તો પૂર્વના સાધુઓને કોણે શિક્ષણ આપ્યું હતું ? શાથી તેઓ આવી પુરાણ કથાઓ ગ્રંથવામાં દોરાયા? આ વાદ પ્રત્યે એક વિશેષ બાધ એવો છે. કે આ વિદ્વાન સાધુઓ વિદ્યાનાં સાદાં તત્વો સાદી ભાષામાં શિખવી શકત, તેમને અલંકારિક ભાષામાં ગૂંચવવાની જરૂર ન હતી. એટલું કબુલ કરીએ, કે કેટલાક પ્રાચીન ઉપદેશકોએ પોતાના અશિક્ષિત શિષ્યોને વાર્તાના રૂપમાં ઉપદેશ્યું છે તેથી એમ ભાગ્યેજ કહી શકાય, કે સાધારણ કુદરતી બનાવને સમજાવવામાં પણ વાર્તાની જરૂર હતી. અગ્નિ, વાયુ, પૃથ્વી ઇત્યાદિને દેવો રૂપે વર્ણવવાની શી જરૂર છે. સાદાં સત્યો સાદી ભાષામાં સમજાવી શકાય છે, છતાં ઉચ્ચ રહસ્યોને વાર્તાના રૂપમાંજ પ્રકટાવવા લાભકારક છે. આથી એમ જણાય છે, કે આ વાદ વડે પણ સર્વ પુરાણકથાઓનો ખુલાસો થઇ શકતો નથી.

હવે એટલું આપણા લક્ષમાં છે, કે સર્વે આર્ય પ્રજાઓની પુરાણકથાઓની સામાન્ય ઉત્પત્તિ છે. એ સામાન્ય ઉત્પત્તિસ્થાન કયું છે, એટલોજ પ્રશ્ન છે. સ્થૂલવાદની વર્તમાન શાલાનું એમ માનવું છે કે, જુના જમાનાના આપણા પ્રપિતાઓએ પ્રકૃતિના બનાવોનું અવલોકન કર્યું તથા તેનું તેમની ભાષામાં વર્ણન કર્યું, તેને હવે આપણે કાવ્યમય કહીએ છીએ પરંતુ તે સમયે તો તે તદ્દન સ્વાભાવીક હતી. સમય જતાં આવા સાદા પ્રાકૃતિક બનાવોને વર્ણવવામાં વપરાતા શબ્દો અને વાકયો જ યાદ રાખવામાં આવ્યાં હતાં, મૂલમાં તેમના વડે પ્રકૃતિક બનાવોનો જે સંબંધ સૂચવાતો હતો તે વિસારે પાડવામાં આવ્યો હતો અને તેથી એમ ધારવામાં આવતું હતું કે ઉચ્ચ શક્તિઓને જગાડવામાં આવતા કેટલાક શબ્દો અને વાકયોને દેવત્વ અર્પાતું, એમ કહેવાય છે. આવા બનાવોના વર્ણનમા વાપરવામાં આવેલી મૂલ ભાષા જોઇએ તેવી બરોબર ન હતી કારણ કે શિષ્ટાચારના આરંભકાલમાં માનવિઓ પોતાની જાતનેજ દરેક પ્રાકૃતિક બનાવનું માપ બનાવતા તથા દરેક પદાર્થનું જાણે કે પોતાના જેવીજ ચેતના શક્તિવાળો હોય તેવું વર્ણન ચલાવતાં. આશક પોતાની માશુક પાછળ દોડે તેમ સૂર્ય ઉષાને અનુસરતો. પોતાના આશકના આગમનથી ઉષા નાશી જતી, જેમ જેમ તે પાસે આવતો જતો અને તેને સ્પર્શવાની તૈયારીમાં હતો તેવામાં તે મરણ પામતી. સૂર્ય અને ઉષાને પ્રાચીન નામો મળતાં સૌાર દેખાવનું એક સાધારણ વર્ણન બનતું હતું. પરંતુ સમય જતાં એ નામો સૂર્ય અને ઉષાને લાગવાની બાબત વિસરી જવામાં આવી અને એ નામો દેવ અને દેવીની સંજ્ઞાને પામ્યાં. સૂર્ય અને ઉષા ઉભયને મૂલ માનવ જાત પોતાના જેવાંજ ચેતનાવાળાં સાધનો જાણે છે. પરંતુ સમય જતાં તેમણે પ્રકૃતિની વિશેષ નિરસભાવના મહવાનો આરંભ કર્યો અને તેથી જેમ એક આશક માશુકને અનુસરે તેમ સૂર્ય ઉષાને અનુસરવાની ભાવનાનો ત્યાગ કરવા લાગ્યા. તેથીજ દૈવત્વભાવનારોપણ ચાલવા માંડ્યું.

સૌરવાદમાં પણ એવો વાંધો લેવામાં આવે છે, કે અનેક વિચિત્ર અને ભયંકર પુરાણ કથાઓનો તેનાથી ખુલાસો થઇ શકતો નથી તેમજ સૃષ્ટિની ઉત્પત્તિ વિષે કહેવાયલી અનેક વાર્તાઓનો તથા મરણ પછીની દશાઓનો પણ તેનાથી ખુલાસો આપી શકાતો નથી. આ ઉપરાંત મને લાગે છે, પુરાણ કે કથાઓ

તી વૃદ્ધિને સંભવિત બતાવે એવી આપણા પ્રપિતાઓની માનસિક દશા વિષેની ધારણાઓ વિશેષ ખાત્રી લાયક નથી. મને નથી લાગતું કે આપણા પૂર્વનાપ્રપિતાઓની પેઠે સ્મૃતિ શક્તિ આપણી સાથે પણ ચેષ્ટાઓ કરશે. નિઃશંક રીતે માનવિના વર્તમાન કોષમાંથી શબ્દો દૂર પળે છે, તેમના અર્થો બદલાઈ જાય છે, તેમનાં ઉચ્ચારણ પલટાઇ જાય છે, તેમનો મૂલ અર્થ સ્વાભાવિક રીતે ભૂલી જવામાં આવે છે, પરંતુ તેમનાથી એક સમે માનવમનને દર્શાવાયલી સસ બાબતો હમેશાં રહે છે, અને જ્યાં સુધી દરરોજ માનવી સમીપ આવી બાબતો રહેશે ત્યાં સુધી, એકદમ કહેવું કે તેઓ દેવોને દર્શાવવાનો આરંભ કરે છે એ માત્ર હદપારની કલ્પનાજ છે. પછીના ઝમાનાઓમાં પ્રાચીન શબ્દોના ભોમીયાં વૃદ્ધ પુરૂષો હોય તો તેમને આપણે તેના ખરા અર્થ જાણવાની આશા રાખી શકીએ; એટલું ઇચ્છિએ, કે તેઓ નવીન જમાનાને પ્રાચીન ભુલાયલા શબ્દોનું સ્મરણ કરાવે, તથા સાથેજ તેમના યથાર્થ અર્થ સમજાવતા જાય.

પ્રાચીનલોકના પુરાણકથાના યોજકો વર્તમાન શાલાના મહાન્ પંડિતો હતા, ઘણા સમયથી ભૂલી જવાયલાં શબ્દો અને વાક્યોને પુનઃસમજાવવાનો તેમણે એક સમયે પ્રયત્ન કર્યો હતો; એ શબ્દો અને વાક્યોનો સર્વ પ્રકારનો ભાવ જીવતાં પ્રાણીઓનાં મનમાંથી ખસી ગયો હતો, તથાપિ ગમે તે રીતે તેમના ઉચ્ચારને સ્મરી રાખવામાં આવ્યા હતા, એમ ના ધારીએ તો સૌરવાદના ઉત્પત્તિ વિભાગનેજ એક પુરાણ કથારૂપે સ્વીકારવો પડશે. પ્રાચીન હિંદના બ્રાહ્મણો મંત્રોના કેટલાક શબ્દોના કોઈવાર થતા હોય તે કરતાં કોઈ બીજાજ પ્રકારના અર્થ કરી બતાવે છે, એથી માત્ર એટલુંજ દર્શાવાય છે, કે આ શબ્દોના પ્રાચીન અર્થો પણ જાણવામાં હતા. કદાચ સાધારણ લોકને તે વિસારે પડ્યા હતા. વિશેષ સંભવિત અને હિંદુ દંત કથાને મળતી આવતી વાત તો એમ છે, કે સાધારણ લોક આવા અર્થ કદાપિ જાણતા નહતા, તેમને તે આરંભથીજ વારંવાર શિખવવામાં આવતા. આ વાતની આપણે આગળ ઉપર વિસ્તારથી ચર્ચા ચલાવવી પડશે. હાલ તો આપણે સૌરવાદની ચર્ચા ચલાવીશું. પુરાણ કથા યોજનારાઓ, તારતમ્યાત્મક ભાષાશાસ્ત્રીઓ અને પુરાણવાદીઓ નમુના પ્રમાણે એકાદ શાલામાં જોડાયલા હતા, એવું દર્શાવવાનો કોઈ પ્રકારનો પૂરાવો નથી. આવી એકાદ શાલાના અભાવમાં આપણે એમ ધારવું પડશે, કે સામાન્ય લોકને શબ્દો અને વાક્યો સ્મૃતિમાં હતાં, પરંતુ તેમણે તેના મૂલ અર્થનું ભાન ગૂમાવ્યું હતું. શબ્દોથી મૂલરૂપે સૂચવાતી પ્રકૃતિની સત્ય બાબતો હમેશાં લોકના સમક્ષ હોવા છતાં સ્મૃતિશક્તિ શા રીતે આમ વર્તિ શકે એ સમજવું અગમ્ય છે. ઘણા સમયથી ભૂલી જવાયલી બાબતોને, તેમની સાથે સંબંધ ધરાવતું કંઇક આપણા સમક્ષ ખડું થતાં, યાદ લાવવામાં સ્મૃતિ શક્તિ આપણને મદદ કરે છે. સ્મૃતિ શક્તિ અથવા અન્ય કોઈ માનસિક શક્તિ, તેના સમક્ષ હમેશાં હોય એવી બાબતોને અને સંબંધોને સ્મૃતિમાંથી દૂર કરે છે, એમ કોઇ કાલે કહેવામાં આવ્યું નથી.

(આગળ ચાલુ)

રામપ્રસાદ.

R. No. B. 764.

આદ્યદ્રષ્ટા.
શ્રી [illegible] પ્રતાપી.
[illegible] મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

એમ. એ. એલ. એલ. બી.
[illegible]
તન્ત્રી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" સત્યંપરંધીમહિ"—ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૮. ] (માસિક) [ સં. ૧૯૭૯. ]

અનુક્રમણિકા.



અમદાવાદ-યુનાયન પ્રિન્ટિંગ પ્રેસ લિમિટેડ.

સ્થાપક.
શ્રી અહમદાબાદ પ્રવાસી.
મર્હુમ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
અધ્યાપક આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि "—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૮. ] (માસિક) [ મે ૧૯૦૯. ]

## सांमत आर्य श्रुति.

અથવા

## હાલનું સંભાષણ.

(મળેલું)

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૩૩૦ થી. )

શ્લોક.

ભૂલી જા તું સ્વરૂપ તુંને, દેશ કાળ વિચારમાં;
સ્નેહ સિન્ધુ પ્રપાતે આ, ભવાબ્ધિ બીજ વામતાં. ૧૫૪

વસંત તિલકા.

વામી વિસારી ભવબિજ હું તું હમેશાં, સુખે ન ફૂલી દુઃખમાં કદી ના ડરંતાં;
છાંડી પ્રપંચ રમતાં ફરતાં કૃતિમાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૫૫

યુગો અનેક અહીં જ્યાં પળ ગૈ થયા ત્યાં, આ વર્ષ માસ દિવસોની વિસાત શી હાં;
માટે સહુ વિષમતા ગણી ઉર સુધા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૫૬

દેવેન્દ્ર દેવદનું માનવ કીટ આદિ, યોની અપાર જનમી જગ સર્વ આવી;
જાશે જતા ગયલ એ જગ જોઇ લીલા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૫૭

આ ખેલ સર્વ જગનો જગ છે સમાતો, ત્હેમાં ન ત્હૂંય તુજમાં કદી તે ન થાતો;
વિખે રહ્યું પીયૂષ એ પ્રીતિ સાથ પીતાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૫૮

સૌ શ્રી કળા ક્ષણિક આ જગની વિચારી, ઉદાર થા દીન જનો દુઃખ દેખી દાઠી;
એ પ્યાર સાર ધરમે ધસી જા વહી-જા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૫૯

ત્હારૂં ન કાય સહુનું તુજ પાસ જાણી, આ દેહ ગેહ મમતા જૂઠ જાળ ત્યાગી;
પ્રેમાર્દ્રતા સદયતા ભરી ઉર ભીના, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૦

કર્તવ્ય પૂર્ણ તુજ વેશ અવેશ ગાળી, ગુમાવ્યના અલભ્ય આ શુભ કાળ આંહીં;
સૌ ભૂત હેતુ હૃદયે ધરી હેત પીજા; આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૧

જો ત્હું ન કાંય તુજ એકજ માટ જાણી, લે ત્હું ન કાંય તુજે એકજ માટ માની;
જોયું લીધું જિવન સૌ સુખમાં લઇ જા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૨

આ સૂત્રધાર સહુનો રસ બીજ ક્યારો, ત્હૂંમાં બધે હૃદયમાં વસતો રસાળો;
ઝાંખી સદા મનનમાં મનથી તરી જા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૩

આવ્યું સમીપ કર્ય કાર્ય ઉમંગ ધારી, ત્યાં શુભ કે અશુભ ના કર્ય તર્ક કાંઈ;
ત્હારી ખરી ફરજ ત્હું બજવી સરી જા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૪

શુભાશુભે કુશળ ના ગણ્ય કાર્ય ત્હારૂં, એ આત્મ વીર્ય બળ તેજ ભુંજાવનારૂં;
જાણી સદા જિવનમાં કરી કાર્ય સીધાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૫

કાર્યે રહ્યો વિજય જો કદી ના મળે તો, ત્હું હર્ષ શોક તજીને ધરી જ્ઞાન દીવો;
લે આત્મ ભૂલ સમજી સમજે ન્હડી ત્યાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૬

ધીરો બની ધીરજથી ફળ સર્વ લેજે, ના ભીરુતા અધીરતા પર ચિત્ત દેજે;
ત્હું વીર વીર ધરમે રળતાં રતિમાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૭

ઉદ્યોગી થા ન કર્ય આળસ કામ કાંઇ, સુયોગી થા સરલતા ભરી ઉર માંહી;
સ્નેહાભિધા શરણમાં રમી નિત્ય વીરા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૮

નીતિ ન ત્યાગ્ય નીતિને નવ રાખ્ય સકી, ભોગે વિકાસ્ય ઉર સાંકડ ભોગ ચૂકી;
માયાળુ યે મમત સંશય તોડી કિલ્લા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૬૯

સૌ છીટતા વિશુધતા મનની કરેલી, ના ઇંશ ઉર જનમી અહીં તે વસેલી;
એ જોઇ ભૂલી ઉર ભેદ ભરેલ પીડા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૦

ધર્માન્ધતા વિરુધતા ઉરથી ખસેડી, ત્હું સત્ય દિન રમતો રહી ભેદ ફેડી;
દેશોદયે દિલ લગાવ્યા પ્રકાસ્ય દીવા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૧

સ્વતંત્ર તંત્ર જગનો જગમાં રમાડી, પ્રાણારપી-સરવનું-સુખ શોધ્ય દાડી;
તું સ્વાર્થ કાજ જિવવું કદી ના ગણી આ, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૨
વિદ્યા ખરી વિનયની ભણતાં ભણાવી, દિક્ષા ખરી પ્રણયની ધરતાં ધરાવી;
તું દેશ કાળ ઉરમાં કર્ય ઐક્ય ચીલા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૩
ના ઢોંગ કે કુટીલતા દિલમાં જવા દે, ના ક્યાંય પંથ પળતાં ભીરુતા થવા દે;
સત્યાવગાહી સત ધૈર્ય ગુણે ઝુલી જા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૪
દાંપત્ય પ્રેમ તુજનો સહુનો સુધારી, સુધાર્ય દેશ તનયો સમયાવબોધી;
ત્યાં કાળ ધર્મ કથતાં મૂકતાં કૃતિમાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૫
મોક્ષાભિલાષ કરતાં કરો મોક્ષ ત્હારાં, દુષ્ટાભિલાષ રુદી કાર્ય અનર્થવાળાં;
સૌ ધર્મ સાર સમમાં ધર્યો ઉર ધીરા. આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૬
વીરો મહાન જગ હિત હદે ધરેલા. દેવો સમાન ફરતા અહીં જે વસેલા;
ત્હેને તું પૂજ્ય પૂજતાં લઇ ગુણ ત્હેવા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૭
સ્વદેશ દેશ હિતમાં ગણી હિત ત્હારૂં, ઉરે તું માન્ય સુજનુ સહુ દેશ સારૂ;
એ રાષ્ટ્ર મન્ત્ર યશ અંજલી સથ પીતાં, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૮
કાળે રહ્યાં સુખ દુઃખો સહી પ્રેમ ગાતાં, દીપાવ્ય દેશ બીજ વીર્ય તું શૌર્ય પાતાં;
સુણી પછી જય ભરી પ્રિય દેવ ગીરા, આનન્દ પંકજ રસિક રસે ગળી જા. ૧૭૯

શ્લોક.

સુણી સૌ આ સાર ગીતા, દિવ્ય નયને જો ઠરી;
વ્યષ્ટિમાં સમષ્ટિ છે કે, સમષ્ટિમાં વ્યષ્ટિ રહી ! ? ૧૮૦*

મંદાક્રાંતા

વ્હાલા પંથિ ! પ્રતીચી દિશના એ રુડા ગાન માંહિ,
વ્યષ્ટિ કેરા વિમળ ધરમો ગુંજતા સર્વ કાળે;
પ્રેમે પૂજી નિત નયનદા શિક્ષણે બાળકોનાં,
ઉરો સાથે ગુંથન કરતાં થાય સૌ રમ્ય વાનાં. ૧૮૧
હા દેવી ! તું ઔષધ ઉરનું એ રુડું ગંગવારિ,
પીવાડયે સૌ પુનિત બનીને દેવ રૂપે વિરાજી;
પ્રૌઢા પૂરા વીર હૃદયના વીર્યને ઉર ઝીલી,
શ્રદ્ધાવંતા અમર વિજયી થાય એ સત્ય વાણી. ૧૮૨

(આગળ ચાલુ.)

"એક ગુર્જર આર્ય પુત્ર."

* ૧૫૪ થી ૧૮૦ સુધીની કડીઓ વસન્ત પુ. ૯ અંક ૯ માં 'આત્મ રસાવબોધ' એ મથાળાથી છપાયલ છે; છતાં આ આખો લેખ સુદર્શનના વાચકને યથાસ્થિત સમજવા ખાતર અહીં ફરી છપાવવી થયલ છે. "એક ગુર્જર આર્ય પુત્ર."

# आत्म प्रच्छा.

( મળેલું )

શ્લોક.

કેવલિની સમું જાતું, ચાલુ 'આજ' પ્રવાહમાં;
મહા મોંઘું આયુ ત્હેને, ઉધ્યં ના ધર્યં આંખ્ય હા!

વસંત તિલકા.

૧ ના ઉધ્ય, આંખ્ય ધર્ય, 'આજ' પ્રવાહ વેહું,
જાતું ગ્રહી સરિતના સમ આયુ ત્હારૂં;
પ્રસ્થાન પાસ ધપતું તહીં આંડવ તાળે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૨ સંચિત પૂર્વ ભવનાં સહુ ભોગવાને,
પામી રૂડું નરતનું નરનાથ પાસે;
જોડી સુહસ્ત રમવા અહીં સંચર્યો તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૩ વિદ્યા ભણ્યો ભવિષની સહુ સુખ આશે,
પૈસો રળ્યો વિભવ વેશ વધારવાને;
ત્હેમાં કહે ઉભય એ સુખ આશ ક્યારે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે!

૪ હીરા થકી અધિક આ ક્ષણ કીમ્મતી જે,
જાતાં ન ફેર મળવા વળી જ્યાં વકી છે;
ત્હેના સહુ ક્ષણ ધરી મન મોજ માંહે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે!

૫ અજ્ઞાન બાળ વયમાં કરી બાળ કેલી,
મ્હોટો થતાં વિષય વાર વિહાર છેલી;
રાચ્યો રચાવી મળથી મળ આશ ત્હેવો,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે!

૬ હું હું તણો દુઃખદ અંક નિશંક બાવે,
સતો સદા દુઃખ તજી સુખ પામવાને;

ત્હેમાં કરી નજર જો કદી સુખ-નામે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૭ ઝુલી ઝુલાવી વિષયે વૃત્તિને વસાવી,
કાલા રવે કલરવી જગ જાળ માંહી;
ગુંચાવા ચિત્ત વસતો પણ મૂઢ ! જો રે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૮ ત્હારાં સહુ તનય ને તનયા સદાનાં,
પામે નીતિ જિવન ત્હું નીતિ કાંઇ જોતાં;
એ જાણી ઉર સમજું શુભ સાંચવાને,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૯ પામ્યો અથાક ધન તો ધરી ગોખ જાળી,
દીધું સદા પરજને કરી મોજ પ્યારી;
કિંતુ ન દીધું દુઃખિયાં દ્વિજ બંધુને તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૧૦ ત્હારાં ત્હું સ્હાય કરતાં દીન બાંધવોને,
ભૂલી બહુ દૂર પડ્યાં ધનવંત ગેહે;
નીચો નમી વરસતો પણ પાસ જો રે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૧૧ છું વીર ત્હોય વીરતા તજી દેશ દાઝે,
'હુંથી શું થાય' વદતાં સરી રંક લાજે
વિદ્યા કળા વિશુધતા તજતો ત્હુંની તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૧૨ સ્વાર્થાંધ સાવ નજરે જન દેશ ત્હારાં,
ધર્માભિમાન વિખૂટાં બની આંખ્ય કાળાં;
દુઃખો ભર્યાં થયલ તે નિરખી કદી રે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૧૩ મ્હારૂં ભજી નિત નવો મન મોહ લેતાં;
ત્હારૂં કદી હૃદયથી નવ ત્યાગ જોતાં;
અધાર રૂપ જગનું તમ તાગતો તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે ?

૧૪ માટી તણું મુરખ ! લાંસ્યું સર્વ ત્હારૂં,
બંધુ સખા સખી રૂપો જગ દેખવાનો;
મ્હારાં ગણી મલપતાં મુખ મૂક્ય એ જે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૧૫ માયામયી પડળથી જગ ઝાંખવાને,
નીરે, રહ્યો મન વિનોદ મટાડવાને;
ફાંફાં મહીં દુલભ દેહ વિદેહ થાવે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૧૬ કાચે ઘડે જળ ભર્યા સમ આ રૂપાળી,
માટી તણી પૂતળી કોમળ કાય ત્હારી;
છે પ્રાણ પૂર્ણ હજુ ત્યાં ધર્ય ઉર ત્હારે;
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૧૭ વારિ વલોવી ધૃત આશ ધરી હમેશાં,
ધંધો કરી ધન રળી ધન નાશ થાતાં;
ચિંતા દવે સળગતે ઉર દોડતો તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૧૮ મ્હારૂં જ સત્ય પરનું નહિ સત્ય એવું,
મિથ્યાભિમાન ધરમે ધરી નિત્ય હીણું:
સેતો લખાવી ઉર તે લખતાં લખી લે,
ગુમાવ્યું ! કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૧૯ આયુષ્યની નિત નવી ગત મૂંઠ છોડી,
ભાવિ ભણી સરી જતે નવ ઉર જોડી;
રોયો હસ્યો બહુ ફર્યો પણ અંત જો રે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે!

૨૦ ઘાણી જુત્યા વૃષભના સમ નિત્ય જુત્યો,
વેઠી તૃષા ક્ષુધ દુઃખો ઉર આંખ્ય ફૂટ્યો;
ના હોય, આપ્ય તુજની ખુશી જો ખરી-જે,
ગુમાવ્યું કે જિવન આ કંઈ મેળવ્યું છે?

૨૧ 'આપ્યું ન આપ્યું મુજને' મન એમ રોજે,
ઓછું ગણી તલખતો જઈ લોભ સોડે;

ઉધારીં ઉર ભજવો હરિ રાખતો તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૨૨ પામ્યો સહુ પૂરણુ અંગ ને એક ઊણું,
ત્હોયે ગણી નિત નવું તુજ ઉર ઊણું;
દોડી ઉભી ટળવળ્યે નવ થાક તો તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૨૩ જાતાં સનેહીં તુજનાં તુજને જવું છે,
ના હામ એક નિતને અહીં ઠેરવું છે;
એ જાણતો પણ ભૂલી ભમતો હજુ તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેઝ્યું છે?

૨૪ તું કોણ? ક્યાંથી? કહીં? ને કહીં છે જવાનો?
એ ભૂલી ઉર વગદાં અહીં વીણવાનો;
લીધો કુમાર્ગ ભય ત્રાસ જહાં વસે તે,
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે?

૨૫ ત્હારાં હીણું કરમને ખત ખોટ્ય માંડી,
મ્હારૂં સહુ હરિતણું કરીં ઉર બાંકી;
રે રે હજુ કંઇ રહ્યું વય ત્યાં વિચારે!
ગુમાવ્યું કે જિવન આ કંઇ મેળવ્યું છે!

શ્લોક.

ગુમાવ્યું કે મેળવ્યું એ, હજુ કાંઇ વિચારતાં;
ઉદય વ્હેલો ઉદ્યમી થા, હું તજી હુંમય થવા!

કહાનં ચંદુ ગાંધી.

# ગોપી સંદેશ.

(મળેલું)

૧

આમ ઘટે રીસાવું ન હમને, રે છોગાળા,
કીડી માથે કટક શું અમને? રે રૂપાળા! ટેક.

હોય કદી કંઇ ભૂલ્ય થઇ તો, તે ખતવી સહુ પ્યારા! –
જીવ જીવાડન પ્રેમી સુધારો, પણ ન થઇ આમ ન્યારા. રે છોગાળા.

પ્રેમી તજ્યે નહિ પ્રેમ તજાશે, ઉંડા અંતર પેશો;
જાણો છતાં શીદ અજાણ થઇને, નાહક દુઃખડાં વેહો. રે છોગાળા.

પ્રેમ અધૂરે પ્રેમ મધુરે, દૂર થવાથી સ્વામી!
એક ઘડી ના ઉરથી અળગી, વીતેલ વાત થવાની. રે છોગાળા.

સ્નેહ કરી ના સ્નેહી રીબાવો, શ્રીવર! શ્રીવર! સ્વામી!
પ્રેમ પરાયણ પ્રાણ પ્રેમીના, રીઝવો પ્રેમ પીવાડી. રે છોગાળા.

જે અમ આહીર ઘેર જોવાયું, તે નહિ મ્હેલમાં જોશો;
મિથ્યા શ્વાનવૃત્તિ શ્યામ! સંતોષ્યે, સત્ય ગુમાવતાં રોશો. રે છોગાળા.

રોશો શ્રીવર! સત્ય એ, કદી ન બીજું થાય;
પણ જો ચેતો તોઃહજુ, પડે ન રોવું કાંય!

"વ્રજ વિહારી."

---

# उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति.

(મળેલું)

## પ્રકરણ ૫.

(અનુસંધાન ગતાંકથી.)

ઉપર કહેલા સર્વ ખંડોમાં ભરતખંડજ કર્મ કરવાનું ક્ષેત્ર ગણાય છે; અને બીજા આઠ ખંડો દેવતાઓને ભોગવતાં બાકી રહેલાં પુણ્યો ભોગવવાનાં સ્થાનો અને પૃથ્વીનાં સ્વર્ગ કહેવાય છે. ત્રીજા પ્રકરણમાં કહ્યું છે તે પ્રમાણે તે તે ખંડોમાં વસનારા જીવો

જે જે કર્મ કરે છે, તેનું અપૂર્વ પરિણામ આવતું નથી, અને તેથી જ તેઓ પુણ્ય ભૂમિ કહેવાય છે. આ આઠ ખંડમાં મનુષ્યની ગણતરી પ્રમાણે લોકોનું આયુષ્ય દશ દશ હજાર વર્ષનું હોય છે. તેઓનાં શરીરો વજ્રના જેવાં મજબૂત હોવાથી, તેઓનું બળ દશ હજાર હાથીઓના જેટલું હોય છે. અને તેઓ દેવો સરખાં વિલાસયુક્ત અનેક યથેચ્છ સુખો ભોગવે છે. કિંપુરુષમાં યક્ષ, રાક્ષસ, પિશાચ, પ્રેત અને ભૂતાદિ સત્ત્વોનાં જુદાં જુદાં સ્થાનો આવ્યાં છે. તે ખંડનો અધિષ્ઠાતાદેવ રામચંદ્રજી છે. તેઓના પરમભક્ત હનૂમાનજી નિરંતર તે ખંડમાં રહીને રામ અને સીતાનું ભજન કર્યા કરે છે. હરિવર્ષમાં ગંધર્વો, અપ્સરાઓ, સિદ્ધો, ચારણો અને વિદ્યાધરાદિ દેવો વસે છે. પરમભક્ત પ્રહ્લાદજી આ ખંડમાં ભગવાનના નૃસિંહ સ્વરૂપનું ધ્યાન ધરતા કાળક્ષેપ કરે છે. ઇલાવૃત્તના અધિદેવ શંકર છે. તે ખંડમાં સઘળી સ્ત્રીઓ જ વસે છે. ભગવાન્ મહા પુરુષ પોતાના વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર સ્વરૂપવડે આ ખંડમાં રહે છે. ભદ્રાશ્વખંડના અધિદેવ હયગ્રીવ છે. આ ખડમાં ધર્મપુત્ર ભદ્રશ્રવા નારાયણના હયગ્રીવ સ્વરૂપનું ભજન કરતા નિરંતર વસે છે. કેતુમાલમાં ૧૮૦૦૦ અહર્દેવો અને ૧૮૦૦૦ રાત્રી દેવતા વસે છે. તે ખંડના અધિદેવ પ્રદ્યુમ્ન અથવા કામદેવ છે. રમ્યકખડમાં મનુ મહારાજને નાવમાં બેસારી તેઓનું રક્ષણ કરનાર ભગવાનનો મત્સ્યાવતાર થયો હતો, એમ કહેવાય છે. હિરણ્મયમાં પિતૃઓના દેવતા અર્યમા વસે છે. ભગવાન્ નારાયણનો કચ્છાવતાર આ ખડમાં થયો હતો. નવમા ઉત્તર કુરૂખંડમાં ભગવાનનો વરાહાવતાર થયો હતો, જેઓએ રસાતળમાંથી પૃથ્વીને દાઢ ઉપર ચઢાવીને બહાર કાઢી હતી. પૃથ્વી દેવતા આ ખંડમાં રહે છે. *

ઉત્તર કુરૂએ જંબૂદ્વીપની મર્યાદા પૂર્ણ થાય છે. તેની આસપાસ જે આકાશીય મહા સાગર આવેલ છે, તેનો વિસ્તાર ૧૫૦૦૦૦ યોજન અથવા ૧૨૦૦૦૦૦ માઇલ છે. તેની ઉપર બીજો પ્લક્ષદ્વીપ આવેલો છે. પ્લક્ષાદિ પાંચ દ્વીપોના જીવો દેવો સમાન દેખાય છે, અને તેઓની ઉત્પત્તિ દેવોના જેવી છે. તેઓનાં આયુષ્ય, વીર્ય, બળ અને બુદ્ધિ જન્મ સાધ્ય છે, કર્માનુસારી નથી. પ્રાયશઃ તેઓની આયુર્મર્યાદા એક હજાર વર્ષની હોય છે, પ્લક્ષના અધિદેવ સૂર્ય અને તેની આસપાસ ઇક્ષુરસનો સાગર આવેલો છે. શાલ્મલીના અધિદેવચંદ્ર અને તેની આસપાસ મદિરાનો સમુદ્ર છે. કુશના અધિદેવ અગ્નિ અને તેની આસપાસ ઘીનો સમુદ્ર છે. ક્રૌંચનો અધિદેવ-વરૂણ અને તેની આસપાસ દહિંનો સમુદ્ર છે. છઠ્ઠા શાક દ્વીપના અધિષ્ઠાતા વાયુદેવ છે અને તેની આસપાસ દુધનો મહાસાગર આવેલો છે. સાતમો પુષ્કરદ્વીપ છે, તેનો અધિષ્ઠાતા બ્રહ્મદેવ છે, તે દ્વીપની મધ્યમાં પૂર્વ પશ્ચિમ માનસોત્તર પર્વત આવલો છે.

કેવળ અગ્નિ હોત્રાદિક કર્મ કરનારા શાકદ્વીપ સુધી આવી શકે છે; ત્યાં પિતૃઓ રૂપે કર્મનાં ફળ ભોગવી પુનઃઆકાશાદિ માર્ગે થઈ પૃથ્વી ઉપર જન્મ ધારણ કરે છે. કર્મની સાથે દેવોનું યજન કરનારાઓ પુષ્કર દ્વીપ સુધી આવી શકે છે. તે દ્વીપમાં માનસોત્તર

* જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૭–૧૮–૧૯.

પર્વત ઉપર મધુવિદ્યામાં કહ્યા પ્રમાણે ચાર દિશાએ ઇંદ્ર, વરૂણ, યમ અને સોમની ચાર નગરીઓ આવેલી છે, મધ્યબિંદુ મેરૂ પર્વતને મસ્તકે બ્રહ્માની નગરી આવેલી છે. +

વળી કેટલાંક પુરાણો એમ પણ કહે છે કે-આ બ્રહ્મદેવની નગરી આસપાસ ઇંદ્રની અમરાવતી, અગ્નિની તેજોવતી, યમની સંયમિની, નિર્ઋતની કૃષ્ણાઙ્ગના, વરૂણની શ્રદ્ધાવતી, વાયુની ગંધવતી, કુબેરની મહોદયા અને ઇશની યશોવતી નામની આઠ લોકપાલની આઠ નગરીઓ આવેલી છે. ×

પુષ્કરદ્વીપની આસપાસ મીઠા જળનો સમુદ્ર આવેલો છે. માનસોત્તરઅને મેરૂ પર્વત વચ્ચે જેટલું અંતર છે, તેટલા જ પ્રમાણની એટલે ૧૫૭૫૦૦૦૦ યોજનની બીજી ભૂમિ મીઠા સમુદ્રની પછી આવેલી છે, જ્યાં આગળ પ્રાણીઓ પણ છે; અને તે પછી બીજી સુવર્ણની ભૂમિ આવેલી છે. તેનું માપ ૮૪૦૦૦૦૦૦ યોજનનું છે, અને તે અરીસાના તળીઆ જેવી સ્વચ્છ છે. તેમાં કંઈ પણ પદાર્થ નાંખ્યો હોય તો તે કોઇ પણ દીને પાછો હાથ આવતો નથી, તેથી દેવો વિના સર્વ પ્રાણીઓ તેનો ત્યાગ કરે છે.× સુવર્ણ ભૂમિની ઉપર લોકાલોક પર્વત આવેલો છે. એ પ્રમાણે લોકાલોક અને મેરૂ વચ્ચેનો અંતર સાડા બાર કોડ યોજનનું છે. વળી શિવતંત્રમાં કહ્યું છે કે-'સસાગર સાત દ્વીપોનું માપ ૨૩૫૦૦૦૦ યોજનનું છે; તેની પછી જે સુવર્ણ ભૂમિ આવેલી છે, તેનું માપ ૧૦ કોડ યોજનનું છે. આ ભૂમિ દેવોનું રમણસ્થાન છે, અને તેની પછી લોકાલોક પર્વત આવેલો છે.=" એ પ્રમાણે ભૂર્, ભુવર્ અને સ્વર્ગરૂપત્રિલોકીનું વર્ણન પુરાણોમાં આપેલું છે.

અચ્યુત, શુદ્ધ નિવાસ, સત્યાભ અને સંજ્ઞાસંજ્ઞી નામના દેવો વસે છે. આ લોકોના આનંદનો આપણને વિચાર પણ આવી શકતો નથી. શ્રીમદ્ ભાગવતના દ્વિતીયાધ્યાયના ૧૮ મા શ્લોકમાં કહ્યું છે કે-જનાદિ ત્રણ લોકમાં ભગવાને અનુક્રમે અમૃત (અવિનાશી સુખ), ક્ષેમ (દુ:ખ રહિત સુખ) તથા મોક્ષને રાખેલાં છે. તેની ઉપર ટીકા કરતાં શ્રીધર સ્વામી કહે છે કે ત્રિલોકીનો આનંદ ક્ષણભંગુર છે. યદ્યપિ મહર્લોક મુક્તિ માર્ગમાં આવેલો છે. તોપણ ત્યાં વસતાં જીવોને તે લોકનો કલ્પાંતે ત્યાગ કરવો પડે છે. અને તે લોકનો આનંદ અવિનાશી નથી. જનલોકમાં જીવો જેટલો કાળ વસે છે, તેટલો કાળ નિરંતર આનંદ ભોગવે છે, છતાં મહર્નિવાસીઓના દુ:ખનો કલ્પાન્તે તેઓને ભાસ થાય છે, તેથી તે આનંદ દુ:ખ મિશ્રિત કહેવાય છે. તપોલોકમાં દુ:ખનો કેવળ અભાવ છે, અને સત્યલોકમાં તો ભયનો લેશ પણ હોતો નથી. *

પૃથ્વીની નીચે સાત પાતાળો આવેલાં છે. તે પ્રત્યેક પાતાળની ઉંચાઇ તથા પોહોળાઇ દશ હજાર યોજનની છે. પૃથ્વીની ગુફા રૂપ આ સ્વર્ગોમાં ગૃહસ્થાશ્રમી એવા દૈત્યો, દાનવો તથા સર્પો સ્વર્ગ કરતાં પણ અધિક કામના, ભોગ, ઐશ્વર્ય. આનંદ તથા વિભૂતિઓવાળા હોવાથી ઘણાંજ સમૃદ્ધિવાળાં ઘરમાં, ઉદ્યાનમાં, રમણસ્થાનમાં તથા વિહારારામમાં માયાથી અનેક પ્રકારના વિનોદો કરતા વાસ કરે છે. ઇશ્વર પણ તેઓની કામના ભંગ કરી શકતા નથી; અને તેઓનાં સ્ત્રી, પુત્ર, બંધુ, સ્નેહી તથા ચાકર નફર નિત્ય આનંદમાં તથા પ્રણયરસમાં ડુબ્યા જ રહે છે. માયાવી મયદાનવે પાતાળમાં વિલાસયુક્ત ભોગ ભોગવવાને યોગ્ય ઘણી રમણીય નગરીઓ બાંધેલી છે. ત્યાં આગળ સૂર્ય વિગેરે ન હોવાને લીધે રાત્રિ દિવસ વિગેરે કાળના વિભાગોનો ભય રહેતો નથી. વળી ત્યાં આગળ મોટા મોટા નાગોના મસ્તકમણિઓ સકળ અંધકારનો નાશ કરે છે. ત્યાં વસતાં પ્રાણીઓ દિવ્યૌષધિના સેવનથી નિરંતર નિરોગી, યુવાન અને સુંદર રહે છે. તે પ્રાણીઓનું ભગવાનના સુદર્શન ચક્ર વિના બીજા કોઇથી પણ મૃત્યુ થતું નથી. અતલ નામના પેહેલા પાતાળમાં મયદાનવનો પુત્ર બલાસુર રહે છે. તેણે પાતાળમાં છન્નુ પ્રકારની માયાઓ સરજી છે. જેમાંની કેટલીક માયાઓને તો કેટલાએક હજુ સુધી ધારણ કરી રહ્યા છે. વિતલમાં પોતાના પાર્ષદ ભૂત ગણોથી વિંટાએલા ભગવાન્ હાટકેશ્વરશંકર પ્રજાપતિની રચેલી સૃષ્ટિની વૃદ્ધિ કરવા માટે પાર્વતીની સાથે જોડું થઇને રહે છે. સુતલમાં બલિરાજા રહે છે. ઇન્દ્રાદિક પાસે પણ ન હોય તેવી મહા સમૃદ્ધિવાળી લક્ષ્મી તેની પાસે છે. તેમજ ભગવાન્ જગદ્‌ગુરૂ નારાયણ તે બલિરાજાના દ્વાર પાસે હાથમાં ગદા ધારણ કરીને દ્વારપાલરૂપે ઉભા રહે છે. તલાતલમાં મયદાનવ રહે છે; જે ત્રણ નગરીઓનો અધિપતિ છે. મહેશ્વરશંકરે તે ત્રેણુ નગરીનો નાશ કરવાથી તેઓ ત્રિપુરારિ કહેવાય છે. ફરીથી તેજ શંકરની કૃપાથી મયદાનવ સુદર્શન ચક્રના ભયમાંથી મુક્ત થઇને તલાતલમાં પૂજાય છે. મહાતલમાં અનેક મસ્તકવાળા કદ્રુના પુત્ર સર્પોનું એક ક્રોધવશ નામનું મંડળ રહે છે. તેઓમાં કુહક, તક્ષક, કાલિય તથા સુષેણ વિગેરે મુખ્ય અને મોટી કાયાવાળા મહા સર્પો છે; તેઓ ભગવાનના વાહન ગરૂડથી નિત્ય ડરતા રહે છે. રસાતલમાં નિવાતકવચો, કાલેયો તથા હિરણ્યપુર વાસીઓ એમ ત્રણ વર્ગમાં

* જુઓ પૂર્ણેન્દુ નારાયણસિંહ કૃત શ્રીમદ્ ભાગવત ટિપ્પણ. પૃષ્ઠ ૧૬-૨૭-૨૮.

વેહેરાયેલા પણિની નામના દૈત્યો તથા દાનવો રહે છે. તેઓ જન્મથી જ દેવના શત્રુઓ છે. મહા બળશાળી છે તથા મહા સાહસિક છે. તોપણ ઇન્દ્રદૂતિ સરમા નામની કુતરીની મંત્રરૂપી વાણી સાંભળી તે દૈત્યો ઇન્દ્રથી ડરે છે. તેની નીચે સાતમા પાતાળમાં મોટી કાયાવાળા તથા મહા ક્રોધવાળા વાસુકિ પ્રમુખ નાગ લોકના રાજાઓ રહે છે; અને તેઓમાં શંખ, કુલિક, મહાશંખ, શ્વેત, ધનંજય, ધૃતરાષ્ટ્ર, શંખચૂડ, કંબલ, અશ્વતર તથા દેવદત્ત વિગેરે મુખ્ય નાગો ગણાય છે. તે સર્પોને પાંચ, સાત, દશ, સો તથા હજાર મસ્તકો છે, અને તેની ફેણા ઉપર રહેલા અતિ પ્રકાશવાન્ મોટા મણિઓ પોતાની કાંતિથી પાતાળમાં રહેલા અંધકારનો નાશ કરે છે. ×

પાતાળની નીચે ત્રીશ હજાર યોજન દૂર અનંત એવા શેષનાગ ભગવાનનો તમો ગુણી અવતાર કહેવાય છે. તેઓ અહંકારના અધિષ્ઠાતા હોવાથી, દેહ અને આત્માનો સંબંધ કરનારા છે; તેથી પંચરાત્રમાં તેઓનું સંકર્ષણ નામ આપેલું છે. તે અનંત મૂર્તિવાળા તથા હજાર મસ્તકવાળા ભગવાન્ શેષ નાગના એક મસ્તક ઉપર રહેલું આ ભુવનસર્ષપના દાણા જેવડું દેખાય છે. વળી તે શેષ પ્રલય વેળાએ આ ભુવનમંડળનો સંહાર કરવાને ઇચ્છે છે, ત્યારે ક્રોધથી વાંકી કરેલી અને આમ તેમ ફરતી તેઓની મનોહર બે ભ્રકુટી વચ્ચેથી ત્રણ નેત્રવાળા સંકર્ષણ નામના અગીયાર રૂદ્રો ત્રણ ફણાવાળું ત્રિશૂલ ઉછાળતા બહાર નીકળે છે. સૃષ્ટિકાળમાં તે અનંત પોતાના તામસિક સ્વરૂપને પોતામાં સમાવી દે છે. તે સમયે તેમનાં નેત્રો નિરંતર મદને લીધે પ્રસન્ન તથા વિહ્વલ રહે છે. તેઓ શરીર ઉપર કાળાં વસ્ત્રો ધારણ કરે છે, એક કાનમાં એક કુંડલ ધરણ કરે છે, હળના ઉપર અત્યંત સુંદર એવો હાથ મૂકીને બેઠેલા છે, અને કોટમાં અતિ સુગંધમય તુલસીની વૈજયંતી માળા ધારણ કરે છે. *

બીજો ગુણ જેઓમાં પ્રધાન છે, તેમજ જેઓમાં પુણ્ય પાપ સમાન છે, તેઓ પૃથ્વી ઉપર મનુષ્ય યોનિમાં અવતરે છે. સકામ પુણ્યશાળીઓ પિતૃ લોકમાં જાય છે. અધિક પુણ્યવાન્ અને સત્વગુણ જેઓમાં પ્રધાન છે, તેવા જીવો સ્વર્ગમાં જાય છે; જેઓમાં તમો ગુણ પ્રધાન છે, તથા જેઓમાં બુદ્ધિતત્વનો વિકાસ ન થતાં જેઓનું અંતઃકરણ કેવળ કામના મય છે, તેવા જીવો પાતાળમાં જન્મ લે છે. પરંતુ જેઓએ પુણ્ય કરતાં પાપકર્મો અધિક કર્યાંછે તેવા જીવો નરકનો વાસ કરે છે.

આ નરક પ્રદેશ ત્રિલોકીની અંદર દક્ષિણ દિશામાં પૃથ્વીની નીચે અને સમુદ્રની ઉપર આવેલ છે, જે દક્ષિણ દિશામાં અગ્નિષ્વાત્ત વિગેરે પિતૃગણો× પરમ સમાધિ ચઢાવીને

---

× જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૨૪.

* જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૨૫.

× મનુસ્મૃતિમાં પિતૃઓની ગણના નીચે પ્રમાણે કરી છે.

૧ વિરાટ્ પુરૂષના પુત્ર સોમસદ સાધ્ય દેવોના પિતૃઓ છે.
૨ હૈરણ્ય મનુના ,, અગ્નિષ્વાત્ત અન્ય દેવોના ,, ,,

પોતાના વંશજોના મનોરથો સફળ થાય એવા આશીર્વાદ આપતા થકા રહે છે; તથા જ્યાં આગળ પોતાના ગણ સાથે રહેતા સૂર્યના પુત્ર ભગવાન્ પિતૃરાજ યમદેવ ભમવાનની આજ્ઞામાં રહીને પોતાના દૂતોએ યમપુરીમાં આણેલા અને મૃત્યુ પામેલા જીવોને તેઓના અપરાધ પ્રમાણે પાપનાં ફળરૂપે તેઓને શિક્ષા કરે છે. ૧ તામિસ્ર, ૨ અંધતામિસ્ર, ૩ રૌરવ, ૪ મહારૌરવ, ૫ કુંભીપાક, ૬ કાલસૂત્ર, ૭ અસિપત્રવન, ૮ સૂકરમુખ, ૯ અંધકૂપ, ૧૦ કૃમિ ભોજન, ૧૧ સંદંશ, ૧૨ તપ્તસૂર્મિ, ૧૩ વજ્રકંટક, ૧૪ શાલ્મલી, ૧૫ વૈતરણી, ૧૬ પૂયોદ, ૧૭ પ્રાણરોધ, ૧૮ વિશસન, ૧૯ લાલાભક્ષ, ૨૦ સારમેયાદન, ૨૧ અવીચિરયઃપાન–એવા પ્રદેશના ૨૧ ખંડો મુખ્ય ગણાય છે. કેટલાકો ૧ ક્ષારકર્દમ, ૨ રક્ષોગણ ભોજન, ૩ શૂલપ્રોત, ૪ દંદશૂક, ૫ અવટ નિરોધન, ૬ પર્યાવર્તન તથા ૭ સૂચીમુખ નામના બીજા સાતખંડોને ઉમેરી કુલ ૨૮ ખંડો છે, એમ કહે છે. આ ખંડોનાં નામો ઉપરથીજ તેઓનું ભયંકરપણું પ્રત્યક્ષ થાય છે. પાપાચારી દુષ્ટ મનુષ્યોના જીવને યમના દૂતો ત્રણ મુહૂર્તમાં અથવા બે મુહૂર્તમાં નવાણું હજાર યોજનનો માર્ગ ચલાવીને ઘસડી લઇ જાય છે, એમ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે× તે ઉપરથી યમલોકનો વિસ્તાર કેટલો બધો છે, તે ધ્યાનમાં આવી શકે છે. વસ્તુતઃ યમલોકમાં અઠ્ઠાવીશ જ નહિ પણ હજારો નરકો છે. અધર્મને માર્ગે ચાલનારાઓ વારા ફરતી તે તે નરકોમાં પડે છે; અને ધર્મનો માર્ગ અનુસરનારા લોકો સ્વર્ગમાં જાય છે, તે તે સ્થળે તેઓનાં સઘળાં કર્મોનો ક્ષય થતો નથી; તેથી શેષ રહેલાં કર્મોનું ફળ ભોગવવા ફરી મૃત્યુ લોકમાં તેઓ અવતરે છે. *

એ પ્રમાણે પૃથ્વી, દ્વીપ, ખંડ, નદીઓ, પર્વતો, આકાશ, સમુદ્રો, પાતાળો, દિશાઓ, નરકો, જ્યોતિશ્ચક્ર તથા બીજા લોકોની સ્થિતિ જે સર્વ જીવ સમૂહોના સ્થાનરૂપ એવા વિરાટ્ પુરૂષનું આશ્ચર્યકારક સ્થૂલરૂપ છે. પાતાળ, એ વિશ્વસ્રષ્ટા વિરાટ્ પુરૂષના પગનાં તળીયાં છે, રસાતળ પગની પાની છે; મહા તળ ચરણની ઘુંટી, તલાતલ એ જાંઘો, સુતલ ગોઠણ, વિતલ તથા અતલ એ સાથળો, પૃથ્વી જંઘા, આકાશનાભિ, સ્વર્ગછાતી, મહર્કંઠ, જનમુખ, તપ લલાટ અને સત્ય લોક તેનું મસ્તક છે. ઇન્દ્રાદિ દેવો તેની ભુજાઓ દિશાઓ કર્ણગોલક, શબ્દકર્ણેન્દ્રિય, અશ્વિનીકુમારનાસિકા, ગંધ ઘ્રાણેન્દ્રિય, પ્રજ્વલંત અગ્નિ મુખ,

---

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | અત્રિના | ,, | બર્હિષદ્ દૈત્ય, દાનવ, યક્ષ, ગંધર્વ, સર્પ, રાક્ષસ, સુપર્ણ અને કિન્નરના | ,, |
| ૪ | ભૃગુના | ,, | સોમપ બ્રાહ્મણના ,, | ,, |
| ૫ | અંગિરાના | ,, | હવિર્ભુજ ક્ષત્રિયના ,, | ,, |
| ૬ | પુલસ્ત્યના | ,, | આજ્યપ વૈશ્યના ,, | ,, |
| ૭ | વસિષ્ઠના | ,, | સુકાલિન્ શુદ્રના ,, | ,, |

વળી અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ, કવ્ય, બર્હિષદ્, અગ્નિષ્વાત્ત અને સૌમ્યને પણ બ્રાહ્મણોના પિતૃઓ કહે છે. મનુસ્મૃતિ અ. ૩ શ્લોક ૧૯૪ થી ૨૦૦.

× જુઓ સ્કંધ ૩ અધ્યાય ૩૦ શ્લોક ૨૪.

* જુઓ તેજ સ્કંધ ૫ અધ્યાય ૧૬.

અંતરીક્ષ ચક્ષુ; સૂર્ય ચક્ષુરિન્દ્રિય, રાત્રિ દિવસ પાંપણ, બ્રહ્માનું સ્થાન ભ્રભંગ, પાણી તાળવું, રસ જિન્હા; યમ દાઢ તેમજ વેદો વિરાટ્ પુરૂષનું બ્રહ્મરંધ્ર કહેવાય છે. નદીઓ તેની નાડી, વૃક્ષો રૂવાટાં, વાયુનિઃશ્વાસ, કાળગતિ, મેઘમંડળ કેશ, સંધ્યાકાળ વસ્ત્ર પ્રકૃતિ–હૃદય, ચંદ્રમા મન, મહત્ ચિત્ત, રૂદ્ર અહંકારતત્ત્વ, પશુઓ શ્રોણી, મનુ બુદ્ધિ અને મનુષ્ય તેનું નિવાસ સ્થાન છે. ગંધર્વ, વિદ્યાધર, ચારણ અને અપ્સરાગણું તેના સ્વરોનું સ્મરણ છે. અસુરો શરીર બળ, બ્રાહ્મણો મુખ, ક્ષત્રિયો ભુજા, વૈશ્ય ઉરૂ અને શુદ્ર તે વિરાટ્ પુરૂષના ચરણરૂપ છે.=

મનુષ્યનાં ૪૩૨૦૦૦૦ વર્ષોના ચાર યુગનો એક મહાયુગ કહેવાય છે. એવા ૭૧ મહાયુગનો એક મન્વંતર અને તેવા ૧૪ મન્વંતરોનો એટલે મનુષ્યનાં ૪૩૨૦૦૦૦૦૦૦ વર્ષોનો બ્રહ્માનો એક દિવસ અને તેટલાંજ વર્ષોની બ્રહ્માની એક રાત્રિ કહેવાય છે. બ્રહ્માના એક દિવસને કલ્પ કહે છે. બ્રહ્માનું આયુષ્ય તેઓનાં ૧૦૦ વર્ષોનું એટલે બે પરાર્ધ અથવા ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષોનું છે. બ્રહ્માના આયુષ્યનો હાલમાં પ્રથમ પરાર્ધ પૂર્ણ થયો છે. આધુનિક બ્રહ્માની ઉત્પત્તિ બ્રાહ્મકલ્પથી શરૂ થઇ છે. ત્યાર પછી પાદ્મકલ્પ હતો. હાલમાં શ્વેતવારાહ નામનો કલ્પ ચાલે છે. બ્રાહ્મકલ્પમાં બ્રહ્મા જેને શબ્દબ્રહ્મ કહે છે, તે પોતે ઉત્પન્ન થયા હતા; પાદ્મકલ્પમાં ભગવાનના નાભિ સરોવરમાંથી લોકોની રચના થઇ શકે તેવું કમળ ઉત્પન્ન થયું હતું; વારાહકલ્પમાં તેઓએ વરાહનો અવતાર ધારણ કર્યો હતો. આ બે પરાર્ધ નામનો જે કાળ છે, તે કાર્યોપાધિરહિત, અનંત. અનાદિ અને જગત્નાં કારણરૂપ પરબ્રહ્મની એક નિમિષ જેટલો ગણાય છે.+ એવા પરબ્રહ્મની સત્તામાંથી એવાં અનંતકોટિ બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે; અને એવાં અનંતકોટિ બ્રહ્માંડો તે પરબ્રહ્મના એક પ્રદેશમાં માત્ર પરમાણુ જેટલું સ્થળ રોકી શકે છે. અનંતકોટિ બ્રહ્માંડો પરબ્રહ્મની એક નિમિષે ઉત્પન્ન થઇ અન્યનિમિષે જ લય પામે છે. ક્ષુદ્રબુદ્ધિનો મનુષ્ય, જેની દૃષ્ટિ અતિ સ્થુલ પાર્થિવ પરમાણુઓની પાર જઇ શકતી નથી તેને આવી અનંત વિશ્વ રચનાનું ભાન પણ કેમ થઈ શકે? અરે! અખિલ બ્રહ્માંડમાં કૃમિરૂપ મનુષ્ય! મદથી ઘૂર્ણાયમાન થયેલાં તારાં નેત્રો ઉંચાં કર. વિશ્વના અનંત જીવોનું કેવળ કલ્યાણ કરવા માટે જેઓએ શરીર ધારણ કર્યા છે, તેવા તપઃશરીર મહાત્માઓને વંદન કરી તેઓનો ઉપદેશ શ્રવણ કર! તેઓની શિક્ષાને અનુસર! (ચાલુ.)

આનશંકર. વિ. પીતાંબરદાસ. મહેતા.

---

= જુઓ શ્રીમદ્ ભાગવત સ્કંધ ૨ અધ્યાય ૧.

+ જુઓ તેજ સ્કંધ સ્કંધ ૩ અધ્યાય ૧૧.

# ॥ बालकोनी केलवणी ॥

( અનુસંધાન–પૃષ્ઠ ૧૪૩ થી. )

જેમ હાથના સ્નાયુઓ સુખકારકરીતે ઉપયોગમાં આવતાં પુષ્ટ અને બલવાન્ બને છે, તેમ સ્થૂલ માનવદેહનાં મસ્તક અને અન્ય અવયવો, તેમના આસપાસના પ્રદેશમાંથી યોગ્ય સંસ્કારો મળતાં યથાર્થ માર્ગમાંજ વળવા માંડે છે. એકાદ દૃષ્ટાંતવડે આ ભાવના સારી રીતે સમજી શકાશે. એકાદ જૂના લૂગડાના ટુકડામાંથી, બે ખૂણાના હાથ બનાવીને; બીજા બેના પગ કરીને, મસ્તક માટે એક ગાંઠવાળીને, આંખો, નાક અને મુખ શાહીથી ચીતરીને એક ઢીંગલી બનાવી શકાય; અથવા રંગેલા ગાલ અને ખરા વાળવાળી એકાદ સુંદર ઢીંગલી બાલક માટે ખરીદી શકાય. કહેવાની જરૂર નથી કે આવી બીજા પ્રકારની પૂતલી ખરેખર ભયંકર છે તથા બાલકના જીવનના ઉત્તમ કલાવિષયક વલણનો નાશ કરનાર ગણાય છે. અત્રે કેળવણીનો પ્રશ્ન એક તદન ભિન્ન પ્રકારનોજ છે. જો બાલકને ચીંથરાની પૂતલી આપવામાં આવે છે તો તેને પોતાની કલ્પના શક્તિવડેજ પૂતલીથી સૂચવાતો માનવ આકારનો સંસ્કાર પૂરેપૂરો ઉપજાવી લેવો પડે છે. કલ્પનાના આવા કાર્ય વડે મસ્તકનાં સ્વરૂપો બંધાવામાં સહાય મળે છે, તેથી જેમ હાથના સ્નાયુઓ સ્વાભાવિક કાર્ય કરતાં વિસ્તાર પામ્યાં જાય છે તેમ તેનો પણ વિસ્તાર વિકાસ થતો જાય છે. જ્યારે બાલકને કહેવાતી "સુંદર પૂતલી" આપવામાં આવે છે ત્યારે મસ્તક માટે કંઇ પણ વિશેષ કાર્ય કરવાનું બાકી રહેતું નથી. તે સ્વતઃ વિસ્તાર પામવાને બદલે જાણે કે સંકૂચિત, શુષ્ક બનતું જાય છે. જો લોકો આત્મવાદીની રીતિ પ્રમાણે મસ્તકના અંતરનું અવલોકન કરી શકે તથા તેને આપો આપ સ્વરૂપોમાં ઘડાતું જુએ તો તેઓ પોતાનાં બાલકોને ખાત્રીથી મસ્તકની ઉત્પાદક શક્તિઓને પ્રબલ બનાવી શકે એવાંજ રમકડાં પૂરાં પાડશે માત્ર મૃતઃપ્રાયયાંત્રિકસ્વરૂપોથી ઘડાયલાં સર્વ પ્રકારનાં રમકડાંની બાલકની ઉત્પાદક શક્તિઓ ઉપર એક પ્રકારની વિનાશકારક અસર થાય છે; અન્ય પક્ષે અમુક જીવંત ભાવનાને સતેજ બનાવનાર દરેક બાબત યોગ્ય દિશામાં અસર ઉપજાવે છે. આપણો જડવાદ, નાસ્તિકતા પરાયણ જમાનો માત્ર ગણ્યાં ગાંઠયાંજ સારાં રમકડાં ઉપજાવી શકે છે, એક દૃષ્ટાંત તરીકે એક એવી યોજના કે જેમાં બે હાલતા લાકડાના કકડા, સામ સામે ઉભેલા, કોઇ પદાર્થને ઘડતા બે લુહારોને દર્શાવે છે. હજુ પણ આવા પદાર્થો મેળાઓમાં મળી શકે છે. એવા પ્રકારની ચિત્ર પોથીઓ પણ ઘણી સરસ છે કે જેમાં ચિત્રોને દોરીઓવડે ગતિવાળાં બનાવવામાં આવે છે; આ પ્રમાણે બાલકમૃતઃપ્રાય ચિત્રની જીવંતકાર્યમય ભાવના પોષી શકે છે. આવા પદાર્થવડે અવયવોની એક પ્રકારની આંતર પ્રવૃત્તિ ઉપજાવાય છે; આવી પ્રવૃત્તિમાંથી અવયવોનાં યોગ્ય સ્વરૂપ આપો આપ ઘડાતાં ચાલે છે.

અત્રે તો માત્ર આવી બાબતોની સૂચનાજ આપવામાં આવશે, પરંતુ ભાવિમાં દરેક ખાસ દૃષ્ટાંતમાં જેની જેની જરૂર હોય તે તે દર્શાવવાને આત્મવિદ્યા પાસેથી ખુલાસો માગવો પડશે; આવા ખુલાસા આપવાને આ વિદ્યા સમર્થ છે; કારણ કે તે કંઇ એક

ખાલી ભાવવાચક કલ્પનાઓના સમૂહરૂપ નથી, પરંતુ વ્યાવહારીક બાબતોમાં માર્ગ દર્શક દિશાઓ પૂરી પાડવાને સમર્થ અગત્યના સિદ્ધાંતોના એક સમૂહરૂપ છે.

એકાદ બે ઉદાહરણો દૃષ્ટાંત તરીકે ચાલશે. આત્મવિદ્યા પ્રમાણે પરિસ્થિતિને લક્ષમાં લેતાં એકાદ આળસુ અને સુસ્ત બાલકના કરતાં એકાદ આવેશવાળા, ઉશ્કેર ઈ જાય એવા બાલક સાથે તદન ભિન્ન પ્રકારે વર્તવાનું છે. ઓરડાના રંગથી માંડીને, બાલકની આસપાસ સામાન્ય રીતે જે જે વિવિધ પદાર્થો આવ્યા હોય છે તેનો, તેણે પહેરેલાં લૂગડાંના રંગનો પણ, દરેક બાબતનો સારી રીતે વિચાર કરવાનો છે. જો આત્મ વિદ્યાવડે દોરવાની ઇચ્છા ના હોય તો ઘણીવાર ખોટી બાબતજ થઇ બેસે છે, કારણ કે અનેક દૃષ્ટાંતમાં જડવાદ, નાસ્તિકતાનું વલન યથાર્થથી તદન વિરૂદ્ધ બાબતજ કરી બેસે છે. ઉશ્કેરાઇ જાય એવા બાલકનાં લૂગડાંના તથા આસપાસના પ્રદેશના રાતા અથવા રતાશ પડતા પીળા રંગ હોવા જોઇએ. આથી વિરૂદ્ધ પ્રકૃતિના બાલક માટે ભુરાશ પડતા લીલા રંગ પસંદ કરવાની જરૂર છે. કારણ કે બાહ્ય પ્રદેશમાં વપરાતા રંગને બંધ બેસતો રંગ અંતરમાં ઉપજી આવે છે. આ પ્રમાણે દૃષ્ટાંત તરીકે લાલવડે લીલો ઉપજાવાય છે; ભુરાવડે નારંગીઓ પીળો ઉપજી આવે છે; અમુક રંગવાળા અમુક પદાર્થ ઉપર થોડો સમય દૃષ્ટિ રાખીને, તેને એકદમ ધોળા પદાર્થ ઉપર ફેરવવાથી કોઇની પણ આ બાબતની સહજમાં ખાત્રી થઇ શકશે. બાલકનાં સ્થૂલ અવયવોવડે આવો બંધ બેસતો રંગ ઉપજી આવે છે તથા તેને જરૂરનાં તેની સાથે મળતાં આવતાં અવયવોનાં બંધારણને અસર કરે છે. ઉશ્કેરાઇ જતા બાલકની પરિસ્થિતિનો લાલ રંગ, અંતરમાં તેને અનુરૂપ લીલું ચિત્ર ઉપજાવે છે. લીલા રંગના અનુભવથી આ પ્રમાણે ઉપજી આવતી પ્રવૃત્તિની શાંતિદાતા અસર હોય છે, અને અવયવો પણ પોતાનું શાંતિકારક વલન ધારણ કરે છે.

જીવનના આ સમયે એક નિયમ ખાસ લક્ષમાં લેવાનો છે, સ્થૂલદેહને જે જે અનુકૂલ હોય તેનું માપ પોતાને ઉપજાવી કાઢવાનું છે, સાથે સાથે મળતાઆવતા તૃષ્ણાના વિકાસવડે તે આમ કરી શકે છે. સામાન્ય રીતે એમ કહી શકાય, કે આરોગ્ય સ્થૂલદેહ પોતાને માટે જે જે સારૂં હોય તેનીજ તૃષ્ણા કરે છે. જ્યાં સુધી વૃદ્ધિ પામતા બાલકના માત્ર સ્થૂલદેહ વિષેનો પ્રશ્ન છે ત્યાં સુધી તો શુભ કામનાઓ, તૃષ્ણાઓ અને આનંદો દ્વારા તે શાની શોધ ચલાવે છે, એ સંભાળપૂર્વક લક્ષમાં લેવાવાની જરૂર છે. અવયવોના સ્થૂલ સ્વરૂપને ઉત્તમ માર્ગે ખીલાવનાર આનંદ અને સુખની શક્તિયો છે.

બાલકને આસપાસની સ્થિતિના સંબંધમાં યોગ્ય સ્થૂલદશાઓમાં ના ગોઠવવાથી આ દિશામાં એક મ્હોટી ભૂલ કરવામાં આવે છે. પોષણની પ્રેરણાના સંબંધમાં ખાસ કરીને આમ થાય છે. પદાર્થોના હદપારના ઉપયોગથી બાલકને અકરાંતીઓ બનાવી દેવામાં આવે જેથી તે પોષણની આરોગ્યવર્ધક ભાવનાઓનું બીલકુલ ભાન ગુમાવી બેસે; યોગ્ય ખોરાકવડે આવી ભાવનાઓને એટલી બધી સંપૂર્ણ રીતે જાળવી શકાય છે, કે અમુક પ્રસંગોમાં જે જે તેને સારૂં લાગે તેનીજ (એક પાણીના પ્યાલા સુદ્ધાંતમાં પણ) તે માગણી કરશે અને જે જે નુકશાનકારક હોય તેનો ત્યાગ કરશે. જ્યારે આત્મવિદ્યા પાસે કેળવણીની કલા

ઘડવાની માગણી કરવામાં આવશે ત્યારે તે પોષણ અને ખોરાકના દરેક પદાર્થને દર્શાવી આપશે, અને જે જે લક્ષમાં લેવાનું છે તે સર્વ દર્શાવશે. આજકાલના ઘણા અધ્યાત્મવાદીઓની રીત ભાત ઉપરથી ધારવામાં આવે છે તેમ એ કોઈ પ્રકારના ઉપયોગ વિનાનો વાદ નથી પરંતુ જીવનમાં કામ લાગે એવો વ્યાવહારિક સિદ્ધાન્ત છે.

સ્થૂલ અવયવોમાં ફેરફાર કરીને અસર ઉપજાવે એવી શક્તિયોમાં તેટલા માટે આસપાસના પ્રદેશમાંથી ઉપજતા આનંદના તત્ત્વનો સમાવેશ કરવાની જરૂર છે. રક્ષકે હસતા ચ્હેરાવાળા રહેવું જોઇએ; સર્વ બાબત કરતાં પ્રથમ કૃત્રિમ નહિ પરંતુ યથાર્થ પ્રેમ હોવાની જરૂર છે;—જાણે કે સ્થૂલ પરિસ્થિતિમાંથી ઉભરા ભરેલો વહીઆવીને સ્થૂલ અવયવોના આકારને અક્ષરશઃ અર્થમાં પોષતો હોય તેવા પ્રેમની અપેક્ષા છે.

જ્યારે પ્રેમના આવા વાતાવરણમાં, સારા નમુનાઓનું અનુકરણ સંભવિત હોય છે ત્યારે બાલક તેના યોગ્ય પ્રદેશમાં હોય છે. બાલકની આસપાસના પ્રદેશમાં એવું કંઇપણ ના થવું જોઇએ કે જેનું તે અનુકરણ ના કરી શકે, એ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. એવું કંઇપણ ના થવું જોઇએ કે જેથી બાલકને એમ સમજાવવાની ફરજ પડે કે "તારે આમ ના કરવું જોઇએ." બાલક કેવી રીતે અનુકરણ કરવાનું શોધે છે તેની, સમજવાના ઘણા સમય પ્હેલાં તે કેવી રીતે લખેલા અક્ષરોનું અનુકરણ કરી શકે છે, એ અવલોકનાર કોઇની પણ ખાત્રી થઇ શકશે. બાલક માટે પ્રથમ લખેલા અક્ષરોની કૉપી કરવી અને આગળ ઉપર તેમનો અર્થ સમજવો, એજ ખરેખરી રીતે સલાહકારક છે. કારણ કે સ્થૂલ દેહની વિકાસભૂમિકા સાથે અનુકરણનો સબંધ છે, જે સમયે મન છાયા દેહને પ્રતિઉત્તર આપતું હોય છે; આ બીજા દેહ ઉપર ખીજવારના દાંતના સમય પછીજ અસર ઉપજાવવાની જરૂર છે, તે સમયે તેનું છાયાત્મક આવરણ નાશ પામ્યું હોય છે. ખાસ કરીને અનુકરણના સાધનવડે વાણીનું શિક્ષણ આ વર્ષોમાં મળે છે; કારણ કે સાંભળવા વડે બાલક ઉત્તમ પ્રકારે બોલતાં શિખે છે. સર્વ પ્રકારના નિયમો અને કૃત્રિમ શિક્ષણનાં સાધનો કાંઇપણ પ્રકારનું ભલું કરી શકતાં નથી.

બાલ્યકાલનાં આરંભનાં વર્ષોમાં એટલું ખાસ અગત્યનું છે, કે બાલગીત જેવાં કેલવણીનાં સાધનો વડે, તેમની ઇન્દ્રિયો ઉપર બની શકે તેટલો રાગ-તાલનો સુંદર સંસ્કાર પાડવો જોઇએ. અર્થના કરતાં પણ ખાસ કરીને સુંદર રાગમાં અગત્યનો સમાવેશ થાય છે. જેથી જેથી આંખ, કાન ઉપર જેટલી જેટલી વધારે બળપ્રેરક અસર થાય તેટલી ઉત્તમ. દૃષ્ટાંત તરીકે સંગિતના તાલને અનુસરતા નૃત્યની ગતિયોમાં રહેલી અવયવોને ઘડવાની શક્તિની જરાપણ ઓછી કીમત કરવાની જરૂર નથી.

દાંતના બદલાવા સાથે છાયાદેહ પોતાના બાહ્યછાયાઆવરણને દૂર કરે છે; આ સમયથીજ છાયાદેહને બાહ્યપ્રદેશમાંથી કેલવણી આપી શકાય છે. આ પ્રમાણે છાયા દેહને શાથી અસર થઇ શકે છે, એ બાબત સ્પષ્ટ થવાની જરૂર છે. છાયા દેહના ફેરફાર અને વૃદ્ધિવડે, અનુક્રમે પ્રીતી ભાવનાઓ, ટેવો, અંતરવલન, ચારિત્ર, સ્મૃતિ, અને સ્વભાવનો ફેરફાર અને વૃદ્ધિ સૂચવાય છે. ચિત્રોવડે, દૃષ્ટાંતવડે, કલ્પનાશક્તિના યોગ્ય નિયમન

વડે છાયાદેહને અસર કરી શકાય છે. જેમ સાનવર્ષનું થતા સુધી તે અનુકરણ કરી શકે એવો સ્થૂલ નમુનો પૂરો પાડવાની જરૂર છે, તેમ વિકાસ પામતા બાળકની પરિસ્થિતિમાં, બીજીવારના દાંત અને યુવાની'ના મધ્ય સમયમાં, બાળક જેના ઉપર પોતાનું ધ્યાન દોરી શકે એવી આંતરભાવ અને કંમનવાળી બાબતોનેજ તેના આમળ લાવવાની જરૂર છે. જેથી જેથી વિચાર ચલાવવાની જર પડે, કલ્પના અને વાર્તાદ્વારા કાર્ય કરતા સર્વનો આ સમયેજ ઉપયોગ હોય છે. જ્યારે યોગ્ય રીતે નિયમાવલી કલ્પનાને, જીવંત મૂર્તિઓ અને વાર્તાઓમાંથી અથવા આત્માને ઉદ્દેશીને કહેવામાં આવે તેમાંથી પોતાના નિયમનની સૂચના મેળવવા તરફ દોરવામાં આવે છે ત્યારે છાયાદેહની શક્તિ વિકાસ પામે છે. બાવવાચક નહિ પરંતુ સ્થૂલલિયાયોજ વધતા છાયાદેહને અસર કરી શકે છે. જડ સ્થૂલ વિચારો કરતાં આધ્યાત્મિક સ્થૂલ વિચારો લેવાની જરૂર છે. આ વર્ષોમાં આધ્યાત્મિક દષ્ટિબિંદુજ કેળવણીનું યથાર્થ સાધન છે. તેથી એટલું અત્યંત અગત્યનું છે, કે આ સમયે બાળકની આસપાસ રક્ષકોનું એવું વ્યક્તિત્વ હોવું જોઈએ કે જેના દ્વારા તેનામાં ઇચ્છિત માનસિક અને નૈતિક શક્તિયોનો ઉદય થાય. જેમ આરંભનાં વર્ષોમાં બાળકોની કેળવણી માટે અનુકરણ અને દષ્ટાંત જાદુઈ શબ્દો છે તેમ આ સમયનાં વર્ષો માટે તેની સાથે મળતો આવતા શબ્દો વીર-પૂજા અને સત્તા છે. નજીકના આધ્યાત્મિક લક્ષનું સ્થાન સ્વાભાવિક સત્તાએ લેવું જોઇએ, કૃત્રિમ સત્તાએ નહિ; આની સહાય વડે બાળક પોતાને માટે અંતઃકરણ, ટેવો અને વલણોને યોગ્ય કાઢે છે, પોતાના સ્વભાવને નિયમિત માર્ગોમાં લાવે છે તથા આ દુનિયા પ્રત્યે પોતાનું દષ્ટિબિંદુ યોગ્ય કાઢે છે.

"દરેક પોતપોતાના વીરની પસંદગી કરવી જોઈએ, જેના માર્ગના અનુસરણમાં તેને સ્વર્ગનો માર્ગ જડી રહે;" કવીના આવા મોહક શબ્દોની જીવનના આ વિભાગ સંબંધેજ ખાસ કીમત છે. માન અને પૂજ્ય બુદ્ધિછાયાદેહને યોગ્ય માર્ગે વધવામાં મદદકર શક્તિયો છે. જે કોઇને આ સમયમાં કોઇપણ એકના પ્રત્યે દરપાદની પૂજ્ય બુદ્ધિ પૂર્વક જોવાનું નથી તેને આ માટે પાછીના જીવનમાં સહન કરવું પડશે. જ્યારે આવા પૂજ્યભાવની ખોટ હોય છે ત્યારે છાયાદેહની પ્રબળશક્તિયો નિર્બળ બની જાય છે. યુવાન સ્વભાવ ઉપર નીચેના દષ્ટાંતથી જે અસર થાય તેનું તમારા સમક્ષ ચિત્ર ખડું કરો: એક આઠ વર્ષના બાળકને એક સુવિખ્યાત મનુષ્ય વિષે કહેવામાં આવે છે; જે જે તે સાંભળે છે તેનાથી તેનામાં પૂજ્યભીતિભાવ ઉપજે છે. આ માનવંતા પુરૂષને પ્રથમવાર જોવાનો દિવસ પાસે આવતો જાય છે. જે બારણા પાછળથી તેનો પૂજ્યપદાર્થ દરશ થવાનો છે ત્યાં આગળ ઘંટ વાગતો સાંભળતાં તેનામાં ગંભિર પૂજ્યબુદ્ધિનો ઉદય થાય છે. આવા અનુભવથી ઉપજી આવતી શુભ લાગણીઓ જીવનની નિત્ય પ્રાપ્તિ રૂપ છે. તે મનુષ્ય ભાગ્યશાળી છે કે જે માત્ર પોતાના જીવનની સુખી ક્ષણોમાંજ નહિ પરંતુ હમેશાં પોતાના ગુરૂઓ અને ઉપદેશકોને પોતાના સ્વાભાવિક ઉપરિઓ રૂપેજ જુવે છે. આવા જીવતા ઉપરિઓમાં નીતિ અને બુદ્ધિશક્તિ: આવા દેહધારીઓમાં, આત્માની જણાઈ આવતી મુત્તાઓનો ઉમેરો કરવાની જરૂર છે. મહાન્ ઐતિહાસિક દષ્ટાંતો વડે, નમુનાદાર ઓ પુરૂષોની વાર્તાઓવડે મન અને બુદ્ધિનું વલન સ્થિર થવું જોઇએ; ભાવનાવા

નૈસર્ગિક સંયોગોવડે આમ થવાની જરૂર નથી; તેમનું યથાર્થ કાર્યતો યુવાવસ્થામાં જે સમયે કામનાદેહ કામનાના આવરણમાંથી છૂટો થાય છે ત્યારે હોય છે. આવાં દૃષ્ટિબિંદુઓથી નિશ્ચિત કરાયલા માર્ગોમાં ઇતિહાસના શિક્ષણને ખાસ કરીને દોરવાની જરૂર છે. બીજા દાંતના સમય પૂર્વે બાલકને કથાઓ, કલ્પિતવાર્તાઓ ઇત્યાદિ જે જે કહેવામાં આવે છે તેનો માત્ર ઉદ્દેશ આનંદ, રમૂજ અને ગંમત પૂરો પાડવાનો છે. આ સમય પછી કહેવાની બાબતના સંબંધમાં આગળથી વિચાર કરવાની જરૂર ઉભી થાય છે, તેથી લાભકારક રીતે દર્શાવી શકાય એવાં જીવનનાં ચિત્રોજ યુવાનના આગળ ખડાં કરવામાં આવે છે. ખરાબ ટેવોને મળતાં આવતાં તિરસ્કારદર્શક ચિત્રોવડે દૂર કરી શકાય છે, એ લક્ષ બહાર રાખવાનું નથી. આવી ખરાબ ટેવો અને વસનો માટે આપવામાં આવતી ચેતવણીથી લેશ પણ અસર કરી શકાતી નથી; પરંતુ જો કોઇ ખરાબ પુરૂષના જીવતા ચિત્રની યુવાન કલ્પનામાં અસર ઉપજાવે, આવા વસનથી જે પરિણામ આવે તે સમજાવે તો તે દૂર કરવા તરફ ઘણું ઘણું થઇ શકે એમ છે એકવાત હમેશાં લક્ષમાં રાખવાની છે, કે વિકાસ પામતા છાયા દેહમાં ભાવવાચક ચિત્રો અસર ઉપજાવી શકતાં નથી, પરંતુ આધ્યાત્મિક સ્પષ્ટતાવાળાં જીવંતચિત્રો અસર કરી શકે છે: આવાં ચિત્રોનો પણ બુદ્ધિપૂર્વક ઉપયોગ થવાની જરૂર છે નહિતો ધારવા કરતાં વિરૂદ્ધ પરિણામ આવે છે. વાર્તાઓના સંબંધમાં તે કેવી રીતે કહેવામાં આવે છે, એ એક હમેશનો વિચારવાનો પ્રશ્ન છે. તેટલા માટે એકાદવાર્તાના મુખકથનનું સ્થાન લાભકારક રીતે તેના વાચનથી લઇ શકાશે નહિ.

( ચાલુ )

ડૉ. સ્ટીનર.

—o—

# સ્થૂલપારની સૃષ્ટિનું જ્ઞાન.

( અનુસંધાણ પૃષ્ટ ૧૫૪ થી. )

એટલું ભાર દઇને કહેવાની જરૂર છે, કે ગુપ્તવિદ્યાના શોધકે આ અથવા તેના અર્થના શોધમાં કોઈ કાલે પોતાની જાતને વિસારે પાડવાની નથી. આવા પ્રકારની માનસિક તર્કપરંપરામાં ગુંચવાઇ જવાથી અભ્યાસી પોતાની જાતને યથાર્થ માર્ગમાંથી દૂર દોરી જાય છે. તેણે ઇન્દ્રિય-સૃષ્ટિની તાજેતાજી, નિરોગી ઇન્દ્રિયો અને તીવ્રઅવલોકન સહીત શોધ ચલાવવાની જરૂર છે; આ પછીજ તેણે પોતાના ઇન્દ્રિયાનુભવોમાં ગુંથાવાનું છે. શોધકની પેઠે આ અથવા તેનો શો અર્થ થાય છે તે ખોળી કાઢવાની ઇચ્છા કરવાની નથી, પરંતુ પદાર્થો આપો આપજ આપણને ઉપદેશતા જાય એમ થવાની જરૂર છે.÷

આ ઉપરાંત અગત્યની બાબત ગુપ્તવિદ્યામાં કહેવાતા "ઉચ્ચ સૃષ્ટિયોમાંના સંબંધી

નિશ્ચિત કરવા રૂપ " છે. જેમ સ્થૂલ ઇન્દ્રિયોની સૃષ્ટિમાં ટેબલો અને ખુરશીઓ ખરેખરા પદાર્થો છે તેમ વિચારો અને ઉર્મિઓ પણ ખરેખરી યથાર્થતાઓ છે, એવો સંપૂર્ણ અનુભવ થતાં અભ્યાસિ આટલે સુધી આવી પહોચે છે. સ્થૂલસૃષ્ટિમાં જેમ દૃશ્યપદાર્થો એક બીજા ઉપર અસર કરે છે તેમ વિચારો અને લાગણીઓ કામનાસૃષ્ટિ અને વિચાર (અથવા માનસિક) સૃષ્ટિમાં અન્યોન્ય ઉપર અસર કરે છે. અભ્યાસીની રગેરગમાં આ ભાવના પસરતા સુધી તેનાથી એમ નથી માની શકાતું, કે જેમ અણુધારી રીતે છોડવામાં આવતી ગોળી સ્થૂલ પદાર્થોમાં અથડાઇને કાર્ય કરે છે તેમ તેનાથી પ્રવર્તાવાતો ખરાબ વિચાર એવા પ્રકારનું વિચારાવકાશ રોકનાર અન્યના ઉપર ઘણીજ ખરાબ અસર કરે છે. આવો અભ્યાસી પોતે વગર વિચાર્યું ગણુતો હોય એવું કોઇપણ સ્થૂલ કાર્ય થવા દેશે નહિ, છતાં પણ તે અશુભકર વિચારો અને લાગણીઓને પોષવામાંથી પાછો હઠશે નહિ, કારણ કે આવું સર્વ બાકીની દુનિયાને નુકશાનકારક હોય એમ તેને લાગતું નથી. છતાં પણ આવો આદમી જેમ સ્થૂલ સૃષ્ટિમાં ભરવામાં આવતાં ડગલાંની સંભાળ લે છે તેમ આપણા વિચારો અને લાગણીઓના સંભાળ રાખવાથીજ આપણે શુભ વિદ્યામાં આગળ વધી શકીએ છીએ. જો કોઇ પોતાના સામે એક ભીંત આવેલી જુએ તો તે તેમાંથ માથું મારીને આરપાર જવાનો પ્રયત્ન કરતો નથી પરંતુ બાજુએ થઇને પોતાનો માર્ગ આગળ કાઢે છે. અન્ય રીતે કહીએ તો તે સ્થૂલસૃષ્ટિના નિયમોને બરાબર રીતે પાળે છે.

વિચાર અને લાગણીની સૃષ્ટિમાં આવા નિયમો પ્રવર્તે છે, પરંતુ એ સૃષ્ટિઓમાં તેઓ આપણા ઉપર બાહ્ય પ્રદેશમાંથી અસર કરીને બંધનકારક થઇ શકતા નથી. જીવાત્માના આંતર જીવનમાંથીજ તેમનું વહન થાય છે જ્યારે કોઇ અભ્યાસી પોતામાંથી સર્વ સમય માટે ખરાબ વિચારો અને લાગણીઓ દૂર કરવાની પ્રતિજ્ઞા લે છે ત્યારથીજ તે આવી દશામાં આવી પડે છે. સર્વ પ્રકારના કંઇપણ નિયમ વિનાના અહિં તહિંના ભમણુને. સ્વૈરજાતની વ્યર્થ કલ્પનાઓને, ઉર્મિઓના સર્વ પ્રકારનાં આકસ્મિક સુખ દુઃખોને પણ એજ રીતે દૂર કરવાનાં છે. આમ કરતાં એમ ધારવાની જરૂર નથી, કે આથી ઉર્મિઓવિષેની ખોડ કેળવાય છે. આથી ઉલટી રીતે જો આપણે આપણા આંતર જીવનને આ પ્રમાણે નિયમિત તો આપણી જાતે લાગણીઓ અને ખરી ઉત્પાદક કલ્પનાના સંબંધમાં સમૃદ્ધ બની શકીએ છીએ. નજીવી લાગણીઓના મિશ્રણ અને તરંગી વિચાર પરંપરાઓને બદલે સુચકઉર્મિઓ અને ફલદાયકવિચારોનો ઉદય થાય છે; આવા પ્રકારના વિચાર અને ઉર્મિઓવડે અભ્યાસી "ઉચ્ચ સૃષ્ટિઓમાંના સંબંધ નિશ્ચિત કરી શકે છે." એ સૃષ્ટિના પદાર્થોની યથાર્થ દશાઓમાં તે પ્રવેશી શકે છે, અને તેમના વડે પણ તેને માટે નિશ્ચિત પરિણામો ઉપજી આવે છે. જેમ સ્થૂલ માનવિ સ્થૂલ પદાર્થો વચ્ચે પોતાનો માર્ગ શોધી કાઢે છે તેમ તેનો માર્ગ પણ હવે તેને, ઉપર વર્ણવ્યા પ્રમાણે

---

+ એટલું કહેવું જોઇએ કે કલાવિષયકદર્શનશક્તિ, શાંત અંતરઅવલોકન વગેરેથી જાગતાં શુભ શક્તિયોના વિકાસના આધાર રૂપ બને છે. પદાર્થોના ઉપરિતલના અંતરમાં તે પ્રવેશી શકે છે અને એમ કરવામાં પ્રેમનાં રહસ્યોને સમજી શકે છે.

તેના જાણવામાં છે તેવી વૃદ્ધિ અને હ્રાસની ભાવના વચ્ચે સીધે સીધો લય જાય છે. કારણ કે એકપક્ષે ઉગવાની, વૃદ્ધિની સર્વ પ્રકારની વિધિઓને તે અનુસરતો હોય છે, અન્યપક્ષે હ્રાસ પામતી, નાશ પામતી સર્વ વિધિઓને તે અનુસરે છે.—તેની પોતાની અને દુનિયાની ઉન્નતિ માટે આ આવશ્યક છે. ગુપ્ત વિદ્યાના અભ્યાસીને સ્વરની સૃષ્ટિ પ્રત્યે ખાસ લક્ષ આપવાનું છે. કહેવાતા જડ પદાર્થોમાંથી ( દાખલા તરીકે ઘંટ, વાદ્ય, પડતી, દીવાલવી. ) અને જીવતા પ્રાણીમાંથી ( પ્રાણી અથવા માનવ ) નીકળતા સ્વરો વચ્ચે તેણે વિવેક કરતા થવાની જરૂર છે. વાગતો ઘંટ સાંભળનાર, સ્વર સાંભળે છે, તેની સાથે આનંદી ઇન્દ્રિયાનુભવને યોજે છે, પરંતુ પ્રાણીની ચીસ સાંભળનારને આવા અનુભવ ઉપરાંત એ અવાજમાંથી પ્રાણીના સુખ અથવા દુઃખ રૂપ અંતર અનુભવનું પણ ભાન થાય છે. અભ્યાસીને તો સ્વરના આવા અન્ય સ્વરૂપનું કામ છે. તેણે પોતાનું સઘળું ધ્યાન આ બાબતમાં લગાવવું જોઇએ; તેથી એ અવાજમાંથી તેના જીવાત્માના બહારના પ્રદેશના કંઇકનું તેને ભાન થાય છે, આ ઉપરાંત તેણે આવા બાહ્ય પદાર્થમાં પોતાની જાતનું સંપૂર્ણ પ્રવિલાપન કરવું જોઇએ. અવાજના સાધન વડે તેનામાં ઉદય થતી સુખ અથવા દુઃખની ભાવના સાથે તેણે પોતાની ઉર્મિનો નિકટનો સંબંધ સાધવો જોઇએ ગમે તો તેને માટે એ અવાજ સુખ વા દુઃખકર હોય, આવકારદાયક વા તેથી વિરુદ્ધ હોય તેની કંઇપણ દરકાર કરવાની નથી: જે પ્રાણીમાંથી અવાજ આવ્યો છે તેમાંથી જે નિઃસરે છે તે વડેજ તેનો આત્મા પ્રપૂર્ણ બનવો જોઇએ. ક્રમવાર અને નિઃશ્ચયપૂર્વક આવા અભ્યાસ કરનાર, જે પ્રાણીમાંથી અવાજ આવે છે તેની સાથે જાણે કે ઓતપ્રોત થઇને મિશ્રિત બની જવાની શક્તિનો પોતાના અંતરમાં ઉદય કરી શકે છે. સંગીતના વલન વિનાના માનવિ કરતાં સંગીતના ગ્રાહક માનવિને આ સંબંધમાં પોતાના આધ્યાત્મિક જીવનને વિકસાવવાનું ઘણું સહેલું પડે છે: પરંતુ સંગીતના વલનનું સ્થાન આવી કેલવણીથી રોકાય છે એમ કોઇને પણ ધારવાની જરૂર નથી.

ગુપ્ત વિદ્યાના અભ્યાસી તરીકે સમગ્ર પ્રકૃતિનું આ પ્રમાણે ચિંતવન કરતાં શિખવાની જરૂર છે. આમ કરવાથી વિચાર અને લાગણીની સૃષ્ટિમાં એક નવીન શક્તિનો ઉદય થાય છે. સમગ્ર પ્રકૃતિ પોતાના અનેકવિધ સ્વરોદ્વારા અભ્યાસીના સમક્ષ પોતાનાં રહસ્યો ખુલ્લાં કરવાનો આરંભ કરે છે. અત્યાર સુધી તેના મનને જે માત્ર ન સમજાય એવા અવાજ રૂપે હતું તે હવે આ સાધનવડે પ્રકૃતિની એક સંબંધવાળી ભાષા સમાન થઇ પડે છે. અત્યાર સુધીતો તે કહેવાતા જડ પદાર્થોના અથડાવામાંથી નીકળતા અવાજનેજ સાંભળી શકતો હતો, પરંતુ હવે તો તે જીવાત્માની એક નવીન ભાષા સમજવાનો આરંભ કરે છે. જીવાત્માના આવા અભ્યાસમાં જો તે આગળ વધશે તો તુર્ત સમજી શકશે, કે અત્યાર સુધી તે જેની કલ્પના પણ કરતો નહતો તેનું હવે સાંભળી શકાય છે. તે હવે આત્માવડે શ્રવણ કરવાનો આરંભ કરે છે.

આ પ્રદેશની શ્રેષ્ઠ ભૂમિકા પર્યંત પહોંચતા પહેલાં એક વિશેષ વાત ઉમેરી લેવાની જરૂર છે. અન્ય માણસોની વાણીને અભ્યાસી કેવી રીતે સાંભળે છે, એ તેના વિકાસમાં ખાસ અગત્યનું છે. તેણે આમ વર્તવાની એવી રીતે ટેવ પાડવી જોઇએ, કે તેમ વર્ત-

વાના સમયમાં પણ તેનો અંતરાત્મા સંપૂર્ણ શાંત દશામાં રહે. જો એક જણ અભિપ્રાય આપતો હોય અને બીજો સાંભળતો હોય તો બીજાનો અંતરાત્મા સામાન્ય સ્વીકાર અથવા વિરોધમાં ઉશ્કેરાઈ જાય છે. ઘણા લોકને આવા પ્રસંગમાં પોતાનો એક મત અથવા ખાસ કરીને વિરોધ દર્શાવવાનો અતિ આગ્રહ હોય છે. આવા સર્વ પ્રકારનો એકમત અથવા વિરોધ દર્શાવવાનો ભાવ ગુપ્તવિદ્યાના અભ્યાસિમાં શાંત પડવો જોઇએ. આવી આંતર અને મૂલશાન્તિ મળવા માટે તેણે પોતાના જીવનને એકદમ ભિન્ન પ્રકારનું બનાવી દેવાની કોઈ પ્રકારની આશા કરવામાં આવતી નથી. પોતાની મેળે ઇરાદા પૂર્વક પસંદ કરેલા ખાસ પ્રસંગોમાંજ તેણે આમ વર્તવાનું છે. આ પ્રમાણે ઘણું ધીમેથી તથા ક્રમે ક્રમે તેનામાં સાંભળવાનો આવો નવીન માર્ગ આપોઆપ હોય તેમ ટેવ રૂપ બની જશે. ગુપ્ત વિદ્યાની શાલાઓમાં આવી બાબતોનો ક્રમવાર અભ્યાસ કરવામાં આવે છે; ટેવ પાડવા માટે અભ્યાસીને અમુક સમય સુધી ઘણાજ વિરોધી વિચારો સાંભળવાની ફરજ પાડવામાં આવે છે, સાથે સાથેજ તેને સર્વ પ્રકારના એકમતપ્રદર્શનને દબાવી દેવાનું હોય છે, તથા ખાસ કરીને સર્વ પ્રકારના વિરોધી ટીકા બંધજ રાખવી પડે છે. આમાં બાબત એમ છે કે આ પ્રમાણે સર્વ પ્રકારનું માનસિક નિરાકરણ શાંત પડી જાય છે એટલું જ નહિ પરંતુ નાખુશી, સ્વીકાર અથવા અસ્વીકારની સર્વ પ્રકારની લાગણીઓ પણ મરી જાય છે. અભ્યાસીએ ખાસ ચેતતા રહેવાનું છે, કે આવી લાગણીઓ ઉપરિ ભાગમાં ના હોય તોપણ હજુ અંતરના ઉંડા વિભાગોમાં છૂપાઈ ના રહે. દૃષ્ટાંત તરીકે તેણે કેટલીક બાબતમાં પોતાના કરતાં અધમ કોટીના લોકોની વાતોને ધ્યાન-પૂર્વક સાંભળવી જોઇએ તથા તે સાંભળવાના સમયમાં વિશેષ જ્ઞાનની અથવા અહંતાની દરેક લાગણીને દબાવી દેવી જોઇએ. આ પ્રમાણે દરેક માટે બાલકોને લક્ષ દઇને સાંભળવાની બાબત ઉપયોગી છે, કારણ કે ઘણાં ડાહ્યા માનવિઓ પણ તેમની પાસેથી ઘણું ઘણું શીખી શકે છે. આથી એમ થાય છે, કે આપણે અન્યના શબ્દોને વ્યક્તિત્વ રહિત થઇને સાંભળીએ છીએ; પોતાના મત અને લાગણીવાળા વ્યક્તિત્વથી આપણે દૂર થઇએ છીએ. તદ્દન વિરૂદ્ધ અભિપ્રાય દર્શાવવામાં આવતો હોય તે સમયે પણ ટીકા વિના સાંભળવાની જે આ પ્રમાણે ટેવ પાડે છે તે અન્યના આત્મા સાથે પોતાના આત્માને વારંવાર મિશ્રિત બનાવતાં, અભેદમય બનાવતાં શિખે છે. પછીથી જાણે કે તે અન્યના આત્મા અને શબ્દો-દ્વારા શ્રવણ કરે છે. આવા પ્રકારના સતત અભ્યાસવડેજ, જીવાત્મા પરમાત્માના દર્શનના સાધનરૂપ સ્વર થઈ પડે છે. ખરેખર આથી તીવ્ર આત્મ-સંયમ સચવાય છે, પરંતુ તેથી ઉચ્ચ ઉદ્દેશપર્યંત પહોંચી શકાય છે. જ્યારે આવા અભ્યાસ, પ્રકૃતિના સ્વરોના અભ્યાસના સંબંધમાં ચલાવવામાં આવે છે ત્યારે એક નવીન પ્રકારની શ્રવણેન્દ્રિય કેળવાય છે. સ્થૂલ ઇંદ્રિયથી ગ્રહણ ના થઇ શકતા બાહ્યસ્વરોમાં આવિર્ભાવ પામતી આધ્યાત્મિક સૃષ્ટિમાંની સાબીતિઓ હવે તે મેળવી શકે છે. "આંતરશબ્દ" ના દર્શનનો ઉદય થાય છે. ક્રમે ક્રમે આત્મિકસૃષ્ટિનાં સત્યો અભ્યાસીના સમક્ષ ખુલતાં જાય છે, તથા તેમના આધ્યાત્મિક પ્રકારના વર્ણનનું શ્રવણ કરાવે છે.*

---

* જેઓ કોઇ પણ જાતના સ્વાર્થવિના શ્રવણ કરે છે, તથા શાંતિથી પોતાના

આવા "આંતર ઉત્તેજન" દ્વારાજ સર્વ પ્રકારનાં ઉચ્ચ સત્યો અનુભવી શકાય છે; ગુપ્ત વિદ્યાના ખરા ઉપદેશક પાસેથી આપણે જે સાંભળીએ છીએ તેનો આ પ્રમાણે અનુભવ કરવામાં આવ્યો હોય છે. આમ કહેવાથી એમ ધારી લેવાનું નથી કે પોતાની જાતે આવું આંતર ઉત્તેજન સંભળાતા સુધી ગુપ્ત વિદ્યાનાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો નિરૂપયોગી છે. આથી ઉલટી રીતે આવાં શાસ્ત્રોનો અભ્યાસ અને ગુપ્ત વિદ્યાના વિખ્યાત ગુરુઓના ઉપદેશનું શ્રવણ, એ ઉભયે જાતિય જ્ઞાન વધારવાના સાધન રૂપ છે. સાંભળવામાં આવતું ગુપ્ત જ્ઞાનનું દરેક વાક્ય એવી રીતે યોજવામાં આવ્યું હોય છે, કે જીવાત્માને ખરી વૃદ્ધિનો અનુભવ થતા પૂર્વે તે ભૂમિકા પામવાના લક્ષ્ય પ્રત્યે ઇન્દ્રિયો દોરાય. અત્રે જે સર્વેનો અભ્યાસ કરવાનો કહેવામાં આવ્યો છે તેમાં ગુપ્ત વિદ્યાના ગુરુ સમગ્ર દુનિયાને જે આપી રહ્યા છે તેનો ખંતીલો અભ્યાસ ઉમેરવાની જરૂર છે. સર્વ ગુપ્ત વિદ્યાની શાખાઓમાં આવા પ્રકારનો અભ્યાસ કસોટીકાલના સમયમાં ચલાવવામાં આવે છે: અન્ય સર્વ પ્રકારનાં સાધનોનો પ્રયોગ કરનાર અભ્યાસી, જો ગુપ્ત ગુરુના ઉપદેશોને વિસારે પાડે છે તો કોઇ પ્રકારનો ઉદ્દેશ સાધી શકતો નથી, કારણ કે આવા ઉપદેશો એક યથાર્થ આંતર સૃષ્ટિમાંથી, એક ખરેખરા "પ્રોત્સાહનમાંથી" ઉપજી આવતા હોવાથી તેમનામાં સ્વતઃ એક પ્રકારની આધ્યાત્મિક શક્તિનો સમાવેશ થાય છે. તેઓ કંઇ માત્ર શબ્દો રૂપજ નથી; તેઓ તો જીવંતશક્તિયો રૂપ છે; તમે એકાદ ગુપ્તવિદ્યાવાદીના શબ્દોને અનુસરતા હોછો, ખરેખરા આંતર અનુભવમાંથી ઉપજી આવેલા પુસ્તકને વાચતા હોછો તેવામાં જેમ જીવંત જડમાંથી પ્રાકૃતિક શક્તિયોએ તમારાં ચક્ષુ અને કર્ણ ઉપજાવ્યાં છે તેમ તમારા અંતરાત્મામાં એવી શક્તિયો કાર્ય કરતી હોય છે, કે તમને દિવ્ય દૃષ્ટિવાળા બનાવે છે

(ચાલુ.)

"Thosophist."

---

અભિપ્રાયથી ઉપજી આવતી કોઇપણ ઉર્મિવિના અથવા જાતિય વલનવિના યથાર્થ રીતે આંતરદર્શન પામવાને શક્તિવાન હોય છે, માત્ર તેવાઓની સાથેજ ગુપ્ત વિદ્યામાં ગુરુના નામથી વ્યવહરાતા મહાત્માઓ બોલી શકે છે. જ્યાં સુધી આપણે આપણા ધ્યાનમાં એકાદ અભિપ્રાય અથવા લાગણીને પ્રવેશવા દઇએ છીએ ત્યાં સુધી ગુરુઓ ચૂપજ રહે છે.

# ॥ आत्मसंयम अथवा पतंजलिनो योग ॥

( અનુસંધાન ગતાંકથી. )

વર્તમાન સ્થૂલવાદનો અન્ય બાધ એવો છે, કે પુરાણકથાઓ હાલમાં જંગલી જાતોમાં પ્રવર્તતી મળી આવે છે; તથાપિ આવી જાતિઓ શબ્દોના ખોવાઈ ગયેલા અર્થોના ખુલાસા આપતી તથા નવી નવી પુરાણકથાઓ બનાવતી જોવામાં આવતી નથી; સૌરવાદનો આધાર જો ખરો હોતતો આપણે તેમને યથાર્થ રીતે આમજ વર્તતી જોત. માનવમન હમેશાં સમાન દિશાઓમાં કાર્ય કરે છે. ત્યારે આવી જંગલી જાતોને પુરાણકથાઓ ક્યાંથી મળી આવી ? આપણે જાણીએ છીએ તેમ તે પણ પ્રાચીન શબ્દો અને વાક્યોના અર્થના ખુલાસા કરવાને તદ્દન અશક્ત છે.

આવી સર્વ પુરાણકથાઓનો ખુલાસો મળવા માટે આવા સર્વ પ્રકારના અસંપૂર્ણ વાદોનો ત્યાગ કરીને હિંદુઓના પરિણામવાદ પ્રત્યે લક્ષ દોરવું જોઇએ, એમ મને લાગે છે. સાંખ્યયોગતત્ત્વવેત્તાઓએ આપણને ઉપદેશ્યું છે, કે—( સમગ્ર હિંદુતત્ત્વ વિચારમાં તેમનાજ સિદ્ધાન્તો વ્યાપી રહ્યા છે ):—

૧—વિશ્વનાં સૂક્ષ્મભુવનોમાં ખરેખરી રીતે દેવો વસે છે.

૨—મહેન્દ્રલોકની તાન્માત્રિકસૃષ્ટિમાં પૃથ્વીનાં સર્વ સ્વરૂપો પ્રથમ ઘડાય છે, ત્યાંથી સૌર આકાશોના સ્વરૂપમાં ઐહિક જીવનના ભુવનમાં અવતરે છે.

૩—પૃથ્વી ઉપર ખનિજ, વનસ્પતિ, અધમ પ્રાણી અથવા માનવ વર્ગમાં સર્વ પ્રકારના જીવનના ફેરફારો પ્રથમ એજ સૃષ્ટિમાં થાય છે.

૪—આવા ફેરફારો નિર્માણ કરવાનાં અને પાર પાડવાનાં સાધનરૂપ દેવો છે.

૫—દેવો પોતાની જીવનશક્તિયો પૃથ્વી ઉપર સૂર્યના સાધનદ્વારા દર્શાવી શકે છે, કારણ કે તેઓ એ ભુવનમાં સૂક્ષ્મશરીરોમાંજ અવતરી શકે છે.

૬—સ્વર્ગમાં એવા દેવો છે, કે જેમનું કાર્ય માનવજાતની કેલવણી પાછળ લક્ષ રાખવાનું છે.

૭—માનવજાતિના બાલ્યકાલમાં દેવતાઓ જાતે માનવિઓના મધ્યમાં અવતરે છે, અથવા અન્ય જ્ઞાનવાન દૃષ્ટાઓને માનવજાતને દોરવાને તથા તેના પગ ઉપર ઉભી રહે એવી બનાવવાને મોકલે છે.

૮—આવા દિવ્યગુરૂઓ અને ઋષિયો વિશ્વનાં સર્વ રહસ્યોથી ભોમિયા હોય છે તથા બાલક માનવજાતને યોગ્ય રીતે કેળવવાની બાબત સંપૂર્ણ રીતે જાણતા હોય છે.

૯—માનવિ પોતાની જાતે નૈતિક, સ્થૂલ, માનસિક અને આધ્યાત્મિક રીતે કેળવાઈ શકે એવા માર્ગ તેઓ દર્શાવે છે; તેને આપવામાં આવેલા ઉપદેશોથી યોગ્ય લાભ થાય છે કે નહિ તે જોવા માટે થોડો સમય તેની પાસે રહે છે.

૧૦—સર્વે માનવિઓ સર્વે ઉપદેશો એકદમ ગ્રહણ કરી શકતાં નથી એટલું સારી પેઠે, જાણીને તેઓ માનવજાતના આગળ વધેલા વિભાગને વિશ્વનાં સર્વે રહસ્યોની દીક્ષા આપે છે; બાલક જીવાત્માઓને તેમની સંભાળમાં સોંપીને તેઓ યથાવસર ચાલ્યા જાય છે.

૧૧—મોટા ભાગરૂપ, લગભગ સઘળી માનવજાતરૂપ આ બાલકજીવાત્માઓ આ પ્રમાણે પોતાના વિકાસક્રમનો આરંભ કરે છે.

૧૨—હિંદના આગળ વધેલા જીવાત્માઓને ( હિંદના વૃદ્ધ બ્રાહ્મણોને ) વિશ્વનાં રહસ્યોમાં પ્રવીણ બનવાનું, ભૂલ કરતી માનવજાતની ભૂલો સુધારવાનું, અજ્ઞાનદ્વારા તેમણે જાતે ઉપજાવેલી મુશ્કેલીઓમાંથી વારંવાર તેમને બચાવવાનું તથા આ પ્રમાણે ક્રમે ક્રમે સમગ્ર માનવજાતને કેલવીને તેમની પોતાની ભૂમિકાએ લાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે.

આર્યજાતિના મૂલદ્રષ્ટાઓ ( વેદના ઋષિઓ ! ) ના ઉપદેશો આ પ્રમાણે લોક સમજી શકે એવી ભાષામાં આપવામાં આવ્યા છે. દુનિયાં ઉપર દેવાં સ્વરૂપો અને આવિર્ભાવોમાં દેવોની કેવી શક્તિયો પ્રદર્શિત થાય છે એ સારી રીતે જાણતા હોવાથી તેઓ તેમના દેવોને, સ્થૂલભુવન ઉપર એ શક્તિયોને સૂચવે એવાં લોકમાન્ય નામો આપે છે. આ પ્રમાણે દરેક દૃશ્ય પદાર્થનું નામ એક ચિહ્નરૂપે હોય છે, તે તે પદાર્થને દર્શાવવા ઉપરાંત એકાદ દેવને પણ સૂચવે છે, જેની નિકટની શક્તિ એ પદાર્થમાં કાર્ય કરતી હોય છે.

આપણે જોયું તેમ સર્વે દિવ્યશક્તિયો પૃથ્વી ઉપર સૂર્ય અને સૌરસૂક્ષ્મપ્રદેશો મારફતે સ્વતઃ આવિર્ભાવ પામતી જાય છે. એટલું યથાર્થ રીતે ફલિત થાય છે, કે દેવોનાં સર્વે નામો સૂર્યને સૂચવતાં ચિહ્નોરૂપ હોવાં જોઇએ; જો કે સૂર્ય સર્વ સમય માટે આ સર્વેનામો ધારણ કરી શકતો નથી; આખરે તો એક વિનાનાં તે સર્વે નિરૂપયોગી થઇ પડે છે.

યથાર્થ કેલવણીના વિધિનો આમાં સમાવેશ થાય છે, દરેક પ્રાકૃતિક બનાવની ઉત્પત્તિ સૂર્યમાંથી શોધવી જોઇએ, સૂર્યદ્વારા સ્વર્ગલોકના દેવો પર્યંત શોધ થવી જોઇએ, પછીથી આપણા ગ્રહમંડલના ઇશ્વરપર્યંત જઈ શકાય છે. આ પ્રમાણે આપણને પતંજલિ વિશ્વના બનાવનું તેના અસ્તિત્વના અધમ ભુવન ઉપરનું વર્ણન આપે છે અને કહે છે, કે તેના ઉપર સંયમ સાધવો જોઇએ. સૂર્યનો સંયમ, વિશ્વના લોકોના ખુલાસા પર્યંત લઈ જતો હોવાથી સિદ્ધિઓમાં એક શ્રેષ્ઠ સિદ્ધિ રૂપે છે.

એટલું તો સમજવામાં આવશે, કે માનવજાતિની કેલવણીને આવા પ્રકારે આગળ ચલાવવાની દિવ્ય ગુરુની આવી ભાવના વડે, તથા પોતાના સેવકો સમાન પ્રાચીન ઋષિયોદ્વારા, અને કોઇ કોઇવાર પોતાના અવતારોદ્વારા માનવિને જણાવવામાં આવી છે તે વડે, અપૂર્ણ દૃષ્ટાઓએ દર્શાવેલા પુરાણવાદોના સર્વ પ્રકારના સિદ્ધાન્તોની એકવાક્યતા થઈ રહે છે.

પુરાણકથાઓના સમયોસમય આપવામાં આવતા ખુલાસાઓના સર્વે પ્રકારના વાદોનો સાંખ્યયોગદર્શનમાં કેવી રીતે સહજમાં સમાવેશ થઇ શકે છે, તે તપાસવાનું હવે આપણે ચલાવીશું, ને ટુંકમાંજ પતાવીશું.

નૈતિકવાદના અનુયાયીઓ માને છે, કે દેવોની શક્તિ અને સર્વજ્ઞતાની તથા સારાને

બદલો આપવાની અને નઠારાને શિક્ષા કરવાની વાર્તાઓ પ્રાપ્ત પુરુષોએ જાતિઓમાં નિયમન અને વ્યવસ્થા જાળવવા માટે યોજી કાઢી હતી. હવે એ વાતમાં તો કોઇ જાતની શંકા નથી કે દુનિયાની કેટલીક વાર્તાઓનો આવો સ્પષ્ટ ઉદ્દેશ હોય છે. માનવિઓને છે તે કરતાં સારા બનવાનું શિખવવાના ઉદ્દેશથી વર્તમાનમાં પણ વારંવાર વાર્તાઓ યોજવામાં આવે છે; પ્રાચીન સૃષ્ટિની કેટલીક વાર્તાઓ, દેવોના અસ્તિત્વનું સત્ય ઉપદેશવાના, માનવજાતના વિકાસમાં તેમનું કાર્ય દર્શાવવાના, આવી દિવ્ય શક્તિઓને સ્થૂલભુવનમાં સ્વતઃ પ્રદર્શિત-થવાના માર્ગો દર્શાવવાના, તથા એ શક્તિયોને દુનિયાની વૃદ્ધિ વધારવામાં કાર્ય કરતી બતાવવાના ઉદ્દેશથી પ્રાચીનકાલના પ્રાપ્ત પુરુષોએ નિઃસંશય યોજી કાઢી છે.

એમ કહેવાય છે, કે આ વાદ અનેક દેવોને અર્પવામાં આવતી અનીતિમાન વાર્તાઓનો ખુલાસો આપતો નથી. કારણ કે અનીતિનો ઉપદેશ આપવાના ઉદ્દેશથી પ્રાપ્ત પુરુષો વાર્તાઓ કલ્પી કાઢે એનો સ્પષ્ટ રીતે નાજ બને.

આવી વાર્તાઓ યથાર્થ નૈતિકવાર્તાઓના વર્ગમાં આવી શકતી નથી; છતાં પણ જો આપણે નીતિવિદ્યાનું વિશાલ દષ્ટિબિંદુ લઇએ તો કદાચ તેમને આ વર્ગમાં ગણી શકાય. છતાં તેમને અલગ રાખવીજ ઉત્તમ છે; વિકાસવિદ્યાની નૈતિકશાખા ઉપદેશવાના ઉદ્દેશથી યોજાયલી શાસ્ત્રીયવાર્તાઓના વર્ગમાં તેમને મૂકવી જોઇએ.

દેવો, પ્રકૃતિના શક્તિપક્ષની વિવિધ શાખાઓના સ્થાને છે. દરેક વિભાગ પોતાને ભાગ પડેલું કાર્ય યંત્રવત કર્યા જાય છે, અન્યના કાર્યનો વિચાર પણ કરી શકતો નથી. એક એવ શક્તિએ તેમને કાર્યમાં નિયોજ્યા છે; આખરે વિકાસક્રમનો ઉદ્દેશ સિદ્ધ થાય એવી રીતે કાર્ય કરવામાં આવે છે; તે તપાસવાનું કાર્ય પણ આ શ્રેષ્ઠ સત્તાનું છે.

ઉચ્ચદષ્ટિબિંદુથી કોઇપણ વર્ગના દેવોનું કાર્ય અનીતિવાળું ગણી શકાય, પરંતુ તે કાર્ય જાતે તો સારૂં અથવા નરસું ઉભયમાંનું એકપણ નથી; વિકાસક્રમના યંત્રમાં તેના પોતાના સ્થાનમાં તો તે સ્પષ્ટ રીતે શુભ છે; તેના પોતાના ભુવન ઉપર વિકાસક્રમના એક સાધન રૂપે જે ઉદ્દેશથી તે યોજવામાં આવ્યું હોય છે તેવુંજ તે હોય છે. સમાજના આરંભની ભૂમિકાઓમાં, હમેશાં તેના અધમ વિભાગમાં તથા અલ્પવિકાસવાળાં માનવિઓમાં સઘળે, કામ ક્રોધ દ્વેષ અને તેના જેવા દુર્ગુણો (વર્તમાનમાં તો આમને આપણે આવાજનાગથી વ્યવહરીએ.) માનવજાતની ઉચ્ચ ઉર્મિઓના વિકાસ માટે તથા વિશ્વના મૂલ નિયમોનું જ્ઞાન મેળવવા માટે જરૂરના હતા; આવા પ્રકારનું જ્ઞાન વિશેષ વિકાસના હેતુથી માનવજાતિનું ભાવિનું જીવન નિયમવાને અત્યંત જરૂરનું છે. કામમાંથી નિઃસ્વાર્થ પ્રેમનો કેવી રીતે જન્મ થાય છે, એટલું આપણાથી સમજાય તો આપણે કદાચ દેવોને અનીતિના દોષમાંથી મુક્ત ગણવાની ઉત્તમ દશામાં આવી શકીએ તથા વિકાસક્રમના માર્ગમાં તેમને તેમના યોગ્ય સ્થાનમાં ગોઠવીને સંતોષ માનીએ.

માનુષજાતિ વિકાસક્રમમાં જે સમયે સ્ત્રી પુરુષરૂપ જાતિમાં વિભાજીત બની ગઇ તે સમયનું આપણે અવલોકન કરીએ. આવા પ્રકારની નવીન પ્રેરણા અને ઉપભોગના નવા સાધનની પ્રાપ્તિનું ભાન થતાં પુરુષો અને સ્ત્રીઓ હદપારના અવિચારી સંયોગમાં દોરાયાં ઉપભોગ સાથેજ આવી કામના વૃદ્ધિ પામ્યા જાય છે તથા અમુક સમય માટે તો ઉપભોગ શોધનારી અંધજાતિ રૂપજ તે બની જાય છે. દરેક વ્યક્તિ પોતાના અથવા તેના રૂપ-

ભોગની શોધના વિચારમાંજ હોય છે. પછીથી ઉપભોગની ભાવના પોતાની પ્રવૃત્તિ અને બળવડે ઉપભોગના પદાર્થને મેળવવાની કામનામાં વિકસે છે. દરેક જણ અન્ય દરેકની પાછળ દોડે છે તથા એ અન્યને પોતાનું કરી લેવાની તૃષ્ણા રાખે છે. દરેક જણ, અન્ય દરેકની સાથે વિરોધ કરે છે. દ્વેષનો ઉદય થાય છે, ક્રોધનો પણ સાથેજ વાસો થાય છે, પછીથી તકરાર, લડાઇ, ખૂન થાય છે. પછીથી આવા ઉભરાઓ પ્રત્યે તિરસ્કારની લાગણી થાય છે, કારણ કે તેમનાથી સમાજના અન્યોન્ય પ્રત્યેના આનંદોના ખરા ઉપભોગમાં બાધ થાય છે. ક્રોધ, દ્વેષ, ભય, જીવનને કોઈ પણ પ્રકારના સુખોપભોગ કરતાં એક પ્રકારનાં નર્ક સમાનજ બનાવે છે. વિરૂદ્ધ જાતિની બે વ્યક્તિઓ વચ્ચે એક પ્રકારના નિત્ય સંબંધની જરૂર લાગતા સુધી, ભોગ્ય પદાર્થોનું મંડલ સંકુચિત બનવાનો આરંભ થાય છે. પોતાની માલિકીની તૃષ્ણા વિશેષને વિશેષ બલવાન્ બનતી જાય છે. પરંતુ હજુએ સ્વાર્થી પ્રેમ હોય છે; પોતાના પ્રેમાસ્પદ માટે માનવિ ગાંડો થઈ જાય છે, કારણ કે તેથી તેને આનંદોપભોગ મળી રહે છે પછીથી આવી કામનાના સામર્થ્યમાંથીજ, તથા ભોગ્ય પદાર્થને ગૂમાવવાની અથવા મરણ, રોગ અથવા વિરોધને લીધે પોતાનો ઉપભોગ ઓછો થવાની ભીતિને લીધે ઉપભોગ માટે પ્રેમસ્થાનનું સંરક્ષણ કરવાની તૃષ્ણાનો તેનામાં ઉદય થાય છે. પછીથી માનવિ પ્રેમાસ્પદ માટે ભોગ આપવાનો આરંભ કરે છે, તથા ભાવિના ઉપભોગ માટે પ્રેમાસ્પદનું રક્ષણ કરવા સારૂ પોતાના સુખની તૃષ્ણાનો ત્યાગ કરવાનો પણ તે આરંભ કરે છે. આ પ્રમાણે આપણે જોઇએ છીએ, કે તૃષ્ણા પોતે પોતાના બલવડે પોતાનીજ ઘાતક થાય છે વાસનાના નિયમના કાર્યવડે ક્રમે ક્રમે પ્રેમાસ્પદ માટે ભોગ આપવાની બાબત આનંદજનક નિવડે છે; સ્વાર્થી ઉપભોગની ભાવના દૂર થઇને નિર્મૂલ થાય છે. આ પ્રમાણે પ્રેમ એક ઉચ્ચ પ્રકારની ઉર્મિમાં પરિણામ પામે છે.

વિરૂદ્ધ જાતિઓમાં પ્રબલ અને નિર્બલ તેજસતત્વની હાજરીને લીધે ઉભય જાતિઓમા આકર્ષણ જોવામાં આવે છે આ ઉભયે પ્રકૃતિમાં અન્યોન્યમાં ઓતપ્રોત થઇ જતાં તથા સામાન્ય સુખ અને શાંતિદશા પામવાનો પ્રયત્ન કરતાં જોવામાં આવે છે. જેમ જેમ માનવ મનથી આવી સુખ શાંતિની ભાવના મોંઘી બનતી જાય છે તેમ તેમ તેનું પુનરાવર્તન થયાં કરે છે. ઉપસ્થના નામથી વ્યવહરાતો કર્મેન્દ્રિયોનો તે ખાસ આવિર્ભાવ કે જે તેજસતત્ત્વ અથવા રૂપતત્ત્વનો માત્ર આવિર્ભાવ રૂપ છે તે મનસવડે ગતિમાન થાય છે તથા વાસનાના નિયમવડે આવાં સતત આંદોલનોનું પરિણામ લિંગ શરીરના છાયાકોષના તેજસ વિભાગને બલવાન બનાવે છે, સૌર આકાશીના વિશ્વવ્યાપક સંગ્રહમાંથી વધારે વધારે સાધનો પૂરાં પાડવામાં આવે છે. તેમના પોતાના ભુવનોનું તેજસતત્વ હદપાર વધી જવાને લીધે મન સુદ્ધાંત લિંગશરીર અશુદ્ધ બને છે. આવું તેજસતત્વ હદપારનું વધી જતાં, આપોઆપ ક્રોધરૂપે જણાવા માંડે છે તથાં આ પ્રમાણે પોતે ધારેલા ઉપભોગના વચમાં જે કંઇ આવે તે દૂર કરવાનો પ્રયત્ન કરે છે. જ્યારે ઉપભોગની તૃષ્ણાનું બલ પ્રેમ પદાર્થને પોતાની પાસે રાખવાની તૃષ્ણામાં ભળી જાય છે ત્યારે તેની સાથે વાયુતત્ત્વ અથવા સ્પર્શતન્માત્રા મિશ્રિત બને છે. સૂક્ષ્મશરીરનો વર્ણ પલટાય છે. વિચારનું સ્વરૂપ અથવાં ભુવર્લોકનો સંગ્રહ પણ બદલાય છે. જ્યારે પ્રેમ સ્થાનને ગૂમાવવાની ભીતિ પણ હાજર હોય છે ત્યારે માનવ બંધારણમાં આકાશ તત્ત્વ

બલવાન્ બની જાય છે. આકાશતત્ત્વની સીધી લીટીની ગતિ, વાયુની ગોળ ગતિ અને અગ્નિની ત્રિવિધ ગતિને ઉભયને દૂર કરવાનું વલન ધરાવે છે. આનું પરિણામ એમ થાય છે, કે મેલા લીલા અને લાલ રંગો દૂર થવા માંડે છે; તત્ત્વોના આવા ત્રિવિધ કાર્યનું પરિણામ ધીમે ધીમે મનનું એવા પ્રકારનું વલન ઘડવામાં આવે છે કે જેમાં ગૂમાવવાની બ્હીક સામે પ્રેમસ્થાનને બચાવી રાખવાની તૃષ્ણાનો ઉદય થાય છે બચાવની ભાવનાથી અત્રે વાયુ સૂચવાય છે, પ્રેમથી અગ્નિનું સૂચન થાય છે, અને ભીતિથી આકાશની શૂન્યતાનું ભાન થાય છે. નવીન વિચાર–મૂર્તિમાં આ ત્રણે તત્ત્વો વિદ્યમાન હોય છે અને ઉપર વર્ણવાયલી લાગણી, એ દરેકની અન્યોન્ય ઉપર કાર્યની સમતા રૂપ અસરના માત્ર સહજ પરિણામ રૂપ છે. અગ્નિ અને વાયુનું બલ ઓછું થતાં પીત પૃથ્વી સ્વતઃ જણાય છે; એનો અર્થ પોષણ રક્ષણ માટે પ્રેમસ્થાનને બલ આપવા સમાન થાય છે. કર્તવ્યનો હેતુ બદલાઈ જાય છે તથા લિંગ શરીરમાં અર્પણનો રંગ જામી જાય છે. પૃથ્વી તત્ત્વ, વાયુ અને અગ્નિ તત્ત્વોને વધારે વધારે શાંત પાડતું જાય છે, અને ધીમે ધીમે કંઈક લેવાના કરતાં કંઈક વધારે આપવાની ભાવના બલવાન્ બનતી જાય છે.

( ચાલુ. )

રામપ્રસાદ.

---

# ॥ सत्ययुगनो पुनः आरंभ ॥

( અનુસંધાન પૃષ્ટ ૧૫૧ થી )

ઓલ્કન અને રોઝીક્રોસના ખરા બંધુઓ મહાત્માઓનું આવું એક મંડલ હતું. એસીનીઓ, થેરાપ્યુટીક્સ અને નીઓ–પ્લેટોનીટો તથા અન્ય આધ્યાત્મિક જ્ઞાનાનુભવ મેળવેલાઓના જેવાજ મૂખ્ય સિદ્ધાંતો તેઓ ઉપદેશતા હતા; અમુક સ્વીકૃત અભિપ્રાયોને માનનારા અથવા વિચારના તરંગ અથવા વિધિ પ્રમાણે તેને બદલી નાખનારા શોધક તત્ત્વવેત્તાઓનાં મંડલો જેવાં આ મંડલો ન હતાં. તેઓ સત્યનો અપરોક્ષાનુભવ મેળવતાં હતાં; સત્ય એક અને વિશ્વમાન્ય તથા જે સ્થાનમાંથી જોવામાં આવે તે પ્રમાણે માત્ર સ્વરૂપમાં બદલાતું હોવાથી આવાં મંડલોએ ઉપદેશેલા સિદ્ધાંતો મુખ્યત્વે કરીને એકજ છે, કદાચ તેમને વિવિધ સ્વરૂપોમાં દર્શાવવામાં આવ્યા હોય છે. આ સર્વ આજે પણ તેનાંતેજ છે; ક્રિશ્ચયન દેવલો અને આપણાં મંદિરોના આધાર આમના ઉપર છે. ભૂતકાલના ખરા સંતપુરૂષોએ આમને આધારે ઉભાં કરેલાં મંદિરો એ પ્રકારના આધ્યાત્મિક મંદિર સમાન હતાં. આજ કાલનાં લોક માન્ય મંદિરો નિરુત્સાહી, મૃતઃપ્રાય, શુષ્ક, જડ આચારનાં સ્વરૂપોથી ઉભરાઈ જાય છે. આમનાથી પવિત્રતાનો હેતુ અલ્પ પણ ભાગ્યેજ સિદ્ધ થાય છે.

ખરા રોઝીક્રુશીઅનોના ઇતિહાસ વિષે એમ કહેવાય છે, કે આશરે ૧૩૭૮ ના વર્ષમાં ક્રિશ્ચન રોઝેનક્રુઝ નામનો માણસ જે તે સમયે પૂર્વના દેશોમાંથી આવતો હતો તેણે જર્મનીમાં એ નામની એક ગુપ્ત મંડળી સ્થાપી. એરબ અને ખાલ્ડીયન લોકોમાં કરેલી મુસાફરીના સમયમાં ઓળખાણમાં આવેલા કેટલાક મહાત્માઓની મદદથી તેણે ઘણું ઘણું જ્ઞાન મેળવ્યું હતું. તેણે આ મંડલમાં સાત સભ્યોને દીક્ષા આપી, તેમને બધું ગુપ્ત રાખવાના સોગન આપવામાં આવ્યા, R. C. શબ્દો (Rose of The Cross) તેમના ચિહ્ન રૂપે હતા. રોઝેનક્રુઝે પોતાના મર્ત્ય આકારનો ત્યાગ ૧૦૬ વર્ષે કર્યો કહેવાય છે, તેના અનુયાયીઓ અને મંડલના અન્ય સભ્યોએ તેના દેહને દાટયો હતો.* આ સંસ્થા સતત ચાલ્યા ગઇ, તેમાં અનેકાનેક ફેરફારો થઇ ગયા. બંધુઓ વારંવાર વીખરાઇ જતા અને એકઠા થતા. આમાંના કેટલાકના દેહ ધર્મવીર તરીકે મરણ શરણ થયા, કેટલાક જીવ્યા અને અજ્ઞાન પ્રદેશમાં મરણ પામ્યા. અમર આત્માનો જીવનમાં અનુભવ થયા પછી, નિત્યાત્માને ધારણ કરનાર ઐહિક કોશોનું કેવું ભાવિ થાય છે તેનો તેમને મન થોડોજ હિસાબ હોય છે. મધ્યકાલના કેટલાક મહાન્ તત્ત્વવેત્તાઓ, કેટલાક વૈદ્યતત્ત્વજ્ઞો આ સંસ્થાના સભ્યો હતા. તેમાંના ઘણાજ આગળ પડેલા કોર્નેલીયસ એગ્રીપા, રોબર્ટ ફ્લડ અને થીઓ-ફ્રેસ્ટસ-પેરેસેલ્સસ હતા. છેલ્લા નામવાળાએ આ સંસ્થાનો પુનઃ ઉદ્ધાર કર્યો, પછીથી તેના સભ્યોની સંખ્યા ઘણી વધી ગઇ. તેની કીર્તિ વિખ્યાત બનતાં અન્ય "રોઝીક્રુશીયન" નામધારી મંડળો અસ્તિત્વમાં આવ્યાં અને ખરી સંસ્થા લોક દૃષ્ટિમાંથી દૂર થઇ. ૧૭૧૪ માં રેન્ટસે પ્રસિદ્ધ કરેલા પુસ્તકમાં કહેવાયું છે, કે રોઝીક્રોસના છેલ્લા મહાત્માઓ હિંદમાં ચાલ્યા ગયા હતા, તેમનામાંના કોઇપણ યુરપમાં રહ્યા હતા નહિ.

આ મહાત્માઓ વિષે ગમે તેમ હો, છતાં હજુએ યુરપમાં રોઝીક્રોસના ખરા અ-

---

* એમ કહેવાય છે, કે તેના મરણનાં ૧૨૦ વર્ષ પછી તેની કબરમાં પેસવાનું દ્વાર શોધી કાઢવામાં આવ્યું હતું. એક નિઃસરણી વડે ભોંયના કમાનવાળા વિભાગમાં જવાતું હતું, તેના બારણા આગળ કંઇક લખવામાં આવ્યું હતું. એ વિભાગમાં પ્રકાશ પ્રકાશતો હતો, પરંતુ ત્યાં જતાં તે બુઝાઇ ગયો. એ કમાનવાળા વિભાગની સાત બાજુઓ હતી, સાત ખુણા હતા, દરેક બાજુ પાંચ ફુટ પ્હોળી અને ૮ ફુટ ઉંચી હતી. ઉપરનો ભાગ આકાશ દર્શાવતો હતો, ભોંયતળ પૃથ્વીને સૂચવતું હતું અને તેમને ત્રિકોણોમાં ગોઠવવામાં આવ્યા હતા, તે દરેક બાજુના દસ ચોરસ આકૃતિઓમાં વિભાગ પાડયામાં આવ્યા હતા. મધ્યમાં એક વેદી હતી તેના ઉપર એક પીતળની તખ્તી હતી તેમાં A. C. R. C અક્ષરો તથા કેટલાક શબ્દો હતા. વચમાં ચાર આકૃતિઓ હતી તેમની આસપાસ કેટલાક શબ્દો હતા. આ વેદી નીચેથી રોઝેનક્રુઝનો દેહ જડી આવ્યો, તે જેવો ને તેવોજ હતો તેમાં કોહવાણની જરાપણ નીશાની ન હતી. તેના હાથમાં ભૂર્જ પત્રમાં સુવર્ણાક્ષરે લખેલું એક પુસ્તક હતું, પુઠા ઉપર T હતો અને અંતે ચાર વાક્યો હતાં. મૃતની મરણ ક્રીયા વખતે હાજર રહેલા આઠ બંધુઓની તેમાં સહીઓ હતી.

(સરખાવો હાર્ગ્રેવ જેનિંગ્સ—ધ રોઝી ક્રુશીઅન્સ.

નુયાયીઓ મળી આવે છે, તેઓ કેટલાંક રહસ્યો જાણતા હોય છે. તેઓ મહાત્માઓને તથા અન્યોન્યને ઓળખતા હોય છે—કોઇ પ્રકારના બાહ્ય શબ્દો અથવા ચિહ્નો વડે આમ બનતું નથી પરંતુ અધ્યાત્મ દર્શનની શક્તિવડેજ આમ થાય છે. તેમના આત્મા અધ્યાત્મ મંડલના સભ્યો બનવાનાં સાધનો કાલ અને દિકૂના બંધનોનીપાર વર્તતા હોય છે તેથી તેમના સ્થૂલ આકારો ના મળે તોપણ તેઓ એક બીજાને ઓળખી શકે છે. માત્ર ખરેખરૂં એકજ અધ્યાત્મ મંડલ સંભવિ શકે છે કારણ કે વિશ્વ વ્યાપક આત્મા માત્ર એકજ છે. સત્યના પ્રમુખત્વવાળી જીવંત ચૈતન્યનો તેજ એક મંડલિ છે. પ્રવેશવાને શક્તિ વાળા હોય તેવા સર્વ માટે તેનાં બારણાં ખુલ્લાં છે; કારણ કે જોઇ શકે એવાના આગળથી જ્યોતિ છૂપાઇ શકતી નથી તેમજ અનુભવવાળાઓથી સત્યનો પોતાનો એકલાનો હક મેળવી શકાતો નથી. પ્રવેશક ફી વિના તથા કોઈની ભલામણ વિના આ અધ્યાત્મ મંડલમાં સર્વથી પ્રવેશી શકાય છે. પરંતુ સર્વે પ્રવેશવાની શક્તિવાળા હોતા નથી કારણ કે ઐહિક વાસનાઓ માટે અધ્યાત્મ પ્રદેશ નથી, જેમની પ્રવેશવાની મરજી હોય તેમણે એ વાસનાઓને પાછળ રાખવાની જરૂર છે. તેમને સ્વીકાર માટે બાહ્ય ચિહ્નોની અપેક્ષા નથી, કારણ કે અપરોક્ષ દર્શનવડે તેઓ અન્યોન્યનું ચારિત્ર જાણી શકે છે, તેથી અધમ વાસનાઓવાળો સભ્ય થઇ શકતો નથી. તેમને મંડળો મેળવવાને ખાસ સ્થાનોની જરૂર પડતી નથી, કારણ કે પરમાત્માના મહાન્ મંદિરમાં તેઓ અન્યોન્ય સાથે સતત વ્યવહારમાંજ વસે છે. શુદ્ધ ( આધ્યાત્મિક ) સુવર્ણનાં બનાવેલા તથા મહા સદ્‌ગુણરૂપી જવાહીરોથી જડેલાં કીમતી રાજચિહ્નો પણ તેમની સાથે હોય છે. તેમનાં સુવર્ણ અને જવાહીરને કોઈથી ચોરી શકાય એમ નથી, તેમજ સાધારણ મનુષ્યથી જોઇ શકાય એમ નથી, કારણ કે તેઓ પોતાનાં ચિહ્નોને હૃદયોમાં ઉંડાં ડાટેલાં લઇને ફરે છે.

ગોલ્ડ અને રોઝી ક્રોસના ખરા બંધુઓ આવા હોય છે. તેઓ શાંત અને અજ્ઞાન રીતે પોતાનું કાર્ય કર્યાં જાય છે. તેઓ તે સમયની શાંતિથી રાહ જુએ છે કે જ્યારે યોગ્ય સમય થતાં માનવ જાતના આધ્યાત્મિક પુનરૂદ્ધારની વિધિને દોરવાને તેમને આગળ આવવું પડશે. તે સમયે અધ્યાત્મવિદ્યાનું શુદ્ધ સુવર્ણ ઉપર તરી આવશે, નકામો કચરો તળે બેસી જશે, કારણ કે જેઓ જીવવા યોગ્ય છે તેજ જીવશે.

રોઝીક્રુશીઅનોના સિદ્ધાન્તો આ પ્રમાણે હતા;--

૧ દુઃખને ઓછું કરવું તથા કોઇ પણ જાતનો બદલો લીધા વિના માંદાને સાજાં બનાવવાં.A

---

A આધ્યાત્મિક શક્તિના વિકાસ સાથે હમેશાં માંદાને સાજા કરવાની સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, કારણ કે જ્ઞાનીના દેહમાં વ્યાપી રહેલાં શુદ્ધ જીવન તત્ત્વો કેન્દ્રમાંથી ચારે પાસ ફેલાતાં હોય છે તથા વ્યાપ્તિના નિયમાનુસાર અન્ય બંધારણમાં તેમની પાસે આરોગ્ય વર્ધક કાર્ય કરાવી શકાય છે.

નૈતિક અને સ્થૂલ આરોગ્યનું રક્ષણ અને વર્ધન એજ ઉત્તમોત્તમ કાર્ય છેઃ પોતાનો સ્વાર્થી હેતુ પાર પાડવા માટે અન્યના કમભાગ્યનો લાભ લેવો એ તો લુચ્ચાઇ ભરેલો ઢોંગ છે. દીમાકદાર ડૉક્તર, તેની મદદની જરૂર કલ્પનાર દર્દીની ગમત ખાતર કાર્ય કરે

૨ જે દેશમાં તેઓ વસતા હોય તે દેશની રીત ભાત પ્રમાણે તેમણે તેમના લગ્ન-ડાંક્તાંની રીતભાત રાખવાની છે.B

૩ વર્ષમાં એકવાર અમુક સ્થાનમાં બની શકે તો એકઠા થવું C

૪ દરેક સભ્યને પોતાના અનુયાયી તરીકે યોગ્ય પુરૂષને પસંદ કરવાનો છે.D

૫ R. G ( રો. ક્રૂ ) અક્ષરો તેમના ચિહ્નરૂપ છે.E

૬ પ્રથમ સ્થાપનાથી આરંભીને સોવર્ષસુધી આ મંડલનું અસ્તિત્વ છૂપું રહેવાનું હતું.

રોઝીક્રુશીઅનોના હેતુઓ માનવિ ઇચ્છિ શકે તેવા ઉત્તમોત્તમ છે; કારણ કે આત્મિક સંપૂર્ણતા કરતાં કંઇ વિશેષ ઉચ્ચ ભાવના સંભવી શકતી નથી. આ દશાની સરખામણીમાં દુનિયાની સમૃદ્ધિ કંઇ પણ વિસાત વિનાની બની જાય છે; કારણ કે જે સંપૂર્ણ સુખી હોય છે તે વિત્તની કામના કરતો નથી; જેને સત્યનો અનુભવ હોય છે તે શ્રમણાઓ માટે પૂછપરછ કરતો નથી. તેને મન તો વિજ્ઞાનની અથવા તત્ત્વવિદ્યાની શોધો નકામીજ છે; કારણ કે અપરોક્ષ જ્ઞાન થયા પછી તેને સિદ્ધાન્તો માટે દરકાર રહેતી નથી. તેમજ તેને ઘણી સમૃદ્ધિની જરૂર પડતી નથી કારણ કે જેમ જેમ તેની આંતર જ્યોતિનું આધ્યાત્મિકકાર્ય તેના દેહના સ્થૂલપરમાણુઓને વધારે વધારે ઉચ્ચ અને સૂક્ષ્મ બનાવે છે, તેમ તેમ સ્થૂલભુવનની જરૂરીઆતોથી તે વિશેષ

---

છે, તે ભાગ્યે કોઇકજ વાર કંઇ સારૂં કરી શકે છે; તેણે તો માત્ર પૈસા ખાતર કાર્ય કરીને સંતોષ રાખવો જોઇએ, પ્રાકૃતિક વૈદે આત્મામાંથી પોતાની કીમતિ બક્ષિસો મેળવીને, જેને ખરી જરૂર હોય તેમને તે છૂટથી આપવી જોઇએ. ઢોંગીને જે બદલો મળે છે તે પૈસા અને કીર્તિરૂપી હોય છે; ખરા વૈદ્યનો બદલો પોતે પોતાનું કર્તવ્ય કર્યાના સંતોષરૂપ હોય છે.

B તેમની પોતાની જાતને વિખ્યાત બનાવવાની અથવા દુનિયા સમક્ષ પ્રકાશી નીકળવાની ઇચ્છા નથી, પરંતુ ડોળદમામ વિના શાંતિથી, ગુપચૂપ રીતે સારૂં કરવાનો તેમનો ઉદ્દેશ છે.

C આ સ્થાન પૃથ્વીના ગમે તે સ્થાનથી નજીક છે—માત્ર અધિકારીઓ જ સમજી શકે છે.

D માત્ર જેમના સદ્‌ગુણોની કસોટી સારી રીતે કરવામાં આવી હોય તેમનેજ પસંદ કરવામાં આવતા. ગાંડાના હાથમાં તલવાર આપવામાં આવતી નથી. પ્રકૃતિની તાત્ત્વિક શક્તિયોને પોતાના આધિનમાં લેવાતી શક્તિ, પોતાના અંતરની આવી શક્તિયોને પોતાને આધિનના કરનાર માનવિને આપી શકાતી નથી.

E રોઝ-ગુલાબ, સર્યનું સૂચક છે; ક્રોસ-ચંદ્રનો ( બુદ્ધિ ) સૂચક છે. ચંદ્રને સૂર્યમાંથી પ્રકાશ મળે છે, જો પવિત્ર પ્રેમ બુદ્ધિમાં ઓતપ્રોત બની જાય છે તો વિજ્ઞાનથી હૃદય ઉભરાઇ જાય છે.

સ્વતંત્ર બનતો જાય છે; આખરે સ્થૂલ અને દશ્યસ્વરૂપને દૂર કરીને તથા પોતાના વામનાદેહમાં સમગ્ર જીવનશક્તિને એકઠી કરીને તે તદન એ દેહનુંજ જીવન ગાળે છે. મર્ત્ય ચક્ષુઓથી અદશ્ય રીતે આ સર્વ બન્યાં જાય છે, છતાંએ તે એક જીવતો માનવિ હોય છે.

રોઝીક્રુશીઅનો તેટલા માટે જીવનામૃત ચાખનાર વિષે આ પ્રમાણે કહે છે:–

" જે તંગી અને દારિદ્રયની પાર છે, રોગ અને મરણની પણ પાર છે, જેને માનવ જાતના મોટા વિભાગને દુઃખ થાય છે તેથી દુઃખ લાગતું નથી, પોતાના માથા ઉપર આકાશ વિના અન્ય આચ્છાદનની જરૂર નથી, પૃથ્વી વિના અન્યાધારીની, તથા પવન વિના અન્ય પોષણની જરૂર નથી, જે સાધારણ લોક વલખાં મારે છે તેવી સર્વ જરૂરીઆતોની પાર વર્તે છે, તેજ ખરેખરો સુખી છે.

" ઈશ્વર ગર્વિષ્ઠને નમાવે છે, વિનીતને ચઢાવે છે. ગર્વિને તે તિરસ્કાર વડે શિક્ષા કરે છે, પરંતુ નમ્ર માનવિ પ્રત્યે તે પોતાના પવિત્ર દૂતોને દિલાસો આપવા મોકલે છે. અસદાચારીને તે જંગલમાં રખડાવે છે, પરંતુ સદીચ્છાવાળા માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કરે છે.

" મિથ્યાવાદીઓના ગ્રંથોનો ત્યાગ કરો, તેમાં જૂઠો વિના અન્ય કાંઇનો સમાવેશ થતો નથી; કારણ કે જે સિદ્ધાન્તો ઉપર તેમના ન્યાયનો આધાર છે તે ભ્રમણાઓ સમાન છે. યથાર્થ તત્ત્વના પ્રદેશમાં પ્રવેશ કરો, અમારી પાસેના ખજાનામાં ભાગ પડાવો. અમે તમને આમંત્રણ કરીએ છીએ–અમારી પોતાની મરજીથી નહિ–પરંતુ અમારામાં ગતિમાન થતા દિવ્યાત્માની સત્તાથી; અમે તેના સેવકો છીએ.

" પ્રાણીને બુદ્ધિના વિલાસોની શી ખબર છે? આત્માના આનંદની, તર્કપરંપરાઓ ચલાવનારને શાની ખબર હોય ?

" જાણે કે આપણે દુનિયાના આરંભથી જીવતા હોઇએ અને તેના અંતસુધી રહેવાના હોઇએ તે પ્રમાણે આપણે જીવનગાળીએ અને વિચારીએ તો તે શું ઉત્તમ ના ગણાય ?

" પ્રકૃતિનાં સર્વ રહસ્યો જાણવાં તથા ભૂતકાલમાં જે જે થઇ ગયું છે અને ભાવિમાં જે જે થવાનું છે તે જે પુસ્તકમાં લખવામાં આવ્યુ છે તે વાચવું શું આનંદજનક નથી ?

" અધમ વડે આકર્ષાવાને બદલે ઉચ્ચને આકર્ષવાની શક્તિ મળવાથી તથા તમારી આસપાસ અધમસત્તા ઉભરાવાને બદલે ઉચ્ચ દેવગણો ઉભરાય તેથી શું તમને આનંદ નહિ થાય ? "

[ચાલુ.]

*Lux.*

આદ્યદ્રષ્ટા.
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
અહર્નિશ મણિલાલ નભુભાઈ.
દ્વિવેદી.

# સુદર્શન.

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૯. ] (માસિક) [ જુન. ૧૯૦૯. ]

અનુક્રમણિકા.



અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ લિમિટેડ.

આદ્યદ્રષ્ટા.
સ્વ. અભેદમાર્ગ પ્રવાસી.
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૯. ] (માસિક) [ જુન. ૧૯૦૯. ]

## मुग्धा प्रत्ये त्हेनो सखो.

( અધુરૂં )

અયિ ઉરમાં હસે શું તું આમ !
કહેને એ અમને;
ગણ ગણે ઉંડું શું તું ગાન ?
કહેને એ અમને.

મુખડે વિશાળે તાહરે સ્મર દિપ્તીમાન થતો સખી !
ગવરાવતો શું ગાન ગૂઢાં, તુજ હૃદય પટ પર એ લખી !

બેઉ છૂપાં રમો કયી રિત ?
કહેને એ અમને;
ગાણું ગાઓ કયાં એ નિત ?
કહેને એ અમને.

મુજથી સખી નવ રાખ્ય છૂપું, ભેદ એવો નવ ધરે;
ધીમે ધીમે કહે કર્ણ માંહે, ઉરનો ઉભરો મટે.

પરવશ બની શું તું વ્હેન ?
કહેને એ અમને;
તેથી પડતું ન ક્યાંહી ચેન ?
કહેને એ અમને.

કઈ વખ્તથી વિનવું હું બાલે ! શું બની બે શુદ્ધ તું ?
મન મેલને તું નાંખ્ય ધોઇ, બનીજા સખીરી શુદ્ધ તું.

ભદ્ર.

---

# भूत सेवा.

( મૂળેલું )

શ્લોક.

રે રે પંથી ઉર્ધ્વ ગામી ! ઉર્ધ્વ પંથ પ્રયાણમાં;
કોણ હાથે કોણ આશે સોંપ્યો થયો ? લે ધ્યાનમાં.

મંદાક્રાંતા.

૧ અંધારીને મનમુંઝવતી દુઃખ મેઘે અસેલી,
હું હું નિશા શ્વપચ કરમાં જીંદગી સર્વ ત્હારી;
રે રે સોંપી વીર ! વિચર્યના, ધ્યાન લે શબ્દ સાચા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨ ડોળા કહાડી ઘુરર ઘુરતી સીંહણી પાસ આવી,
જો ઊભી છે મુખ દશનને કેશમાં આંખ્ય ઘાલી;
ત્હોયે કૈં છે હજુ ન દબવ્યો ત્યાં સુધી હાથ ત્હારા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૩ મ્હારૂં મ્હારાં શ્રવણ નયને આવતાં દુઃખિયોનાં,
દુઃખો જાવા, સકળ અરપું એમ આપે થવામાં;
હેતુંભતા ઇશ હૃદયને લૈ ઉરે આંશ્ય ત્હારા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૪ અંકે લેઈ મૃદુ હૃદયથી બાળને માત રોજે,
પ્રેમે મીઠું ચુમન કરતાં સેવતી દિવ્ય ભાવે;

ત્હેને ભાવે ભૂત સકળને સેવ્ય ને માન્ય વ્હાલા !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૫ જાયું ત્હેને જરૂર મરવું સાથ ના કાંય લેવું,
એ વિચારે સદય ચિતથી પ્રેમ નીતિ ભરેલું;
જીવ્યું ત્હારૂં જગત તલમાં નિત્યને સત્ય થાવા.
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૬ જેનું સાચું શરણુ મળવા ધર્મ સૌ ધ્યાન ધારે,
તે માયાળુ ભૂત સકળમાં આત્મ ચૈતન્ય ભાવે;
ઊભો ત્હેનું યજન કરી લે ભૂલ્ય ના વેદ કહેતા,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૭ સૌ તીર્થો ત્હું યજન વરદા જ્ઞાન ને દાન માંહે,
વ્હેતી ગંગા નિરમળ દયા નીરનું ધ્યાન ધારે;
તે ત્યાગી ના દૂર રઝળ્ય, લે મંત્ર ત્હું વીર વ્હાલા !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૮ જે ત્હુંમાં તે ભૂત સકળમાં, લેશ ના અન્ય હોયે,
હું–ત્હું માળા મમત મણકે ત્હું ત્હુંને ભેદ દોરે;–
બાંધ્યો છૂટી, પવન સરખો વીર ! નિષ્કામ થાવા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૯ ગુરૂ ત્હારો તુજ વિણુ સખે અન્ય ના કોય હોયે;
બીજા પાસે દીન વદનથી ઘો દયા એમ બોલે;
તે ત્હું ત્હારો ગુરૂ સુહૃદ કે જે ઇચ્છે તેજ થાવા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૦ કાયા માયા લલિત લલના પુત્ર પુત્રી ગણેલાં,
ત્હારાં પ્યારાં ન વશ તુજને નાશથી રોકવામાં;–
જાણી, જાવા અલખ સદને, વિખ પીયુષ થાવા.
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૧ નિર્દોષી ને પરમ પ્રણયી બાળના જેમ વ્હાલું,
જીવ્યું ત્હારૂં પરમ પ્રણયે પોષતાં દિવ્ય ચારુ;
કર્મે ધર્મે મન વચનથી માની લે એક નેતા,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૨ આધિ વ્યાધિ અહિત ઉરના ક્લેશ સૌ ટાળવામાં,
ને ઉપાધિ ગરજેન્ત થકાં કંપતાં ગાત્ર કેરાં;

દુઃખે દાઝી મન તન ધને સ્હાય દે જ્ઞાનથી આ,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૩ ત્હારૂં કોયે અકૃત કરિયું હોય તે સર્વ ભૂલી,
ને ત્હેં કોનું સુકૃત કરિયુ હોય તે સર્વ ભૂલી;
નિર્મોહી થૈ વીર! વિચર્ય, લૈ જ્ઞાન વિજ્ઞાન નૌકા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૪ ના ભૂલે, જે મરણ ગ્રહશે સર્વને ને ત્હને તે,
ને ના ભૂલે, જગ સકળનો તાત જે ઇશ ત્હેને;
એ બંનેને સતત સમરી ધારી લે ઉર વ્હાલા!
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૫ જેવું ત્હુંને મધુર તુજનું, ત્હેમ સૌ ઉરને છે,-
જાણી, કોનું અહિત કરતાં ઉરથી અંચકીને;
સાધુભાવે સરલ હૃદયે સંચી લે આત્મ સુધા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૬ બાજે ઘેર્યું થર થર થતું પંખીડું પાસ આવ્યે,
શીબી ભૂપે સદય હૃદયે શર્ણું રાખી સમાને;
કાપી આપ્યું નિજતન, ગણી મોક્ષ ગામી પર્ણું આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૭ આ માનુષી અલભ્ય જનમે ના થયું જે કર્યું તો.
બીજે આવા કંઈ ન મળશે મુક્ત થાવા પ્રસંગો,
માટે ચેતી વીર! સમયને સાધ્ય, ને લે સદા આ,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા,

૧૮ વ્યષ્ટિ મોહે અતીવ દુઃખદા સ્વાર્થ સેજે સૂતેલા,
કામાદિના વિષમ વિષથી આત્મઘાતી થતામાં;
આંખ્યો ખોલી સમષ્ટિ સદને જો અને વ્હોર્ય વ્હાલા!
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૯ જે વીરોને ગદ્દ ગદ્દ રવે આર્ય ગ્રંથો વખાણે,
તે વીરોએ કવણુ કરિયું તે બધું જાણવાને;
કીર્તિ ગીતા રૂપ જિવન એ વાંચ્ય ને સાર લે આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૦ જે પ્રેમે ત્હું તુજ હૃદયને તોષવા ખંત રાખી,
આઠે પ્હોરે વિવિધ વિષયે ધન્ય જીવ્યું ગુમાવી;

ઊભો રે'તો ત્યમજ ઉભવા મોક્ષને પંથ પ્યારાં !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૧ ક્રોધાદિનાં કુટિલ પગલાં ઉરથી દૂર જાવા,
મૈત્રી પ્રીતિ ઘટ ઘટ જડી આત્મ ભાવે સદાના;
ક્ષાંતિ જ્યાને હૃદય ધર્ય ને તીર ટંકાર લે આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૨ જ્યોતિ રૂપા વિમળ રસદા દ્વારને ખોલવાને,
આત્મ દૃષ્ટા દધિચી મુનિ શાં કૃત્યને પૂર્ણ ભાવે;
ધારી ધ્યાને અચળ પગથી એ ચઢી હાથ લે આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૩ જે સૃષ્ટિમાં નિત નિત નવું કામ લક્ષ્મી રમેલાં,
તે સૃષ્ટિના રમણ સઘળાં જે સૂતાં ઘોર ચેમાં,
છે કો ઉગ્યાં જશ કર જગે જે થકાં તેજ લે આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૪ છે આ ત્હારો તુજ નયનમાં નાચતો લોક આખો,
ભસ્મી ભૂતા જરૂર બનવો ના કંઈ થિર રે'વો;
ત્યાં તું ત્હુને શિવ સદનમાં પ્હોંચવા પાંચ ! લે આ,-
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૫ વિપક્ષી સૌ અજિત સબળો 'આજ ને કાલ્ય' વચ્ચે,
ત્હારૂં પ્યારૂં સફળ કચરી છે રહ્યો પાસમાં તે;
ફેંશો ખેંચી ઉજ્વલ સમજી સાર્થી લે સઘ શાણા !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

શ્લોક.

સંસારાબ્ધિ તરી જાવા, બ્રહ્માત્મ ભાવે સર્વદા;
ભૂત સેવા નાવ લે ત્હું, આત્મ નાવિક હાથમાં !

કહાન ચકુ ગાંધી.

# गोपी संदेह.

( મળેલું. )

શામળીઆ ! વ્હેલા આવો વ્રજમાંહી,
અમો જીવીં આશાએ ત્હમારી. વ્હાલીડા૦ ટેક.

ભક્તાધિન ભુધર ભવતારણ, શ્રીવર સ્નેહ વિહારી !
વિરહાનળથી બળતાં બચાવા, આવી ગૃહો અમ બાંહ્ય. શામ૦

બ્રહ્મા ઇંદ્રાદિનો માન ઉતારી, કાલીય ભય નિવારી;
પાવક મુખથી મરતાં બચાવી, હવે ન મારો મોરારી ! શામ૦

શરદ નિશાનું સુખ સંભારી, સ્નેહી ! સ્નેહ વિચારી;
વિરહ વિદારણ પ્રેમની પ્યાલી, પાવા આવો ઝટ આંહી. શામ૦

ગળે ગુંજાહાર કાને કુંડળ, મોર મુગટ શિરધારી;
અધર સુધારસ મોરલી મૂકી, પ્રેમ પાઓ ગિરિધારી ! શામ૦

સ્નેહી જનને છેહ દીધાથી, અધિકું પાપ ન કાંઇ,–
જાણી, જીવન કહાન પધારો, અરજ ઉરે અમ ધારી. શામ૦

' વ્રજ વિહારી. '

---

# कौमुदी.

( મળેલું. )

રતી'તી રસિકા અતી દુખીં થતી, અશ્રુ બહુ પાડતી,
જાગી ણહીં તે આરતી ધ્વનીં સુણી, ગંગા તટે વાગતી;
' હા ! હા ! સેવક સૌ ઉભા પથ મહીં, સુપ્રેમ સંપાદવા, '
એવી વાણીં ફરી ફરી વદીં વદી, લાગી બૂને સ્પર્શવા. ૧

મીઠો વાયુ સહુ સ્થળે સ્ફુરી રહ્યો, ગોષ્ટિ કરે પ્રેમીઓ,
વ્હેતી અંતર પ્રેમથી ઉછળતી–આનંદની શ્રેણીઓ;

ખોલી નાંખતી દુઃખના કમળને, ઊડી જતી વિપતી,
સંસારે ઈહ સારતો સફળ હો ! રે'જો સદા આ સ્થિતી. ૨

પ્હેર્યું શ્વેત સુવસ્ત્ર કંઠની વિષે,—હીરા તણો હાર આ,—
શોભાવે તુજ દેહડી, અનુપમા ! સ્તુતી કરૂં સારમાં;
હે શક્તિ દીનની કરૂણ રસભરી ! વાણી ઉઠી ઝીલજે,
રે'જે તૃપ્ત સદા અને મમ ગૃહે,—આવી રીતે ખીલજે. ૩

ભાણજી ભાઇચંદ કોઠારી.

---

# प्रवेशकाले.

( મળેલું. )

ગઝલ.

પ્રવેસ્યો છું પ્રભો ! આજે, પ્રવેસ્યો છું પ્રભો ! આજે !
પ્રવેસ્યો વિશ્વ સિન્ધુમાં, હવે બલ પૂર્ણ તું દેજે ! ૧

નથી બલ વિશ્વસાગરમાં તરાવા હોડકું મ્હારૂં,
દયાબલથી છતાં ત્હારા, પ્રભુ ! તરવા હું તો ધારૂં. ૨

પ્રભો ! વિશ્વાબ્ધિમાં આજે પ્રવેસ્યો દીનજન છું હું,
હવે નૌકા તરાવા આ પ્રભો ! બલ દે તું એ માગું. ૩

ડૂબ્યા ચાલ્યા ઘણાના છે, તર્યા તો સંકડો કૈં છે,
પ્રભૂ તો દીનબન્ધુ છે ! દયા એવીજ એની છે. ૪

જવાના તે ગયા દિનોઃ ખરો આ કાલતો આવ્યો !
હવે આ કાલ ડુબવાનો, તરણ બલદે તરૂં તોતો ! ૫

પ્રવેસ્યો ત્યાં હતો ભયના, હવે મધ્યે ભયંકર આ !
ડગુમગુ થાય નૌકા ત્યાં, ન જાણું શું થશે હાવાં. ૬

થયો ભય પ્રાપ્ત છે આજે, તદા ભીતિ નહિ છાજે,
હવે શ્રદ્ધા પ્રભુમાં કૈં ધરી હંકારવું છાજે ! ૭

ધરી શ્રદ્ધા, ધરી આશા ઘટે હંકારવું આજે,
હવે આશા, હવે શ્રદ્ધા, તરણબલ તું પ્રભો ! દેજે ! ૮

---

कुङ्कम.

# । उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति ।

( મળેલું. )

## પ્રકરણ ૬ ઠું

( અનુસંધાન ગતાંકથી. )

### સદ્યમુક્તિ.

બીજે દિવસે પ્રાતઃકાળે પ્રવાહણુ રાજા બ્રહ્મર્ષિઓ સહવર્તમાન :વિરાજતા હતા, ત્યાં ઉદ્દાલકમુનિએ આવીને કહ્યું કે—હે રાજન્! અમને પુછેલા પાંચ પ્રશ્નોમાંના પાંચમા પ્રશ્નનું મને સમ્યક્ પ્રકારે જ્ઞાન થયું છે. આ લોકમાં જીવનયાત્રા કરતા મનુષ્યના જીવને અને કર્મને મરણ પછી કેવો સંબંધ રહે છે, તેમજ તે સંબંધ વડે તે જીવ દ્યુ, પર્જન્ય, પૃથ્વી, પુરૂષ અને સ્ત્રી રૂપ પંચાગ્નિમાંથી પુનઃ કેવી રીતે મનુષ્યાવતાર ધારણ કરે છે તે હવે સારી પેડે મારા સમજવામાં આવ્યું છે. હવે અવશિષ્ટ ચાર પ્રશ્નોનું વિવરણ કરવા અનુગ્રહ કરવાને આપ યોગ્ય:છો.

પ્રવાહણુ—હે વિપ્રર્ષે! અવશિષ્ટ ચાર પ્રશ્નોમાંથી પ્રથમ પ્રશ્નનું વિવરણ પ્રથમ કરવું યુક્ત છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન—એ ત્રણુ સાધનોથી આ લોકનાં મનુષ્યોની ચાર પ્રકારની ગતિ કહી છે. કર્મમાં સત્ અને અસત્ એ બન્ને પ્રકારનો સમાવેશ થાય છે. સત્કર્મના પણુ સકામ અને નિષ્કામ—એ બે વિભાગ છે. ઉપાસના એટલે અંતઃકરણમાં બાહ્ય વિષયોના સંયોગોથી જે અનેક વૃત્તિઓ સ્ફુરે છે, તે વૃત્તિઓને દબાવી દઇ શાસ્ત્ર સમર્થિત કોઈપણુ દિવ્ય આલંબન સાથે ચિત્તને સંયુક્ત કરી તેજ આલંબનમય ચિત્તની સંતત વૃત્તિ ઉત્પન્ન કરવી, તેને ઉપાસના કહે છે.* વસ્તુતઃ ઉપાસના અને યોગ, ઉભય એકજ છે. પરંતુ કર્મ અને ઉપાસના—એ બેથી જ્ઞાન વિલક્ષણુ છે. સત્, ચિત્, આનંદ, અસ્તિ, ભાતિ, પ્રિય, ચૈતન્ય, સત્ય, અનંત, વસ્તુ, ભૂમા, અમૃત, સંવિત્, આત્મા અને બ્રહ્મ—એ સર્વ શબ્દો જ્ઞાનના પર્યાયમાત્ર છે. જ્યાંથી ક્રિયાનો આરંભ થાય છે ત્યાંથી અનાત્મા અથવા સંસારનો આરંભ થાય છે. ક્રિયાના અંત સાથે એક અને અદ્વિતીય જ્ઞાન જ પ્રકાશી રહે છે. અંતઃકરણુ અને અંતઃકરણુની વૃત્તિઓ ક્રિયાત્મક છે. તે ક્રિયા જેથી ઉત્પન્ન થાય છે, તેજ જ્ઞાન અથવા સાક્ષીરૂપ આત્મા છે. પિંડમાં જેમ આત્મા છે, તેમ અખિલ વિશ્વમાં જ્ઞાન રૂપ પરમાત્મા અથવા બ્રહ્મ છે, અને ક્રિયા રૂપ પ્રાણુ છે. આ પ્રાણુ અને અંતઃકરણુની વૃત્તિઓ જ્યારે નિશ્ચેષ્ટ થાય છે, ત્યારે અવશિષ્ટ આત્મા અથવા બ્રહ્મરૂપ જ્ઞાનમાત્ર

---

* જુઓ છાંદોગ્યોપનિષદ ઉપર શાંકરભાષ્યનું ઉપોદ્ઘાત પ્રકરણુ:—

उपासनं तु यथाशास्त्र समर्थितंकिञ्चिदालम्बनमुपादाय तस्मिन्समानचित्तवृत्ति संतानकरणं तद्विलक्षणप्रत्ययान्तरितमितिविशेषः ॥

આશ્રયદાતા.
શ્રી ગોલોકવાસી.
પ્રાતઃસ્મરણીય મણિલાલ નભુભાઈ
દ્વિવેદી.

# સુદર્શન.

મન્ત્રી.
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"——ભાગવતમ્.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૯. ] (માસિક) [ જુન. ૧૯૦૯. ]

## मुग्धा प्रत्ये व्हेनो सखो.

( મળેલું )

અયિ ઉરમાં હસે શું તું આમ !
કૂહેને એ અમને;
ગણ ગણે ઉંડું શું તું ગાન ?
કૂહેને એ અમને.

મુખડે વિશાળે તાહરે સ્મર દિપ્તીમાન થતો સખી !
ગવરાવતો શું ગાન ગૂઢાં, તુજ હૃદય પટ પર એ લખી !

બેઉ છૂપાં રમો કયી રિત ?
કૂહેને એ અમને;
ગાણાં ગાઓ કયાં એ નિત ?
કૂહેને એ અમને.

મુજથી સખી નવ રાખ્ય છૂપું, ભેદ એવો નવ ઘટે;
ધીમે ધીમે કૂહે કર્ણ માંહે, ઉરનો ઉભરો મટે.

પરવશ બની શું તું બ્હેન ?
ક્‌હેને એ અમને;
તેથી પડતું ન ક્યાંહી ચેન ?
ક્‌હેને એ અમને.

કઈ વખ્તથી વિનવું હું બાલે ! શું બની એ શુદ્ધ તું ?
મન મેલને તું નાંખ્ય ધોઈ, બનીજા સખીરી શુદ્ધ તું.

ભદ્ર.

---

# भूत सेवा.

( મળેલું )

શ્લોક.

રે રે પંથી ઉર્ધ્વ ગામી ! ઉર્ધ્વ પંથ પ્રયાણમાં;
કોણ હાથે કોણ આશે સોંપ્યો થયો ? લે ધ્યાનમાં.

મંદાક્રાંતા.

૧ અંધારીને મનમુંઝવતી દુઃખ મેઘે ગ્રસેલી,
હું હું નિશા સ્વપચ કરમાં જીંદગી સર્વ ત્હારી;
રે રે સોંપી વીર ! વિચર્યના, ધ્યાન લે શબ્દ સાચા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨ ઠોળા ક્હાડી ધ્રુરર ધ્રુરતી સીંહણી પાસ આવી,
જો ઊભી છે મુખ દશનને કેશમાં આંખ્ય ઘાલી;
ત્હોયે કં છે હજુ ન દબવ્યો ત્યાં સુધી હાથ ત્હારા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૩ મ્હારૂં મ્હારાં શ્રવણ નયને આવતાં દુઃખિયોનાં,
દુઃખો જાવા, સકળ અરપું એમ આપે થવામાં;
હેતુંભતા ઠરા હૃદયને લે ઉરે આંખ્ય ત્હારા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૪ અંકે લેઈ મૃદુ હૃદયથી બાળને માત રીઝે,
પ્રેમે મીઠું ચુમન કરતાં સેવતી દિવ્ય ભાવે;

ત્હેવે ભાવે ભૂત સકળને સેવ્ય ને માન્ય વ્હાલાં !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૫ જાણું ત્હેને જરૂર મરવું સાથ ના કાંય લેવું,
એ વિચારે શદય ચિતથી પ્રેમ નીતિ ભરેલું;
જીવ્યું ત્હારૂં જગત તલમાં નિત્યને સત્ય થાવા.
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૬ જેનું સાચુ શરણ ભળવા ધર્મ સૌ ધ્યાન ધારે,
તે માયાળુ ભૂત સકળમાં આત્મ ચૈતન્ય ભાવે;
ઉભો ત્હેનું યજન કરી લે ભૂલ્ય ના વેદ કહેલા,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૭ સૌ તીર્થો ત્હું યજન વરદા જ્ઞાન ને દાન માંહે,
વ્હેતી ગંગા નિરમળ દયા નીરનું ધ્યાન ધારે;
તે ત્યાગી ના દૂર રઝળ્ય, લે મંત્ર ત્હું વીર વ્હાલા !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૮ જે ત્હુંમાં તે ભૂત સકળમાં, લેશ ના અન્ય ત્હોયે,
હું-ત્હું માળા મમત મણકે ત્હું ત્હુંને ભેદ દોરે;–
બાંધ્યો છૂટી, પવન સરખો વીર ! નિષ્કામ થાવા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૯ ગુરૂ ત્હારો તુજ વિણુ સખે અન્ય ના કોય ત્હોયે:
બીજા પાસે દીન વદનથી ધો દયા એમ બોલે;
તે ત્હું ત્હારો ગુરૂ સુહૃદ કે જે ઇચ્છે તેજ થાવા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૦ કાયા માયા લલિત લલના પુત્ર પુત્રી ગણેલાં,
ત્હારાં પ્યારાં ન વશ તુજને નાશથી રોકવામાં;–
જાણી, જાવા અલખ સદને, વિખ પીયુષ થાવા.
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૧ નિર્દોષી ને પરમ પ્રણયી બાળના જેમ વ્હાલું,
જીવ્યું ત્હારૂં પરમ પ્રણયે પોષતાં દિવ્ય ચારુ;
કર્મે ધર્મે મન વચનથી માની લે શ્રેષ્ઠ નેતા,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૨ આધિ વ્યાધિ અહિત ઉરના ક્લેશ સૌ ટાળવામાં,
ને ઉપાધિ ગરજન થકાં કંપતાં ગાત્ર કેરાં;

દુઃખે દાઝી મન તન ધને સ્હાય દે જ્ઞાનથી આ,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૩ ત્હારૂં કોએ અકૃત કરિયું હોય તે સર્વ ભૂલી,
ને ત્હેં કોનું સુકૃત કરિયુ હોય તે સર્વ ભૂલી;
નિર્મોહી થૈ વીર! વિચર્ય, લે જ્ઞાન વિજ્ઞાન નૌકા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૪ ના ભૂલે, જે મરણ અલ્હશે સર્વને ને ત્હને તે,
ને ના ભૂલે, જગ સકળનો તાત જે ઇશ ત્હેને;
એ બન્નેને સતત સમરી ધારી લે ઉર વ્હાલા! ..
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૫ જેવું ત્હુંને મધુર તુજનું, ત્હેમ સૌ ઙરને છે,–
જાણી, કોનું અહિત કરતાં ઉરથી અચકીને;
માધુભાવે સરલ હૃદયે સંચી લે આત્મ સુધા,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૬ બાજે ઘેર્યું થર થર થતું પંખીડું પાસ આવ્યે,
શીબી ભૂપે સદય હૃદયે શર્ણુ રાખી સમાને:
કાપી આપ્યું નિજતન, ગણી મોક્ષ ગામી પણું આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૭ આ માનુષી અલભ્ય જનમે ના થયું જો કશું તો.
બીજે આવા કંઈ ન મળશે મુક્ત થાવા પ્રસંગો,
માટે ચેતી વીર! સમયને સાધ્ય, ને લે મદા આ,
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા,

૧૮ વ્યષ્ટિ મોહે અતીવ દુઃખદા સ્વાર્થ સેજે સૂતેલા,
કામાદિના વિષય વિષથી આત્મઘાતી થતામાં;
આંખ્યો ખોલી સમષ્ટિ સદને જો અને વ્હોર્ય વ્હાલા!
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૧૯ જે વીરોને ગદ્ ગદ્ સ્વરે આર્ય ગ્રંથો વખાણે,
તે વીરોએ કવણ કરિયું તે બધું જાણવાને;
કીર્તિ ગીતા રૂપ જિવન એ વાંચ્ય ને સાર લે આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૦ જે પ્રેમે ત્હું પ્રુજ હૃદયને તોળવા ખંત રાખી,
આઠે પ્હોરે વિવિધ વિચારે ધન્ય જીવ્યું ગુમાવી;

ઊભો રે'તો ત્યમજ ઉભવા મોક્ષને પંથ પ્યારાં !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૧ ક્રોધાદિનાં કુટિલ પગલાં ઉરથી દૂર જાવા,
મૈત્રી પ્રીતિ ઘટ ઘટ જડી આત્મ ભાવે સદાના;
ક્ષાંતિ જ્યાને હૃદય ધર્મ ને તીર ટંકાર લે આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૨ જ્યોતિ રૂપા વિમળ રસદા દ્વારને ખોલવાને,
આત્મ દૃષ્ટા દધિચી મુનિ શાં કૃત્યને પૂર્ણ ભાવે;
ધારી ધ્યાને અચળ પગથી એ થકી હાથ લે આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૩ જે સૃષ્ટિમાં નિત નિત નવું કામ લક્ષ્મી રમેલાં,
તે સૃષ્ટિના રમણ સઘળાં જ સૂતાં ઘોર ચે'માં,
છે કો જીવ્યાં જશ કર જગે જે થકાં તેજ લે આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૪ છે આ ત્હારો તુજ નયનમાં નાચતો લોક આખો,
ભસ્મી ભૂતા જરૂર બનવો ના કંઈ થિર રે'વો:
ત્યાં તું ત્હુંને શિવ સદનમાં પ્હોંચવા પાંથ ! લે આ,–
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

૨૫ વિપક્ષી સૌ અજિત સબળો 'આજ ને કાલ્ય' વચ્ચે,
ત્હારૂં પ્યારૂં સકળ કચરી છે રહ્યો પાસમાં તે;
દેશો ખેંચી ઉભલ સમજી સાહીં લે સદ્ય શાણા !
સંસારાબ્ધિ પરમ તરણું એક સૌ ભૂત સેવા.

શ્લોક.

સંસારાબ્ધિ તરી જાવા, બ્રહ્માત્મ ભાવે સર્વદા;
ભૂત સેવા નાવ લે તું, આત્મ નાવિક હાથમાં !

કહાન ચકુ ગાંધી.

# गोपी संदेह.

( મળેલું. )

શામળીઆ ! વ્હેલા આવો વ્રજમાંહી,
અમો છીએ આશાએ તમારી. વ્હાલીડા૦  ટેક.

ભક્તાધિન ભુધર ભવતારણ, શ્રીવર સ્નેહ વિહારી !
વિરહાનળથી બળતાં બચાવા, આવી ગૃહો અમ બાંહ્ય. શામ૦

બ્રહ્મા ઇંદ્રાદિનાં માન ઉતારી, કાલીય ભય નિવારી;
પાવક મુખથી મરતાં બચાવી, હવે ન મારો મોરારી ! શામ૦

શરદ નિશાનું સુખ સંભારી, સ્નેહી ! સ્નેહ વિચારી;
વિરહ વિદારણ પ્રેમની પ્યાલી, પાવા આવો ઝટ આંહી. શામ૦

ગળે ગુંજાહાર કાને કુંડળ, મોર મુગટ શિરધારી;
અધર સુધારસ મોરલી મુકી, પ્રેમ પાઓ ગિરિધારી ! શામ૦

સ્નેહી જનને છેહ દીધાથી, અધિકું પાપ ન કાંઇ,–
જાણી, જીવન ક્હાન પધારો, અરજ કરે અમ ધારી. શામ૦

'વ્રજ વિહારી.'

---

# कौमुदी.

( મળેલું. )

રહી'તી રસિકા અતી દુખી થતી, અશ્રુ બહુ પાડતી,
જાગી ઊંહીં તે આરતી ધ્વની સુણી, ગંગા તટે વાગતી;
'હા ! હા ! સેવક સૌ ઉભા પથ મહીં, સુપ્રેમ સંપાદવા,'
એવી વાણી ફરી ફરી વદી વદી, લાગી બૂને સ્પર્શવા. ૧

મીઠો વાયુ સહુ સ્થળે સ્ફુર્ત રહ્યો, ગોપિ કરે પ્રેમીઓ,
વ્હેતી અંતર પ્રેમથી ઉછળતી–આનંદની શ્રેણીઓ;

ખોલી નાંખતી દુખતા કમળને, ઊડી જતી વિપતી,
સંસારે ઈહિ સારતો સફળ હો ! રે'જો સદા આ સ્થિતી. ૨

પ્હેર્યું શ્વેત સુવસ્ત્ર કંઠની વિષે,–હીરા તણો હાર આ,–
શોભાવે તુજ દેહડી, અનુપમા ! સ્તુતી કરૂં સારમાં;
હે શક્તિ દીનની કરૂણ રસભરી ! વાણી ઉંડી ઝીલજે,
રે'જે તૃપ્ત સદા અને મમ ગૃહે,–આવી રીતે ખીલજે. ૩

ભાણજી ભાઇચંદ કોઠારી.

---

# प्रवेशकाले.

( મળેલું. )

ગઝલ.

પ્રવેશ્યો છું પ્રભો ! આજે, પ્રવેશ્યો છું પ્રભો ! આજે !
પ્રવેશ્યો વિશ્વ સિન્ધુમાં, હવે બલ પૂર્ણ તું દેજે ! ૧

નથી બલ વિશ્વસાગરમાં તરાવા હોડકું મ્હારૂં,
દયાબલથી છતાં ત્હારા, પ્રભુ ! તરવા હું તો ધારૂં. ૨

પ્રભો ! વિશ્વાબ્ધિમાં આજે પ્રવેશ્યો દીનજન છું હું,
હવે નૌકા તરાવા આ પ્રભો ! બલ દે તું એ માગું. ૩

ડૂબ્યા ચાલ્યા ઘણાના છે, તર્યા તો સેંકડો કૈં છે,
પ્રભૂ તો દીનબન્ધુ છે ! દયા એવીજ એની છે. ૪

જવાના તે ગયા દિનોઃ ખરો આ કાલતો આવ્યો !
હવે આ કાલ ડુબવાનો, તરણ બલ દે તરૂં તોતો ! ૫

પ્રવેશ્યો ત્યાં હતો ભયના, હવે મધ્યે ભયંકર આ !
ડગુમગુ થાય નૌકા ત્યાં, ન જાણું શું થશે હાવાં. ૬

થયો ભય પ્રાપ્ત છે આજે, તદા ભીતિ નહિ છાજે,
હવે શ્રદ્ધા પ્રભુમાં કૈં ધરી હંકારવું છાજે ! ૭

ધરી શ્રદ્ધા, ધરી આશા વરે હંકારવું આજે,
હવે આશા, હવે શ્રદ્ધા, તરણબલ તું પ્રભો ! દેજે ! ૮

---

कुकम.

'પણ ફાલ્ગુન મધ્યે ઉદગયન થાય એ અન્વયે વસંત સંપાત વર્ષારંભ મૃગશીર્ષ ઉર્ફે આગ્રહાયણે થાય. માઘમાં ઉત્તરાયન આવે તો જેવો વસંત સંપાત કૃતિકામાં હોય તેવોજ અહીં પણ હોય, આ પ્રમાણે તૈત્તિરીય બ્રાહ્મણના "ફાલ્ગુન પૂર્ણમાસ એ સંવત્સરનું મુખ છે." એ વચનમાં અગ્રહાયણવાળા વચનની બીનાને મજબુતી મળે છે. મૃગશીર્ષમાં વસંત સંપાત થાય એટલે મૂળ નક્ષત્રમાં શારદ સંપાત આવે. અને કદાચ મૂળ નક્ષત્રનું નામ પણ આ બીના ઉપરથી પડેલું હશે. કારણ, તે સમયે વર્ષારંભ સૂર્યાસ્તની સાથે ઉગનાર પણ તેજ નક્ષત્ર હશે. આ મૂળ શબ્દની વ્યુત્પત્તિ કેટલેક અંશે મૃગ મધ્યે વસંત સંપાત થતો એમ બતાવવાને ઉપયોગી થાય તેમ છે.

આગળ કહેવામાં આવ્યું છે કે વર્ષનાં ઉત્તર દક્ષિણ એવાં બે અયન છે. તેનો વૈદિકકાળનો અને તે પછીના કાળના અર્થ મધ્યે તફાવત છે. વૈદિકકાળે સૂર્યના ઉત્તર ગોળાર્ધના કાળને ઉત્તરાયન કહેતા. પરંતુ ત્યાર પછી તેનો અર્થ મકરથી કર્કસંક્રમણપર્યંતનો કાળ એવો કરવામાં આવ્યો. અર્થાત્ પૂર્વે પિતૃયાન કિંવા હાલના દક્ષિણાયનનો આરંભ કર્ક સંક્રમણથી થાય. ઉદગયન ફાલ્ગુનની પૂર્ણિમાએ થાય એટલે દક્ષિણાયન કિંવા પિતૃયાન ભાદ્રપદી પૌર્ણિમાએ થાય. સારાંશ, કે ભાદ્રપદનો કૃષ્ણપક્ષ એ પિતૃયાનનો પહેલો પક્ષ. હાલ પણ આપણે આ પક્ષમાં પિતરોનું વિશેષે કરીને મહાલય શ્રાદ્ધ કરીએ છીએ. ભાદ્રપદ કૃષ્ણ પક્ષને પિતૃ પક્ષનું નામ કાં આપવામાં આવ્યું તેનું કોઈએ આજ પર્યંત કારણ આપેલ નથી. પરંતુ ફાલ્ગુન પૌર્ણિમાએ વર્ષારંભ થાય એ સંહિતા વચનનો પૂરો અર્થ ગ્રહણ કરવાથી એટલે તે પૌર્ણિમાએ ઉત્તરાયનારંભ થાય એમ સમજવાથી આ બીનાનું સહજ રીત્યે સમાધાન થઈ જાય તેમ છે. કારણ, કે દક્ષિણાયનનો આરંભ ભાદ્રપદ પૂર્ણિમાએ થતો હોવાથી તેના પછીના પક્ષને પિતૃ પક્ષ કહેવામાં આવે છે.

કાંઈ આપણોજ પિતૃ પક્ષ ભાદ્રપદમાં હોય છે એવું નથી. પારસી લોકોનો પણ તેજ પ્રમાણે પિતૃ પક્ષ હોય છે. આ બિના ઘણી મહત્વની છે, કારણ જે જુના કાલ સંબંધી આપણે વિચાર કરવાનો છે તે કાળે ભારતીય, ઇરાની,–અને–હેલનિક–ગ્રીક આર્ય સર્વ એકજ હતા. જ્યારે આપણી ઉતપત્તિ ખરી છે, ત્યારે આ આર્ય લોકોની નિરનિરાળી શાખાની ચાલુ રીતિ, દંતકથા વગેરે બીના ઉપરથી સારો આધાર મળે છે. મૃગશીર્ષમાં વસંત સંતાપ થતો એ બતાવનારાં પુષ્કળ પ્રમાણો આગળ ઉપર આપણે જોયું હાલ અવસ્તાના પ્રાચીન પંચાંગ વિષે ગીઇગરે કરેલા અનુમાનનો થોડો વિચાર કરીએ તેણે મધ્યર્યો* એટલે વર્ષનો મધ્ય ભાગ એ શબ્દ આધાર ભૂત માનીને તે ઉપરથી પ્રાચીન અવસ્તાના પંચાંગમાં વર્ષનો આરંભ દક્ષિણાયનથી થતો હતો એવું આપણાથી પ્રતિકૂળ અનુમાન કર્યું. પારસી લોકોએ એવી પ્રત્યેક બાબતો માટે પોતાનો વિરુદ્ધ મત પ્રદર્શિત કીધો. જ્યારે ડો. ગીઇગરના વિચારે વર્ષારંભ ઉત્તરાયનથી થાય છે, ત્યારે પારસીના વિચારે વર્ષારંભ દક્ષિણાયનથી થાય છે. અને તેજ ખરો સમય છે. પારસી અને હિંદુના જૂના પંચાંગનું સામ્ય કાંઈ આકસ્મિક જ છે એમ કાંઇ નથી. આગળ કહેવામાં

* મધ્યર્યો અને અંગ્રેજી છે Midyear મિડઇયર એકજ છે.

આવ્યું છે, કે બન્નેના પિતૃ પક્ષ ભાદ્રપદમાં એકજ વખતે આવે છે. પારસી લોકોનો પહેલો મહિનો ફ્રવશિનમ્ એટલે પિતૃમાસ છે. અને તેનો આરંભ દક્ષિણાયનથી થાય છે. આ મહિનાથી ચોથો મહિનો તિષ્ટ્ય કિંવા તિષ્ટ્યાનો માસ છે. આ તિષ્ટ્ય નક્ષત્ર સિરિયસ% નો તારો હોય એમ માનવામાં આવે છે. ભાદ્રપદથી ચોથો મહિનો માર્ગશીર્ષ મૃગશીર્ષ-આવે છે. આ મૃગશીર્ષ અને સિરિઅસ એ બન્ને પાસેજ છે. તેમજ ફ્રવાશિમ્ મહિનામાં દક્ષિણાયન વખતે વર્ષારંભમાનવાથી દકયો મહિનાનો આરંભ બરાબર વસંત સંપાત કાળે થાય. આ દકયો મહિનો સૃષ્ટિકર્તા અહુરમઝ્દનો છે. આ ઉપરથી તે એક વખતે વર્ષારંભનો હોય એમ દીસે છે. આ પ્રમાણે, જૂનાં અવસ્તાનાં પંચાગો મધ્યે વસંતસંપાતથી આરંભ થનારા વર્ષના કાંઇ ભાગની આપણને ખબર પડે તેમ છે. આ બિના અને વિશેષે કરી બન્નેના પિતૃ પક્ષ એક હોવાની બિના માત્ર કાકતાલિય છે એમ સંભવતું નથી. પણ તેનો વર્ષારંભ ઉતરાયનથી દક્ષિણાયનમાં જ્યારે જાય ત્યારે પિતૃપક્ષ સંસ્થી પૂર્વાપર ચાલતી આવેલી પવિત્ર બીના સ્થાનભ્રષ્ટ કરવી એ તેમને યોગ્ય લાગે નહિ. અર્થાત્ હિંદુ અને પારસી એ બન્નેના પિતૃપક્ષ એકજ છે.

આ પ્રમાણે તૈતિરીય સંહિતા અને બીજા બ્રાહ્મણ ગ્રંથોમાં ફાલ્ગુન પૂર્ણમાસનું વર્ષ છે એવો અર્થ ગ્રહણ કરવાથી, અને મૃગશીર્ષ વાચક અગ્રહાયણ શબ્દનો વર્ષારંભ કરનારે એવો અર્થ કરવાથી, તે નક્ષત્રમાં એક વખત વસંત સંપાત થતો હતો એમ સ્પષ્ટ સમજાય છે. પિતૃપક્ષના કાળ ઉપરથી પણ એમજ દીસે છે. વળી પારસી લોકોના પિતૃ પક્ષનો કાળપણ આપણા પિતૃપક્ષ સાથેજ હોય છે એ બિના ઉપરથી પણ આપણી વાતને સબળ આધાર મળે છે. કૃત્તિકામાં વસંત સંપાત થતો આ બીના આવાજ પ્રકારના પૂરાવા ઉપરથી સિદ્ધ કરવામાં આવી છે. અને મૃગશીર્ષથી નક્ષત્રનો આરંભ થાય છે, એવું કોઇ પણ સ્થળેથી સ્પષ્ટ વાક્ય મળતું નથી. ત્યારે તે માનવાને વિરોધ ઉપજે એવી બીનાનું આગળ વિવેચન કરવામાં આવશે, તે ઉપરથી પણ ઉપરના અનુમાન સંબંધની શંકાને વિશેષે કરીને સ્થાન મળી શકે તેમ છે નહિ.

આકાશના જે ભાગ મધ્યે મૃગશીર્ષ નક્ષત્રપુંજ આવેલ છે તે ભાગ સર્વને અત્યંત પ્રેક્ષણિય છે. નિર્મળ રાત્રિએ સહજ આકાશ તરફ જોવાથી એ તારકાપુંજ ના મનોહર સ્વરુપ પ્રતિ લક્ષ ગયા સિવાય રહે તેમ નથી. પણ પ્રાચીન આર્યોએ તે સમયે આકાશના ભાગ મધ્યે વર્ષારંભે સૂર્યોદય થતો હોવાને સબબે અધિક મનોવેધક થતો એમ માનવું જોઇએ. આવુંજ મધ્યે વ્યાધ-વેધન સહ પ્રથમ પ્રકારના પાંચ તારાઓ આવેલા છે. અને બીજા પ્રકારના પણ ઘણા તારાઓ આવેલા છે, તેની બાજૂમાં આકાશ ગંગા આવેલ છે. આ નક્ષત્રપુંજ ઉપરથી પ્રાચીન આર્યોને કેટલીક બીનાઓની માહિતી મળી છે તે પૈકી અમુકની પરીક્ષા કરી તે ઉપરથી આપણી ઉપપત્તિને કાંઇ આધાર મળે છે કે કેમ ? એ હવે જોઇએ.

---

% વ્યાધ.

આપણી ઉપપત્તી પ્રમાણે જ્યારે તેનો આજ પર્યન્તનો અર્થ અધિક મજબુત લાગે, ત્યારે આપણી ઉપપત્તીને ખરી માનવાને એક સબળ કારણ મળે છે. પરંતુ પરીક્ષા કરતા પહેલાં પ્રાચીન ગ્રંથોમાં વર્ણવ્યા મુજબ વિવિક્ષિત તારા અને તેનો કલ્પેલો આકાર નિશ્ચય કરવાની અગત્ય છે.

મૃગશીર્ષના અર્થ ઉપરથી તે પુંજ ઢગલાના આકારની કલ્પના સહજે થાય તેમ છે. પણ તેમાં અનેક તારા આવવાના કારણસર આકારની કલ્પના તે પૈકી કંઇ ખરી માનવી એ જરા કઠિન છે. શીર્ષ શબ્દ ઉપરથી મૃગ આકાશમાં હોય એમ દીસતું નથી. રૂદ્રરૂપે પ્રજાપતીને બાણથી વિધવાની હકીકત શતપથ બ્રાહ્મણ ( ૨—૧—૩— ) ની વિમત ઉપરથી સાયણાચાર્યે પોતાના ભાષ્યમાં કહેછે,કે રૂદ્રે પ્રજાપતિનું શિરબાણવડે છેદીનાખ્યું* અને બાણ તથા શિર બન્ને અંતરિક્ષ થઇ નક્ષત્ર સ્વરૂપે રહેલું દીસે છે.

ઋગવેદમાં શીર્ષચ્છેદન વિષે આવા પ્રકારનું વર્ણન નથી. તોપણ તેમાં પ્રજાપતિની બીના આપેલી છે. બીજે સ્થલે ઋગ્વેદમાં ઇંદ્રે વૃત્રના શિરચ્છેદન કર્યાની અને એજ વૃત્ર મૃગસ્વરૂપે જોવામાં આવ્યાની બીના વર્ણવવામાં આવી છે. આ ઉપરથી ઋગ્વેદનાં મૃગના શિર્ષનું વર્ણન કરવામાં આવ્યું છે એમ દીસે છે, એટલુંજ નહિ પરંતુ ગ્રીક પુરાણમાં પણ આ બાબત આપવામાં આવી છે, એપોલો દેવ પોતાની બ્હેનને ઓરયન સાથે પ્રીતિ કરતી જોઇને ક્રોધથી સમુદ્રની એક દૂરસ્ત વસ્તુને બાણથી છેદન કરી નાંખે છે. આ વસ્તુ તે ઓરયનનું શિર હતું એમ કહેવામાં આવે છે. આ ઉપરથી શર વિદ્ધ થનાર મૃગનું શિર કયાં હોવું જોઇએ તે પ્રથમ તપાસવાની જરૂર છે. અમરસિંહ મૃગશીર્ષના ત્રણ તારાને इन्वका નામ આપે છે. मृगशीर्ष मृगशिरस्तस्मिन्नेवा ग्रहायणीइन्वकास्तच्छिरो देशेतारकानिवसंतियाः પણ કેટલાકના અભિપ્રાય પ્રમાણે ઓરયન પુંજના શિરો ભાગે રેહેનારા ત્રણ નાના તારાને જ્યારે મૃગશીર્ષ સમજે છે, ત્યારે મૃગશીર્ષ અને ઇન્વકા એક જ થાય છે. અર્થાત્ અમરસિંહે આપેલો ભેદ નિરર્થ થાય છે. આ માટે મૃગની આકૃતિ આપુંજમાં છે એમ નહિ સમઝતાં ફક્ત શિરચ્છેદન માત્રજ છે એમ સમઝવું જોઇએ. આમ સમઝવાથી આ આકૃતિ નક્કી કરવી કઠિન નથી કારણ, આ બિનામાં જે બાણની હકીકત આપવામાં આવી છે તે ઓરયનના પેટામાં ત્રણ તારા છે એ સ્પષ્ટ છે. એટલે મૃગશીર્ષની આકૃતિ પણ ઓરયનના પેટામાં તેની પાછળના બે પગ અને આગલો ડાબો પગ કલ્પેલી હોવી જોઇએ. આ આકૃતિ પ્રમાણે અમરસિંહે આપેલ ઇન્વકાનો અર્થ બાણ અથવા ઓરયનના પેટાના ત્રણ તારા એવો થાય છે, આપુંજમાં બીજી કેટલીક આકૃતિની કલ્પના કરવામાં આવી છે. સર્વ મૃગશરીર અને યજ્ઞોપવીત ધારણ કરનાર પ્રજાપતિની આ આકૃતિમાં કલ્પના કરવામાં આવી છે. પરંતુ આ તમામ કલ્પના કરતાં શીર્ષની કલ્પના સર્વથી જૂની છે. અને તે જૂની કલ્પના રિપત્યન્તર થતાં બીજી અનેક કલ્પનાઓ નીકળેલી હોવી જોઇએ એમ માનવું પડેછે,

---

* रुद्रेणास्यशिरश्छिन्नं रुद्रः शिरश्चेषुमुभयमंतरिक्षमुत्प्लुत्यनक्षत्रा मायंतत्तमस्त

આ વિવેચન ઉપરથી મૃગશીર્ષ નક્ષત્ર ઓરાયનનીજ પાસે છે એમ આપણે માનેલું છે. ત્યારે આ માટે કેટલાક પંડિતોએ શંકા કરેલી છે તે, પણ તેમાં સંભવનિય જેવું કાંઈ નથી. કારણ રમણિય અર્થાત્ રોહિણી પાછળ થનારા દુરવૃત્ત પ્રજાપતિ રૂદ્રનાત્રિકાંડ બાણથી વિધાઈ પડેલો, અને તે બાણ તેના શિરમાં અડકેલું અધાપિ પણ જોવામાં આવે છે. આ બીના ઉપરથી આ તારકાપુંજ સબંધે શંકા રહેવાનો લેશ માત્ર સંભવ નથી.

આ રીતે મૃગશીર્ષની આકૃતિ પ્રથમતઃ કેવી કલ્પેલી હતી એ જોયા પછી બીજા તારાઓ નિશ્ચિત કરવા કઠિન નથી. રોહિણી વિષે શંકા નથી. રૂદ્ર આ નક્ષત્રના દેવતા હોવાથી તેનું સ્થાન અર્થાત્ આર્દ્રા એટલે ઓરાયનની જમણી બાજૂ છે. પણ ઐતરેય બ્રાહ્મણ ( ૩–૩૩ ) માં જેને હાલ આપણે મૃગ વ્યાધ કહીએ છીએ તેજ રૂદ્ર જેવું કહેવામાં આવ્યું છે. આકાશ ગંગાનું તે સમયે કાંઇ વિશેષ સ્થાન હોય એવું જોવામાં આવતું નથી. પારસી ગ્રીક, અને ભારતીય આર્ય મધ્યે આકાશ ગંગાનું નામ સાધારણ હતું નહિ. પણ તેની તરફ તે સમયે આલોકનું લક્ષ ગયેલું નહોતું. એમ માત્ર કહેવામાં આવતું નથી. ગ્રીક–જ્યોતિષમાં આકાશ ગંગાની બંને બાજૂએ કેનિસમેજર અને કેનિસ માયનર અર્થાત્ નાના મોટા કુતરા આવેલા છે. એ પૂર્વનાજ હશે કે કેમ ! એ સંબધે કેટલાક જનોને શંકા છે. પરંતુ પ્લુટાર્કના લખવા પ્રમાણે કેનિસ ઓરાયન અને અર્સા એનારકીપુંજની ગ્રીક લોકોને પહેલાંથીજ ખબર હતી એમ સ્પષ્ટ થાય છે. કારણ તે કહે છે, કે " જેપુંજને ઇજીપ્શીયન લોક ઐસિસ, હોર્સ અને ટાયફોન કહેછે. તેનેજ ગ્રીક લોક અનુક્રમે કેનેસ, ઓરમન, અને અર્સા કહે છે. " આ પ્લુટાર્કના કહેવા મુજબ આ ત્રણ તારકપુંજ ઇજીપ્શીયન કિંવા ખાલ્ડિયનના નહોતા એટલું સિદ્ધ થાય છે. આ પૈકી અર્સા એ વેદાંતના ઋક્ષરૂક્ષ અને પારસીમાં હેપ્ટોરિંગ હતા. આ ઉપરથી પ્લુટાર્કના કેનિસા વિધાયના કહેવાની સત્યતા માટે સાક્ષી પડે છે–અર્થાત્ કેનિસા ઓરાયન અને અર્સા એત્રયપુંજ આર્યના મૂળથી છે એમાં કાંઈ સંશય કરવા સરખું નથી.

( આગળ ચાલુ )

પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય.

# केवी रीते वांचवुं.

( મળેલું )

" We should read not to contradict and confute nor to believe or take for granted nor to find talk and discourse but to weigh and consider." *Lord Bacon.*

હાલના જમાનામાં છાપવાની કળાથી દરરોજ હજારો પુસ્તકો, માસિકો, વર્તમાન પત્રને ચોપાનીયાં નીકળે છે તેથી પ્રાચીન કાળમાં જે જ્ઞાનનો અધિકાર જન મંડળનો અમુક વર્ગ ભોગવતો હતો તે જ્ઞાન હાલમાં ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્ય પણ રહેલાઇથી મેળવે છે ને તે ઉપર સ્વતંત્ર ચર્ચા કરી શકે છે છાપવાની કળાથી જ્ઞાન મેળવવામાં જે સરળતા ઉત્પન્ન થઇ છે તે ઉપરાંત જ્ઞાનની સીમાનો પણ વિશેષ વિસ્તાર થયો છે. તેથી ભિન્ન ભિન્ન વિષય ઉપર જુદી જુદી પદ્ધતિથી અસંખ્ય પુસ્તકો નજરે પડે છે. જ્ઞાનના સાધનના આવા વધારાની સાથે અર્વાચીન કાળમાં જીવન સ્પર્ધા એટલી બધી તીવ્ર થઇ છે કે નવી શોધો નવીન જ્ઞાન વગેરે નવીન બાબતોથી માહિતગાર રહેવું એ સંસાર યાત્રામાં ફતેહમંદ થવાને આવશ્યક વસ્તુ થઇ પડી છે હાલમાં સમાજ યંત્રની રચના એટલી બધી ગુંફિત થઇ છે કે મગજ શક્તિનો વ્યય જુદી જુદી રીતે કરવાની જે આવશ્યકતા છે તે સાથે વાંચવું ને વિચારવું જે જરૂરનું થઇ પડ્યું છે તેનો લાભ અસંખ્ય પુસ્તકોને માસિકોમાંથી કેવી રીતે લેવો એ એક મહા પ્રશ્ન હાલમાં થઇ પડ્યો છે.

હાલમાં વાંચવાનો શોખ ઘણો વધી પડ્યો છે એ નિઃસંશય છે કારણ કે જ્યાં ત્યાં પુસ્તકો, વર્તમાનપત્ર વાંચતાં આપણે માણસોને જોઇએ છીએ. પણ જ્ઞાનની આવી સરળતાને તેથી વધતા શોખની સાથે એક ભય એ છે કે એક વિષયના ઘણા પુસ્તકો હોવાથી કોઇ પણ વિષયનું સાંગોપાંગ જ્ઞાન હોવાને બદલે જુદા જુદા વિષયનું અધુરું જ્ઞાન જોવામાં આવે છે સંગીન જ્ઞાનને બદલે ઉપલકીયું જ્ઞાન મળે છે. ગંભીર વિષયના પુસ્તક ઉપર રૂચી હોવાને બદલે સરળ સાહિત્યનો શોખ વધે છે ધર્મ, તત્વજ્ઞાન. ઇતિહાસ, કાવ્ય વગેરે સાહિત્યના ગૂઢ વિષયના અભ્યાસને બદલે વર્તમાન પત્ર, નાટક, નવલ કથા એ વિષય ઉપર વિશેષ ધ્યાન અપાય છે. કલ્પના શક્તિને બુદ્ધિને કેળવવા કરતાં સ્મૃતિને ખીલવવા તરફ વધારે લક્ષ ખેંચાય છે.

આનું કારણ એ છે કે જ્ઞાનના સાધનની આવી સરળતા સાથે તેનું પદ્ધતિ પૂર્વક જ્ઞાન સંપાદન કરવામાં આવતું નથી. તેથી હાલના જમાનામાં શું વાંચવું અને કેવી રીતે વાંચવું એ ઘણો અગત્યનો વિષય છે કારણ કે રાત ટુંકી ને વેષ ઘણા જેવું છે. હાલના સુધારાના પ્રવાહ સાથે રહીને અને તેથી વધારેમાં વધારે લાભ લેવાને આપણી જીવન શક્તિનો સદુપયોગ કરવો એ દરેક સુજ્ઞ પુરુષનું કર્તવ્ય છે તેથી કયાં કયાં પુસ્તક અને કેવી રીતે તે વાંચવાં તેનો વિચાર કરતા પહેલાં આપણો વાંચવાનો હેતુ શું છે તે ઉપર કાંઇક લક્ષ આપવાની જરૂર છે.

જેમ અન્ન, પાણી, હવા, આપણા શરીરની સ્વાભાવિક જરૂરીઆતો છે તેમ જ્ઞાન એ આત્મની નૈસિર્ગિક વાંછના છે. જેવી રીતે ખાવાપીવાથી આપણું શરીર પોષાય છે ને વૃદ્ધિ પામે છે તેવી રીતે વાંચવા વિચારવાદિ માનસિક ક્રીયાથી આપણું મન સંતુષ્ટ ને સશક્ત થાય છે. પણ જ્ઞાન બે પ્રકારનું છે. અપરોક્ષને પરોક્ષ, અપરોક્ષ જ્ઞાન એ એવી જાતનું જ્ઞાન છે કે જે આત્મ પ્રયત્નને સ્વાનુકૂળ છે, તેથી આપણો આત્મ વિકાસ થાય છે અને તે જ્ઞાન આપણા જીવન તત્વ સાથે સુસંબધ જોડાયલું હોય છે. બીજા પ્રકારનું જ્ઞાન પરોક્ષ છે તેનું કારણ એ છે કે તે જ્ઞાન સંપાદન કરવામાં આત્મ પ્રયત્ન ઘણો થોડો હોય છે ને તેથી તેનું જોઇએ તેવું સદૃશી કરણ (assimilation ) નહી થવાથી તે એક ઉપલકીયા જ્ઞાન તરીકેજ રહે છે તેથી તે અપરોક્ષ જ્ઞાનની કોટીમાં આવતું નથી. જન મંડળની પ્રાથમિક અવસ્થામાં જ્યારે મનુષ્ય મનને કુદરતનો અપરોક્ષ અનુભવ વિશેષ હતો ત્યારે અપરોક્ષ જ્ઞાનનો અંશ વધારે હતો કારણ કે ઇન્દ્રિયો તેમજ ચંચળ સ્થિતિ હોવાને લીધે વિશ્વના સંભવ પદાર્થાદિનું જ્ઞાન સાહજીક હતું. જેમ બાળકના મન ઉપર કુદરતના સંસર્ગની ભવ્ય અસર થાય છે તેમ મનુષ્ય મન ઉપર તેવીજ ભવ્ય અસર થઇ હશે એમ તેમની ભાવના અને અનુભવ ઉપરથી જણાઇ આવે છે પણ આવી રીતનું અપરોક્ષ જ્ઞાન લાંબો વખત ચાલતું નથી. જેમ જેમ કુદરત સાથેનો સબંધ ગાઢ થતો જાય છે ને સમાજ ચક્ર આગળ વધતું જાય છે તેમ તેમ પરોક્ષ જ્ઞાનનો અવકાશ વધતો જાય છે ને તેટલાજ પ્રમાણમાં અપરોક્ષ જ્ઞાનનો અંશ ઓછો થાય છે કારણ કે આત્મ પ્રયત્નને સ્વાનુભવ જે અપરોક્ષ જ્ઞાનનાં તત્વ છે તે પરોક્ષજ્ઞાનમાં તેટલા પ્રમાણમાં સમાયલાં હોતાં નથી ને પરોક્ષ રહે છે. હાલમાં જ્ઞાનની જે અતિશય સરળતા આપણે અનુભવીએ છીએ તેથી આત્મપ્રયત્ન ને સ્વાશ્રય ઉપર આપણે થોડા અવલંબીએ છીએ કારણ કે જ્ઞાનની સર્વ સામગ્રી લગભગ તૈયાર થવા મનન, નિદિધ્યાનસન, જેવી બુદ્ધિ ક્રીયાનો અભ્યાસ ઘણો થોડો થાય છે તેથી આપણું જ્ઞાન હાલમાં પરોક્ષ રહે એ સ્વાભાવિક છે પણ જ્ઞાનની આવી સરળતા સાથે ગંભીર વિચારનો લાભ લેવો એ હાલા મનુષ્યનું કર્તવ્ય છે તેથી પુસ્તકો કે જે હાલમાં જ્ઞાનનું મુખ્ય સાધન મનાય છે તેનો સદુપયોગ કેવી રીતે કરવો એ હવે જોઇશું.

પુસ્તકો એ જ્ઞાન અને ડહાપણનો ભંડાર છે તેમાંથી થોડી મેહનતે અને થોડી ભૂલે તેનો લાભજ લેવો એ વાચનનો હેતુ છે તેથી પુસ્તક વાંચવાના બે હેતુ છે એક તો અન્ય મનુષ્યના વિચારથી આપણા મનને ઉત્તેજિત કરવું એટલે વાચન એ વિચારનું સાધન છે. અને બીજું અન્ય વિચાર કોના વિચાર ગ્રહણ કરવા તે છે, વધારે બુદ્ધિશાળી મનુષ્ય પુસ્તક ફક્ત તેમના મનને સતેજ કરવાનેજ વાચે છે તે બીજાના વિચાર ગ્રહણ કરવાને વાંચતા નથી. બુદ્ધિશાળી મનુષ્યો પુસ્તકના અભ્યાસથી ઉદ્ભવતા પરોક્ષ જ્ઞાન ઉપર આધાર રાખે છે. અન્ય મનુષ્યના વિચારની નકલ કરવી એ તેમનો હેતુ નથી, પણ આપણા પૂર્વ ગામીઓએ જે મહેનત અને આત્મભોગ આપી જ્ઞાન મેળવ્યું છે.તેની અવગણના કરવી એ મૂર્ખાઇ વિના બીજું કાંઇ નથી. કારણ કે વિચારનું ઐક્ય તથા ઐતિહાસિક એકતા જાળવવા માટે તે ફરી તેવીજ ભૂલ ના થાય તે માટે વિચારની પરા·

કાષ્ઠાને વિચારનું સ્વરૂપ વગેરે જ્ઞાનને લાગતી બાબત જાણવી એ ગંભીર વિચારને આવશ્યક છે. તેથી આવા પરકીય જ્ઞાનને સ્વકીય કરવું; પરોક્ષમાંથી અપરોક્ષ જ્ઞાન ઉપજાવવું એ બુદ્ધિશાળી મનુષ્યની અભિલાષા છે. આ કારણને લીધે પુસ્તકો ઉપર અત્યંત શ્રદ્ધા રાખવાને બદલે આંતર દર્શન, આંતર સ્ફુરણા ( Intuition ) ઉપર વિશેષ અભિરૂચી તેમની હોય છે અન્યપુરૂષના વિચાર ફકત ગ્રહણ કરતા નથી તે વિચારને પણ પોતાના સ્વાનુભવને મનનની એક જુદી આકૃતિરૂપ જુવે છે તેથી તેમના વિચાર ભંડારનું અન્ય પુરૂષના વિચારથી સમર્થન થાય છે. સાધારણ બુદ્ધિવાળા મનુષ્ય સ્વાશ્રય અને આત્મપ્રયત્ન ઉપર ઓછો વિશ્વાસ રાખી અન્ય વિચારકોના વિચાર ગ્રહણ કરવા આકર્ષાય છે ને તેથી આત્મદર્શન, મનન, વગેરે બુદ્ધિ પ્રયત્ન ઉપર થોડો આધાર રાખી પુસ્તકો ઉપર વિશેષ ભાવ રાખે છે, પુસ્તકો એ જ્ઞાનનો ભંડાર છે. પણ તેનો સદુપયોગ કરવા તરફ બેપરવા રાખવી ન જોઇએ. જ્યાં સુધી પુસ્તકમાં સમાયલું પરોક્ષ જ્ઞાન. અપરોક્ષ સ્થિતિમાં આવતું નથી ત્યાં સુધી પુસ્તક વાંચવાથી જે લાભ થવો જોઇએ તે થતો નથી, ને જ્ઞાનના વિસ્તારને ગાંભીર્યની જે આશા રાખવામાં આવે છે તેને ઠેકાણે ઉપર ચોટીયું જ્ઞાનજ જોવામાં આવે છે. તેથી કોઇ પણ પુસ્તક વાંચતી વખતે વાચક વૃન્દે પ્રથમતો તે લેખકનું દ્રષ્ટિ બિન્દુ શોધી કાઢી પોતાની મનઃ સ્થિતિને તત્કાળ અથવા દેશની પરિસ્થિતિમાં લાવવું જોઇએ. જ્યાં સુધી આ ઉદ્દેશ પાર પડતો નથી ત્યાં સુધી તે પુસ્તકનું રહસ્ય આપણે સમજી શકતા નથી. એક વિદ્વાને આજ અર્થ ને ઉદ્દેશી કહ્યું છે કે જો ચિત્રકારે ઝાડનું ચિત્ર કાઢવું હોય તો પ્રથમ તો તેણે ઝાડ રૂપ થવું જોઇએ. તેથી જ્યાં સુધી લેખકના વિચાર બિન્દુ સાથે આપણી મનઃ સૃષ્ટિ એકતા પામતી નથી ત્યાં સુધી તેના સિદ્ધાંતનો કદર આપણે સારી રીતે કરીએ એ ભૂલ ભરેલું છે. લેખકના તાત્વિક વિચાર સમજવાનો આ સુગમ રસ્તો છે. અને જ્યાં સુધી તે પુસ્તકનો મુખ્ય સિદ્ધાંત આપણે ગ્રહણ કરી શકતા નથી ત્યાં સુધી તેની સાથે જોડાયલા અન્ય ઉપ સિદ્ધાંતો પણ સમજી શકતા નથી આ કારણને લીધે વધારેમાં વધારે આપણે એક દર્શાંશ ભાગ સમજી શકીએ છીએ.

લેખાનું દૃષ્ટિ બિન્દુ સમજવાનો હેતુ એ છે કે સામાન્ય રીતે વાંચવાથી કોઇ પણ પુસ્તકનો જ્યાં સુધી જે સંજોગે ને સંસ્કાર બલ પરિણામે તે પુસ્તક લખાયું છે તેની કદર કરી શકતા નથી ત્યાં સુધી તેની સાથે આપણી વિચાર સૃષ્ટિનું ઐક્ય થતું નથી ને પુસ્તકનું જ્ઞાન પરોક્ષ રહે એમાં કાંઇ નવાઇ જેવું નથી. યથાર્થ જ્ઞાન અપરોક્ષ છે તે ઉપર આપણે જોયું છે તે લક્ષ સાધવાને તો વિચારની સામ્યતાજ સાધન છે. અને જ્યાં સુધી આ બાબત ઉપર ધ્યાન આપવામાં આવતું નથી ત્યાં સુધી તે પુસ્તક વાંચવામાં રસ પડતો નથી. પુસ્તકો વાંચ્યાની સંખ્યા જ્ઞાનનું પ્રમાણ છે એમ માનવું એ ડહાપણ ભરેલું નથી. વિચારનું ઐક્ય એજ કોઇ પણ પુસ્તકના મર્મ ભાગ શોધવાનો સરળ ને સ્વાભાવિક રસ્તો છે ને જ્યાં સુધી કોઇ પણ પુસ્તકના મર્મ ભાગ આપણે સમજી શકતા નથી ત્યાં સુધી તે પુસ્તક સમજ્યા છીએ એ કહેવું ફક્ત શાબ્દિક જ્ઞાન છે, પણ જ્ઞાન નથી. પરોક્ષ જ્ઞાન છે પણ અપરોક્ષ જ્ઞાન નથી.

આવી રીતે પ્રથમ ગ્રંથ કર્ત્તાના લક્ષ્ય બિન્દુ સાથે આપણે અનુકમ્પા ધરાવતા હોવાથી તેનું યથાર્થ રહસ્ય આપણી બુદ્ધિના પ્રમાણમાં સમજવા શક્તિવાન થઈએ છીએ પણ ગ્રન્થ કર્તાને વાચકના વિચારની આવી એકતા સાથે ભેદ હોવાની પણ જરૂર છે કારણ કે દરેક મનુષ્યને તેની નૈસર્ગીક બુદ્ધિ, કેળવણીને સંગતિના પરિણામે વિશ્વના જ્ઞાનનો અમુક અંશ પ્રાપ્ત થાય છે. સમગ્ર દૃષ્ટિથી વિશ્વનું હોવું એ અસંભવિત છે તેથી પુસ્તકની ખરી કદર કરવાને આપણા જ્ઞાનને અનુભવ સાથે લેખકના વિચાર સરખાવવા જોઈએ. અમુક વિચાર કેવા સંજોગોમાં લખવામા આવ્યો છે તે કેટલે દરજ્જે ખરો છે, વિશ્વ વ્યવસ્થામાં તેનું શું સ્થાન છે ને તેનાં ગર્ભીત પરિણામ કેવા પ્રકારનાં નીકળશે વગેરે બાબતનુ ચિંતન આપણા અનુભવ સાથે સરખાવીને કરવાનું છે. વિવેચક બુદ્ધિથી પુસ્તકનો આવી રીતે અભ્યાસ કર્યા બાદ તે સમગ્ર પુસ્તકનું રહસ્ય જાણ્યા પછી તે પુસ્તકના વિચારનું પ્રથક્કરણ કરવું જોઈએ પુસ્તક એ એક વિચારની વ્યવસ્થિત યોજના છે ને જ્યાં સુધી તેના જુદા જુદા અંગને ઉપાંગનો પરસ્પર સંબંધ આપણે શોધી શકતા નથી ત્યાં સુધી તે બરોબર રીતે યાદ રહી શકતા નથી. વિચારનું આવી રીતે પ્રથક્કરણ કર્યા પછી ભિન્ન ભિન્ન વિચારના સંસ્કારને આપણા અનુભવ સાથે સરખાવી તેમાંથી નીપજતાં પરિણામ કલ્પવા જોઈએ અને તે અનુમાન આપણા વ્યવસ્થિત અનુભવ સાથે કેટલે દરજ્જે મળેલાં છે ને કેટલે અંશે જુદાં પડે છે, તે શોધી કાઢવાથી પુસ્તકની વસ્તુ યોજના વધારે સારી ગ્રહણ થાય છે. પુસ્તકના વિચારનું ઐક્ય શોધ્યા પછી અને તેનું પ્રથક્કરણ કર્યા પછી તે વિચારને આપણી મનઃ સૃષ્ટિમાં યોગ્ય સ્થાન આપી શકીએ છીએ. આપણે સારી પેઠે યાદ રાખવું જોઈએ કે જ્ઞાન એ એક વ્યવસ્થિત વસ્તુ છે. તે જેમ જેમ આપણું જ્ઞાન વ્યવસ્થિતિ અવસ્થાએ પહોંચતુ જાય છે, તેમ તેમ તે આપણું પોતીકુ બને છે બીજા શબ્દમા કહીએ તો તે પરોક્ષ જ્ઞાનને બદલે અપરોક્ષ બને છે. માટે કોઈ પણ પુસ્તકનું અધ્યયન કર્યાપછી તે પુસ્તકમાંથી ગ્રહણ કરેલા વિચારને આપણી જ્ઞાન સૃષ્ટિમાં અમુક સ્થાન આપવું એ જરૂરનું છે. અને તેને ભિન્ન ભિન્ન સાહચર્ય જોડે જોડ્યા પછી તે આપણું પોતાનું જ્ઞાન બને. આવા પ્રસંગે આપણે આત્મ પ્રયત્ન કરવાની જરૂર પડે છે તેથી તે આપણા આત્મ વિકાસનું એક તત્ત્વ બની રહે છે. આપણા જ્ઞાનને વ્યવસ્થિત કરવાને ઉત્તમ રસ્તો મનન છે. જ્યારે કોઈ પણ બાબતનું આપણે મનન કરીએ છીએ ત્યારે તેના સર્વ અંશનો આપણે વિચાર કરીએ છીએ આપણા અનુભવ સાથે તેની સરખાવટ થાય છે અને તેની યથાર્થતા નક્કી કરવામાં આવે છે. વિશ્વ વ્યવસ્થા અમુક નિયમને અનુસરી કરવામાં આવી છે. તેનું જ્ઞાન આપણે સિદ્ધાંતરૂપે આપણા અમુક દૃષ્ટિબિન્દુના પ્રમાણમાં ગ્રહણ કરીએ છીએ તે સિદ્ધાંતની સાથે નવી હકીકતને તેના પરિણામ રૂપે જોડવી એ વિચારનું ફલ છે, કારણ કે પ્રથક્કરણ અને સંયોજક પદ્ધતિથી આવી રીતે જ્ઞાન વ્યવસ્થિત થાય છે. પુસ્તકનું ખરું અધ્યયન આ પદ્ધતિ પ્રમાણે થાય તો ઘણો લાભ થવાનો સંભવ છે. સાધારણ મનુષ્યમાં ખાસ કરીને આપણે અવલોકીએ છીએ કે તેમના વિચાર અસ્પષ્ટ અને ગુંચવાયલા હોય છે કારણ એ કે તેમની પ્રવૃત્ત ઘણે મ્હોટે અંશે બાહ્ય હોય છે ને આંતર સૃષ્ટિનું નિરિક્ષણ ઘણું થોડું હોવાથી માનસિક સંસ્કાર અવ્યવસ્થિત સ્થિતિમાં હોય છે

તેથી કોઇ પણ વિષય સંબંધી તેમને પૂછતાં તેઓ ગમે તેવા પરસ્પર વિરોધી જવાબ આપે છે તે સહજ અનુભવથી માલુમ પડે છે. તેથી પુસ્તકને વાંચ્યા પછી આપણા વિચારને આત્મ ચિંતનથી સ્પષ્ટ ને વ્યક્ત કરવાની ઘણી જરૂર છે, સ્મરણ શક્તિને કેળવવાનો આ સુગમ રસ્તો માનસ શાસ્ત્રના નિયમાનુસાર છે

વિચારને સ્પષ્ટને વ્યક્ત કરી જ્ઞાન વ્યવસ્થિત કરવાને માટે આપણું મગજ વિચારથી ઉભરાઇ જવાની ખાસ જરૂર નથી. સામાન્ય રીતે આપણે જોઇએ છીએ કે થોડા વિચાર સ્પષ્ટ હોય છે કારણ કે તેવા ઉપર મનન કરવાનો અવકાશ મળે છે તેથી હમેશાં ઘણું વાંચવા ઉપર લક્ષ નાખવા કરતાં થોડું પણ પકકુ જ્ઞાન મેળવવા તરફ કાળજી રાખવી એ સારી વાત છે. ઘણા માણસો પોતાના જ્ઞાનનું પ્રમાણ વાંચેલા પુસ્તકની સંખ્યાથી કરે છે ને તેથી આત્મ સંતુષ્ટ થાય છે, પણ જ્યારે અમુક વિષય ઉપર તેમનો નિશ્ચય અભિપ્રાય માગીએ છીએ ત્યારે તેમના જ્ઞાનનો આભાસ તરત જણાઇ આવે છે તેથી થોડું પણ, સંગીન જ્ઞાન મેળવવું એ વધારે લાભકારક છે. જ્યાં સુધી આપણે કોઇ પણ બાબતના હંગામી સિદ્ધાંત બાંધી શકતા નથી ત્યાં સુધી આપણને તે વિષય સંબંધી આત્મ શ્રદ્ધા રહેતી નથી. લેખકના તેમજ આપણા વિચારનો ભેદ સમજવાને આપણે પોતે પ્રથમ તેના સિદ્ધાંતનો નિર્ણય કરવાની જરૂર છે કે જેથી આપણને શું નવીન જ્ઞાન મળે છે ને તે કેવી રીતે મળે છે તે સ્પષ્ટ સમજી શકાય આ હેતુ ફળીભુત કરવાને માટે અમુક પુસ્તક વાંચ્યાં છે એનાથી સંતોષ માનવાને માટે પ્રતિષ્ઠિત પુસ્તકોનું પ્રથમ કાળજી પૂર્વક અધ્યયન કરવું એ ફાયદાકારક છે. શબ્દનો અર્થ બરોબર સમજવાનું ઘણી વખત ભૂલી જઇએ છીએ. પુસ્તક હાથમાં આવ્યું કે તેની નવીનતાથી આકર્ષાઇ આપણે તેના ઉપર આમ તેમ નજર ફેરવી અથવા રસમાં તલ્લીન થઇ તેનો યથાર્થ અભ્યાસ કરી શકતા નથી તેથી પ્રથમ તો કોઇ પણ બાબતનો અભ્યાસ કરતા પહેલાં શબ્દના આધાર ભુતઃ વસ્તુ યા વિચારનું પૂર્ણ મનન કરવું જરૂરનું છે શબ્દનો તેમજ વાકયનો આવી રીતે અર્થ પૂરા સમજવાથી દરેક ફકરાનો અર્થ સારી રીતે સમજી શકીએ છીએ. આવી રીતે દરેક પ્રકરણનું અધ્યયન કરવાથી ગ્રન્થ કરતાનો વિચાર આપણા મનમાં રમી રહે છે ને યાદ પણ વધારે વખત રહી શકે છે. દરેક ફકરાને તથા પૃષ્ઠને આવી રીતે વાંચ્યા પછી થોડોક વખત લેખક શું કહે છે તે બરોબર સમજવા પ્રયત્ન કરવો જોઇએ. આવી રીતે આખી ચોપડીનો અભ્યાસ કરવાથી તેના સઘળા વિચાર આપણા પોતાના થાય છે ને ગમે તે પ્રસંગે તેનો ઉપયોગ કરી શકીએ છીએ. વીસ ચોપડીઓ ઉપર ઉપરથી વાંચવી તેના કરતાં એક ચોપડી પક્કી રીતે સમજીને વાંચવાથી આખરે આપણને વધારે ફાયદો થાય છે ને આવી રીતે ટેવ પડવાથી વાંચવાની આ પદ્ધતિથી આપણું જ્ઞાન વધારે સંગીન થાય છે પણ વાંચ્યા પછી સારા પુસ્તકનું પુનરાવર્તન કરવાની જરૂર છે, કારણ કે ઘણા વિચાર અજ્ઞાનના વ્યાપાર તરીકે જ રહે છે, ને ઘણાનો તો તે સહજ સંસ્કાર જાગૃત કરવાને વાંચેલા પુસ્તકનું પુનરાવર્તન કરવું એ આપણા જ્ઞાનની વૃદ્ધિનું ઉપયોગી સાધન છે. Repetition is the mother of studies તેથી હમેશાં કોઇ પણ પુસ્તક વાંચતી વખતે આપણા અભ્યાસનો હેતુ આપણી નજર બ્હાર રહેવો જોઇએ નહી અને તેને ઉદ્દેશી પુસ્તકનુ અધ્યયન પદ્ધતિ પુરઃ સર હોવું જોઇએ. થોડું

એક પુસ્તકમાંથી, થોડું બીજામાંથી વાંચવું એમ નવીનતાથી આકર્ષાઈ વાંચવાથી ચિત વ્યગ્ર થઇ જાય છે, અને ચિતને એકાગ્ર રાખવાની ટેવ પડતી નથી તેમજ મનઃ શક્તિનો નકામો વ્યય થાય છે. પૂરેપૂરૂં એકજ બાબત ઉપર ધ્યાન આપવાથી જેવું સારૂં કામ થાય છે તેવું આમ તેમ મનઃ ચંચળ રહેવાથી થતું નથી. પદ્ધતિ પૂર્વક વાચન સાથે તે નિયમ પૂર્વક હોવું જોઇએ તેથી મનનો નિગ્રહ વધે છે ને વધારે જ્ઞાન પ્રાપ્ત થાય છે. કોઇ પણ પુસ્તક વાંચ્યા પછી તે પુસ્તક ઉપર વિવેચન ને વાત કરવાથી આપણા વિચાર સ્પષ્ટ ને સ્થિર થાય છે તેમજ તે વિચારની નોંધ લેવાથી તે વધારે સ્થાયી થાય છે, કારણ કે લોર્ડ બેકનના કહેવા મુજબ " Reading makes a man full, conversation ready, and writing perfect " તેથી ઉત્તમ વિચારની નોંધ લેવાથી પ્રસંગોપાત તેનો ઉપયોગ કરી શકીએ છીએ એટલુંજ નહી પણ વાંચન વખતે તે પુસ્તકનું આપણને પ્રથક્કરણ કરવાની જરૂર પડે છે, તેથી તેટલા વિચાર સ્પષ્ટ થાય છે. આ કામ કંટાળા ભરેલું છે પણ પુસ્તકના અધ્યયન માટે અવશ્ય છે તેથી કેટલાક વિદ્વાનો અન્ય પુસ્તકનાં અવતરણ તેમની નોંધપોથીમાં ટાંકી લે છે. વાંચતાં વાંચતાં કેટલીક વાર જે સારા વિચાર સ્ફુરે છે તેને પુસ્તકમાં નોંધી લેવાથી વધારે લાભ થાય છે કારણ તેવા વિચાર ફરી ઉદ્ભવતા નથી. પુસ્તકના ઉત્તમ વિચાર યાદ રાખવાને તેમાં અનુકૂળ ચિન્હ કરવાથી ભવિષ્યમાં તેનો ઉપયોગ કરવો ઘણો સરળ થઇ પડે છે. તેથી આપણે સારી પેઠે યાદ રાખવાનું છે કે પુસ્તક એ જ્ઞાનનો સંગ્રહ છે, વાચન એ વિચારનું સાધનઃ અને મનન એ અપરોક્ષ જ્ઞાનનું મૂળ છે.

મુળજીભાઇ હીરાલાલ ચોકશી, એમ. એ.

---

## ॥ कलकत्तामां मळेली सर्वधर्म परिषद ॥

નવમી એપ્રીલ ને શુક્રવારે હિંદની રાજધાનીમાં દુનિયાના સર્વે જીવતા જાગતા ધર્મોનું પરિષદ ભરવામાં આવ્યું હતું. એક ભાવનારૂપે સર્વમાન્ય બંધુભાવની ભાવનાનો સહજ અનુભવ કરાવવાનો આપણા વર્તમાન કાલના આગળ વધેલા વિચારકોનો પ્રયત્ન હમેશાં સ્તુત્યજ ગણવામાં આવશે. દુનિયાના અનેક દેશોમાં વારંવાર ધાર્મિક સભાઓ અને મંડલો ભરવામાં આવશે પરંતુ ધર્મોના પાલક અને પોષકરૂપ હિંદમાં તો ઘણા પ્રાચીન સમયથી આબાદીના દિનોમાં અનેકાનેક ધાર્મિક સભાઓ મળતી હતી; તેમાં માનવ જાતને અત્યંત ઉપયોગના પ્રશ્નો વિષે ચર્ચા ચલાવવામાં માત્ર પૂજ્ય ઋષિઓજ ભાગ લેતા હતા એટલું નહિ, પરંતુ ગાર્ગિ, મૈત્રેયી, સીતા અને કુન્તી જેવી ઉચ્ચ શિક્ષણ પામેલી સન્નારીઓ આગળ પડતો ભાગ લેતી અને ઉચ્ચ જીવનના ગૂઢ વાડાવાળા સિદ્ધાન્તોના એવા સરસ ખુલાસા આપવામાં આવતા કે તેમની માનસિક અને આધ્યાત્મિક શક્તિ માટે તેમનાં નામ હમેશનાં સ્મરણીય થઇ પડ્યાં છે. હિંદમાં બુદ્ધ

ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું ત્યારે રાજગૃહ, પાટલિ પુત્ર અને વૈસાલિમાં ધાર્મિક સંઘ ભરવામાં આવ્યા હતા, કુમારિલ ભટ્ટ અને શ્રીશંકરાચાર્યના સમયમાં આવાં આમસનાં પરિષદો ભરવામાં આવતાં હતાં. સત્યની તાણાતાણ કર્યા વિના એટલું તો કહી શકાય, કે તેમને માતૃ પક્ષ તરફથી વારસામાં મળેલી હિંદુ ધર્મની ભાવનાએ તેમનામાં ઉંડાં મૂળ ઘાલ્યાં હતાં, તેઓ પોતાની સર્વ પરિસ્થિતિમાં વારંવાર સ્વતઃજ ઇશ્વરની ઝંખનામાં રહેતા; જેમ જેમ તેમને આનું વિશેષ ભાન થતું ગયું તથા ભૂતકાલના પૂર્વજોના પરાક્રમો સ્મરણમાં આવતાં ગયા તેમ તેમ તેઓ પોતાના ઐહિક અધમ જીવનને પરમાત્મા સાથે અભેદ ભાવ પામવાનો મહાન ઉદ્દેશ સિદ્ધ કરવાના એક સાધનરૂપે વધારે વધારે સ્વીકારવા લાગ્યા.

થોડા સમય પૂર્વે ચીકાગો અને વેનિસમાં પ્રતિનિધિઓને શોભતી નિષ્પક્ષપાત અને પૂજ્ય બુદ્ધિપૂર્વક માનવ જાતના મહાન્ ધર્મોનો અભ્યાસ ચલાવવાના પ્રયત્ન કરવામાં આવ્યા હતા. ક્રિશ્ચિયન ધર્મના ક્ષેત્રની બહાર સત્યનાં બીજકો સ્વીકારવાના પશ્ચિમના પંડિતોના એક ગંભિર યત્નરૂપે ૧૮૯૩ માં ચીકાગોમાં મળેલી ધર્મોની પાર્લામેન્ટને સ્મરણમાં રાખીશું. તેમનું સર્વ પ્રકારે શુભ હો, કે જીસસના અનુયાયીઓએ હમણાં હમણાંમાં પરમતસહિષ્ણુતાની કીમતનો સ્વીકાર કરવા માંડયો છે તથા હજારો વર્ષ પર્યંત માનવજાતની તૃષ્ણાઓને ઉચ્ચ બનાવનાર અને કાલની કસોટીએ ચઢી ઉતરનાર હિંદનાં પ્રાચીન શાસ્ત્રોની ખરી કીમત આંકવા માટે ચક્ષુઓ ઉઘાડવા માંડયાં છે. પૂર્વ સર્વ ધર્મોના ગૃહરૂપ છે; પરંતુ પ્રભુની એકાદ વિચિત્ર આજ્ઞાનુસાર ક્રિશ્ચિયન ધર્મને પોષણ અને વિસ્તાર માટે પાશ્ચાત્ય દેશોમાં યોગ્ય ક્ષેત્ર પ્રાપ્ત થયું છે: ચેતન શાસ્ત્રના એક વિચિત્ર નિયમ પ્રમાણે સ્થાપકની આજ્ઞાઓથી વિરૂદ્ધ રીતે વ્યક્તિત્વ માટે હમેશાં લડ્યાં કરનાર માનવિઓમાં તેણે ઉંડાં મૂળ ઘાલ્યાં છે. આવાં માનવિઓ દુનિયાના સામ્રાજ્યના સહેલા પરવાનારૂપ હકો અને સુખો માટે માથાફોડ કર્યાં કરે છે: આવા પરવાના સ્વર્ગ સૃષ્ટિ માટે કામ આવતા નથી.

એકાદ ધાર્મિક પરિષદ હિંદમાં મળે અને એકાદ ચિકાગોમાં મળે, એ ઉભયે તદ્દન ભિન્ન બાબતો છે. જે ભૂમિના લોક દરરોજ ધાર્મિક વ્યવહાર ગાળે છે, જ્યાં અનેક મતપંથ અને પ્રાર્થનાસમાજના અનુયાયીઓ મનની અત્યંત ઉદારતાથી વર્તે છે ત્યાં આવું એક પરિષદ, પ્રેમ, સદ્ભાવ, ઐક્ય અને આધ્યાત્મિકતાના ખરા રસાયનરૂપ છે. આ ઉપરાંત પૃથ્વીના તલ ઉપર હિંદજ એક એવો દેશ છે કે જ્યાં ધર્મોનો નિષ્પક્ષપાત અભ્યાસ કરી શકાય છે, કારણ કે અત્રે સર્વધર્મના નમુના મળી શકે છે, તેમની ભૂત અને વર્તમાન દશાઓની સરખામણીનો અભ્યાસ કરી શકાય છે; વિવિધ અનુયાયીઓના મર્મને સારા અથવા નરસા માટે અમુક નિશ્ચિત વલન અને કેળવણી મળી રહે છે. અન્ય પક્ષે માત્ર એક ક્રિશ્ચન ધર્મ આગળ પડી આવતા પશ્ચિમના દેશોમાં ધર્મના પ્રતિનિધિઓનું આવું એકાદ મંડલ ભરાતાં, અન્ય દેશોમાં કરોડો ઉપર સત્તા ભોગવતા પ્રાચીન ધર્મોની તેની સાથે યથાયોગ્ય સરખામણી કરવાના ઘણા થોડા સંભવ હોય છે.

ઘણું કરીને હિંદમાં ભરાનારી ધાર્મિક પરિષદ, અન્ય સ્થાનમાં મળે તેના કરતાં માનવજાતને વિશેષ લાભકારક નિવડશે; કારણ કે ધર્મોનો બરાબર અભ્યાસ ચલાવવા માટે ધર્મોના ગૃહરૂપ હિંદમાં વસવાની જરૂર છે; અત્રે ધર્મને ઉત્તમોત્તમ સ્થાન આપવામાં આવે છે; બાળકોને જીંદગીની દરેક બાબત તેને આધિન બનાવતાં શિખવવામાં આવે છે.

વર્તમાન ઝમાનામાં એવો કોણ અવિચારી હશે કે જે પોતે જન્મ્યો હોય તે વિનાના અન્ય ધર્મમાં ઉત્તમનીતિ શાસ્ત્ર અને જીવનની શ્રેષ્ઠ ભાવના હોવાનો નકાર ભણશે? વૃક્ષના રસની સમાન દરેક મૂલ, શાખા અને પત્રમાં પસરીને જીવનને સર્વ સ્વરૂપોમાં સંભવિત બનાવનાર ધર્મ છે. ગમે તેટલા દૂરના ભૂતકાલમાં આપણી પૃથ્વી ઉપર એવો કોઇ પણ સમય હતો કે જ્યારે તેના સમાજને સાંકળી રાખનાર, માનવ વ્યક્તિને પોતાની સત્તામાં રાખનાર કોઇ પણ પ્રકારનો ધર્મ નહોતો ? શું એમ ધારી શકાય કે માનવિને પોતાના ઉત્પાદક અને પોષક સાથેના અમુક વ્યવહારગમ્ય સંબંધવિનાનોજ હમેશાં રહેવા દેવામાં આવ્યો હતો ? જો એમ કહેવામાં આવે કે માનવિને પૃથ્વી ઉપર પોતાના પ્રભુ સાથેના નિત્ય સંબંધના ભાન વિનાનોજ હમેશાં રહેવા દેવામાં આવ્યો હતો, તો તે માનવહૃદયના અનિર્વાચ્ય નિયમને દૂષણરૂપ નિવડશે, માનસિક ઉડા આદેશોને ખોટા પાડવારૂપ બનશે. પ્રકૃતિના લેખો હમેશાં તાજા કદાપિ ના ભુસાય એવા રાખવામાં આવે છે; એવાં જીવનના ઉચ્ચ ભુવનોના અનુભવવાળાં માનવિઓના જોવામાં એવો સમય કદાપિ આવ્યો નથી કે જ્યારે માનવિને ધર્મના દિલાસા વિનાનો રહેવા દેવામાં આવ્યો હોય. જો ભૂતકાલના અનુભવોવડે માનવજાતના બાલ્યકાલમાં ધર્મની ગેરહાજરીના વાદને ટેકો મળતો નથી તો આપણો વર્તમાન ઝમાનો પણ ભૂત કાલની વૃદ્ધિના પરિણામરૂપ છે. આપણી આસપાસ એકદમ વધતા જતા સમાજ અને જાતિના અનેક ગૂંચવાડાઓને સાદા બનાવવાના આપણા માનસિક પ્રયત્નો તદ્દન નિષ્ફલ નિવડયા છે. તેમાંથીજ વર્તમાનકાલનો ઉદ્દભવ છે. વિવિધ મતના માનનારાઓને, તેમના મતોને મૂલ શુદ્ધ સ્વરૂપમાં લાવવાનો તથા સમયના વહેવા સાથે તેમાં એકઠી થયલી વ્હેમની વૃદ્ધિ દૂર કરવાનો પ્રયત્ન કરવાને લલચાવવામાંજ સર્વ પ્રકારના મોક્ષ સુખશાંતિનો સમાવેશ છે. ગત પોણાશતકથી આપણે પદાર્થ વિદ્યાના મંદિરનો આશ્રય શોધતા થયા છીએ; ત્યાં પૂજા આરાધના કરવાથી આપણા મધ્યમાં પ્રવર્તતાં અસંતોષ અને દારિદ્રય દૂર થઇ જશે કે નહિ તે તપાસીએ છીએ, મહેનતને સહેલી બનાવવા આપણે આપણાં સ્પિન્ડલો અને લૂમોને પૂર ઝડપથી ચલાવીએ છીએ, છતાં પણ આપણે ક્ષુધારૂપી વરૂને હજારોનાં દ્વારમાંથી દૂર કરી શકતા નથી. ભુખે મરતાઓ માટે આપણે રીલીફ વર્ક ખોલ્યાં છે, છતાં આપણે હજુ દુઃખોના અંતના નજીક આવી શક્યા નથી. આપણે તત્ત્વજ્ઞાઓનો આશ્રય શોધ્યો છે, બોધદાયક ભાષણ આપવા માંડયાં છે, આ, તે અથવા અન્ય પ્રકારની હજારો યુક્તિયો કરવા માંડી છે, છતાં પણ આપણી આસપાસ આપણે જે મુશ્કેલીઓ વધવા દીધી છે, તેમાંથી રજપણ ઓછી કરી શકતા નથી. બાળદશાઓના સુધારા માટે અત્યાર સુધી કરેલાં આપણાં સર્વ પ્રકારનાં સાધનો બુદ્ધિ, મસ્તક માટે કરેવામાં આવ્યાં છે, તેમનો ઉદ્દભવ પણ તેમાંથીજ છે; પરંતુ ખેદ! અંતરમાંથી શુદ્ધિ

પામી શકે એવું હૃદયમાંથી અથવા હૃદય માટે ઘણું થોડુંજ કરવામાં આવ્યું છે. મોજ શોખનાં નવીન પ્રકાર યોજવાની કલામાં આપણે ઉસ્તાદના ઉસ્તાદ છીએ—આથી વ્યાવહારિક રીતે વિશેષ સંતાપ અને વિત્તવ્યય સૂચવાય છે—પરંતુ આપણા લોક સમૂહોને સાદા ઇશ્વરી જીવનના મૂલાક્ષરો શિખવવામાં પણ આપણે બીલકુલ નિષ્ફળ નિવડ્યા છીએ આપણે હમેશાં બુદ્ધિની કેલવણીમાં મચી પડ્યા છીએ, આપણા દરેકમાં પવિત્રાત્માના સ્થાનરૂપ હૃદયને પોતાની સંભાળ લેવા રાખ્યું છે, આપણે તે પ્રતિ દુર્લક્ષ કર્યું છે. જો માનવિ પોતાના જીવાત્માને ગુમાવે તો તેને પૃથ્વીનાં સર્વ રાજ્યો શા કામનાં છે? હૃદયની કેલવણી, તેની સુપ્ત શક્તિયોની જાગ્રતિ, એજ આપણી વર્તમાન ક્ષણની અત્યંત ઉપયોગની બાબત છે; આવી કેલવણી માટે, માનવિને માનવિ સાથે સાંકળી લેનાર,દેશને દેશ અને ખંડને ખંડ સાથે જોડી દેનાર તથા આખરે એ સર્વને પરમાત્મામાં એક બનાવનાર ધર્મ કરતાં વિશેષ જરૂર શાની હોય; ઉદ્દેશસ્થાનરૂપ પ્રભુની પાર કંઈ નથી, તેની પાર કોઈ વિચાર જઇ શકતો નથી.

ધર્મ પ્રત્યે બેદરકારી માટે વિખ્યાત થયલા એક ઝમાનામાં માનવિ તેના ઉંડાણમાં ઉતરવા માટે ઉત્તમ પ્રકારે પ્રયત્ન ચલાવી રહ્યો છે, એ કેટલાકને અસંભત લાગશે. પાદરીઓ પોતાનાં દેવળોને પોતાના અનુયાયીઓનાં જીવનમાં સજીવન બનાવવાને કટિબદ્ધ થયા છે; શિક્ષકો અને કેલવણીના વાહકોને માલુમ પડ્યું છે, કે નૈતિક શિક્ષણના સંમિશ્ર વિનાની વ્યાવહારિક કેલવણી ઉગતિ પ્રજા માટે અત્યંત ભયંકર નિવડવાનો સંભવ છે; માત્ર અઠવાડીઆમાં એક દિવસની ટેવરૂપ નહિ પરંતુ જાતિના શુભમાં દરરોજની વ્યાવહારિક બાબતરૂપે ધર્મને સ્થાપવાના સમર્થ પ્રયત્નો સર્વ પાસા જોવામાં આવે છે આ પ્રમાણે અત્યાર સુધી નિરૂપયોગીરૂપે ગણાતો ધર્મ, પશ્ચિમનું ઘણું ગંભિર ધ્યાન ખેંચી રહ્યો છે; જેમ થવાને નિર્માણ થયું છે તેમ ટુંક સમયમાં તે માનવ જીવનના એક મુખ્ય આધારરૂપ બનશે, એ બાબતનાં ચિહ્નોની ખોટ નથી.

એવું વારંવાર અસત્ય રીતે કહેવામાં આવે છે, કે જ્યારે જ્યારે ધર્મની ચડતી હોય છે ત્યારે વ્યાપાર કર્મ ક્ષીણ થતાં ચાલે છે તથા માનવિઓ વ્યવહારમાંથી દૂર થતાં જાય છે. આવા આક્ષેપ થાય છે તે ઇતિહાસ અને અનુભવની સત્ય બાબતોથી થતા હોય તેના કરતાં ઉચ્ચ જીવનનાં સત્યો શિખવવાના અમુક પ્રકારના નિરુત્સાહ અને ટેવના બળને લીધે વધારે થાય છે. જ્યારે હિંદ સમૃદ્ધિના શિખરે મ્હાલતું હતું ત્યારે તે સમયે બુદ્ધધર્મ હિંદીઓનાં હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવતો હતો. ઈજીપ્તમાં પણ ધર્મના ક્ષય સાથે રાજ્યસત્તાનો ક્ષય થતો ચાલ્યો; ઇઝરાઇલ અને રોમમાં પણ તેમ તેજ બન્યું છે. ભૂતકાળનાં અનેક શિષ્ટ રાજ્યોમાં પણ આમજ થયું છે. ઇસ્લામ ધર્મના પ્રચાર સાથે ભટકતી જાત જેવો મુસલમીન શિષ્ટ અરબમાં પગદંડ જમ્યો; તેણે પોતાના વિજયો એશિયા અને યુરોપના મધ્ય પર્યંત ફેલાવ્યા; ઇસુના સાધુઓના શસ્ત્ર સાથે માનવજાતને શિષ્ટાચાર પુરો પાડનાર એક અવયવરૂપે ક્રિશ્ચિયન સામ્રાજ્ય આગળ આવ્યું; જ્યારે જ્યારે નવીન ધર્માવેશ ઉછળ્યો છે ત્યારે ત્યારે તેના માનો જડ સમૃદ્ધિમાં મહાલ્યા છે. જ્યારે ગુરુનાના ઉપદેશતા હતા ત્યારે શિખ લોકો ઐહિક સમૃદ્ધિનો સમય ભોગવતા હતા

ધર્મ માટે ઉચ્ચસ્થાન નહિ માનનારાઓમાં એવો પ્રશ્ન પૂછવાનો પ્રચાર પડી ગયો છે, કે આર્યાવર્ત પોતાનાં મહાન્ દર્શનો અને પ્રાચીન અધ્યાત્મવિદ્યા વિષે બડાઈ મારે છે તો વર્તમાનમાં તે આવી અધમ દશામાં શા માટે ? જ્યારે તે પોતાનો બચાવજ કરી શકતો નથી તો તે અન્યને શું બચાવનાર છે ? શ્રેષ્ટ નાઝેરીનના દીક્ષિતનો આ પ્રમાણેજ ફાંસી ઉપર તિરસ્કાર કરવામાં આવ્યો હતો. જ્યારે એક દિવ્ય રાજા અયોધ્યામાં રાજ્ય કરતા હતા ત્યારે શું હિંદ સમગ્ર એશિયાનું અને તેથી સમગ્ર શિષ્ટ દુનિયાનું અધિપતિ ન હોતું ? જ્યારે ગંગાજીના કીનારા ઉપર ઋષિ સિદ્ધારથ નિર્વાણના દિવ્ય પ્રકાશને ચમકાવતા હતા ત્યારે શું હિંદ મરવા પડયું હતું ? પાંડવ રાજાઓનો હસ્તિનાપુરનો દરબાર તેના અધઃપાતના ચિહ્નરૂપ હતો ? રાજાધિરાજ અજાતશત્રુએ ક્રોસીઅસ પાસે કોઈ કાલે હોય તેના કરતાં અનેક ઘણું ધન અશ્વમેધ યજ્ઞ કરવા માટે ખર્ચ્યું હતું, તેથી શું આપણે એમ ધારવાનું છે, કે હિંદમાં આધ્યાત્મિકતા અધમાધમ દશાએ પહોંચી હતી ? પરંતુ તિરસ્કાર બુદ્ધિવાળો ગણાતો નથી, મશ્કરી દલિલરૂપ ગણાતી નથી. ધાર્મિક હોવાને લીધે પ્રજાઓ કદાપિ વિનાશ પામી નથી; આથી ઉલટું દૃષ્ટાંત હમેશાં સત્ય હોય છે. અનેક શતકોના વિરોધી હુમલાઓ પછી હિંદુ હજુ પણ ટટાર રહેવા શક્તિમાન છે તો તે એટલાથીજ કે તેની નસોમાં હજુ થોડો ઘણો સત્યધર્મ વહે છે. એમ તો ના કહિ શકાય, કે શંકરાચાર્યના સમની પેઠે દિવ્ય જીવન માટેનો દૃઢ આગ્રહ વર્તમાનમાં જોવામાં આવતો નથી. આધ્યાત્મિક જીવનમાંથી તેના પાતની સાથેજ ઐહિક ઉન્નતિમાંથી પણ તેનો પાત થયો છે. આત્મ-જયમાં માનવિના નિત્ય શ્રેયસનો સમાવેશ થાયછે; ધર્મની સહાય વડેજ તે સંભવિ શકે છે. જેમ જેમ આપણે માયાના કીચમાં ઉંડા ઉતરતા જઈએ છીએ તેમ તેમ તેને એક તેજ આપણા જીવનના આધારરૂપે બનાવવાની વિશેષ જરૂર ઉભી થાય છે. જે સમયે આપણા આગળ વધેલા વિચારકો, પદાર્થ વિજ્ઞાનવાદીઓ પણ, ગમે તો સંભાળ ભરેલી ભાષામાં ધર્મનો આશ્રય શોધવાનું સલાહકારક ગણવા લાગ્યા છે તે સમયે માનવિને નિત્ય ઉપયોગના ધાર્મિક પ્રશ્નોની ચર્ચા ચલાવતી ધર્મોની પરિષદો વિષે વિશેષ સાંભળવામાં આવે તેમ ઉત્તમ, તેથીજ આપણે અત્યાર સુધી પ્રાપ્ત ના થયલા પરંતુ પ્રાપ્ત થવાનું વચન મળેલા સમય પર્યંત જલદી પહોંચી શકીશું.

બીજે વર્ષે આવું પરિષદ મુંબાઈ અથવા મદ્રાસમાં મળવાનું આપણને વચન મળ્યું છે; આવો એકાદ વાર્ષિક મેળાવડો હિંદના વિશાલ વિભાગરૂપ હિંદુઓ અને મુસલમાનો વચ્ચેના વિરોધને દૂર કરશે તથા સદ્‌ભાવ ઉપજાવશે; અન્ય પ્રકારનાં અનેક મંડળો મળે છે પરંતુ આવું કાર્ય આથીજ સાઈ થઇ શકશે. આવા કલ્યાણકારી બનાવનું અમે ખરા હૃદયથી સર્વ પ્રકારે શુભ ઇચ્છીએ છીએ; હિંદ દુનિયાને દર્શાવી આપે કે તેનો ધર્મ હજુ પણ સજીવન છે. અધ્યાત્મવાદના પ્રકાશવિના વર્તમાન ધાર્મિકસંસ્થાઓમાં કોઇ પ્રકારનું ઐક્ય થવાનું નથી.

× × × × × ×

જ્યારે જ્યારે પ્રજાઓએ સદાચારને પ્રભુના નિયમરૂપે, માનવ પ્રેમનો બંધનરૂપે માન્યો છે ત્યારે ત્યારે તેઓ સમૃદ્ધિના શિખરે મ્હાલી છે, સુખ પણ તેમના દ્વારમાં હમેશાં સેવા માટે તત્પર રહ્યું છે. પરંતુ કાલ ચક્રના નિયમાનુસાર શુભને અશુભ અને અશુભને શુભ અનુસરે છે; ઉચ્ચક્રમમાં ફેરફાર એજ વિકાસક્રમનો સેવક છે.

——— (Theosophy–M. India May.)

# ॥ મિશનરીઓનું કાર્ય ॥

અનેક દાયકાઓ થયાં એંગ્લીકન અને અમેરિકન મિશનોના હિંદને ક્રાઇસ્ટના વાડામાં લાવવાના ભગીરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. આ હાથે કરીને વ્હોરી લીધેલા કાર્યનો કેટલો વિજય થયો છે, એ બાબત દરેક મિશનરી જાતે જાણે છે તેના કરતાં દરેક હિંદુ જરાપણ ઓછી જાણતો નથી. વર્તમાનકાલનો હિન્દ પોતાને ત્યાં ધર્મભ્રંશના કાર્યનો આરંભ થતા પૂર્વે જેટલો હતો તેટલોજ સનાતન ધર્મનો દૃઢ ભક્ત છે. આમ હોવા છતાં, ક્રિશ્ચયન ધર્મના પ્રચાર માટે જેમની પાસેથી કરોડો પડાવવામાં આવે છે તેવાઓના માનસિક સંતોષ માટે સભાઓ અને મંડલો ભરીને સત્ય બાબતોનું હારણ કરીને દુનિઆને એવું દર્શાવી આપવાના પ્રયત્નોની ખામી નથી, કે હિન્દ મોટે ભાગે ક્રિશ્ચયન બની ગયું છે, તેના બાલકોનાં હૃદય હિન્દુ ધર્મ કરતાં ક્રિશ્ચયન ધર્મ પ્રત્યે વિશેષ ઢળતાં બન્યાં છે. સત્યને આવી ખુલ્લી રીતે ઉલટાવી નાખવાની બાબતની જે કીમત થતી હોય તે કરવાની છે, કારણ કે આલંકારિક અથવા આવેશયુક્ત ભાષા કરતાં ખરી બાબતો અને આંકડાઓથી વિશેષ સાબીતી મળે છે. વારંવાર એવી દલીલ લાવવામાં આવે છે, કે મીશનરી કાલેજોના કેલવણીના કાર્યથી આ દેશમાં ક્રિશ્ચિયન ધર્મ વિરૂદ્ધનો ભાવ દબાયલો રહે છે એટલુંજ નહિ, પણ યુવકો જીસસના ધર્મ પ્રત્યે સદ્‌ભાવની નજરથી જોવા લાગ્યા છે. થોડા સમયમાંજ ક્રિશ્ચયન હિન્દ જોવાની આશા રાખનારાઓને માટે એકાદ દુષ્કાલ વડે અધમ ભુખે મરતાં વર્ગોમાં કદાચ કાર્યનું ક્ષેત્ર ખુલ્લું બનશે; પરંતુ ૩૩ કરોડની વસ્તીમાંથી અડધો ડઝન બ્રાહ્મણોને વટલાવવા માટે વગર વિચારે ગુમાવવામાં આવતા લાખ્ખોનો વિચાર કરો, પછીથીજ તમે હિંદમાં ચાલતા મિશન કાર્યના શારસની યથાર્થતા સમજી શકશો. હિંદને ક્રિશ્ચિયન બનાવી શકાય એમ નથી તેમજ યૂરોપને હિન્દુ બનાવી શકાય એમ નથી. શા માટે પાશ્ચાત્ય પવિત્ર ધર્માંધતાને, તેના શિષ્ટાચારને હમેશની શરમરૂપ ગરિબીના આવાસોમાં લાભકારી રીતે ખર્ચવાની સમૃદ્ધિને ઉરાડવાની રજા આપવામાં આવે છે ! દારૂના ભયંકર જુલમમાંથી તથા ક્રમવાર આવતા નિર્દય શિયાળાની સખ્તાઇમાંથી તમારા ગરીબ લોકનો ઉદ્ધાર કરો, પછીથી જ તમારાં મિશનો હાલમાં જેટલાં ક્રિશ્ચિયન છે તેના કરતાં વિશેષ ક્રિશ્ચિયન બનશે. દયા દાનનો હમેશાં સ્વસ્થાનથી જ આરંભ થવો જોઇએ.

T. In T.

# સુદર્શન.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૧૦. ] (માસિક) [ જુલાઇ, ૧૯૦૯. ]

અનુક્રમણિકા.



અમદાવાદ-યુનયન પ્રિન્ટિંગ પ્રેસ લિમિટેડ.

સ્થાપક, શ્રી નડિઆદ નિવાસી સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલ્. એલ્. બી. મન્ત્રી.

.( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૧૦. ] (માસિક) [ જુલાઇ. ૧૯૦૯. ]

## श्री कृष्णचंद्रनी मुरलीने.

( મળેલું. )

શ્રી કૃષ્ણ ઓષ્ઠપર રમણુ કરન્તી મુરલી,
વ્હેનાં! ગાજે અનુપમ અવિરલ ગાન જો;
એ ગાન મહિં ઉપદેશ સુધા વરસાવજે,
સ્વર્ગ સનાતનનું ઉપજાવા ભાન જો. શ્રી૦

મરૂભૂમી સમ અમ ઉર તરસ્યાં નીરનાં,
તૃપ્તિ કરવા ધર તું મેઘ સ્વરૂપ જો;
પ્રેરાઈ શ્રી કૃષ્ણચંદ્રના પ્રેમથી,
કરે તું અમને સત્ ચિત્ આનંદ રૂપ જો. શ્રી૦

ભાગ્યશાળી તું વ્હેનાં! એ ઓષ્ઠે ચડી,
કરવાને ત્રિલોક પરે ઉપકાર જો;
મનુજ બાલ આભારી એ પરમાર્થનાં,
કરાવ્ય અમને એ ઓષ્ઠો સાકાર જો. શ્રી૦

भट्ट.

મૃષા વારિ વ્હેળે; ત્રિપટ પરિછેદે જગતને;
સ્હેલો હું ત્હેને, ભ્રમથી ઉર બાળી ભ્રમ વિશે;
કદી ના દુઃખાતાં, 'સતત સુખી હું', ત્હું સમજતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૯

હરિ ત્હું સાચો તે, ડરકણુ અજામાં અજ બની;
જડોથી જોડેલી, જડ વશ જડ્યા આ શરીરની;
કરી વ્યાધિ વ્યાધિ ભરપૂર થતાં ના, વિહરવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૦

વિતોળે આશાને, વિશદ હૃદયાકાશ તુજમાં;
રહ્યાં છાઈ જાડાં, તિમિર દળ ત્હેને હડવતાં;
મહા જ્યોતિ ચારુ, રવિ કિરણ ઝાંખી ઝટ થવા,
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૧

જયી આશા છેલ્લે, પ્રણય ગળતાં કે બળી જતાં;
વિના કોટિ આવી હૃદય પટ બીજા સ્વરૂપમાં;
મહા શક્તિરૂપે, યજન વરતી તે વર થવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૨

અણુથી બ્રહ્માંડે, નિત નિત નવું રૂપ ધરતાં;
મચેલું સંગીતે, વિવિધ સુર લેતું જગત આ;
ઉતારી ત્હું ત્હુંમાં, અકળ કળ ત્હેની પરખવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૩

સ્વયંભૂ સ્નેહી આ, પ્રણવ. પટનો એક જ પિતા;
અસાથી સાથી સૌ, વિવિધ કૃત વાસે રત છતાં;
ન ભોગી થાતો તે, હૃદય ધરી ત્હું ભોગ ભજતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૪

નથી મૃત્યુ, મૃત્યુ અમર! તુજને ના કદી હશે;
અવસ્થા આશાની, શરીર બદલે તે સમયને;—
ગણે મૃત્યુ, માયા વશ વરતીઃ ત્હું ના ત્યમ થવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૫

'મ્હને મ્હારૂં વ્હાલું, જિવન જીવવું નાક્ષય થજો;'
સદાએ શ્રુતિમાં, રમત રમતાં સૌ ભૂત ગણો;
નિજાનંદે પ્રેર્યો, મધુ સ્વ રવે તે સમજવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૬

સુધારી, સત્સંગે, દુઃખદ કચરાણી હદ ભૂમિ;
નિજાનંદી ગાને, અમળ મન પ્રેમે વિલસતી;
નદી સ્દષ્ટિ નાંદી, અનહદ સુરી શ્રોત્ર ધરવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૭

સહુ કામે કામી, તુજ રૂપ કરી ત્હું વિસરતાં;
અખાડે આશાને, ખલ વલ થતા આ જીવનનાં;
કડુ વા, મીઠાં સૌ, દુઃખ સુખ ખળ્યાં કર્મ ગણતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૮

ગુમાવ્યું ના ગુંથ્યું, જિવન સરતું સૃષ્ટ પદમાં;—
થવા, ત્હું સૌ ત્હારાં, મન વચન કૃત્યો સુખ ભર્યાં;
સમષ્ટિ શૃંગારે, અરપીં વિણ આશે વિલસતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૧૯

ઠરી આશા ઊંચી, જગત ઉજીયારી દીવડી શી;
સદાના અંધારે, દુઃખિત રિઝ રાતા હૃદયની;
ખરી આશિષોને, મહત પટ જીવ્યું ઝુલવવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૨૦

મહા પૂજા, પૂજ્ય, સહુ ભૂત તણી ઉર ભરતાં;
ઉલેચી આશાનાં ઝરણુ, ફળ ત્યાગી કૃત તણાં;
પુરા પ્રેમે પૂર્યો, જિવન જગ દીવો પ્રગટતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૨૧

મહા ગંગા ત્હારી, હૃદય હદની તર્ક સરણી;
દયા પ્રીતિ મૈત્રી, પરમ રસ ભક્તિ જળ ભરી;
સહુ ભૂતો માટે, શીતળ મન તોપી હદ થવા;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૨૨

મધુ મીઠાં પાકાં, પ્રણય અનુકંપા રસ ભર્યાં;
સદાચારી સ્વાદુ, જિવન કૃત મૂકી જગત આ;
જતાં છેલ્લે છેલ્લું, ભૂમિ ઋણુ ત્હેનું ત્હું ચૂકવતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૨૩

ન રંગી વસ્ત્રોને, હૃદય દળ રંગી સત યકું;
અલીંગી સૌ લીંગી, કમડળ કરી આ મન તણું;
દયાં પ્રેમે વીંટયો, શમનનનો દંડ ધરતાં;
તજી હું સૌ હુંના, પરમ ભજને લીન બની જા. ૨૪

સુધા કૃત્યે સાધું, જિવન શુધ સન્યાસ ધરતાં;
ધરી આશા ચારું, જગત હિતકારી હૃદયમાં;
સહુ દાને ધ્યાને, નિત તુંહીં હુંને એક કરતાં;
તજી હું સૈ હુંના, પરમ ભજને લીન બનીં જા. ૨૫

શ્લોક.

તુંહીં હું એ એક એવું, જ્ઞાન નિર્મળ સર્વદા;
મનઃ વાચા કૃતે લૈ થા, હું તજી હું મય પ્રભા.

કહાન ચકુ ગાંધી.

---

# आशने हींडोळे.

( મળેલું. )

મૃગ જળ સમ જગત લ્હાવ, આશને હીંડોળે;
ઝુલીં ઝુલાવીં સકળ જીવ,–પંખીં રહ્યાં ડોલે. મૃગ૦

મન બુદ્ધિ બે પાંખથી, ઉડી દૂર જ દૂર;
'થયું–થશે' એ ચિંતતાં, 'થતું' વિસારીં ઉર.
હાસ્ય કે રુદન ભરેલાં, નેત્રને નીચોવે. મૃગ૦

સારૂં તે સૌ મ્હેં કર્યું, નરસાતું કરનાર,
હું નહિ કો અન્ય એ,–મ્હારૂં થઈ વસનાર;
કર્મ–નસીબ–ભાવિ–આદિ નામથીં નિજ વિગોવે. મૃગ૦

જીવીં, ના મરીએં કદી, 'આમ મળો સુખ' એમ.
ઘાટ ઘડી ઉરમાં સદા, કરતાં જીવન ક્ષેમ;
પળ ન એક હું પદ ત્યાગી, પરમને હાંચોળે. મૃગ૦

'વ્રજવિહારી.'

---

# ॥ उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति.

## પ્રકરણ ૭ મું.

( અનુસંધાન ગતાંકથી. )

### દેવયાન.

( મળેલું. )

બીજે દિવસે ઉદ્દાલક મુનિએ પ્રવાહણ રાજાને માનસિક ભાવથી નમસ્કાર કરી વિનયાપન્ન થઇને પુછ્યું કે–" મહારાજ! સદ્યમુક્તિ વિષે આપે જે વિવેચન કર્યું, તેથી મારો આત્મા પ્રશાન્ત થયો છે. હવે ઉપાસના અને કર્મથી જે લોકની પ્રાપ્તિ થાય છે, તે વિષે વિસ્તારથી શ્રવણ કરવાને ઈચ્છું છું. પરલોકની પ્રાપ્તિ કોને અને કેવી રીતે થાય છે, તેનું સ્પષ્ટ વિવેચન કરવા અનુગ્રહ કરશો, એવી મારી પ્રાર્થના છે."

પ્રવાહણ—હે ગૌતમ! ગઈ કાલે આપને કહ્યું તેમ જ્યાં કેવળ જ્ઞાન છે, ત્યાં ક્રિયા નથી. જ્યાં ક્રિયા છે, ત્યાં સર્વ જગત્ છે. ક્રિયા શબ્દની સાથે જ ક્રિયાનો ઉત્પન્ન કરનાર અને ક્રિયાનું સાધન–એવા ભેદનું સૂચન થાય છે. જ્ઞાનરૂપ પરબ્રહ્મના ઇક્ષણથી જે સ્ફુરણ થાય છે, તે ક્રિયા રૂપ પ્રાણ છે.* તે ઇક્ષણ શક્તિને જ માયા અથવા અવિદ્યા કહે છે. માયા અથવ અવિદ્યામાં રહેલી ક્રિયા શક્તિના સત્વ, રજસ અને તમસ–એવા ત્રણ વિભાગ થાય છે. તે જ ક્રિયાથી માયા અથવા અવિદ્યામાંથી આકાશ ઉત્પન્ન થાય છે. આકાશના સત્વગુણમાંથી બુદ્ધિ અને મન ઉત્પન્ન થાય છે; તેમ જ આકાશાદિ પાચ તત્ત્વોમાંથી અનુક્રમે પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો ઉત્પન્ન થાય છે. બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયોનું જે શરીર અથવા કોશ બને છે, તે વિજ્ઞાનમય કોશ કહેવાય છે. વિજ્ઞાનમય કોશમાં રહેલ આત્માને જીવ કહે છે; તે જીવ પોતે કર્તાપણું પ્રાપ્ત કરે છે. મન અને જ્ઞાનેન્દ્રિયોના શરીરને મનોમય કોશ કહે છે. તે મનોમય કોશ ક્રિયાનું સાધન અથવા કરણ કહેવાય છે. પ્રાણ ક્રિયાત્મક હોવાથી, તેની સાથે કર્મેન્દ્રિયો રહે છે. તે પ્રાણ અને કર્મેન્દ્રિયોના શરીરને પ્રાણમય કોશ કહે છે. આ પ્રાણમય કોશ કાર્ય રૂપ કહેવાય છે. હે ગૌતમ! આ ત્રણે કોશોનું ઉપાદાન કારણ અવિદ્યા છે. વિજ્ઞાનમય જીવ મનોમય અને પ્રાણમય કોશની સાહાય્યથી અનેક કર્મ કરે છે.§ તેથી અંતઃક-

---

* જુઓ મુંડકોપનિષત્–મુંડક૨ અધ્યાય. ૧

दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥२॥
एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खंवायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥३॥

§ જુઓ તૈત્તિરીયોપનિષત્ ૨–૫

विज्ञानं यज्ञं तनुते ॥ कर्माणि तनुतेऽपि च ॥

રણ ઉપર જે સંસ્કારો પડી રહે છે, તેને વાસના કહે છે. આ વિજ્ઞાનમય જીવની જ્યાં સુધી કેવળ મુક્તિ થતી નથી ત્યાં સુધી સ્વકર્માનુસાર પરલોકમાં જાય છે. પુણ્યાધિક્યથી પુણ્ય લોકમાં, પાપાધિક્યથી પાપ લોકમાં અને સમાન પુણ્યપાપથી પુનઃ પુનઃ આ લોકમાં ગમનાગમન કરે છે. +

ઉદ્દાલક—હે રાજન્! દેવયાન પ્રતિ કેવા જીવોની ગતિ થાય છે, અને ત્યાં ગયા પછી કેવી સ્થિતિમાં તેઓ રહે છે?

પ્રવાહણ—ગઈ કાલે આપને કહ્યું હતું તેમ કર્મ અને ઉપાસના—એ બન્ને પરલોકની પ્રાપ્તિનું કારણ છે. કર્મમાં અસત્ અને સત્‌નો સમાવેશ થાય છે. વેદાદિ શાસ્ત્રોએ જે કર્મો કરવાની આજ્ઞા કરેલી છે, તે સત્ કર્મ કહેવાય છે; અને તે સત્કર્માચરણની સાથે પરલોકમાં રહેલા દેવોના જ્ઞાન પૂર્વક જેઓ તે દેવોની ઉપાસના કરે છે, તેઓ જ દેવલોકમાં જાય છે. વસ્તુતઃ જે મનુષ્ય જે દેવની ઉપાસના કરે છે, તે મનુષ્યનો જીવ મરણાન્તે તે દેવલોકમાં જાય છે. ઉપાસનાના પણ બે ભેદ છે. હિરણ્ય ગર્ભ, વિરાટ, ઓંકારાદિ સમસ્ત ચૈતન્ય અથવા કારણ બ્રહ્મની ઉપાસનાથી ઉપાસક યોગી પરિણામે બ્રહ્મ અથવા સત્ય લોકમાં જાય છે, ત્યાંથી તેની મનુષ્યલોકમાં પુનરાવૃત્તિ થતી નથી. પરંતુ કામના પરત્વે ઇષ્ટદેવનું યજન કરનાર તે દેવના લોકનું અમુક કાળ સુખ ભોગવી પુણ્યનો ક્ષય થયે મનુષ્ય લોકમાં પુનરાવૃત્તિ પામે છે. અર્થાત્ ઉપાસનામાં પણ સકામ અને નિષ્કામ એવા બે ભેદ થાય છે. ગૃહસ્થાશ્રમનું સેવન કરનાર પણ વેદવિહિત અગ્નિહોત્રાદિક કર્મો કરવા છતાં પણ કર્માધિષ્ઠિત દેવતાનું જ્ઞાનપૂર્વક ધ્યાન ધરી તલ્લીન થઈ જાય અને કૃત કર્મના ફળની અપેક્ષા ન રાખે તો તેની ગતિ દેવયાનથી જ થાય છે. તે જ પ્રમાણે જન્મથી આરંભીને મરણ પર્યન્ત જે મનુષ્ય યથાવિધિ બ્રહ્મચર્યવ્રતનું પાલન કરે છે,* અથવા જે કોઈ મનુષ્ય ગૃહસ્થાશ્રમને અંતે વનમાં રહીને

---

\+ જુઓ પ્રશ્નોપનિષત પ્રશ્ન ૩.

> अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यंलोकं नयति।
> पापेन पापमुभाभ्यामेव मनुष्य लोकम्  ॥ ७ ॥

§ વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કેઃ—

> सर्पाणिनाग वीथ्यन्ते देवलोकं समाश्रिताः ।
> तावता एव मुनयः सर्वारंभ विवर्जिताः ॥
> तपसा ब्रह्मचर्येण संगत्यागेनमेधया ।
> तत्रगत्वावतिष्ठन्ते यावदाभूत संप्लवम् ॥

અથવા—

> अष्टाशीति सहस्राणां मुनीनामूर्ध्वरेतसाम् ।
> उत्तरेणार्यम्णः पन्थाः सएव गुरुवासिनाम् ॥
> २-८-९३.

કેવળ નિષ્કામ વૃત્તિથી કર્મ સહિત અથવા કર્મના ત્યાગની સાથે પરમાત્માનું જ ભજન કરે છે, તે સર્વ સાધકોનું પ્રયાણ દેવયાનથી થાય છે. હે ગૌતમ! પૂર્વે ઋષિઓએ ધર્મના ત્રણ• સ્કંધો કહ્યા છે. યજ્ઞ, વેદાધ્યયન અને દાન—એ પ્રથમ સ્કંધ છે; નિયમ પૂર્વક વ્રત કરવું તથા આમરણ સત્યનું સેવન કરવું, તેને તપ કહે છે, તે ધર્મનો બીજો સ્કંધ છે. તેમ જ જીવન પર્યન્ત ગુરુને ઘેર રહી બ્રહ્મચર્ય વ્રતનું સાંગોપાંગ પાલન કરવું, તે ધર્મના તૃતીય સ્કંધરૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્ય કહેવાય છે.* આ ત્રણમાંથી હરકોઈ સ્કંધનું સેવન કરનાર પુણ્યલોકમાં જ જાય છે. તેમાં ફળની ઈચ્છા વિના ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરનારનો માર્ગ દેવયાન જ છે. દેવયાનને વિદ્વાનો અર્ચિમાર્ગ, શુક્લ ગતિ અથવા બ્રહ્મપથ કહે છે.§

ઉદ્દાલક—મનુષ્યની મરણાન્તે કેવી સ્થિતિ થાય છે, તેમ જ મૃત્યુ લોકમાંથી દેવયાનના માર્ગના કયા કયા લોકો આવે છે?

પ્રવાહણ—ઉપર્યુક્ત નિષ્કામ કર્મ કરનાર ઉપાસક યોગીનું આયુષ્ય જ્યારે પૂર્ણ થાય છે, ત્યારે પ્રાણ સહવર્તમાન તેનો જીવ પ્રથમ અર્ચિમાર્ગે ઉત્ક્રમણ કરે છે. હે ગૌતમ! મનુષ્યના શરીરમાં એક વાળના હજાર ભાગ કરીએ તેવી સૂક્ષ્મ નાડીઓ અસંખ્ય છે. એવી ૭૨૭૨૦૦૦૦૦ નાડીઓ મનુષ્યના શરીરમાં છે, એમ વિદ્વાનોએ કહ્યું છે.* આ નાડીઓમાં ૧૦૧ નાડીઓ મુખ્ય છે, અને તેમાં પણ ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીઓ મુખ્ય છે. સુષુમ્ણા નાડી બરડાની કોડ જેને મેરૂ દંડ કહે છે, તે મેરૂ દંડમાં થઈને નાભિના મૂળથી બ્રહ્મ રંધ્ર સુધી વ્યાપી રહી છે. તે નાડીમાં સૂર્યનાં કિરણનો પ્રકાશ થવાથી તે બહુ પ્રકાશિત લાગે છે.* આ સુષુમ્ણા નાડીમાં પણ હિતા નામની એક સૂક્ષ્મ નાડી છે. ગાઢ નિદ્રાની જેમ મરણ સમયે સર્વે ઈન્દ્રિયો પ્રાણમાં લય પામે છે, અને પ્રાણ હૃદયમાં રહેલા વિજ્ઞાનાત્મામાં અથવા જીવમાં લય પામે છે. તે સમયે ઈન્દ્રિયોનો બાહ્યવિષય સાથે સંબંધ ન રહેવાથી તે મનુષ્ય નિઃસંજ્ઞ થાય છે, અને તેને સ્વપ્ન જેવો ભાસ થાય છે. પછી વિજ્ઞાનાત્મા રૂપ ચૈતન્યનો પરમ પ્રકાશ થાય છે ત્યારે પરમાનન્દનું ભાન થાય છે. તેમ થયા પછી આ વિજ્ઞાનાત્મા ઉદાન પ્રાણ અને ઈન્દ્રિયોની સાથે બ્રહ્મલોક તરફ તેની ગતિ થવાની હોય તો બ્રહ્મરંધ્ર દ્વારાએ, આદિત્ય લોકમાં ગતિ થવાની હોય તો ચક્ષુ દ્વારાએ, એ પ્રમાણે જે જે લોકમાં ગતિ થવાની હોય તે તે લોક સાથે શરીરના જે જે અવયવનો સંબંધ છે, તે તે અવયવદ્વારાએ સ્થૂલ દેહમાંથી બહાર નીકળે છે.+ ત્યાર પછી સૂર્યના કિરણોના અભિમાની

---

અર્થાત્ પૂર્વે જેઓનું બ્રહ્મચર્ય યત્કિઞ્ચિત્ પણ સ્ખલિત થયું નથી તેવા ૮૮૦૦૦ મુનિઓ અર્યમાને માર્ગે જઈને આ જગત્ માત્રનો પ્રલય થાય છે, ત્યાં સુધી રહે છે; તેઓના જેવી નૈષ્ઠિક બ્રહ્મચારીની ગતિ થાય છે.

પાંચમા પ્રકરણમાં અર્યમા જંબુદ્વીપાન્તર્ગત હિરણ્મય ખંડમાં રહે છે, તે કહેવાઈ ગયું છે. સપ્તર્ષિ અને નાગવીથિને અંતે દેવલોક કહેલો છે, તે વિષે સવિસ્તર હવે પછી કહેવાશે.

* જુઓ છાંદોગ્યોપનિષત્ અ. ૩-૨૩-૧ તેમજ અ. ૫-૧૦-૧; બૃહદારણ્યકોપનિષદ્ અ. ૬-૨-૧૫.

+ જુઓ પ્રશ્નોપનિષત્ ૩-૬. * જુઓ છાંદોગ્યોપનિષત્ અ. ૮-૬.

+ જુઓ બૃહદારણ્યકોપનિષદ્ અ. ૬-૪.

દેવતા જે વૈશ્વાનર અગ્નિ પણ કહેવાય છે, તે મૃત્યુ પામેલાના જીવને કિરણ માર્ગ ઉપર લઈ જાય છે; તે કિરણ માર્ગને અર્ચિર્માર્ગ કહે છે. અર્ચિર્માર્ગમાંથી તે જીવને દિવસના અભિમાની દેવતા પોતાના લોકમાં એટલે કેતુમાલ વર્ષમાં લઈ જાય છે; ત્યાંથી શુકલપક્ષના લોકમાં, શુક્લપક્ષના લોકમાંથી ષણ્માસાત્મક ઉત્તરાયણના લોકમાં, ત્યાંથી સંવત્સરના લોકમાં, સંવત્સરના લોકમાંથી આદિત્ય લોકમાં, આદિત્યથી ચંદ્રલોકમાં અને ચંદ્રલોકમાંથી વિદ્યુલ્લોકમાં વિદ્યુલ્લોકના અધિષ્ઠાતા દેવ તે જીવને લઈ જાય છે. ત્યાં મનુથી ઉત્પન્ન નહિ થયેલ તેવા બ્રહ્માના મનમાત્રમાંથી ઉત્પન્ન થયેલ કોઈ પુરૂપ બ્રહ્મલોકમાંથી આવે છે. આ અમના પુરૂપ તેને મહર્ જનઃ અને તપોલોકને માર્ગે થઇને સત્ય અથવા બ્રહ્મ લોકમાં લઈ જાય છે.

ઉદ્દાલક—હે રાજન્! પૃથ્વીલોકથી બ્રહ્મલોકનું અંતર કોટિ યોજનનું હોવું જોઇએ. માટે ત્યાં પોહોચતાં જીવને કેટલો કાળ લાગતો હશે?

પ્રવાહણ—હે મુને! પૃથ્વીલોકથી બ્રહ્મલોકનું અંતર ૫૦ કોટિ યોજનનું છે, એમ વિદ્વાનોએ કહ્યું છે. છતાં જે યોગીઓ કેવળ પાપને ભસ્મસાત્ કરી, પુણ્ય શરીરથી સંપન્ન થઈ જીવત્સવસ્થામાં જ બ્રહ્મસ્વરૂપ પામી ગયા હોય છે, તેઓ જેટલા કાળમાં મનને ફેંકી શકાય છે એટલે આપણે આદિત્યલોકનો જેટલા કાળમાં વિચાર કરી શકીએ છીએ, તેટલા જ કાળમાં તે આદિત્યલોકમાં જાય છે; અને ત્યાંથી ક્રમે ક્રમે સત્ય અથવા બ્રહ્મલોકમાં જાય છે.+

ઉદ્દાલક—હે રાજન્! જીવાત્માની સાથે પરલોકમાં પ્રાણ જાય છે, એમ આપે કહ્યું. પરંતુ પઞ્ચાગ્નિ વિદ્યા પ્રકરણમાં તો સ્વકૃત કર્મજન્ય શરીર તેને પ્રાપ્ત થાય છે, એમ આપ કહી ગયા છો; માટે એ વિષયમાં શું રહસ્ય સમાયેલું છે, તે વિસ્તારથી કહેવા આપે કૃપા કરવી જોઈએ.

પ્રવાહણ—પઞ્ચાગ્નિ વિદ્યા પ્રકરણમાં કહ્યા પ્રમાણે મનુષ્યે કરેલ કર્મનું બનેલું શરીર તેના જીવાત્માને મરણાન્તે પ્રાપ્ત થાય છે, તે સત્ય છે. બ્રહ્મલોકથી આરંભીને પાતાલ પર્યન્ત અખિલ વિશ્વ સ્થૂલ ભૂતનું બનેલું છે. એટલે આકાશાદિક પ્રત્યેકભૂતમાં બીજા ચાર ભૂતના કંઈ કંઈ અંશો મિશ્રિત કહેલા છે. તેવા પઞ્ચભૂતો તે વિશ્વનું ઉપાદાન કારણ છે. જે દેહમાં જીવાત્મા રહેલો છે, તેને સૂક્ષ્મ અથવા લિંગ દેહ કહે છે. આ લિંગ દેહ સૂક્ષ્મ ભૂતોનો એટલે શુદ્ધ આકાશાદિક તત્ત્વોનો બનેલો છે. આ સૂક્ષ્મ તત્ત્વોનો બનેલો સૂક્ષ્મ દેહ સ્થૂલ બ્રહ્માંડમાં સ્થૂલ દેહ વિના એક ક્ષણ માત્ર પણ રહી શકતો નથી. તેથી ખડમાંકડી જેમ એક ખડને છેડેથી નીકળી બીજા ખડના અગ્ર-ભાગ ઉપર પોતાનો પગ મુકે છે, તેમ આ લિંગ દેહ જ્યારે પૃથ્વી તત્ત્વનું બનેલું સ્થૂલ શરીર તજે છે, ત્યારે સ્વકર્મ નિર્મિત અપસ્તત્ત્વનું બનેલું શરીર તૈયાર જ હોય છે, તેમાં તત્ક્ષણ પ્રવેશ કરે છે.× એ પ્રમાણે જીવાત્મા એક લોકમાંથી બીજા લોકમાં જતાં જે લોકનો ત્યાગ કરે છે તે લોકના તત્ત્વનું શરીર છોડી દઈ જે લોકમાં પ્રવેશ કરે છે, તે લોકના તત્ત્વનું શરીર ધારણ કરે છે. તે શરીર સ્વકર્મનું બનેલું હોવાથી સ્વકર્માનુસાર ફલ ભોગવાવે છે, (ચાલુ.)

માનશંકર વિ. પિતાંબર દાસ મહેતા.

---

+ જુઓ છાંદોગ્યોપનિષત્ ૮-૬-૫.

× જુઓ બૃહદારણ્યકોપનિષદ્‌માં ૪-૪-૩ અને ૯.

# ધર્મનીતિની કેળવણી.

( મળેલું )

**( સાતમી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ સન્મુખ કેળવણીના વિષય ઉપર આપેલું ભાષણ. )**

ઇશ્વર સ્તવન.

શ્યામ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી
તે વિના ત્રિલોક મધ્ય કોડ વાત કાચી;
હસ્ત ચરણ કરણ નાક તેં કૃપાળુ કીધું,
નેત્ર વદન દંત આપી જ્ઞાન દાન કીધું,
તે તને ઘડીક એક એક યાદ આણે;
તું અભાગી દુષ્ટ ઈષ્ટ દેવને ન જાણે.

**મહાશય પ્રમુખ સાહેબ અને બંધુઓ,**

ગયા માસની તા. ૧૧ મીએ શ્રી મુંબઈની જૈન કોન્ફરન્સ કેળવણી કમીટીના આમંત્રણથી મુંબાઇમાં મને કેળવણી પર મારા વિચારો દર્શાવવાનો પ્રસંગ મળ્યો હતો, ત્યારે આવા મહાન્ પરિષદમાં બોલવાનો મને પ્રસંગ મળશે એવો મને સ્વપ્નામાં પણ ખ્યાલ આવ્યો નહોતો. મારા જેવા સામાન્ય માણસને આ પરિષદમાં આવવા માટે આપે જે આમંત્રણ આપ્યું છે તેથી મારા અંતઃકરણમાં એટલો બધો આનંદ થયો છે કે તેનું બરાબર વર્ણન કરવાને હું શક્તિમાન નથી. આ આમંત્રણના બદલામાં હું આપનો સઘળાનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

૨ આ ક્ષણે મારા મનમાં એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે તે એકે આપની કોમમાં અસંખ્ય મહા સમર્થ વિદ્વાનોની હયાતિ છતાં મને શા માટે આમંત્રિત કર્યો હશે. ? સહેજ વિચાર કરતાં મને જણાય છે કે આ વ્યવસ્થા જૈન કોમના અગ્રગણ્ય પુરૂષોના અંતઃકરણ અને બુદ્ધિની વિશાલતા અને દુરંદેશીપણું બતાવે છે. વળી એમ આવતા હો તેમ જણાય છે કે દરેક મનુષ્યે–દરેક જનસમાજે પ્રત્યેક બાબતમાં અને વિશેષ કરીને જ્ઞાનના સંબંધમાં હંસવૃત્તિ ધારણ કરવી જોઇએ. આ ઉપરથી તમારા વર્ગના ઘણા વિદ્યા વિલાસી અને કેળવણી રસિક પુરૂષો છે છતાં અન્ય સંપ્રદાયના વિચાર શીલ અને અનુભવી પુરૂષો ધર્મનીતિના શિક્ષણના સંબંધમાં કેવા અભિપ્રાય આપે છે તે જાણવાની આવશ્યકતા જોઈ છે. આ ઉપરાંત આપનો મને એક બીજો ઉદ્દેશ જણાયો છે તે એક સ્વવર્ગનાજ નહિ પરંતુ અન્ય કોમના ઉમંગી અને ઉત્સાહી પુરૂષોને આવા લોકોપયોગી કાર્ય માટે પ્રોત્સાહન આપી તૈયાર કરવા. આપનો બીજો ઉદ્દેશ ઉચ્ચતર ફળને આપશે કારણ કે તે નિસ્વાર્થપરાયણતાના મહાન સદ્દગુણમાંથી ઉદ્દભવિત થાય છે.

૩ જે વિષયના સંબંધમાં હું આ સ્થળે અને આ સમયે બોલવા માગું છું તે એવા

બહોળા ક્ષિતિજવાળો, એવા ઉંચા લક્ષ્ય બિંદુવાળો વિષય છે કે જ્યાં દેશના ભિન્ન ભિન્ન સંપ્રદાય અને પંથો માનનારાં મંડળો એકઠાં થઈ એક સાથે વિચારનું સંમિશ્રણ અથવા સંમેલન કરી શકે. ધર્મ અને નીતિનાં ઉત્તમોત્તમ અને સૂક્ષ્મતમ સિદ્ધાંતો એવાં છે કે જે આપણા દેશના સર્વ ધર્મોને માન્ય હોઈ શકે. **सत्यं वद, अहिंसा परमो धर्मः** Do unto others as you would like to be done by them, વગેરે. ભિન્ન ભિન્ન ધર્મોનાં એવાં તત્વો છે કે જેના સત્ય માટે કોઈ પણ ધર્મ ના કહી શકશે નહિ.

૪ કેળવણીના સંબંધમાં આપે જે મહા ભગીરથ પ્રયાસ શરૂ કીધો છે તેનો મુખ્ય આશય જો એ હોય કે બાળકને શારીરિક માનસિક અને આધ્યાત્મિક કેળવણી એવી રીતે આપવી કે જેના પરિણામમાં બાળક પોતાનાપર ભવિષ્યમાં જે ફરજો આવી પડે તે નિડરપણે અને નિઃસ્વાર્થપણે બજાવી શકે એટલુંજ નહિ પણ **जगदेव कुटुंबकम्** એ આર્યધર્મના મહાન્ સૂત્રને ગ્રહણ કરી જન સમાજના મોટામાં મોટા સમૂહનું મોટામાં મોટું કલ્યાણ કરવાને અહર્નિશ તત્પર રહે. આપે આપવા ધારેલી ધર્મનીતિની કેળવણીનું એ લક્ષ્યબિંદુ હોય કે બાળકના અંતઃકરણમાં સલક્ષણનો સંગીન પાયો નાખવા ઉપરાંત તેમાં જે વિવિધ પ્રકારની વૃત્તિઓ અને શક્તિઓને સમૂહ અવ્યક્ત (latent) રૂપે પડેલો છે તેને સ્વાર્થપરાયણતામાંથી અટકાવી પરાર્થદ્વારા પરમાર્થના રસ્તા તરફ દોરવો, તો પછી ગમે તે અન્ય સંપ્રદાયનો માણસ આપ સમક્ષ આ કેળવણીના વિષય સંબંધમાં પોતાના વિચારો યથાશક્તિ, યથામતિ બતાવી શકે અને તે અવશ્ય આપને લાભપ્રદ થઈ પડે.

૫ હવે આપણે પ્રસ્તુત વિષયપર આવીશું. આપ સઘળાને સુવિદિત છે કે આવાં પરિષદો અથવા કોન્ફરન્સો પ્રતિવર્ષે જુદે જુદે અનુકૂળ સ્થળે મેળવવાની જે વ્યવસ્થા કરવામાં આવે છે તેનું મુખ્ય કારણ અમુક વર્ગની સામાજીક, આર્થિક, ધાર્મિક, ઔદ્યોગિક અને કેળવણીની ઉન્નતિ સંપાદન કરવાનું છે. વ્યવહારમાં કેટલાંક કાર્યો એવાં છે કે જે એક વ્યક્તિ સંપૂર્ણ રીતે કરી શકે નહિ. આવાં કાર્યો કરવામાં વ્યક્તિસમૂહ અથવા ઘણા માણસોની સહાયની જરૂર રહે છે. અમુક વર્ગને લાભ કરે તેવાં કાર્યો કરવા માટે આવાં કોન્ફરન્સોની સંપૂર્ણ આવશ્યકતા છે.

૬ બધા પ્રકારની ઉન્નતિનો આધાર કેળવણીપર રહેલો છે તે વાત સર્વ માન્ય છે. કેળવણીના મુખ્ય ત્રણ પ્રકાર છે. ૧ શારીરિક, ૨ માનસિક, અને ૩ આધ્યાત્મિક. સંપૂર્ણ મનુષ્યત્વનો આધાર આ ત્રણે પ્રકારની કેળવણીપર રહેલો છે, પણ તેમાં આધ્યાત્મિક કેળવણી એ બહુ ઉપયોગી છે કારણ કે તે માણસને ધર્મની ઉંચામાં ઉંચી કોટીએ લઇ જાય છે. આ આધ્યાત્મિક કેળવણીના બે પ્રકાર છે. ૧ નીતિવિષયક. ૨ ધર્મવિષયક.

૭ ઉપરની હકીકતથી આ વાતતો નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે આ કોન્ફરન્સના કાર્યક્રમ અથવા પ્રોગ્રામમાં જે જે વિષયોની યોજના કરવામાં આવી છે તેમાં કેળવણીના વિષયપર પુરતું લક્ષ્ય આપવાની ખાસ જરૂર છે. જ્યાં સુધી તમારાં-બાળકો-તમારી સ્ત્રીઓ-તમારો આખો સમૂહ સામાન્ય કેળવણી અને તેમાં વિશેષ્ય કરીને ધર્મની કેળવણીનાં સારાં પરિણામોનો ઉત્તમ લાભ સમજવા અને મેળવવાને સામર્થ્યવાન થયો નથી ત્યાં સુધી તમા-

રી દરરોજની વ્યાવ્હારિક જીંદગી સાથે ગાઢો સંબંધ ધરાવનારા અન્ય વિષયોમાં આગળ વધવા માટેનો તમારો પ્રયાસ સંપૂર્ણ અંશે ફળીભૂત થશે નહિ.

૮ આર્યાવર્ત્ત એટલે આપણા દેશમાં કેળવણીનો પ્રારંભ શી રીતે થયો અને તેની અસર ક્યાં સુધી પહોંચી તેનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરનારને જણાશે કે પ્રથમ કેળવણીનો સંપૂર્ણ વિકાસ પૂર્વ ( East ) માં થયો. આ વિકાસની અસર પશ્ચિમ ( West ) પર થઇ. આના પરિણામમાં પશ્ચિમે શારીરિક અને માનસિક અભિવૃદ્ધિની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કીધી પણ પશ્ચિમના દેશોમાં આધ્યાત્મિક કેળવણીનાં બીજ સુદૃઢ થયાં નહિ. અમુક સમય વ્યતિત થયા પછી વસ્તુસ્થિતિ બદલાઈ. અસ્તોદયના ચક્રને આધીન થયેલું પૂર્વ (East) અધોગતિને પામ્યું અને પશ્ચિમનો અભ્યુદય થયો. પૂર્વમાંથી વિદ્યા, હુન્નર, સંપ વગેરે નષ્ટ થયાં. વસ્તુઓ પછી દૃશ્ય હોય કે અદૃશ્ય હોય તોપણ તેની બીજી વસ્તુપર અસર થાય છે. આ નિયમાનુસાર પશ્ચિમના સુધારાની અસર પૂર્વ દેશના લોકોપર થવા લાગી. પશ્ચિમના સુધારા રૂપી મહા સમુદ્રનાં મોજાં પૂર્વ તરફ ઉછળવા લાગ્યાં અને તેની વિલક્ષણ અસર પૂર્વના અંતઃકરણપર થઈ. અત્યારે આપણે આ સુખરૂપ અને સ્વર્ગ સમાન જણાતા મંડપની આ પાટભૂમિ અથવા પ્લેટફોર્મપર આપણા વિચારોનો વિનિમય અથવા સંમેલન કરવા એકઠા થયા છીએ તે પશ્ચિમના સુધારાનું પૂર્વના દેશોપર થયેલી અસરનું દૃશ્ય થતું સ્વરૂપ છે. આ વાત તો સૌ કોઇ કબુલ કરશે કે જે ભિન્ન ભિન્ન પ્રકારનાં સુખો આપણે અત્યારે ભોગવવાને ભાગ્યશાળી થયા છીએ તે મહા પ્રતાપી અને ન્યાયી અંગ્રેજી સામ્રાજ્યનાં પરિણામ છે. પશ્ચિમે પૂર્વ પાસેથી જે ગ્રહણ કીધું તેને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછું આપ્યું નહિ. જો કે પશ્ચિમની પ્રજાએ પૂર્વના લોકોને સામાજીક, આર્થિક, ઔદ્યોગીક વગેરે ઉન્નતિનાં સાધનોનું સારૂં જ્ઞાન આપ્યું પણ જેના પર આખા જનસમાજના પરમ સુખ (મોક્ષ) નો આધાર રહે છે એવાં ધર્મનાં ગૂઢ તત્ત્વોને આપણા અંતઃકરણમાં ખીલવવાને અને અનુકૂળ સાધનો વડે સુપુષ્પિત અને સુફળીત કરવાને તે પ્રજા શક્તિવાન નીવડી નથી તે વાત સત્ય છે. આમ થવાનુ કારણ કાંઇ તેની સ્વાર્થ વૃત્તિ નથી પણ કુવામાં હોય તોજ હવાડામાં આવે. **मूलं नास्ति कुतः शाखा ?** પશ્ચિમની પ્રજાના સમગ્ર અંતઃકરણમાં ધર્મનાં સૂક્ષ્મતમ સિદ્ધાંતોનો વિકાસ થયો ન હોય તો પછી તે અન્ય પ્રજાને તેનો લાભ ન આપી શકે તે સ્વાભાવિક છે. પશ્ચિમની પ્રજા ધર્મના પ્રદેશમાં હજુ જોઇએ તેવી આગળ વધી નથી તે વાત સિદ્ધ કરવાને વધારે દૃષ્ટાંતોની જરૂર નથી. યુરોપ, અમેરિકાદિ સુધારાના શિરોબિંદુએ પહોંચેલા કહેવાતા દેશોમાં જો ધર્મનાં તત્વોનો સંપૂર્ણ વિકાસ થયો હોત તો આની બેસેંટ જેવી મહાવિદુષિને પોતાના ધર્મ સંબંધના પ્રયાસ માટે આપણા દેશમાં શા માટે મુખ્ય સ્થાન ( Head quarter ) રાખવું પડત ? પોતાનો પ્રયાસ કયે સ્થળે ફળીભૂત થશે તેનો વિચારશિલ પુરૂષો બરાબર વિચાર કરે છે. આની બેસેંટ અને તેના જેવા અન્ય વિદેશીય વિદ્વાનોની એવી ખાત્રી થઈ છે કે આ જગત્‌નો કોઇ પણ દેશ ધર્મનીતિનાં બીજ વાવવાને માટે અનુકૂળ અને ફળદ્રુપ ક્ષેત્ર થવાને પાત્ર હોય તો આર્યાવર્ત્તજ આપણો દેશજ છે. જો પશ્ચિમની પ્રજાનાં અંતઃકરણ ધર્મનાં સૂક્ષ્મતમ સિદ્ધાંતોથી સંપૂર્ણ રીતે વિકાસિત થયેલાં હોત તો થોડાં વર્ષ પહેલાં અમેરિકા દેશમાં આવેલા ચીકાગો શહેરમાં મળેલી ધર્મ પરિષદ (Parliament of Religions) માં સ્વામી વિવેકાનંદે ભિન્ન ભિન્ન ધર્મોના

એકઠા થયેલાં મહા સમર્થ વિદ્વાનો અને તત્વજ્ઞાનીના સમૂહપર જે અપૂર્વ અને અદ્ભુત અસર કરી હતી તે કદી પણ થઈ શકત નહિ. જે પ્રમાણમાં પશ્ચિમની પ્રજા હુન્નર, કળા અને શાસ્ત્રીય શોધમાં આગળ વધી છે તેજ પ્રમાણમાં તે ધર્મના ક્ષિતિજનો બહોળો વિસ્તાર કરવાને શક્તિવાન થઈ હોત તો તમારા જ્ઞાતિભાઇ અને મારા રાજ્યબંધુ રા. રા. મરહુમ વીરચંદ રાઘવજી કે જેને માટે આપણે સઘળા મગરૂબ છીએ, તેને માનસિક અભિવૃદ્ધિમાં અસાધારણ રીતે આગળ વધેલી અમેરિકાની પ્રજાપર જૈન ધર્મનાં ઉત્તમ અને શ્રેયસ્કરસિદ્ધાંતો દ્વારા અસર કરવાને એક લેશ પણ અવકાશ મળત નહિ. આ બધું એમ પુરવાર કરે છે કે પશ્ચિમ આધ્યાત્મિક વિકાસમાં હજુ પછાત છે.

૯ ભલે પશ્ચિમની પ્રજામાં ન્યુટન જેવા સમર્થ વિચારશીલ પુરૂષો ઉત્પન્ન થઈ ગુરૂત્વાકર્ષણ જેવા કુદરતના બીજા ઘણા કાયદાઓ શોધી કાઢે; ભલે બેકન જેવા સબળ મગજશક્તિવાળા વિદ્વાનો જન્મ લઇ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના પ્રદેશને વધારે બહોળો બનાવે; ભલે પશ્ચિમની પ્રજામાં એડીસન જેવા હુન્નર કળામાં પ્રવિણ પુરૂષો રાવણની માફક વિદ્યુતને ગુલામની દશામાં પ્રાપ્ત કરવાને સામર્થ્યવાન થાય પણ આ વાત તો નક્કી છે કે ધર્મ અને નીતિનાં ગૂઢતત્વોના સ્વરૂપનું અધ્યયન, મનન અને નિદિધ્યાસન કરવાનું અને તેનો અપૂર્વ લાભ આ જગતની બીજી પ્રજાને આપવાનું મહા ભગીરથ કાર્ય આર્ય પ્રજાને માથે ભવિષ્યમાં વહેલું મોડું આવી પડશે. આ વાત એવી સૂક્ષ્મ છે કે તે પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ થઈ શકે તેવી નથી પરંતુ પૂર્વ અને પશ્ચિમના પ્રાદુર્ભાવ અને તિરોભાવ ( Evolution and Involution ) નું બારીક અવલોકન કરનારને આ વાતનું તુરત સ્ફૂરણ થશે. સાંપ્રત સમયમાં જે ગૃહસ્થો વર્તમાનપત્રોનો અભ્યાસ કરતા હશે તેમને તો વિદિત હશે કે થોડા વર્ષ પહેલાં મુંબઇમાં આપણાં માનવંતાં અને માતારૂપ ગણાતાં મરહુમ મહારાણી સાહેબનાં બાવલાને અમુક પ્રકારના રંગવાળા પદાર્થથી દુષિત કરવામાં આવ્યું હતું તે વખતે અન્ય પ્રજાના શાસ્ત્રીયજ્ઞાનમાં પ્રવિણ ગણાતા પુરૂષો જે કામ કરી શક્યા નહોતા તે કામ આપણા દેશના—નહિ—આપણા ઇલાકાના—દેશહિતચિંતક રા. રા. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર સાહેબે ઘણી સહેલાઇથી કરી પોતાનું પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનું બહોળું જ્ઞાન બતાવ્યું હતું. હાલમાં વળી મી, બોઝ નામના આપણા દેશના એક વતનીએ શાસ્ત્રીય પ્રયોગદ્વારા પશ્ચિમના વિદ્વાનોને એવું સિદ્ધ કરી આપ્યું છે કે અદ્યાપિ પર્યંત જડ રૂપ ગણાતા અને મનાતા પદાર્થોમાં પણ ચૈતન્ય સત્તા વ્યાપી રહેલી છે. એક દૃષ્ટાંતથી આપણે આ વાત વધારે સ્પષ્ટ કરીશું. મી. બોઝે એક વખતે એક ઓરડામાં લોઢા રૂપી જડ પદાર્થની બનેલી પીસ્તોલ દારૂ ભરી મુકી અને પોતે બીજા ઓરડામાં બેસી તે પીસ્તોલ ફોડવાનો દૃઢ સંકલ્પ કીધો. તેનું પરિણામ એ થયું કે તે પીસ્તોલ સ્વતઃ ફુટી અને તેનો ધડાકો થયો. જો તે પીસ્તોલમાં ચૈતન્યશક્તિ ન હોત તો મી. બોઝના સંકલ્પની અસર તેનાપર કદી પણ થાત નહિ. આ અપૂર્વ શોધનું માન આપણા દેશને ઘટે છે. આથી વધારે પ્રબળ, વધારે ઉન્નતિ કરનાર બીજી કઈ શોધ હોઇ શકે ? આ વાત શું સિદ્ધ કરે છે ? ધર્મનાં ગુહ્યતમ રહસ્યોનું પરિસ્ફુટન વહેલો મોડો આ દેશજ કરશે.

૧૦ અમુક કાર્યો આખો દેશ કરી શકતો નથી. દેશની અમુક વ્યક્તિ અથવા વ્યક્તિ સમૂહે તે કાર્ય કરવાનું છે. આપણે હવે ધર્મનાં તત્વો આર્યપ્રજાના અંતઃકરણમાં જે અંત-

ર્ભિન્ન સ્થિતિમાં રહેલાં છે તેને સારી રીતે કેળવવામાં આ દેશનો કયો વ્યક્તિસમૂહ શક્તિવાન અને ભાગ્યશાળી થશે તે વિષે વિચાર કરીએ. આર્ય પ્રજાની ભિન્ન ભિન્ન સ્થિતિના સૂક્ષ્મ અભ્યાસીને જણાશે કે આ મહાદુર્ઘટ કાર્ય કરવા માટે અને તેને પરિપૂર્ણ સ્થિતિએ પહોંચાડવા માટે અત્યારે કોઈ કોમ લાયક હોય તો તે જૈન કોમજ છે. જૈન કોમમાં ધર્મ અને નીતિનાં તત્વો વધારે પ્રબળ સ્વરૂપમાં હયાત હોય તેમ જણાય છે. જૈન કોમમાં પોતાના ધર્મપર અનાસ્થા અથવા અનાદર અલ્પઅંશે પણ થયેલો હોય તેમ જણાતું નથી. અન્યધર્મો અને પંથો અસ્તોદયના ચક્રની અધોગતિના રસ્તા તરફ જતા દ્રશ્ય થાય છે જ્યારે જૈન ધર્મ તેજ ચક્રના ઉન્નતિના બિંદુ તરફ પ્રયાણ કરતો જણાશે. જો આ દેશની કોઇ કોમ પૈસાદાર અને ઉદાર હોય તો તે જૈન કોમ છે. હજુ જૈન કોન્ફરન્સને સ્થાપન થયાં માત્ર થોડાંજ વરસ થયાં છે છતાં પરોપકારશીલ અને જ્ઞાતિહિતચિંતક ધનાઢ્ય લોકોએ લાખો રૂપીઆ આ શુભ પ્રયાસને સંપૂર્ણ સ્થિતિએ પહોંચાડવાને કાઢયા છે. દ્રવ્ય ઘણું હોય છતાં તેનો સદુપયોગ કરવાની વૃત્તિ અંતઃકરણમાં ઉત્પન્ન થવી એ બહુ મુશ્કેલ છે. આ અને બીજાં એવાં અનેક કારણોને લઇને કોઈ એવા અનુમાનપર આવે કે ધર્મનીતિની કેળવણીની ઉત્તમ પ્રકારની, સર્વ માન્ય અને અન્ય સંપ્રદાયને અનુકરણ કરવા યોગ્ય યોજના કરવામાં જૈન કોમ અગ્રેસર ભાગ બજાવશે તો તે અસંભવિત છે એવું કોઈ કહેશે નહિ. **તમારી જ્ઞાતિપર ઈશ્વરની કૃપા છે.** તમને ઇશ્વરે દ્રવ્ય આપ્યું છે એટલુંજ નહિ પરંતુ તે દ્રવ્યનો શુભ ઉપયોગ કેવી રીતે કરવો તે જાણવાની શક્તિ પણ તમારામાં છે. તમે તમારાં જુનાં દેવસ્થાનના પુનરોદ્ધારાર્થે અને નવાં દેવસ્થાન ચણાવવા માટે દરેક વરસે લાખો રૂપીઆ વાપરો છો. તે માટે તમને જેટલું અભિનંદન આપવામાં આવે તેટલું ઓછું છે. આ કરતાં વધારે પુણ્યશાળી બીજું ધર્મનું કોઈ પણ કામ હોઇ શકે નહિ. તમે અન્ય પ્રકારનાં ધર્મોનાં કાર્યો કરવામાં પણ મોટી રકમો ખરચો છો. સ્વધર્મની ઉન્નત્યર્થે ભિન્ન ભિન્ન કોમે જે ખરચ કર્યો હોય તેનો અડસટો કાઢવામાં આવે તો મને લાગે છે કે જૈન કોમનો નંબર પહેલો આવશે. હવે તમારે જે કરવાનું છે તે એ કે તમારાં સુકોમળ બાળકોને ઉત્તમ અને સંગીન કેળવણી આપવાની વ્યવસ્થા કરવામાં તેવાજ બહોળે હાથે દ્રવ્ય વાપરવાનું છે. આપણે આપણા દરરોજના વ્યવહારમાં જોઈએ છીએ કે વેપારીના ચોપડામાં જો એક રૂપીઓ આપીએ તો એક રૂપીઓ જમે થાય છે. જમીનમાં એક દાણો વાવીએ તો તેમાંથી એક હજાર દાણા ઉત્પન્ન થાય છે, પણ જૈન સમાજના કલ્યાણના કામમાં અથવા જ્ઞાન દાનમાં એક રૂપીઆનો ખર્ચ કરવાથી એક લાખ રૂપીઆનો લાભ મળે છે. આ સિદ્ધાંત જૈન કોમ બરાબર સમજી હોય તેમ જણાય છે. તમારે એક વાત ધ્યાનમાં રાખવાની છે તે એ કે તમે શુભ પ્રયાસ શરૂ કીધો છે, તેનાં ફળ તમારી હાલની પ્રજાએ ભોગવવાનાં છે એમ નથી. તેનો લાભ ભવિષ્યની પ્રજાએ પણ લેવાનો છે તમારા શુભ પ્રયાસનું ફળ તમારી કોમેજ ભોગવવાનું છે એમ નથી પણ તેના ભાગી અન્ય કોમોના જનસમૂહ પણ થશે, તેટલા માટે કેળવણીના સંબંધમાં તમે જે વ્યવસ્થા કરો તે એવા બહોળા વિસ્તારપર કરશો કે જેનો લાભ અન્ય જ્ઞાતિને પણ મળે. દ્રવ્ય, ઉત્સાહ અને સંપમાં પાછળ પડતી કોમોને તમારી સાથે સુધારાની સીડીને ઉંચે પગથીએ ચડાવવાનો તમારો પ્રયાસ તમને તમારા પોતાના કાર્ય-

માં અવશ્ય લાભપ્રદ અને ઉપયોગી થઇ પડશે. બીજાનું કલ્યાણ ઈચ્છવામાં અને તે કરનામાંજ પોતાના કલ્યાણનો આધાર રહેલો છે એ સત્ય તમારે ભૂલી જવાનું નથી.

૧૧ આગળ આપણે કહી ગયા કે સઘળા પ્રકારની ઉન્નતિનો આધાર હમેશાં ધર્મનીતિની કેળવણી પર રહેલો છે. હવે તે કેળવણીની વ્યવસ્થાના સંબંધમાં બે પ્રશ્નો ઉત્પન્ન થાય છે તે એ કેઃ—

૧ નીતિ અને ધર્મની કેળવણી શા માટે આપવી ?

૨ આવા પ્રકારની કેળવણી કેવી રીતે આપવી ?

૧૨ પ્રથમ પ્રશ્નનો ઉત્તર—બાળમનનો સૂક્ષ્મ રીતે અભ્યાસ કરનાર વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે બાળમન હમેશાં સર્વ પ્રકારની વૃત્તિ અને શક્તિ સહવર્તમાન આ જગતમાં જન્મે છે, જેવી રીતે આંબાની ગોટલીમાં આંબાના વૃક્ષનો અંતર્લીન અને સૂક્ષ્મતમ સ્વરૂપમાં સમાવેશ થયેલો હોય છે, તેવીરીતે બાળમનમાં પણ આખા મનુષ્યત્વનો સમાવેશ થયેલો હોય છે. વિષય વધારે સ્પષ્ટ રીતે સમજાય માટે આપણે એક સ્થૂળ પદાર્થનું દૃષ્ટાંત લઈશું. ધારો કે માળી પોતાની વાડીના એક ક્યારામાં ગોટલો વાવે છે. તે ગોટલાના મધ્યભાગમાં રહેલું બીજ જમીન અને પાણી સાથે મળે છે અને તેના પરિણામમાં છોડનો એક અંકુર બીજમાંથી સ્ફુરે છે. તે અંકુર મોટો થઈ જમીન બહાર નીકળે છે અને સુંદર વૃક્ષનું રૂપ ધારણ કરે છે. કદાચ તે માળી એમ અભીમાન કરે કે આ છોડ તો મેં ઉગાડયો, તે તેમ માનવામાં તેની મોટી ભૂલ છે. તે માળીમાં છોડને ઉગાડવાની શક્તિ નથી. તે શક્તિ તો છોડમાં સ્વાભાવિક છે. માળી તો માત્ર બે પ્રકારનાં કર્ત્તવ્ય કરે છે. ૧. તે છોડ સારી રીતે ઉગે માટે તેને યોગ્ય વખત સારૂં ખાતર અને પાણી પુરૂં પાડે છે અને તેને જોઇતો પ્રકાશ આપવાની ગોઠવણ કરે છે. ૨. તે છોડને ઉગવામાં નડતર કરનારાં ઝાડી ઝાંખરાંને ઉખેડી નાખે છે અને તે છોડ સુકોમળ સ્થિતિમાં હોય ત્યારે તેને ઉંટ આદિ પશુઓ ખાઈ ન જાય માટે તેની આસપાસ વાડ કરે છે. બાળક એ પણ એક છોડ રૂપ છે. તેની ખીલવણીમાં તેજ નિયમ સર્વાંશે લાગુ પડે છે. બાળક સ્વાભાવિક રીતે ખીલે છે, કોઇ પણ તેના વિકાસમાં સહેજ પણ વધારો કે ઘટાડો કરી શકતું નથી. કુદરત, માતા, શાળા, અને જગત એ વિકાસ ઉત્તમ પ્રકારનો થાય માટે અનુકૂળ સાધનો પુરાં પાડે છે, શાળા બાળમન જ્યારે સુકોમળ સ્થિતિમાં હોય છે ત્યારે તેના તન અને મનને કેળવે છે એટલુંજ નહિ પણ તેના અંતઃકરણમાં લક્ષણનો પાયો નાખે છે. મનની સુકોમળ સ્થિતિમાં બાળપર પડેલી અસર કદી ભુસાતી નથી માટે શાળાનું કર્ત્તવ્ય મહત્તમ કહેવાય છે. આ સંસારરૂપી રંગભૂમિપર મનુષ્યને જે વેષ ભજવવાનો છે તેની પાત્રતા સંપાદન કરવાને શાળા એ નાટકના રિહર્સલ રૂપ છે.

૧૩ હવે આપણે બાળમનમાં વૃત્તિઓનો ક્રમેક્રમે વિકાસ થાય છે તેનો માનસ શાસ્ત્રની દૃષ્ટિએ નિર્ણય કરીશું અને તે પછી ધર્મનીતિની કેળવણીના અભ્યાસ ક્રમની યોજના કેવી હોવી જોઈએ તે વિષે વિચાર કરીશું.

૧૪ જેવી રીતે છોડનો ફણગો મહા પ્રયાસ કરી સૂર્યનો પ્રકાશ ગ્રહણ કરવા માટે જમીનમાંથી બહાર નીકળી આવે છે, તેવી રીતે બાળકનો આત્મા સર્વ પ્રકારની શક્તિઓ

અને વૃત્તિઓ સહવર્તમાન જ્ઞાન સંપાદન કરવાને આ જગતમાં જન્મે છે. જેવી રીતે છોડને સંપૂર્ણ રીતે વિકાસિત ને ફળરૂપ થવાને અમુક બાહ્ય સાધનોની જરૂર છે, તેવી રીતે મનને પણ પોતાની અભિવૃદ્ધિ માટે સારી અને સંગીન કેળવણીની જરૂર છે.

૧૫ આપણે ઉપર કહ્યું કે બાળક વૃત્તિઓ સાથે જન્મે છે. પ્રથમાવસ્થામાં આ વૃત્તિઓ અવ્યક્ત સ્થિતિમાં હોય છે. આ સમયે બાળક માત્ર પશુ સમાન હોય છે તેટલા માટે બાળવૃત્તિને પ્રેરણા શક્તિ ( Instinct ) નું નામ આપવામાં આવે છે. ભેદ માત્ર એટલોજ કે માનુષિક પ્રકૃતિ મહા પ્રયાસના પરિણામમાં આધ્યાત્મિક સ્થિતિને પ્રાપ્ત થઇ શકે છે; પશુ તો હમેશાં પશુજ રહે છે. આ બાળસ્વભાવના વિકાસના ક્રમના જુદા જુદા પગથીઆનું જ્ઞાન મેળવવું હોય તો આપણે જનસમાજના સમગ્ર મનની ખીલવણી કયે ક્રમે થઈ તેની પ્રથમ તપાસ કરવી પડશે.

૧૬ સુધારો એ મનુષ્ય જાતના સમગ્ર મનની અભિવૃદ્ધિ રૂપ છે. તે અભિવૃદ્ધિની ભિન્ન ભિન્ન સ્થિતિનું પ્રાચીન ઇતિહાસદ્વારા અવલોકન કરીશું તો જણાશે કે મનુષ્ય જાતના અસંસ્કૃત સમગ્ર મનને પ્રથમની સ્થિતિમાં માત્ર ત્રણ હાજતો હતી. (૧) ખોરાક, (૨) શરીરાચ્છાદન, (૩) વિશ્રામસ્થાન. આ હાજતો એવી સાદી હતી કે તે સહેલાઈથી તૃપ્ત થતી. જેમ જેમ સુધારો વધતો ગયો તેમ તેમ જરૂરીઆત પણ વધી અને તેને સંતુષ્ટ કરવાનાં સાધનમાં પણ બહોળો વધારો થયો. આના પરિણામમાં નવી નવી શોધો થઈ અને શંકરાચાર્ય, હર્બર્ટ સ્પેન્સર અને મહાવીરાદિ તત્વ જ્ઞાનીઓ ઉત્પન્ન થઈ તત્વજ્ઞાનના પ્રદેશને બહોળો વિસ્તાર આપ્યો. ઉપરની હકીકતથી આપણે બે વાત શીખ્યા. (૧) જનસમાજને પોતાની સંપૂર્ણ સ્થિતિએ પહોંચતાં પહેલાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક એવાં ત્રણ ક્રમમાંથી પસાર થવું પડે છે. (૨) આધ્યાત્મિક અભિવૃદ્ધિની ખાસ જરૂર છે. એટલુંજ નહિ પણ તે સંપાદન કરવાને વ્યવસ્થા અથવા યોજના, ગુરૂ અને બીજાં અનુકૂળ સાધનોની પણ ખાસ આવશ્યકતા છે.

૧૭ મનુષ્યોનું સમગ્રમન વ્યક્તિગત પ્રથક પ્રથક મનનું બનેલું છે. જે નિયમ ઘણા માણસોના વિકાસને લાગુ પડે તે એક માણસની અભિવૃદ્ધિને પણ લાગુ પડવો જોઇએ. માનસ શાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે બાળમનને સંપૂર્ણ મનુષ્યપણું મેળવવા માટે નીચે આપેલી વૃત્તિઓને ક્રમે ક્રમે અને ધીમે ધીમે કેળવવી પડે છે, તે વૃત્તિઓનો ક્રમ નીચે પ્રમાણે છે. (૧) પોષણ વૃત્તિ, (૨) ચાંચલ્ય વૃત્તિ, (૩) કૃષિવિદ્યા જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ, (૪) શીલ્પ શાસ્ત્ર (બાંધકામ) જ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ, (૫) વિદ્યા સંપાદન કરવાની વૃત્તિ, (૬) સૌંદર્યવૃત્તિ, (૭) જનસમાજમાં રહેવાની વૃત્તિ, (૮) ધર્મજ્ઞાન સંપાદન કરવાની વૃત્તિ.

૧૮ આ વૃત્તિઓ કેળવવા માટે કુદરત તેના અંતઃકરણમાં તેને અનુક્રમે જાગૃત કરે છે. બાળક જન્મે છે કે તુરત તેને ધાવવાની ઇચ્છા થાય છે. માતા તે વૃત્તિને પો૰

તાના દૂધ વડે પુરી પાડે છે. બાળક મોટું થાય છે કે તેનામાં ચાંચલ્યવૃત્તિ ઉદ્દભવિત થાય છે. ઘોડીઆમાં સુતેલું બાળક જાગૃત અવસ્થામાં હાથ પગ પછાડતું માલમ પડે છે તે આ વૃત્તિનું દૃષ્ટાંત છે. શરીરને મજબુત બનાવવું એ ઉપરની બે વૃત્તિઓનો મુખ્ય ઉદ્દેશ છે.

૧૯ ત્યાર પછી કૃષિવિદ્યા અને બાંધકામ કરવાની વૃત્તિવડે બાળક વસ્તુ અને તેના ગુણોનું જ્ઞાન સંપાદન કરે છે. આ વૃત્તિઓ સાથે વિદ્યા સંપાદન કરવાની વૃત્તિનું સંમેલન થવાથી બુદ્ધિની ખીલવણીને સંપૂર્ણ અવકાશ મળે છે.

૨૦ સૌંદર્ય વૃત્તિને પોતાનું કાર્ય કરવાનો હવે પ્રસંગ આવે છે. સૌંદર્યની અંતઃકરણપર અલૌકિક અસર થાય છે ભવભૂતિનું રસમય અને સૃષ્ટિ સૌંદર્યથી ઉછળતું કાવ્ય, રવિવર્માની આબેહુબ, કુદરતની છબિને અતિક્રમણ કરનારી અને ચિત્રકળાના ઉત્તમ નમુનારૂપ દુષ્યન્ત–શકુંતલાની છબી, વાટિકાના મનોરંજક દેખાવો, પર્વત ઝરાદિ પ્રાકૃતિક દેખાવોની ભવ્યતા મનુષ્યના અંતઃકરણપર સારી અસર કરી તેની મનોવૃત્તિને ઉચ્ચતર બનાવે છે અને તેમાં સદ્દગુણનો પાયો નાખે છે. ત્યાર પછી જન સમાજમાં રહેવાની વૃત્તિ બાળમનમાં ઉત્પન્ન થાય છે. એકલું પડેલું બાળક રડે છે અને દૂરથી પણ માતાનો મધુર સ્વર સાંભળતાંજ છાનું રહી જાય છે તે આ વૃત્તિનું દૃષ્ટાંત છે. આવૃત્તિથી બાળમનમાં નીતિ તેમજ ધર્મનાં તત્ત્વો આરૂઢ થાય છે. છેવટે ઇશ્વર એ શું વગેરે જાણવાની અભિલાષા ઉત્પન્ન થાય છે. પોતે જો કે સમાજની એક જુદી દેખાતી વ્યક્તિ છે તોપણ પોતે જનસમાજના કલ્યાણ માટે સરજાયેલો છે એટલુંજ નહિ પણ આધ્યાત્મિક શક્તિના પ્રબળ પ્રભાવે કરીને પોતે સર્વ ચૈતન્ય સત્તામય પરમાત્માના સ્વરૂપમાં તાદાત્મ્યભાવ પામે છે. આ જ્ઞાન ધર્મવૃત્તિ આપે છે.

૨૧ ઉપર આપણે જોયું કે દરેક વૃત્તિને જાગૃત કરી કેળવવા માટે કુદરત રૂપી શિક્ષક યોગ્ય અને અનુકૂળ સાધનો પુરાં પાડે છે, આપણે જોયું કે નીતિ અને ધર્મનાં જે બીજ બાળકના મનમાં કુદરતે સાચવીને ઉછેરેલાં છે તેને વિકાસ પમાડી સુંદર વૃક્ષના રૂપમાં ખીલવવાનાં છે. આ ઉપરથી આ વાત તો નિર્વિવાદિપણે સિદ્ધ થાય છે કે બાળમનને શારીરિક અને માનસિક કેળવણીની જેટલી જરૂર છે તેટલીજ બલ્કે તેથી પણ વધારે નીતિ અને ધર્મની કેળવણીની આવશ્યકતા છે. જંગલમાં ઉગતાં કેટલાંક વૃક્ષો પોતાની મેળે ઉગે છે, ખીલે છે, અને સુંદર ફળ આપે છે એ વાત સાચી પણ સંભાળ અને દરકારના અભાવે કેટલાં બધાં વૃક્ષો ઉગતાંજ નહીં હોય તેનો ખરેખરો આકડો કોણે કાઢયો છે વારુ ?

૨૨ બીજા પ્રશ્નનો ઉત્તર—આપણે ઉપર એ વાત સિદ્ધ કીધી કે દરેક બાળકને ધર્મને નીતિની કેળવણીની જરૂર છે. હવે તે કેળવણી કેવી રીતે આપવી કે જેથી સારાં પરિણામ આવે તે વિષે વિચાર કરીએ.

૨૩ પ્રાચીન સમયમાં આર્ય તેમજ જૈન સમાજમાં જુદીજ પદ્ધતિપર શાળાઓ સ્થાપવામાં આવતી હતી. તે સમયે ગુરૂને ત્યાં બ્રાહ્મણ અને ક્ષત્રિય ને વૈશ્યકુળનાં બાળકો વિદ્યાભ્યાસ માટે જતાં. શ્રીકૃષ્ણ અને સુદામાની એક સાથે ભણવાની વ્યવસ્થા આ વાતને બરાબર ટેકો આપે છે. તે સમયે શિક્ષણ આપવું એ પોતાની જીંદગીનું મુખ્ય કર્તવ્ય છે એમ ગુરૂ માનતા. બાળકો પણ ગુરૂના પ્રત્યે પ્રેમ અને સન્માનની લાગણીથી જોતા. ગુરૂ આધ્યાત્મિક અભિવૃદ્ધિની ટોચે પહોંચેલા હોવાથી પોતાના શિષ્યની શક્તિની બરાબર પરીક્ષા અને તુલના કરી શકતા અને પ્રત્યેક શિષ્યને અનુકૂળ અને તેની શક્ત્યનુસાર શિક્ષણ આપીને તેના મનને વિકસિત કરતા. શિષ્યને ગુરૂ પ્રત્યે અપૂર્વ ભાવ અને આદર સત્કારની લાગણી હતી. આવી સ્થિતિનું પરિણામ એ આવતું કે બાળકના અંતઃકરણમાં નીતિ અને ધર્મનાં તત્વો ગુરૂકૃપાથી અને સ્વપ્રયત્નથી સુદૃઢ થતાં. સાંપ્રત સમયમાં શાળામાં અમુક બાળકને પોતાની શક્ત્યનુસાર વિદ્યાભ્યાસ કરવાની સગવડ મળતી નથી પણ તેને પોતાના વર્ગનાં બીજા વધારે બુદ્ધિશાળી બાળકો સાથે ઢંઢ અને ગર્દભીભૂત બળદની માફક ઘસડાવું પડે છે. આ સ્થિતિમાં દરેક બાળકની શારીરિક અને માનસિક કેળવણી તરફ જોઈએ તેવું ધ્યાન આપી શકાતું નથી તો પછી ધર્મનીતિના શિક્ષણ માટે વિશેષ લક્ષ્ય ન અપાય તે સ્વાભાવિક છે. ધર્મ અને નીતિનાં સાધનો નીચે પ્રમાણે છે. આ સાધનો વિદ્વાનોએ મોટો પ્રયાસ કરી શોધી કાઢેલાં છે. અને તેનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો બાળમનના વિકાસપર બહુ સારી અસર કરશે.



૨૫ શારીરિક અને માનસિક કેળવણીનાં સાધનોમાં મોટો ભેદ એ છે કે પહેલાં બે પ્રકારની કેળવણી પ્રારંભમાં પ્રત્યક્ષ અને ત્યાર પછી પ્રત્યક્ષ અને પરોક્ષ સાધનોના મિશ્રણથી આપી શકાય છે. પરંતુ ધર્મનીતિની કેળવણીમાં પરોક્ષ સાધનો મુખ્ય ભાગ ભજવે છે. આનું એ પરિણામ આવે કે ધર્મનીતિના શિક્ષણનો પાયો બાળકની આસ્થાપર નાખવાની જરૂર પડે છે. આ કારણને લીધેજ ધર્મનીતિનું શિક્ષણ વધારે દુર્ઘટ છે. જેવી રીતે અગ્નિના સ્પર્શથી તુરત દઝાય છે એવો પ્રત્યક્ષ અનુભવ થાય છે તેવી રીતે અમુક અશુભ કાર્ય કરવાનો સંકલ્પ થતાંજ જો પરમેશ્વર બાળકોના ચાર પાંચ સપાટા લગાવી દેતો હોય તો આ પ્રકારની કેળવણી આપવાનું કામ બહુ સહેલું થઇ પડે પણ દુર્ભાગ્યે કે સુભાગ્યે ધર્મનીતિનાં તત્વોનું બંધારણ એવા પાયાપર સ્થાપેલું છે કે જ્યાં કાર્યકારણભાવ તુરત દશ્ય થતો નથી, અને તેના પરિણામમાં શિષ્યના અસંસ્કૃત અને બીનઅનુભવી અંતઃકરણમાં ક્ષણે ક્ષણે શંકા ઉત્પન્ન થાય છે. ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાનો સારામાં સારો રસ્તો એ છે કે બાળકની આસપાસ સત્ય, નિઃસ્વાર્થતા, પરોપકારવૃત્તિ વગેરે સદ્‌ગુણો રૂપી વાતાવરણ પ્રસારવું જોઇએ. આવા ઉત્કૃષ્ટ વાતાવરણમાં ઉદ્‌ભવેલો અને પોષાયલો બાળરૂપી છોડ અવશ્ય નીતિનાં શુભ ફળો આપશે.

૨૬ ઉપર આપેલા નકશાપરથી આપણે જોયું કે ધર્મનીતિના શિક્ષણનાં સાધનોના બે પ્રકાર છે. ૧ મુખ્ય, ૨ ગૌણ. મુખ્ય સાધનોમાં ગુરૂ અને પુસ્તકોનો સમાવેશ થાય છે. ગૌણ સાધનોમાં આહાર, વિહાર, સૌંદર્ય, કવિતા વગેરેનો સમાવેશ થાય છે.

૨૭ ગુરૂરૂપી સાધન એ પુસ્તક કરતાં વધારે પ્રબળ અને અસરકારક નીવડે છે. ગુરૂ મુખથી અપાયેલો ઉપદેશ પુસ્તકો કરતાં વધારે મજબુત અસર કરે છે. ગુરૂનું દૃષ્ટાંત બાળકના આધ્યાત્મિક વિકાસનું સર્વોત્કૃષ્ટ સાધન છે. જે અસર હજાર પુસ્તક ન કરી શકે તે અસર ગુરૂનું દૃષ્ટાંત એક ક્ષણમાં કરે છે અને તે અસર એવી થાય છે કે તે કદી પણ ભુંસાતી નથી. જ્યાં ગુરૂ પોથીમાંના રીંગણાં જેવો બોધ આપે ત્યાં શિક્ષણની શુન્ય અસર થાય છે.

૨૮ બીજું મુખ્ય સાધન પુસ્તક છે. ઘણા લોકો એમ માને છે કે ધર્મનીતિના શિક્ષણ માટે પુસ્તકોની કાંઇ પણ જરૂર નથી. પરંતુ તે માન્યતા ભૂલ ભરેલી છે; બાની બેસેંટ જેવા વિદ્વાનોએ આવા પ્રકારના શિક્ષણ માટે પુસ્તકોની આવશ્યકતા જોઇ છે. આ પુસ્તકો એવાં જોઇએ કે તેમાં સર્વમાન્ય સિદ્ધાંતોનો સમાવેશ થયેલો હોય. કારણ કે આપણા દેશની શાળાની એવી વ્યવસ્થા છે કે જ્યાં અનેક કોમનાં બાળકોને એક સાથે પોતાનો અભ્યાસ કરવાનો હોય છે. જ્યાં દરેક કોમ માટે સ્વાતંત્ર્ય શિક્ષણ આપવાની ગોઠવણ કરવામાં આવેલી હોય છે ત્યાં તે કોમનાં બાળકોને પોતાના સંપ્રદાય અથવા પંથનાં સિદ્ધાંતોનું શિક્ષણ આપવામાં હરકત નથી. આવી સંસ્થાઓમાં પણ સર્વમાન્ય તત્વોનું દિગ્દર્શન કરાવવાની જરૂર છે, કારણ કે વ્યવહારમાં અમુક કોમનાં બાળકોને બીજી કોમનાં બાળકો સાથે રહીને દેશ હિતનાં કામો કરવાનાં હોય છે.

૨૯ આપણે સર્વ માન્ય સિદ્ધાંતોની યાદી આપીએ તે પહેલાં ધર્મ અને નીતિના ખરા સ્વરૂપ વિષે વિચાર કરીશું. કેટલાક લોકો એમ માને છે કે ધર્મ અને નીતિ એ ભિન્ન ભિન્ન છે, પણ વસ્તુતઃ તેમ નથી. તે બંને જો કે જુદાં નામથી ઓળખાય છે પણ તે સત્ય સ્વરૂપમાં તો એકજ છે. આધ્યાત્મિક અભિવૃદ્ધિના નીતિ અને ધર્મ એવા ઉત્તરૌત્તર ક્રમ છે. નીતિના જ્ઞાન સિવાય ધર્મનું જ્ઞાન હોઇ શકે નહિ. નીતિના સૂક્ષ્મતમ તત્વો ધર્મના વિકાસના પાયારૂપ નીવડે છે. નીતિને વ્યકિત અને જનસમાજ સાથે સંબંધ છે, ધર્મને વ્યક્તિ અને પરમાત્મા સાથે સંબંધ છે. આ વાત જો આપણે સ્વીકારીશું તો ધર્મ અને નીતિના શિક્ષણ માટે સંયુકત પ્રયાસની જરૂર છે તે વાત સ્વીકારવાની આપણને જરૂર જણાશે, માટે જુદા જુદા પ્રયાસથી વધારે લાભ થવા સંભવ નથી.

૩૦ હવે આપણે ધર્મનીતિનાં સામાન્ય તત્વો કયાં તે વિષે વિચાર કરીશું. આવા તત્વોની શોધ માટે આપણે પ્રાચીન આર્ય કે જૈન પુસ્તકોનું અવલોકન કરવું પડશે. જૈન ધર્મનું મને જ્ઞાન નથી, પરંતુ આર્ય ધર્મ પુસ્તકોમાં ગીતાનું પુસ્તક એવું છે કે જેમાં પૂર્વોકત સામાન્ય સિદ્ધાંતોનો સમાવેશ કરવામાં આવ્યો છે, આ ગીતાના પુસ્તકના અધ્યાય ૧૬ શ્લોક ૧–૨–૩ માં આવાં તત્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે નીચે પ્રમાણે છે;

अभयं सत्वसंशुद्धि ज्ञानयोग व्यवस्थितिः ॥
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यम क्रोधः त्यागः शांतिर पैशुनम् ॥
दया भूतेष्व लोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवन्ति संपदं दैवी मभिजातस्य भारत ॥

ભાષાંતર—અભય, સત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગમાં વ્યવસ્થિત રહેવું તે, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચુગલીપણું નહિ તે, પ્રાણિમાત્રમાં દયા, અલોભપણું, સરળતા, લજ્જા, અચપળતા, તેજ, ક્ષમા, ધીરજ, શૌચ, અદ્રોહ, અતીશય માન નહિ તે.

૩૧ આવા પ્રકારના સર્વ માન્ય સિદ્ધાંતો બાળકના અંતઃકરણમાં શિક્ષણ વડે ઠસાવવામાં આવે તો તે જરૂર બાળકને એકલાનેજ નહિ પરંતુ આખા જનસમુહને પણ લાભ થાય. "અહિંસા" "પ્રાણી માત્રપર દયા" એ જૈન ધર્મ નીતિના સ્તંભ રૂપ છે. આવા એક સિદ્ધાંતને સાદી અને અસરકારક ભાષામાં ગોઠવી તેના પાઠ બનાવવામાં આવે અને તે પાઠોના શિક્ષણ સાથે શુરના રાખવાનું મિશ્રણ કરવાની ગોઠવણ થાય તો ધર્મનીતિનું શિક્ષણ સંગીન રીતે આપી શકાય. આ પાઠો કેટલા અને કેવી રીતે બનાવવા તેમાં કેવા પ્રકારની ભાષા શૈલી, અને વિચાર શ્રેણીની વ્યવસ્થા કરવી વગેરે બાબતોનું નિરાકરણ

અને હાયન શબ્દ પૂર્ણ વર્ષ વાચક છે. હવે પહેલા અયન ને આરંભેજ વર્ષનો આરંભ, અર્થાત્ અયનારંભ વાચક આગ્રયણ શબ્દનો સંવત્સરારંભ વાચક આગ્રહાયણ એવો સ્વરૂપ ભેદ થાય છે.

અયન શબ્દના અર્થ વિષયે વિચાર કરતાં પ્રથમતઃ સૂર્યનું ગમન એટલેજ તેનો અર્થ થાય છે. અને આગળ આગમન ઉપરથી નિયમિત થયેલ વર્ષ અર્થાત્ અર્ધ વર્ષ એવો અર્થ થયો હોય એમ દીસે છે. આગ્રયણેષ્ટિ પ્રત્યેક અયનારંભ દિવસે કરાવવાની બે અર્ધ વાર્ષિક ઇષ્ટિ છે એમ જણાય છે. મનુસ્મૃત્યાદિ વેદકાલ પછીના ગ્રંથો મધ્યે આગ્રયણેષ્ટિ એટલે નવાન્નેષ્ટિ એમ કહે છે. પરંતુ સંપાત ચલનથી ઋતુ પાછળ હઠતાં આઇષ્ટિ અયનારંભ થતાં કોઈ પણ બીજે સમયે થવા લાગવાના સબબે મન્વાદિકોએ ઉપર કહેલી નવાન્નની ઇષ્ટિવાળી કલ્પના કાઢી હોવી જોઇએ. કારણ આશ્વ લાયને શ્રૌત સૂત્રો મધ્યે બેજ આગ્રયણેષ્ટિ કહેલી છે. એક વસંતારંભે અને બીજી શરદારંભે, વસંત અને શરદ્ ઋતુ પૂર્વે કહ્યા પ્રમાણે દેવયાન અને પિતૃયાન અર્થાત્ જૂના ઉત્તરાયન અને દક્ષિણાયનના આરંભે થતાં આ શ્વાલાયને ( ૧-૨-૯-૧ ) હવન માટે વ્રીહિ, શ્યામક, અને યવ એ ત્રણ ધાન્ય કહ્યાં છે. આ ઉપરથી પણ આગ્રયણેષ્ટિની કલ્પના નીકળેલી દીસે છે. કારણ તૈત્તિરીય સંહિતા ( ૫-૧-૭-૩ ) માં સંવત્સર માટે બે પ્રકારનાં ધાન્ય પકવવા વિષે વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરથી સમઝાય છે કે મૂળથી એ બિના નહોતી એ સ્પષ્ટ છે. અર્થાત્ પૂર્વે પ્રત્યેક અયન ને આરંભે એક એક એવી બે ઇષ્ટિ હતી. અને ત્યારે આગ્રયણનો આગળના ગ્રંથના આધારમાં કહ્યા પ્રમાણે નવાન્ન ભક્ષણ સાથે કાંઇ સંબંધ નથી એમ ચોકખું જણાય છે. કારણ એવો અર્થ કરવા સિવાય આઇષ્ટિ આશ્વાલાયને કહ્યા પ્રમાણે વસંત અને શરદ્ ઋતુનાજ આરંભે કાં કરવામાં આવતી તેનું સ્પષ્ટીકરણ થતું નથી.

પણ આ પ્રમાણે અમરસિંહના આગ્રહાયણી શબ્દની પરંપરા પાણિનીના પહેલાં વેદકાલ પર્યન્તની અર્થાત્ આગ્રયણી એ વૈદિક શબ્દ હોવો જોઇએ. આગ્રયણી શબ્દનો વૈદિક કાલે એક તારકાપુંજ એટલોજ અર્થ થતો તે કયા ઉપરથી ? એવો પ્રશ્ન સહજે ઉત્પન્ન થાય છે. પાણિનીના વખતે ચાલુ થયેલો આગ્રહાયણીનો મૃગશીર્ષ નક્ષત્ર અર્થ અર્થાત્ પરંપરાગત હોવો જોઇએ. પ્રત્યેક અયનને આરંભે સૂર્ય કોઇ પણ નક્ષત્રમાં હોવો જોઇએ. એટલે પ્રથમ અયનને આરંભે સૂર્યની સાથે ઉદય થનાર નક્ષત્ર એવો આગ્રયણનો ધીમે ધીમે અર્થ થયો એવો કોઇ પણ ઠેકાણે કરેલો જોવામાં આવતો નથી. પરંતુ તૈત્તિરીય સંહિતામાં યજ્ઞ વખતે ગ્રહ-પાત્ર-નો આરંભ આગ્રયણથી થતો એમ કહેવામાં આવ્યું છે, અને તે પાત્ર પૈકી બીજાં બે પાત્ર શુક્ર અને મંથિન ને ગ્રહવાચક નામ આપવામાં આવ્યાંછે. +આ ઉપરથી આગ્રયણ એ એક આકાશમાં તારાગણ વાચક નામ છે એમ અનુમાન થાય છે. યજ્ઞ ગ્રંથમાં પાત્ર વાચક ગ્રહ શબ્દ આકાશના ગ્રહનો વાચક છે. આયુદ્ધ પાત્રની સંખ્યા અને ચંદ્ર સૂર્યાદિ ગ્રહોની સંખ્યા સરખીજ છે. અર્થાત્ મૃગશીર્ષ વાચક હાલનો આગ્ર હાયણ શબ્દ વૈદિક આગ્રયણ શબ્દનું રૂપાંતર છે. અને

+ રૂદ્ર મધ્યે શુક્ર, મંથિન, આગ્રયણ, વિશ્વદેવ, અને ધ્રુવ એ તમામ નામ એકજ ઠેકાણે આપવામાં આવ્યાં છે.

મૃગશીર્ષના પહેલાં યજ્ઞ કાર્યમાં આગ્રયણનો ઉપયોગ થતો એમ સંભવે છે. આગ્રયણેષ્ટિનો ખરો અર્થ લોપ થવાથી આગ્રહાયણ ઉર્ફે આગ્રયણ શબ્દનો અયનારંભે નક્ષત્ર એવો અર્થ થવાથી તે શબ્દ, જે મહિનામાં તે ઇષ્ટિ થાય તે મહિનાનો વાચક થયો. તે ઉપ-રથી "मासानां मार्गशीर्षोहम्" વગેરે કલ્પના પ્રાદુર્ભાવ પામી. આગ્રયણ શબ્દનો મૃગશીર્ષ એવો અર્થ ન થયો ત્યારે આગ્રહાયણીનો પાણિનીના સમયે ઓરયનનં નક્ષત્રપુંજ એવો અર્થ થતો. અને આ અર્થ પરંપરાગત ચાલ્યો આવે છે.

મૃગશીર્ષ ઉર્ફે ઓરયન વિષયે કેવી કથા ઉત્પન્ન થયેલી છે, એ પ્રથમ કહેવામાં આવ્યું છે. એક વખત તે પોતાની કન્યાનોજ અભિલાષ કરનાર પ્રજાપતિનું શિર હતું. કેટલીક વખતે તેને યમલોકના દ્વારે ઇંદ્રે નમુચીનું છેદન કરેલું માથું હતું. ગ્રીક લોકો પણ ઓરયનની આવી બે ત્રણ પ્રકારની વાતો કરે છે. કોઈ કહે છે કે ઓરયનં ઉપર ઇઑસદ ઉષસ્‌ની પ્રીતિ થવાથી તેણે તેને દૂર કર્યો. પરંતુ આ બીના દેવને લાગુ ન કરતાં આર્ટેમિસે આર્ટિ જિવાને બાણથી મારી નાંખ્યો. બીજો કહે છે, કે આર્ટેમિસની તેનાપર પ્રીતિ થઇ. પરંતુ તેના ભાઇ અપાલોએ તેને સમુદ્રમાં એક દૂરની વસ્તુ બતાવતાં કહ્યું કે તું આ વસ્તુ બાણથી છેદી શકનાર નથી. તે ઉપરથી તેણે તરતજ બાણ સાધી તેનું છેદન કર્યું. પણ તે વસ્તુ તે સમુદ્રમાં ઓરયનનું શિર હતું એમ કહેવામાં આવે છે. વળી કેટલાક એમ પણ કહે છે, કે ઓરયનનો આર્ટિમિસે અયોગ્ય રીતે અભિલાષ કરવાથી તેને એક બાણથી ઠાર કરવામાં આવ્યો. આ તમામ બાબતો ઉપરથી અભિલાષ, બાણ અને શિર્ષચ્છેદન એ વૈદિક ગ્રંથમાં તમામ બીના જોવામાં આવે છે. આ નક્ષત્રનો અર્થ ગ્રીક લોકો વર્ષાકાળનું આગમન એવો કરે છે. આ અન્વયે આ નક્ષત્ર ઇંદ્રિબર અથવા એકકોસસ અર્થાત્ વર્ષાકાળમાં આવનાર એવા અર્થનું સૂચન કરે છે. એટલે વેદાંત જેમ અશ્વ અને તારકાને વર્ષારંભ કરનાર અને તેનેજ શુનાશિરૌ નામથી પર્જન્યાગમન સૂચક કહે છે, તેમજ એ ગ્રીક લોકો પણ સમજે છે.

જર્મન લોકોની દંત કથા આના કરતાં પણ સરસ છે. પ્રોફેસર કુહન કહે છે કે અમારો પ્રાચીન અને અર્વાચીન દંત કથામાં એક વ્યાધ છે. તેના પહેલા વૉડન ઉર્ફે ગોડન નામનો મુખ્ય દેવ માનવામાં આવે છે. એક હરિણની પાછળ લાગીને તેને બાણ મારે છે. એ સંબંધે ઘણી કથા છે જર્મન કથા મધ્યે હરિણને સૂર્ય દેવતાનું પ્રાણી માનવામાં આવ્યું છે. એ બાબત વેદમાં રુદ્રને ઠગ્ય રૂપી પ્રજાપતિને મારવાની બીના સરખી છે. જર્મની અને ઇંગ્લાંડમાં મધ્ય યુગ વખતે Mediaeval Penitentials—તપશ્ચરણ નિયમના ગ્રંથોમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે, કે જુના વર્ષના અંતમાં અને નવા વર્ષના આરંભમાં ડાએઝવોલફ્‌રન એટલે વૈદિક દ્વાદશાહના કાળમાં તે કાળના લોકો એક ખેલ કરતા હતા: તેમાં બે માણસ મુખ્ય કામ કરતાં એક હરિણ અને હરિણીની પાછળ પડતો. આ પ્રમાણે વર્ષના બાર દિવસ ઘણા પવિત્ર હોવાને સબબે એને તે સમયે દેવ મનુષ્યને ઘેર આવવા માટે પૃથ્વીપર ઉતરતા એવી કલ્પના હોવાથી ઉપર કહેલો ખેલ તે દેવતાના કાંઇ પણ ચરિત્ર દાખવતો એમ સમઝવાને કાંઇ હરકત નથી. એકંદરે

ભારતીય અને જર્મન લોકની જુની દંત કથામાં ઘણું સામ્ય સમાયલું હતું એવું આ ઉપરથી સ્પષ્ટ દીસે છે.

આવર્ણનમાં આવેલ હરિણનો ખેલ તે જુના અને નવા વર્ષની વચ્ચેના બાર દિવસમાં થાય છે. તે દિવસોનેશ્વાનનો દિવસ Dog days કહે છે. આ દિવસે હરિણ અને વ્યાધને કોઇ પણ પ્રકારનો સંબંધ છે એમ બતાવે છે. પાછળ કહેવામાં આવ્યું છે, કે ચાંદ્ર અને સૌર વર્ષનું સંમિલન કરવા માટે દર વર્ષને અંતે બાર દિવસ વધારવામાં આવે છે. એજ તે જર્મન લોકોના બાર પવિત્ર દિવસનું મૂળ હોવું જોઇએ. વૈદિક ગ્રંથમાં આ દ્વાદશાહ વાર્ષિક સત્ર માટે દીક્ષા લેવાનો કાલ હોવાથી પવિત્ર માનવામાં આવેછે. જ્યારે મૃગ અને વ્યાધ એ વર્ષારંભ કરતી વખતના માટે ઉપર કહેલી દંત કથા છે એમ માનવામાં આવે છે, ત્યારે તેની ઉપપત્તી સહજ લક્ષમાં આવે તેમ છે આગળ એક ઠેકાણે કહેવામાં આવ્યું છે, કે ઋગ્વેદમાં ઋતુ દેવતા જે ઋભુ તેનોશ્વાન વર્ષની છેવટે જગા કરવામાં આવતી એવું વર્ણન છે. આજ બાબત પાશ્ચાત્ય દેશમાંશ્વાનના દિવસનું મૂળ હોય એમ જણાય છે. હવે આ દિવસનું વર્ષમાં સ્થાન બદલાઇ ગયું છે. પરંતુ તેનું કારણ સંપાત ચલનના લીધે ઋતુ પાછળ હઠવાનું છે. તેનું બીજું ઉદાહરણ પૂર્વનું અને હાલનું પિતૃપક્ષનું સ્થાન છે તે પૂર્વે એટલે દક્ષિણાયનારંભે હતું, પણ હાલ તેમ નથી. આ વિષયે પાછળ એક ઠેકાણે વિવેચન કરવામાં આવ્યું છે. તાત્પર્ય ઓરયન ઉર્ફે વ્યાધ આ નક્ષત્રમાં વસંત સંપાત થાય તેને અનુલક્ષી ઉપર કહેલી જર્મન કથા છે એમ માનવા સિવાય, હરિણનો ખેલ જુના વર્ષના છેવટે અને નવા વર્ષના આરંભના બાર દિવસમાં જ કાં થતો ? અને તે દિવસને શ્વાનના દિવસ એમ કેમ કહેવામાં આવતા ? તેનું સ્પષ્ટીકરણ થાય તેમ નથી.

આટલા વિવેચનથી એમ સિદ્ધ થાય છે, કે જર્મન અને ગ્રીક લોકોમાં ઓરયન મધ્યે વસંત સંપાત જે કાળે થતો તેનું સ્મરણ રહેલું છે. પૂર્વે કહેવા પ્રમાણે પારસી લોકોના પ્રાચીન પંચાંગ ઉપરથી પણ એજ કાળનું અનુમાન થાય છે. એટલે પારસી, ગ્રીક, જર્મન અને ભારતીય આર્ય લોકોનો વર્ગ આ કથા ઉત્પન્ન થયા પછી, અને આગ્રયણ ઉર્ફે ઓરયનનું સ્વરૂપ સમજવામાં આવ્યા પશ્ચાત્ એક બીજાથી વિભક્ત થયેલ છે.

ગ્રીકપુરાણમાં ઓરયન પોતાના વધ પછી નક્ષત્રરૂપે આકાશમાં રહ્યો, અને ત્યાં પટા, તરવાર સિંહ વર્ગ તથા ગદા ધારણ કરનાર રાક્ષસ સ્વરૂપે રહ્યાનું વર્ણન કરવામાં આવ્યું છે. જો ઓરયનની ઉત્પત્તિ આર્ય રાષ્ટ્રના વિભક્ત થયા પહેલા થયેલ હોય, તો તેના ઉપકરણ વિષયે તે તમામના ગ્રંથોમાં કોઇ પણ પ્રકારનો પૂરાવો સમાયલો હોવો જોઇયે. જરા સૂક્ષ્મ દૃષ્ટીથી જોઇએ તો તેવો પૂરાવો મળીયલ આવે છે. વેદમાં મૃગશીર્ષનો દેવતા સોમને ગણવામાં આવ્યો છે. એજ સોમ પારસીઓનો હુઓમ. અવસ્તામાં એક ઠેકાણે છે; ત્યાં તેની સ્તુતિ કરતાં કહેવામાં આવ્યું છે કે " હે હઓમ મઝ્દા અર્થાત્ ઇશ્વરે તને એક મેખલા આપેલી છે " પણ મૂળમાં पैरुयसॉघनेम् એવો જે શબ્દ છે તેની મેખલા શબ્દ ઉપરથી યોગ્ય કલ્પના થતી નથી આ पैन्यसॉघनेम શબ્દ મૂળઝંદ ભાષાનો

હોવાથી તેનો અર્થ પારસી લોકો કુડ જે પવિત્ર સૂત્ર વિંટાળે છે, તે અર્થાત્ હુમોમની મેખલા એ પારસીઓની કસ્તી છે. ઓરાયનના પટા સમ્બન્ધે પારસી ધર્મ ગ્રંથમાં કાંઇ પણ કહેવામાં આવ્યું નથી. વૈદિક ગ્રંથમાં મૃગશીર્ષને પ્રજાપતિ કિંવા યજ્ઞ કહેવામાં આવેલ છે. એટલે ઓરાયન ઉર્ફે યજ્ઞની કમરે વિંટાયલો પટો એજ યજ્ઞનું ઉપવસ્ત્ર અર્થાત્ યજ્ઞોપવીત હોવું જોઇએ. પણ સામ્પ્રત યજ્ઞોપવીતનો અર્થ બ્રાહ્મણના ગળામાં સૂત્રવાળો થાય છે. તો પણ તેનો સબંધ ઓરાયનના પટા એટલે પ્રજાપતિ ઉર્ફે યજ્ઞના ઉપવસ્ત્ર સાથે છે કે કેમ ? તે વિચારીએ.

યજ્ઞોપવીત શબ્દ યજ્ઞ અને ઉપવીત થકી ઉત્પન્ન થયેલ છે. અને તેનો અર્થ યજ્ઞ માટે કિંવા યજ્ઞનું ઉપવીત એવો થાય છે. પારિજાતક સ્મૃતિ સારમાં यज्ञाख्यः परमात्माय उच्यते चैव होतृभिः उपवीतं यतोऽस्ये दंतस्याद् यज्ञोपवीतकम् પરમાત્માને યજ્ઞ કહેવામાં આવેલ છે. અને તેનું જે ઉપવીત તેને યજ્ઞોપવીત કહે છે. આ ઉપરથી બીજો અર્થ જે "યજ્ઞનું ઉપવીત" તેજ ગ્રાહ્ય કરવા યોગ્ય છે. યજ્ઞોપવીત ધારણ કરતી વખતે બોલવામાં આવતા મંત્રનો પૂર્વાર્ધ यज्ञोपवीतं परमंपवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् એવા અર્થનું સૂચન કરે છે, કે "યજ્ઞોપવીત પરમપવિત્ર છે, તે પૂર્વે પ્રજાપતિથી ઉત્પન્ન થયેલ છે" આ મંત્રનું પારસીના મંત્ર સાથે ઘણું સામ્ય છે. બન્નેમાં એ ઉપવીત દેવતાથકી ઉત્પન્ન થયાનું કહેવામાં આવ્યું છે. આ સાદ્રશ્ય કાંઇ કાકતાલિય નથી. પણ એ પવિત્ર સૂત્રની કલ્પના મૃગશીર્ષના પટા ઉપરથી નીકળેલી હોય એમ દીસે છે. उपवीत નો મૂળ અર્થ લૂગડાનો કડકો: સૂત્ર નહિ: આ ઉપરથી યજ્ઞોપવીતનું મૂળ સ્વરૂપ કમરે વિંટાળવાનો પટો હોય એમ દીસે છે. તૈત્તિરીય સંહિતામાં निवीत, प्राचीनावीत, અને उपवीत એવા શબ્દો આપવામાં આવ્યા છે. પણ મીમાંસક अज्ञप्रतीयमानंनिवीतादिकंवासो विषयं नत्रिवृत्सूत्रविषयं ॥ "अजिनंवासोवादक्षिणतः उपवीय इत्यमेनसह दृत्वात्" ના કહેવા પ્રમાણે તેનો સંબંધ જાનવી સાથે લાગુ નહિ થતાં યજ્ઞ વખતે લાવવામાં આવતા પટા કિંવા મૃગાજિન સાથે યોજવામાં આવેલ હોય એમ જણાય છે. સૂત્રમાં વર્ણવેલ ઉપનયનના વિધિમાં જાનવીનો કાંઇ સંબંધ નથી. પણ હવે તો ઉપનયનમાં જાનવી મૂખ્ય છે. ઔર્ધ્વદેહિક વિધિ અને યજ્ઞ કરતી વખતે જાનવી શિવાય એક વસ્ત્રનો કડકો પરિધાન કરાવવામાં આવે છે. આ ચાલુ કૃતિથી મૂલ વીનાની સત્યતા વિષયે કાંઇ શંકા રહેતી નથી.

દેવળ કહે છે, કે तृतीय मुत्तरीयार्थे वस्त्राभावेतदिष्यते પરિધાન કરવાની ત્રણ જાનવી પૈકી એક ઉત્તરીય વસ્ત્રના અભાવે છે. આ ઉપરથી મૂલની જૂની રીતિ કેવી હતી એ સ્પષ્ટ થાય છે. તાત્પર્ય એટલુંજ, કે યજ્ઞોપવીતનો મૂલ અર્થ નાનું અર્દ્ધવસ્ત્ર વધતાં વધતા સ્મૃતિ કાલે સૂત્ર અથવા જાનવી થયો. એ વસ્ત્ર અથવા સૂત્ર પરિધાન કરવાની આપણી અને પારસીઓની પદ્ધતિ નિરનિરાળી છે. પારસીઓ પ્રજાપતિ પ્રમાણે કમરે વિંટાલે છે. અને આપણે ડાબી બાજૂએ પહેરીએ છીએ. આપણી આ પદ્ધતિ પાછળથી દાખલ થયેલ હોય એમ જણાય છે. કારણ તૈત્તિરીય સંહિતામાં હાલની નવિન

સ્થિતિ આ પ્રમાણે આપવામાં આવી છે, કે બન્ને હાથ મોકળા કરી માળા પ્રમાણે ઓન-વીને ગળામાં રાખવી. પણ કુમારિલ ભટ્ટે પોતાના તંત્રવાર્તિકમાં निवीतं केचिद्गलवेणिका बंध स्मरन्ति । केचित्पुनः परिकर बंधं । નિવીત કમરે બાંધવાનું કહ્યું છે. આનંદગિરિ અને ગોવિન્દાનંદે શંકરભાષ્યની પોતાની ટીકામાં આવો જ અર્થ આપેલો છે. આ ઉપરથી બ્રાહ્મણ પણ પૂર્વે પોતાનું ઉપવીત પારસી પ્રમાણે કમરે બાંધતા હતા. બ્રાહ્મણની જાનવી અને પારસીઓની કસ્તિ એ બન્ને પ્રજાપતિની ઉપવીતની પ્રતિકૃતિ છે. ઓરાયનના ઉપકરણ પૈકી ફક્ત ઉપવીત જ રહેલ છે એમ કાંઇ નથી. ઉપનયન વિધિનું જરા નિરીક્ષણ કરવાથી મેખલા, દંડ અને ચર્મ પણ રાખવામાં આવે છે. જે બટુકને મુંજ આપવામાં આવે છે, તેની કમરે દર્ભની એક મેખલા બાંધવામાં આવે છે, અને તેના નાભિસ્થાન પાસે ત્રણ ગાંઠો આપવામાં આવે છે. मेखलां त्रिरावर्त्यनाभिप्रदेशेग्रंथित्रयं कुर्यात् આ ગાંઠો, અર્થાત્ મૃગશીર્ષના ત્રણ તારાની પ્રતિમાનું રૂપાંતર છે. વળી એ બટુકને પલાસ—ખાખરાનો દંડ આપવામાં આવે છે. વસ્તુતઃ એ મૃગાજિન પ્રથમ તમામ શરીરપર પરિધાન કરાવવામાં આવતું. પણ પછી તે નષ્ટ થતાં જાનવી વખતે નાનો કટકો બાંધવામાં આવવામાં વિરામ પામ્યું. આ પ્રમાણે બટુકને તયાર કરવામાં આવતો. અને પ્રજાપતિએ મૃગરૂપ ધારણ કરી કમરે મેખલા અને હાથમાં દંડ ગ્રહણ કર્યો હતો, એમ બ્રાહ્મણ બટુકને સમજાવી તેને પણ મૃગાજિન, મેખલા, તથા દંડ આપવામાં આવે છે.

ઓરાયનની તરવાર સિવાય બ્રાહ્મણ બટુકને ઓરાયનનો તમામ પોશાક પરિધાન કરાવવામાં આવે છે. ઓરાયનનું ચર્મ જ્યારે સિંહનું છે ત્યારે બ્રાહ્મણ બટુકને શા માટે હરિણનું ચર્મ ધારણ કરાવવામાં આવે છે, તેનો ભેદ સમજવામાં આવતો નથી. કદાચ ઓરાયન વિષયે કલ્પના પાછળ ઉદ્‌ભવેલ હોય તો તેની ના નહિ. સાયણાચાર્ય મૃગ શબ્દનો અર્થ હરિણ અને સિંહ એવો કરે છે. પણ તે સંબંધે શંકા છે. અર્થાત્ મૃગાજિનનું ભૂલથી સિંહાજિન થઇ ગયું હોવું જોઇએ. આ તમામ ઉપરથી બ્રાહ્મણ બટુકે મુંજ ધારણ કરતી વખતે ગ્રહણ કરેલો પોશાક; ઓરાયનનો પોશાક, અને પારસીઓની કસ્તિનું સામ્ય વિચારતાં ઓરાયનના સ્વરૂપ અને તત્સમ્બન્ધી કથા; ગ્રીક, ભારતીય, તથા પારસીઓ વિભક્ત થવા પહેલાની હતી એમાં કાંઇ સંશય નથી.

આ પ્રમાણે આ નક્ષત્ર પુંજ વિષયે આર્યરાષ્ટ્ર મધ્યે એક સરખી કલ્પના જોવામાં આવે છે. તેવી જ રીતે આ નક્ષત્ર પુંજના આગળ પાછળના તારકાપુંજ—કૅનિસ મેજર અને કૅનિસ માયનર અર્થાત્ પુનર્વસુના ચાર તારા પૈકી આકાશ ગંગા પાસેના બે તારા; એટલે ગ્રીકના કવોન અને પ્રોકવોન અને આપણા શ્વન્ અને પ્રશ્વન્ અથવા આગળ પાછળના કુતરા, એ પરંપરાથી મૂલના આર્ય જ છે. ત્યારે સ્વતઃ ઓરાયન નામ કોઈ પ્રાચીન આર્ય શબ્દનું રૂપાંતર હોવું જોઇએ, એમ માનવામાં શી હરકત છે? ઓરાયન એ પ્રાચીન ગ્રીક નામ છે. ઓરાયન, કર્યોન, પ્રોકર્યોન્ અને અર્ક્ટોસ એ ગ્રાહસનું રૂપાંતર છે. આ ઉપરથી ઓરાયનનું કોઈક સંસ્કૃત રૂપાંતર થવું જોઇએ એમ સહજે અનુમાન બાંધી

શકાય, તેમ છે ખરૂં, પરંતુ તેમ નક્કી કરવાનું કામ જરા અવઘડતા ભરેલું છે. ગ્રીકનો ઓરયન આપણા ઋદ્રની સમાન પારધી હતો. પણ ઋદ્રના નામ પૈકી કોઇ પણ નામ ઓરયનને મળે તેમ નથી, તોપણ મૃગશીર્ષ પુંજનું આગ્રહાયણ નામનું મૂલ સ્વરુપ જે આગ્રયણ તેનું અને ઓરયનનું મળતાપણું બની શકે તેમ છે.

( આગળ ચાલુ. )

જામનગર—કાઠિયાવાડ. }

પ્રભાશંકર રત્નજી ઉપાધ્યાય.

---

# ॥ उद्‌गीथ विद्या ॥

असतोमासद्गमय ।
तमसोमाज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतंगमय ।

આ બ્રહદારણ્યકોપનિષદના ઉદ્‌ગીથ બ્રાહ્મણમાં (બ્રા—અ.—૨—૧ ) મળી આવે છે. આ એક જપ, મંત્રના આવર્તનરૂપ છે, ઉદ્‌ગીથ વિદ્યાના ઉપાસકે તેનું માનસિક ધ્યાન ધરવાનું છે. આ એક મંત્રોચ્ચારની, સ્વર આંદોલનોની વિદ્યા છે. છાંદોગ્યોપનિષદ અધ્યાય ૧ માં તથા બ્રહદારણ્યકમાં પ્રણવ ૐકારના વાચિક રટન અને ધ્યાનને ઉદ્‌ગીથ વિદ્યા અથવા ઉપાસનાના નામથી વ્યવહરવામાં આવે છે.

બ્રહદારણ્યકમાં મળી આવતી આ વિદ્યા સંગીતમાં સમતાલનો નિયમ ઉપદેશે છે; આનાથી જડમાં ફસાયલા, ( આવા જડમાં સપડાવાને આ ઉપનિષદમાં મૃત્યુનું નામ આપવામાં આવ્યું છે. ) તથા તેથી વિવિધ ઇન્દ્રિયોરૂપે બંધનોમાં પડેલા દેવો છૂટા થાય છે અથવા મરણના પંઝામાંથી એટલે જડના બંધનમાંથી મુક્ત થાય છે. આ વિદ્યાનો અભ્યાસિ જાણે કે દેવોનો મોક્ષ સાધે છે તથા જાતે પણ ઉદ્‌ગીથવડે મોક્ષ પામે છે. આ સંબંધમાં સ્વરની ઉપયોગીતા વિષે વિસ્તારથી લખી શકાય એમ નથી.

"દેવો અને અસુરો* પ્રજાપતિના પુત્રો છે, કર્મ અને જ્ઞાનનો અધિકારી માનવિ, પ્રજાપતિ છે." તેઓ અન્યોન્ય ઉપર વિજય મેળવવાનો પ્રયત્ન કરે છે. દેવો વાચ, વાણી એટલે ઉદ્‌ગીથ ગીતની સહાયવડે અસુરો ઉપર વિજય મેળવે છે. જોઇએ તેટલા ખુલ્લા, લાંબા અને ટુંક એવા "ૐ"ના એક સરખા ઉચ્ચાર અને ધ્યાનવડે સ્થૂલદેહનાં અણુ

---

* રક્ષક અને ભક્ષક એટલે શુભ અને અશુભ શક્તિયો. માનવિમાં આ સર્વે શુભાશુભ ગુણો રૂપે દર્શન દે છે.

પરમાણુઓનો સમતોલ સાધી શકાય છે, આવા સમતોલના પ્રતિકાર્યદ્વારા કામના અને માનસિક દેહો પણ તેવા બને છે. મનની શાંતિ રૂપી પરિણામ આવે છે; મનની વૃત્તિઓ શાંત પડી જાય છે મૂખ્ય પ્રાણ, આવિર્ભુત ઈશ્વરનો એક અંશ એટલે જીવાત્મા, તેના વિવિધ દોષોથી ભિન્નરૂપે એટલે પ્રત્યગાત્મારૂપે અનુભવાય છે. શુભ વૃત્તિઓ, અથવા ગુણો, એ દેવો છે; અશુભ વાસનાઓ અથવા દુર્ગુણો અસુરો છે. દેવો એટલે પ્રકાશ અ-થવા જ્ઞાન, વિશ્વના ચેતન પક્ષના સૂચક છે. અસુરો એટલે અંધકાર અથવા અજ્ઞાન, વિશ્વના જડ પક્ષના સૂચક છે. દેવોએ અસુરો ઉપર મેળવેલા વિજયના પરિણામ રૂપે વાચનું મૃત્યુથી રક્ષણ થતાં અગ્નિ સ્વરૂપે આવિર્ભુત થઈ, ગંધે મૃત્યુથી રક્ષાતાં વાયુરૂપ ધાર્યું; મૃત્યુથી બચેલી દર્શનશક્તિ આદિત્યરૂપે આવિર્ભાવ પામી ઇત્યાદિ.

ઐતરેયોપનિષદમાં સ્થૂલ દેહમાં ઇન્દ્રિયોનો વિકાસ અને આત્માના અવતરણનું વર્ણન આપીને સમજાવવામાં આવ્યું છે. દેવોને જડમાં સપડાતા દર્શાવ્યા છે, આથી તેઓ તેમની શક્તિયોમાં સંકૂચિત બની જાય છે; આ પ્રમાણે ઇન્દ્રિયોના આવિર્ભાવની જરૂર ઉભી થાય છે, જેથી જીવાત્મા બાહ્યસૃષ્ટિ સાથે સંસર્ગમાં આવીને અનુભવ મેળવી શકે.

માનવિ અને તેની શક્તિયોનો વિકાસ આ ઉપનિષદમાં દર્શાવવામાં આવ્યો છે; જીવ અને તેની શક્તિયો અથવા દેવોના મોક્ષની બાબત બ્રહદારણ્યક અને છાંદોગ્યોપનિ-ષદની ઉદ્‌ગીથ વિદ્યામાં સમજાવવામાં આવી છે; આવર્તનના મંત્રમાં એક કેન્દ્રમાં સર્વે મુમુક્ષુઓના પ્રાર્થનાનો સમાસ છે;" અસતમાંથી મને સત્‌માંહી કરો; તમસમાંથી મને જ્યોતિનાં દર્શન કરાવો; મૃત્યુમાંથી મને અમરપદમાં ગમન કરાવો."

ઉપનિષદમાં "અસત" અને "તમસ"ને "મૃત્યુ" રૂપે સમજાવવામાં આવે છે.

P. N. A.

---

## આભારદર્શન.

આ પત્રને લેખો–કાવ્યો–વિ. મદદ કરનારા સુજ્ઞ બંધુઓ પ્રત્યે આભારાંજલિ અર્પ્યા વિના રહી શકાતું નથી. આશા છે કે આવો સદ્‌ભાવ કાયમ રાખશે. બદલામાં મળતાં પત્રોને અભિનંદી ઉત્કર્ષ વાંછા દર્શાવવા સહજ લાગણી થાય છે. અભિપ્રાયાર્થ મળેલાં પુસ્તકોનો સ્વીકાર કરી તેમનો સદા વિજય ઇચ્છીએ છીએ. અંતમાં ગ્રાહક ગણને સવિનય પ્રાર્થવામાં આવે છે, કે જો દરેક બંધુ એક એક ગ્રાહક વધારવા શ્રમ ઉઠાવે તો આવતા વર્ષમાં સુદર્શનમાં વૃદ્ધિ કરી શકાય. ઇતિશં.

# સુદર્શન.

( પુસ્તક—૨૪-ઈ. સ. ૧૯૦૮-૦૯ ).

सत्यंपरंधीमहि ।

भागवतम् ।

મન્ત્રી—
પ્રૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ્. એલ્. બી.

તન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( પુસ્તક—૨૪ ).

## ॥ अनुक्रमाणिका ॥

ग.



ज.

એક મગજ કરતાં વધારે મગજની સહાયથી કરવામાં આવે તો તેથી વધારે લાભ થાય. જૈન સમાજના આવા ઉપયોગી કાર્યમાં હમેશાં વિદ્વાન અને અનુભવી વ્યક્તિ અથવા ઘણાં માણસોની સહાયની જરૂર છે.

૩૨ ધર્મનિતિના શિક્ષણનાં ગૌણ સાધનોમાં આહાર વિહાર બહુ અગત્યનો ભાગ ભજવે છે. શાસ્ત્રકારો એવું કહે છે કે મન જે તત્વોનું બનેલું છે તેમાં અન્ન તત્વ મોટા પ્રમાણમાં રહેલું છે, એટલે તે મનપર અન્નની શુભ અથવા અશુભ અસર થાય છે. અન્ન હમેશાં હિત અને મિત હોવું જોઇએ. હિત એટલે રૂચીકારક નહીં પરંતુ લાભ કરે તેવું અને મિત એટલે અમુક પ્રમાણમાં તે લેવું જોઇએ. ધર્મનીતિના શિક્ષણમાં એ સિવાય વિહાર પણ અલૌકિક અસર કરે છે. વિહારની પણ અમુક હદ નિશ્ચિત થવી જોઇએ. આ બાબતમાં **अतिसर्वत्र वर्जयेत्** એ સત્રને સ્મરણમાં રાખવું. મહાન પુરૂષોનાં જીવનચરિત્રો આ વિષયમાં કાંઇ ઓછાં ઉપયોગનાં નથી. પોતાના જીવનની ઉચ્ચ ભાવના નક્કી કરવાને અને તેને પ્રાપ્ત કરવાના પ્રયાસમાં મહાનપુરૂષોના ચરિત્રથી બાળકને કયાં શુભ કાર્યોમાં જીંદગી વ્યતિત કરવાથી ઉત્તમ સ્થિતિને પમાય છે તેનું જ્ઞાન થાય છે, અને તે જ્ઞાનને સ્વાનુભવમાં અતિક્રાંત કરવાથી તે સ્થિતિનો લાભ મળે છે.

૩૩ જૈનોને આવાં જીવન ચરિત્રોની કાંઇ ખોટ નથી. પ્રાચીન સમયમાં હીરસુરી અને મેરૂ તુંગાચાર્ય જેવા મહા સમર્થ વિદ્વાનો અને મહાત્માઓ થઇ ગયા છે કે જેના શુદ્ધ જીવનની અસર લાખો વખત ટકે એવી થઇ શકે. મેરૂ તુંગાચાર્યે સંસ્કૃતમાં પ્રબોધ ચિંતામણી નામનો જ્ઞાનના અપૂર્વ ભંડાર રૂપ ગ્રંથ બનાવ્યો છે, કે જેને જોતાંજ આર્ય-ધર્મ શાસ્ત્રી પ્રવીણ મહા સમર્થ વિદ્વાનો પણ પોતાનું મસ્તક નમાવી પ્રણામ કરે છે. સાંપ્રત સમયમાં પણ હેમાચાર્ય, આત્માનંદજી અને મોહનલાલજી જેવા વૈયાકરણી કોષકાર અને તત્વજ્ઞાનીઓ ઉત્પન્ન થયા છે. હેમાચાર્ય કૃત હેમકોષ એ એક એવો ગ્રંથ છે, કે જેને આર્યધર્મના વિદ્વાનો પણ પ્રમાણભૂત ગણે છે. આત્માનંદજીના તત્વજ્ઞાનના અપૂર્વ જ્ઞાને આ દેશના વિદ્વત્સમૂહપર એવી સારી છાપ મારી હતી કે તેઓએ તેમને **न्यायाम्भोनिधिनी** પદવી આપી હતી. મોહનલાલજીનું જીવન વૃત્તાંત પણ મનન કરવા યોગ્ય છે. તે મહા તપસ્વી હતા. તેમણે નેવું વર્ષ સુધી દેહ ધારણ કીધો હતો. આવા મહાત્માનાં જીવન ચરિત્રો જૈન કોમનાં બાળકોને અવશ્ય બહુ લાભકારક નીવડે એ નિર્વિવાદ છે.

૩૪ આપણે ઉપર જોયું કે ધર્મનીતિનું શિક્ષણ બે રીતે આપી શકાય. એક તો સામાન્ય સિદ્ધાંતોનું જ્ઞાન બાળકોને સામાન્ય શાળામાં આપવાની વ્યવસ્થા થઇ શકે. બીજું દરેક કોમ પોતાનાં બાળકો માટે આ કાર્ય માટે જુદી શાળાઓ સ્થાપી શકે. આ ઉપરાંત ત્રીજો પ્રકાર છે; તે એકે ઘર આગળ નીતિ અને ધર્મના સાધારણ સિદ્ધાંતોનું જ્ઞાન આપવાની ગોઠવણ થવી જોઇએ. આવા [illegible] વ્યવસ્થા તમારી કોમમાં લાંબા કાળથી ચાલી આવે છે તે જાણી સર્વે કોઇ બહુ [illegible] ગશે. તમારી કોમનાં બાળથી વૃદ્ધ પર્યંત

જનોને આવું જ્ઞાન આપવા માટે જ્ઞાન શાળાઓ સ્થાપવામાં આવે છે તે ખરેખર વખાણને પાત્ર છે.

૩૫ તમે વળી તમારી કોમનાં ગરીબ અને સાધન રહિત બાળકોને મફત શિક્ષણ આપવા અને તેમને ખોરાક લુગડાં વગેરે પુરાં પાડવા માટે વ્યવસ્થા કીધી છે, તે તમારી અંતઃકરણની ઉદારતા અને દીર્ઘ દૃષ્ટિ બતાવે છે. સ્થળે સ્થળે બોર્ડીંગો સ્થાપવાની વ્યવસ્થા ખરેખર અભિનંદનીય છે, પણ હજુ તેમાં સુધારા વધારાનો અવકાશ રહેલો જણાય છે.

૩૬ ધર્મનીતિના શિક્ષણમાં એક અગત્યની વાત ધ્યાનમાં રાખવાની છે તે એ કે તે શિક્ષણથી બાળકો સ્વમતાગ્રહી અને ધર્માંધ ન થઇ જાય તેની સંભાળ રાખવાની છે. દરેક કોમે એ વાત અવશ્ય લક્ષ્યમાં રાખવાની છે કે બાળક એ કાંઇ અમુક કોમનું જ બાળક છે એમ નથી પરંતુ આખી જનસમાજનું ફરજંદ છે અને દેશના કલ્યાણ માટે સરજાયેલું છે. દરેક કોમે પોતાનાં સઘળાં બાળકોને આવી ઉંચી ભાવનાથી કેળવવાનાં છે. આપને આપના કાર્યમાં ફતેહ મળો એવું શુભ અંતઃકરણપૂર્વક ઇચ્છી અને મને જે આમંત્રણ આપ્યું તે માટે આભાર માની હું મારો વિષય પુરો કરૂં છું. તથાસ્તુ.

કાશીરામ માગનજી ઉપાધ્યાય. બી. એ.

---

# ધર્મ.

—:૦:—

( મળેલું. )

સાંપ્રત્કાળે ધર્મને નામે અનેકવિધ અનર્થો થાય છે કે જે અતિ શોકપ્રદ છે. જે વસ્તુ પવિત્રમાં પવિત્ર ગણાય, જ્હેના વડે જન્તુ માત્રનું કલ્યાણ થાય, તે વસ્તુનાં આવાં અનર્થકારક પરિણામો જોતાં કોના હૃદયે અનુશોચ નહિ થાય? આ પ્રમાણે એની અન્યથા સ્થિતિનું કારણ શું? એ પ્રશ્ન હૃદયે સહજ ઉદ્ભવે છે. વિચાર દૃષ્ટિથી જોતાં આનું કારણભૂત તત્વ માત્ર એ વિષય પ્રતિની અનભિજ્ઞતા છે. જો મનુજાત્માને એનો યથાર્થ અવબોધ થાય કિંવા પ્રબોધવામાં આવે તો આવા પરિણામોનો સહજ રીતે રોધ થઇ શકે એમ છે.

ધર્મ માત્રનો હેતુ એ છે કે જંતુ માત્રને સુખ થાય. જો એ હેતુ સચવાય તો ધર્મની ધર્મ્યતા–સાર્થ્યકતા–છે. જો ન સચવાય અને પરિણામ વિપરિત્ આવે તો સમજવું કે ધર્મને નામે જે ક્રિયા આપણે કરીએ છીએ તેમાં ધર્મ્યતા નથી પણ ઊલટી અધર્મ્યતા છે. આમ ફલાફલ પરત્વે વિચારતાં દુરથી પણ આપણને તેના ઝાંખાં ઝાંખાં દર્શન

થાય છે. પણ આટલાથી સંતુષ્ટ ન થતાં આપણાથી બને તેમ તેની સમીપે જઇ તેના સર્વાંગની ઝાંખી કરવી અને એ પરમ પૂજનિય પવિત્ર મૂર્તિના સૌંદર્ય દર્શનથી આપણા હૃદયમાં અજ્ઞાન રૂપી તિમિર અંશનો નાશ થઇ જ્ઞાન રૂપી પ્રકાશાંશનો જન્મ થાય તેના વડે એ પરમકલ્યાણકર પુનિત્ મૂર્તિના દિવ્યતનુના સાક્ષાત્ પ્રણામયુક્ત દર્શન કરવાં એ જંતુ માત્રના શેષ જીવિતની સાફલ્યતા છે.

જો કે એ દેવીના આ દિવ્યતનુનાં સર્વાંગ દર્શન ઇશ કૃપા વગર થઇ શકે એમ નથી કિન્તુ ઇશ કૃપા મનુષ્યના પુરૂષાર્થને આધિન છે તેથી એના દર્શનાર્થે પ્રવૃત્તિ કર્તવ્ય ઠરે છે. એ કર્તવ્યની સાફલ્યતા અને સમાપ્તિ એ પવિત્ર દેવીના દિવ્યતનુનાં સર્વાંગ દર્શનથી થાય છે.

પ્રાચીનકાળના આર્યઋષિઓએ ધર્મ રૂપી મૂર્તિને બે પ્રકારના આભૂષણોથી વિભૂષિત કરેલ છે. એક બાહ્ય અને અન્ય આંતર; એટલે કે એક સનાતન અને અન્ય દેશકાળાનુસાર. હજી પણ તેનું અંતિમ સ્વરૂપ સમજાવતાં એમ કહેવું પડે છે કે એક વિચાર અને બીજો આચાર. વિચાર એ સનાતન અને આચાર એ દેશકાળાનુસાર. વિચાર એ અંતર્ સ્વરૂપ અને આચાર એ બાહ્ય સ્વરૂપ. વિચાર એ આત્મા અને આચાર એ દેહ. જેમ દેહ બાલ્ય યુવા અને વૃદ્ધા એમ વિકારાવસ્થાને પામે છે, કિંતુ આત્મા તો એકનો એક જ નિત્ય અવિકારી રૂપે સ્થિત રહે છે, તદ્દ્વત્ બાહ્યસ્વરુપ કે જે દેહવત્ છે તે કાળને લઇને વિકારાવસ્થાને પામે છે, અને જેમ દેહ મૃત્યુવશ થઈ અન્ય નવો જન્મ ધારણ કરે છે એટલે કે આત્માને નવિન દેહની પ્રાપ્તિ થાય છે તેમ દેશકાળિક બાહ્ય ધર્મો પણ મરણ શરણ થાય છે અને એનો આત્મા જે અમર છે તે નવિન દેહ ધર્મ એટલે કે નવીન આચાર ધર્મ પ્રાપ્ત કરે છે. આમ અમર્ત્ય આત્મા નિત્ય એક સ્થિતિએ રહે છે. તેમ એ દેવીનો વિચાર રૂપ અમૃતાત્મા એ દેહોમાં આંતર્ રુપે નીરંતર એક જ રુપે વસે છે. જેમ આત્મા વગર દેહની ઊદ્દ્ભૂતતા નથી, તેમ અન્ય જે બાહ્ય ધર્મો તેની ઊત્પત્તિમાં અવસ્થિતિ હોવી જોઇએ. કારણ કે એના વગર દેહની ઊત્પત્તિ થઇ શકે એમ નથી તેથી સર્વ દેહરુપ ધર્મોમાં એ વિચાર રૂપ જીવ તત્ત્વતો છેજ. જેવી રીતે આત્મા એકજ હોઇ ઘટઘટ વ્યાપ્ત્ છે, તદ્દ્વત્ આ વિચાર રૂપ આત્મા સર્વ બાહ્ય ધર્મો રૂપી દેહોમાં એકજ રૂપે અનુસ્યુત્ છે. જેવી રીતે આત્માભિજ્ઞ પુરૂપ સર્વત્ર સર્વમાં કેવળ પોતાના એકજ આત્માને દેખે છે, અને તેથી તે દેહ પ્રતિ દુર્લક્ષ કરી કેવળ આત્મને જ અભિવંદે છે તેવી રીતે એ પુનિત્ દેવીના પવિત્રાત્માથી જ્ઞાત્ પુરૂષો સર્વત્ર સર્વમાં એ આત્માને જોઇ સહૃદયે અભિવંદે છે. આચાર રુપી બાહ્ય ધર્મની પરે લક્ષ આપતા નથી. કારણ કે તે નશ્વર છે; અનિત્ય છે; વિકારી છે અને કાળના પરિણામે વશ થવા વાળાં છે. જેવી રીતે આત્માભિજ્ઞપુરૂષો જગતમાં વિરલ છે તેવી રીતે એ દેવીના અંતરાત્માને જાણનારા પુરૂષો પણ વીરલજ હોય છે. આ પ્રમાણે આ પવિત્ર દેવીનાં દર્શનથી તેનાં ઉભય સ્વરુપ વિશુદ્ધ રુપે દગ્ગોચર થાય છે.

હવે શાસ્ત્રરૂપી નાટયભૂમિકા પરે એ ઊભય આભૂષણોમાં વિભૂષિત દેવી કેવા પ્રકારનાં નૃત્યો સહિત પોતાના સુમધુર કણ્ઠમાંથી ગાન ગાય છે તેને આપણે પ્રેક્ષક રૂપે નીહાળીએ.

પ્રથમતઃ તેણીનું આત્મિક ગાન શ્રવણ ગોચર કરીએ અને એગાનના પ્રણેતા મહર્ષિ મનુ મહારાજ છે કે જેઓ ધર્મ શાસ્ત્રરુપ સ્મૃતિના આધારૂપ છે.

धृतिः क्षमादमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
धी र्विद्या सत्यमक्रोधो दशकंधर्मलक्षणम् ॥

ધૃતિઃ ધૈર્યતા. આપણું જે મન છે. જ્યારે કોઇ કાર્ય પ્રસંગ આવી પડે છે ત્યારે ચંચળ થઇ જાય છે. તે મનને ચંચળ ન કરતાં સ્થિર રાખવું અને સંકલ્પ વિકલ્પથી રહીત કરી નિર્ભય રૂહેવું અને તે વડે શાન્ત રાખવું એ ધૈર્યતા છે. એનો ધાર્મિક લક્ષણ તરિકે ઉપયોગ એ છે કે સદ્કાર્યમાં પ્રવૃત થયેલું મન તેની ફલ પ્રાપ્તિ પર્યન્ત તે કાર્યમાંથી નિવૃત થાય નહિ. જેમ કોઇ ગંતવ્યસ્થાન પ્રતિ પ્રયાણ કરતાં ઘણે દુર ચાલ્યા ગયા અને અથાગ પરિશ્રમ વેઠ્યા છતાં ત્યાં પ્હોચી શકવા અસમર્થ થયા હવે વસ્તુ સ્થિતિ આમ છે કે થોડું દુર જતાં ત્યાં પ્હોંચી જવાય છે પણ જો ધૈર્યતા છાંડી ત્યાંથી પાછા વળીએ છીએ કિંવા ત્યાંજ બેસી રહીએ છીએ તો પરિણામ એ આવે છે કે સરળ પ્રયત્ન અધૈર્યતાને કારણે વ્યર્થ થઇ પડે છે. આ પ્રમાણે ન થાય તેના અર્થે ધૈર્યતાની ઘણી અપેક્ષા છે. આનું દૃષ્ટાન્ત એક પાશ્ચાત્ય નાવિક છે જ્હેનું નામ કોલમ્બસ છે અને સર્વેને સુવિદિત છે. તેણે અમેરિકાખંડની શોધ કરેલ છે. તેને પાસિફીક મહાસાગરમાં સફર કરતાં કરતાં ઘણા દિવસો વ્યતિત થઇ ગયા અને તેના જે સંગાતીઓ હતાં તેઓની ધૈયતા રહી શકી નહિ જો હવે આપણે આગળ પ્રયાણ કરીએ જાણે કે તે વખતે અમેરિકા ખંડનો કીનારો માત્ર ત્રણ દીવસના પન્થનો હતો તેવે વખતે જો કે કોલમ્બસને ખબર નહિ હતી જે આગળ કિનારો છે કિંતુ પોતાના સોબતીઓને તેણે હજી ત્રણ દીવસ સુધી પ્રયાણ કરવા વિનતી કરી અને ત્યાર પશ્ચાત્ જો કંઇ પણ વસ્તુ એટલે કીનારો ન દેખાય તો પાછા વળવું એમ સ્વીકાર કીધો આ પ્રમાણે ધૈર્યતા ધરી આગળ વધ્યો અને પરિણામે સફળ થયો. અમેરિકા ખંડનો મહાન શોધક કહેવાયો. જો તે વખતે પાછો વળી જાત તો પરિણામ કેટલો નિષ્ફળ નીવડત તે આમ ધૈર્યતાના કારણે તે ફળનો ભોક્તા થયો. ધૈર્યઆવી વસ્તુ છે અને વ્યવહારિક તેમ પારમાર્થિક ઉભયમાં તેની આવશ્યકતા છે. આપણામાં સાધારણ કહેવત્ છે કે, "ધીરજના ફલ મીઠા હોય" ભક્ત કવી તુલસી પણ કવે છે કે "ધીરજ સબકો મિત્ર હૈ કરી કમાઇ મત ખોય" આમાં પણ ફલ પ્રાપ્તિ પર્યન્ત પ્રયત્ન પરાયણ રહેવાની અવબોધકતા છે.

બીજું લક્ષણ ક્ષમા છે. આપણું કોઇ અહિત કરે તેના પરે ક્રોધ ન કરતાં મનને શાન્ત રાખવું એનું નામ ક્ષમા છે કોઇ કહેશે કે એતો અક્રોધમાં આવી ગયો તો તેનામાં જે ભેદ છે તે જાણવો અપેક્ષિત છે.

ઇર્ષ્યા અને દ્વેષને ડાબવાં એ ક્ષમા છે. આપણું કોઇએ અહિત્ કીધું તો ક્રોધતો ક્રિયા વખતે કે તેની ફલસિદ્ધિ વખતે ચડે છે, પણ થોડો સમય વ્યતિત થયાં પછી તે શાન્તી પામી જાય છે પણ એ શાન્ત થયેલ હ્રદયમાં અહિત્ કરનાર પ્રતિની ઇર્ષ્યા અને દ્વેષ બુદ્ધિ વિનષ્ટ થતી નથી કિન્તુ હ્રદયમાં અગ્નિવત્ જ્વલમાન રહે છે અને પ્રસંગ પડયે તેનું અહિત્ કરવા તત્પર થઇ જાય છે. આ ઇર્ષ્યા અને દ્વેષને હ્રદયમાંથી દૂર કરવાં અને ક્ષમારૂપી શાન્ત મૂર્તિને એ હ્રદય મંદિરમાં વિરાજિત કરવી એ મનુજાત્માનો પરમ ધર્મ છે. હવે ધાર્મિકતા તરિકે એની ઉપયોગીતા વિલોકીએ. કોઇએ આપણું અહિત્ કીધું તો તેના પ્રતિ આપણને ઇર્ષ્યા ઉત્પન્ન થઈ. અંતઃકરણમાં જે ઇર્ષ્યા ઉત્પન્ન થાય એટલે અંતઃકરણનો સત્વ ગુણ ડબાઇ તિરોહિત્ થઇ રજોગુણનો આવિર્ભાવ થાય છે અને જ્યાં પર્યન્ત્ એની સ્થિતિ રહે છે ત્યાં પર્યન્ત ઇર્ષ્યા સ્ફુર્યા કરે છે. અંતઃકરણમાં સત્વગુણનું તિરોધાન અને રજ અને તમઃ ગુણનો આવિર્ભાવ થવો એ એની અધમાવસ્થા છે. એના વડે દ્વેષ ઉત્પન્ન થાય છે માટે તે અધર્મરૂપે છે અને તેથી કરીને તેઓનો આ વિર્ભાવ અંતઃકરણની અંદર ન થાય અને સત્વગુણથી તેઓ સર્વદા દબાયલ રહે એ જરૂરનું છે. અને તદર્થે પ્રયત્ન શીલ રહેવાની અપેક્ષા છે તો ક્ષમા વગર આમ થવું મુશ્કેલ છે માટે ક્ષમા ધર્મ્યતાના લક્ષણરૂપે ગણાયલ છે. હવે ઇર્ષ્યા અને દ્વેષબુદ્ધિથી શી અનિષ્ટતા પ્રાપ્ત થાય છે અને ક્ષમાથી શાં પરિણામ આવે છે તે પણ થોડુંક અવલોકીએ. જેના પ્રતિ ઇર્ષ્યા અને દ્વેષ છે તેનુ અહિત કેમ થાય તે માટે નિરંતર ચિંતન કરવામાં સમય ગાળીએ છીએ અને જ્યારે પ્રસંગ આવે છે ત્યારે તેને માટે ક્રિયામાં પ્રવૃત્ત થઇએ છીએ. ક્રીયામાં પ્રવૃત્ત થતાં સામા પુરૂષને જો એ વાતની જાણ થઇ ગઇ તો તે તેની સામે થાય છે. અને તેથી કરીને આપણને ક્રિયામાં અધિકકાળ ગુમાવવો પડે છે અને તેમાં પણ જો સફળ થઇએ તો તો ઠીક નહિતો સઘળો પરિશ્રમ વ્યર્થ થઇ જાય છે. અને અધિકમાં વિપરિત્ પરિણામ એ આવે છે કે સામો પુરૂષ આથી વધારે દ્વેષી થઇ આપણું અહિત કરવા સતત્ પ્રયાસશીલ રહે છે. આ પ્રમાણે આ પણને ઉભય રીત્યા હાની થાય છે; એક તો એ કે આપણે જે ચિંતન, શીલ અને ક્રિયામાં પ્રવૃત રહીએ છીએ તેમાં જે વખત જાય છે તે વ્યર્થ થઇ પડે છે હવે જો તેમ ન કરતાં આપણે આપણા હીતમાં હ્રદયમાં ક્ષમા ધારણ કરી પ્રવૃત્તિશીલ રહીએ છીએ તો તે વખતનો કેટલો સદ્ઉપયોગ થાય છે. બીજું ભવિષ્યમાં જે પુરૂષ આપણા અહિતમાટે જે પ્રવૃતિશીલ રહે છે તે તેમ થતાં અટકે છે! આમ આપણને ઉભય રીતે ફલ થાય છે. ક્ષમા અને દ્વેષથી આ પ્રમાણે લાભાલભ થાય છે. કોઇ પ્રશ્ન કરશે કે આ પ્રમાણે ક્ષમા ધારણ કરવી એ બોલવું કે લખવું સહેલુ છે પણ કરવું અતિ કઠીણ છે આપણું મન સંયમી રહી શકતું નથી; તો તે વાત જોકે સત્ય છે. પણ જેને ધર્મ આચરવો છે તેને કોઇ પણ ભોગે તેમ કરવું જોઇએ છીએ. અને એ ક્ષમા શા વિચાર વડે ધારણ કરાય એ જાણવું અપેક્ષીત્ છે. આ વિશ્વમાં કોઇનું હિતાહિત કોઇના ધાર્યાથી કિંવા કર્યાથી થતું નથી કિંતુ એ હિતાહિત કેવળ પુરૂષના પોતાના શુભાશુભ કર્મજન્ય પ્રારબ્ધથીજ થાય છે. પુરૂષ માત્ર તેમાં નિમિત્તભૂતકારણ થાય છે. એ આ અને અન્ય એક આપણે ઇર્ષ્યા અને દ્વેષ બુદ્ધિથી અન્યના અહિત માટે ક્રિયાશીલ રહીએ તે એક પ્ર-

કારે આપણે પાપ માથે વ્હોરીએ છીએ તેનું હિતાહિત તો તેના પ્રારબ્ધને આધિન છે, ત્યારે આપણે શા માટે નિમિત્ત ભૂતકારણ થઈ પાપના ભાગી થઇએ. આ પ્રમાણે વિચારથી ક્ષમા ધારણ કરાય છે અને એ ક્ષમા વડે પાપ માર્ગમાં પ્રવૃત્ત થતા બચીએ છીએ અને આવી રીતે આપણે આપણું ઉલટું હીત કરીએ છીએ અને એ ક્ષમા ધારણ કરવાથી કોઇ વખત એવું પરિણામ આવે છે કે સામો માણસ પશ્ચાતાપ કરે છે અને આપણી પાસે ક્ષમા માગવાને આવે છે. આનું કારણ આપણા અંતઃકરણમાં ક્ષમારૂપી દિવ્યતત્વ વસે છે તેના પ્રભાવે છે. કહે છે કે—

**क्षमाखड्गं करेयस्य दुर्जनः किंकरिष्यति ?**

ક્ષમારૂપી ખડ્ગ જેના હસ્તમાં વીલસી રહ્યુ છે તેને દુર્જન શું કરી શકનાર છે. અર્થાત કે ઉલટું તેના શરણે આવીને પડે છે. આ પ્રમાણે ક્ષમા ધર્મના લક્ષણ તરીકે ગણાઈ પુરૂષને ધારણ કરવા યોગ્ય છે.

ધર્મનું ત્રીજુ લક્ષણ દમ છે. દમ એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, તો ઇન્દ્રિયોનો નિગ્રહ તો પોતે એ ધર્મના લક્ષણ તરીકે આવી જાય છે તો આ પુનરુકિત શાને માટે જોઇએ એમ કોઇ પ્રશ્ન કરેતો સ્વભાવિક છે. પરંતુ ઇન્દ્રિયનિગ્રહ અને દમમાં સુક્ષ્મ ભેદ છે અને ઉંડા વિચાર વીણ સમજાય એમ નથી. દમ એટલે ઇન્દ્રિયોને દમવી નિગ્રહ કરવો એટલે અટકાવવી. વિષયોની સાથે તે તે ઇન્દ્રિયોનો યથેચ્છ ભોગ તેનો રોધ કરવો એ ઇન્દ્રિય નિગ્રહ કહેવાય છે કિન્તુ દમ એટલે ઇન્દ્રિયોનું દમન કરવું દમન કરવું એટલે તેને મારવું તેની પ્રબળતાને હઠાવવી પોતાના અનુકુલ વિષયો પ્રતિ મનને દોરવી લઇ જતી ઇન્દ્રિયોની જે શક્તિ તેની પ્રબળતાને નિર્બળ કરી નાંખવી અને આવી રીતે બળહીન થતી ઇન્દ્રિયોની જે ક્રિયા તે દમ તરિકે ગણાય છે. પણ એ ક્રિયા શી ? એ પણ જાણવું જોઇએ એ ક્રિયા તે તપઃ છે. શાસ્ત્રાનુસાર તપઃ ઘણી પ્રકારનાં છે. અને તેની વિધિઓ પણ અનેક વિધ છે. એની વાગ્જાળ અત્ર અપ્રાસંગિક છે માત્ર સંક્ષિપ્તવક્તવ્ય એ છે કે સ્વપ્રકૃત્યાનુસાર એ તપઃની વિધિ શાસ્ત્રથી જાણી એ તપ વડે ઇન્દ્રિયોનું દમન કરવું આવશ્યક છે દમની ધાર્મિક લક્ષણ તરિકે ઉપયોગીતા એ છે કે દમથી ઇન્દ્રિયોની શક્તિ હણાય છે અને તેથી કરીને મન છે તે શાન્ત રહે છે. મનની શાન્તાવસ્થા એ અંતઃકરણમાં સત્વગુણનો આવિર્ભાવ છે અને અંતઃકરણ સાત્વિક ગુણથી ભરપુર એની ઉત્કૃષ્ટાવસ્થા છે. અને તે ધર્મ્ય છે. આ રીતે દમઃ પણ ધર્મ માટે અપેક્ષિત છે.

ચોથું લક્ષણ ધર્મનું અસ્તેય છે. અસ્તેય એટલે ચોરી ન કરવી, પારકી વસ્તુને જાણે નહિ એ પ્રમાણે ગુપ્ત રીતે લઇ લેવી એ ચોરી શબ્દની વ્યાખ્યા છે. જે ધણીની આપણે વસ્તુ ચોરીએ છીએ તે ધણીને તેની જ્યારે ખબર પડે છે ત્યારે તેના હૃદયે કેટલો શોચ થાય—દુઃખ થાય તેનો વિચાર આપણી કોઈ વસ્તુ જતી રહેવાથી આપણને જે થાય તે ઉપરથી કરી લેવો. આવી રીતે કોઇને દુઃખ થાય એવી ક્રિયા કરવી એ અધર્મ છે માટે ચોરી નહિ કરવી એ ધર્મના લક્ષણરૂપે મનાય છે. વ્યાવહારિક રીતે પણ ચોરી કરવી એ ખોટું છે. વ્યાવહારિક એટલે કે નૈતિક સિદ્ધાન્ત એવો કે દરેકને પોતાનો હક Right-ભોગવવા દેવો. આ પ્રમાણે વિચારતાં પરાયા માલપરે આપણો કોઈ પ્રકા-

રનો હક નથી; તો તેનો લઈ આપણે ભોગવીએ એ અનીતિ ભરેલું છે. માટે વ્યવહાર દૃષ્ટિએ પણ એ ખોટું છે તો તો પારમાર્થિક દૃષ્ટિ એ હોય એ તો સાહજિક છે; માટે સર્વથા એનો ત્યાગ કરવો એ ઔચિત્યયુક્ત તેમજ ધર્મ્ય છે. વળી ચોરી કરવાથી આપણા અંતઃકરણમાં અતિ અધમ પ્રકારની છાપ પડે છે અને પુનઃ તેવી રીતે કરવા વાસના સ્ફુર્યા કરે છે. આ પ્રમાણે જે વાસના સ્ફુરે છે તેથી તેનાં કાર્યો પ્રસંગે થયાં કરે છે કિન્તુ પરિણામે એ ગુપ્ત રહી શકતું નથી ખુલ્લું થાય છે. અને જ્યારે તે થાય છે ત્યારે તે કેવા દુઃખમાં આવી પડે છે તેનો વિચાર કરો. રાજ તરફથી તેને દંડ થાયછે, જેલમાં જવું પડે છે, સર્વ જનોનો તેના ઉપરથી વિશ્વાસ ઉઠી જાય છે; જ્યારે આવી રીતે થાય છે ત્યારે પોતાનો નિર્વાહ ચલાવવો કઠણ થઈ પડે છે, સર્વ પ્રતિથી તિરસ્કારને પાત્ર થાય છે. આવી આપદામાં તે આવી પડે છે. પોતાનું જીવન તેને એક ભારરૂપ થઈ પડે છે. અને કવચિત લજ્જાના કારણે આત્મઘાતક થાય છે. શું આ પરિણામ હૃદયને કંપાવતું નથી ? અર્થાત કે જેનું પરિણામ વ્યવહાર દૃષ્ટિએ આવું છે ત્યારે તેનું પરિણામ પારમાર્થિક દૃષ્ટિએ શું ન્યૂન હશે અર્થાત્ કે એથી પણ અધિક દુઃખપ્રદ હશે. માટે અસ્તેય એટલે ચોરી ન કરવી એ ધર્મના લક્ષણ તરિકે સજ્જન જનોથી મનાયલ છે.

પાંચમું લક્ષણ ધર્મનું શૌચ છે. શૌચ એટલે શુદ્ધિ પવિત્રતા એ સૌચ બાહ્ય અને આન્તર ઉભય પ્રકારનાં છે બાહ્ય શૌચ તે સ્નાનાદિક અને આન્તર શૌચ તે ધ્યાનાદિક સ્નાનાદિક ક્રિયા ન કરવાથી આપણું શરીર છે તે મલાન રહે છે અને તેથી કરીને તેમાં રોગાદિકનો ઉપદ્રવ થાય છે જ્યારે શરીર રોગાદિકથી ગ્રસ્ત થાય છે ત્યારે તેના વડે કાંઇ ક્રિયા થઇ શકતી નથી અને શરીરે પીડા થાય છે તે જુદી. માટે આવી રીતે ધાર્મિક તેમજ વ્યાવહારિક ક્રિયાથી પરાઙ્મુખ રાખનાર સ્નાનાદિક ન કરવાની ક્રિયા તે પાપરૂપ છે આમાંથી મુક્ત થવા માટે શૌચ કરવું એ ધર્મરૂપ ગણવામાં આવ્યું. શરીરની આરોગ્ય પ્રકૃતિ જેના વડે સચવાય એ ક્રિયા ધર્મ રૂપેજ મનાય એ સ્વાભાવિક છે કારણ શરિર જો સ્વસ્થ અને નિરામય હોય તો વ્યવહારિક તેમ પારમાર્થિક એટલે કે ધાર્મિક એ ઉભય ક્રિયાઓ બની શકે છે. અને તેઓ વડે સુખ પણ પ્રાપ્ત કરાય છે, જેના વડે સુખ પ્રાપ્ત થાય અને કલ્યાણના કામો થાય તે સાધન ધર્મ્યરૂપે ગણાય એમાં કોઇ પ્રકારનું આશ્ચર્ય નથી તેમ તેમાં શંકા લાવવાનું પણ કારણ નથી. જળ સ્નાનથી કેવળ તન શુદ્ધિ થાય એટલુંજ નથી પણ પ્રાણની પણ એથી શુદ્ધિ થાય છે અને પ્રાણની શુદ્ધિ આન્તર શૌચ માટે ઉપયોગી છે. આન્તર શૌચ એટલે મનની પવિત્રતામાં મનમાં વિવિધ અસદ્ વાસના સ્ફુર્યા કરે છે તેને સદ્વાસનારૂપે પરિણામ પમાડવી એ મનની પવિત્રતા છે અને એનું નામ તે આન્તર શૌચ છે. એ શૌચ ઇશ્વર ભક્તિવડે તથા તેના ધ્યાન વડે કરવામાં આવે છે બાહ્ય શૌચ કરતાં આંતર શૌચની અધિક અગત્યતા છે. અને સર્વ ધર્મોનો આધાર પણ કેટલીક રીતે એનાપરે છે. માટે એ શૌચ નિત્ય અવશ્ય કરવુંજ જોઇએ. એ શૌચ વડે અનેકધા ઉત્તમ સદ્વાસનાઓ હૃદયમાં સ્ફુરે છે માટેજ તે ધર્મના લક્ષણરૂપે ગણાય છે.

( અપૂર્ણ )

પુરૂષોત્તમ દ્વારકાદાસ.

# ॥ आवती साहित्य परिषद ॥

( આવેશ અને ઘેલછા. )

આવેશ અને ઘેલછાના જેટલું અન્ય કંઇ પણ વારંવાર ગૂચવાડા ભરેલું જોવામાં આવતું નથી; પરંતુ જેમ ઘેલછાનાં ડગલે ને પગલે દર્શન થાય છે, તેમ ખરા આવેશનાં ક્વચિતજ દર્શન થાય છે. વારંવાર આવેશ પોતાનાથી વિરૂદ્ધ ઘેલછામાં પલટાઇ જાય છે; પરંતુ ઘેલછા ભાગ્યેજ કોઇવાર શુદ્ધ આવેશનું સ્વરૂપ ધારણ કરે છે. કદાચ આજ, આપણી આસપાસ પ્રવર્તતા વિચિત્ર ગૂચવાડાના કારણરૂપ છે. શુદ્ધ સૌંદર્યના આવિર્ભાવ લોકના જોવામાં એટલા બધા ઓછા આવે છે, કે તેઓ ગમે તો એકાદ શોકજનક હાસ્ય ઉપજાવતા ચિત્રને તેના રૂપે ધારી લેવાનો આરંભ કરે છે અથવા તેના અસ્તિત્વનોજ નકાર ભણે છે. આપણું આત્મજ્ઞાન અત્યંત નિર્બલ હોવાથી આમ થતું તદ્દન સ્વાભાવિક છે; આપણા આંતર જીવનના અનેક અગત્યના બનાવોના સંબંધમાં આપણે બીલકુલ ગૂચવાડામાંજ છીએ.

આવેશ એટલે શું ? તે આપણામાં વસતા પ્રભુરૂપ છે, આપણી આધ્યાત્મિકતાના વિકાસરૂપ છે; આપણી સર્વે આધ્યાત્મિક શક્તિઓના આનંદી ઉપયોગરૂપ છે, આધ્યાત્મિકતા સર્વ ભૂત માત્રના ઐકયના સ્વીકારરૂપ છે. હજારો સ્વરૂપોમાં છૂપાયલા એક નિત્ય ચૈતન્યના સ્વીકારરૂપ છે. આવો સ્વીકાર એટલો બધો ઉંડા અંતરનો હોય છે, કે તે અવશ્ય કરીને આપણા પોતાના જીવનમાંજ એકતાના અનુભવ પ્રત્યે દોરી જાય છે. તીવ્ર આધ્યાત્મિકતાનું એક પ્રકારનું સ્વરૂપ આવેશ છે, પ્રેમની એક ઉર્મિરૂપ છે; અત્યંત વિસ્તારવાળો છે, સર્વને સમજવાના અને એક બનાવવાના વલનવાળો છે. અન્યનું દૃષ્ટિબિંદુ ખડું થતાં આવેશ તે સાથે એકતાલ બનવાનો, તેના નિકટ જવાનો, મળતી આવતી બાબતો શોધી કાઢવાનો પ્રયત્ન ચલાવે છે. તે શાંતિ અને એકતાના એક પ્રકારના વલનરૂપ છે. આવેશાગ્નિથી પ્રજ્વલંત સંસ્થાઓનુંજ બલ અને ભાવિ નિશ્ચિત હોય છે.

ઘેલછા એટલે શું ? તે અમુક દૃષ્ટિબિંદુ પ્રત્યે અન્ય સર્વનો નિષેધ કરતી ભક્તિરૂપ છે; આવી ભક્તિ એટલી બધી હદ સુધી જાય છે, કે અન્ય સર્વ પ્રકારનાં દૃષ્ટિબિંદુઓનો તે નકાર ભણે છે. આ શબ્દની ઉત્પત્તિ આનંદજનક છે. પ્રાચીન કાલમાં મંદિરના સેવકોને "ઘેલાઓ" નું નામ આપવામાં આવતું. આ સેવકોને શુદ્ધિ પાળવાની હતી તથા મંદિરોને વાળીને સ્વચ્છ રાખવાનાં હતાં, પરંતુ તેમને કર્મકાંડનાં રહસ્યોમાં દાખલ કરવામાં ના આવતા, તેમજ તેઓ તેમનો હેતુ પણ સમજી શકતા નહોતા. તેઓ પોતાનાં કાર્યો અત્યંત ઈર્ષ્યાપૂર્વક કરતા તથા તે માટે એટલા બધા મગરૂર હતા; કે એકાદ ભાવના પ્રત્યે અત્યંત અંધ અને અન્યના નિષેધરૂપ ભક્તિની ભાવના મળી આવતી. "ઘેલા પ્રેમલા" શબ્દ વ્યાજસ્તુતિરૂપે વપરાવા લાગ્યો. એકાદ શબ્દની ઉત્પત્તિ ઘણો ખુલાસો આપે છે તથા અનેકવાર ગૂંચવાડાના પ્રશ્ન ઉપર પ્રકાશ પાડે છે.

આવેશનું ખાસ લક્ષણ સર્વનો સમાસ કરવારૂપ છે—વિસ્તારરૂપ છે; ઘેલછાનું ખાસ લક્ષણ સર્વનિષેધાત્મક છે, ક્ષિતિજના સંકોચરૂપ છે. અને જ આપણને આમનો મુખ્ય

ભેદ જણાઇ આવે છે, તે સ્વતઃ માનવ જાતના ભાવમાં અને કાર્યનાવલનમાં પ્રતિબિંબિત થાય છે, જો કોઈ પ્રકારની રાગાત્મક નિષેધવૃત્તિ ના હોય તો અન્યનાં દૃષ્ટિબિંદુઓ પ્રત્યે સમજ અને સદ્‌ભાવ સંભવી શકે, આપણા જેવા વિચારના ના હોય તેવા લોકો સાથે સમભાવ, બંધુતા સંભવી શકે. તેટલા માટેજ આંતર જીવનનો એક પ્રકારનો સતત વિસ્તાર ચાલ્યાં કરે છે, તે અન્ય દિશાના વિચારો અને ઉર્મિઓ વડે જાતે સમૃદ્ધ બને છે. સંસ્કારો અને ભાવનાઓની સ્તુસ આપ લે ચાલે છે તથા અત્યંત વિરૂદ્ધ ઉર્મિઓ અને ભાવનાઓ જોવાની તથા સમજવાની આપણી શક્તિ પણ વધતી ચાલેછે. વિસ્તાર પામતા જીવન સાથે આનંદનો ઉદય થાય છે તથા આરોગ્ય, બલ અને શાંતિ રૂપે જણાઇ આવે છે.

ઘેલછાની નિષેધાત્મક ભાવનાથી તદ્દન વિરૂદ્ધ પ્રકારનાં પરિણામ આવે છે. બીજાનું દરેક દૃષ્ટિબિંદુ વિદેશીજ લાગે છે, સમજવું પણ અશકય થઇ પડે છે. વિચારની આપ લેનો વ્યવહાર બંધ થાય છે; જે માનવિ પોતાના પ્રદેશની બહારનું કંઈ પણ સાંભળી શકવાની શક્તિ ગુમાવે છે તે બીલકુલ પોતાના પ્રદેશમાંજ પુરાઇ રહે છે. સંપૂર્ણ રીતે આવાં માનવિઓના વિચાર પ્રમાણેજ વિચારનારાઓ સાથેજ તેમનો સહવાસ થઇ શકે છે. બુદ્ધિનો પ્રદેશ સંકૂચિત બનતો જાય છે, સંકૂચિત આંતર જીવનમાંથી શોકનો ઉદય થાય છે, ને ચીઢીયા અને અસંતોષી સ્વભાવમાં જણાઇ આવે છે. આવાને પ્રેમના માર્ગમાં જ મોક્ષ અને જ્ઞાનનો સમાવેશ થતો લાગે છે. જેઓ આવા મતના નથી હોતા તે તેમનાથી વિરૂદ્ધ ગણાય છે,

પરંતુ વિરૂદ્ધ બાબતોમાં પણ સૌંદર્યનાં દર્શન કરાવનાર, જીવાત્માની સ્થિતિ સ્થાપકતાને રાખવાની શી જરૂર છે ? કદાચ સ્વાતંત્ર્યથી ચારે પાસ પ્રસરતું, પોતાના પ્રેમમાં બની શકે તેટલાંને ભેટવાનો પ્રયત્ન કરતું જીવાત્માનું બલ, અમુક કાર્યની ભાવનાની ભક્તિમાં વિશેષ ઉપયોગીતાથી એકજ કેન્દ્રમાં ના વાળી શકાય ? આવેશ કરતો ઘેલછા કંઇ પોતાની ભાવના માટે ઓછી શક્તિવાળી નથી, તેને જે જે પ્રિય હોય તે સર્વનો તદ્દન ભોગ આપવા, જીવન અને આબરૂને પણ સમર્પણ કરવાને તે તૈયાર હોય છે. આવેશ કરતાં કાર્યમાં તે ઘણી આગળ વધી જાય છે; પરંતુ બલની કીમત, તેના બુદ્ધિભર્યા નિયમન અને સમતાલ વૃદ્ધિના જેટલી અગત્યની નથી.. અવળે માર્ગે વ્હેતા પાણીનો, વ્હેવાનો માર્ગ સાંકડો અને ઉંડો બનાવવામાં આવે તો તે જીવન પોષકને બદલે એક ભયંકર વિનાશક શક્તિરૂપ નિવડે છે. અનિરૂદ્ધ રાગદ્વેષાદિ વિકારો એકાદ ભાવનાને પાર પાડવામાં દોરાતાં, કદાચ સત્યને દૂષિત બનાવશે, તૃષાળુ હૃદયોને જ્ઞાન તૃપ્તિને બદલે વિરોધ અને દુઃખની પરંપરા વિસ્તારશે. જ્યાં જ્યાં સઘળે સમતાલનો ભંગ કરવામાં આવેછે ત્યાં નિરામય વૃદ્ધિ અને લાભકારક પરિણામોનો પણ ભંગજ થાય છે. પ્રેમનાં કોમલ પુષ્પો માટે શુદ્ધ વાતાવરણની જરૂર છે, તે કશાથી પણ કલુષિત અથવા ઝેરી બનવું જોઇએ નહિ. રાગદ્વેષમય આંતર જીવનના એક પ્રકારના આવિર્ભાવરૂપ ઘેલછા છે, તેનો વિકાસ સમતાલપની શકતો નથી, કારણ કે અક્ષમતા અને ભેદરૂપી દુષ્ટ મિત્રો તેના સહવાસમાંજ હોય છે. આવા વિકારી વાતાવરણમાં પ્રેમનું પુષ્પ કરમાઇને ખરી પડે છે,

બંધુઓ સાથે એકતા, અભેદ અસંભવિત બને છે; એકાદ ભાવના પ્રત્યેની ભક્તિ, જીવનમાં તેના વિરોધિઓ પ્રત્યેના દ્વેષરૂપે જણાઇ આવે છે.

આવેશનું તત્ત્વ જવલંત પ્રેમમય છે; ઘેલછાનું તત્ત્વ જ્વલંત દ્વેષમય છે; એટલું બધું ભયંકર હોય છે કે પ્રેમનો વિનાશ થાય છે તથા એકતરફી તપાસનાં અસહ્ય દુઃખો સંભવિત બને છે.

લાગણીનો વેગ અને આત્મભોગનું સામર્થ્ય, આવેશ અને ઘેલછામાં બીલકુલ સરખું જ હોય છે. પરંતુ આ ઉભયનું વલન અને કાર્યની રીતિઓ, તેમની પ્રેરણાના ઉત્પત્તિસ્થાનના જેટલીજ ભિન્ન હોય છે.

" પ્રેમ સર્વ આશાઓવાળો હોય છે; સર્વમાં શ્રદ્ધાવાળો હોય છે; કદાપિ અટકતો નથી; " આવો આવેશનો ઉદ્ગાર હોય છે.

"બધી આલમ જહાનમમાં જાઓ, પરંતુ મારી ભાવનાજ બલવતી બનો ! " આવા ઘેલછાના ખરાડા હોય છે.

આવેશ અને ઘેલછાને, શુદ્ધ અને અશુદ્ધ પ્રેમ સાથે સરખાવી શકાય. જેમ અશુદ્ધ જાતિય પ્રેમમાં એકાદ માનવિ, પ્રેમસ્થાન માટે રાગયુક્ત સકોમલ હોવાથી, ઈર્ષ્યા, દ્વેષ, ગાંડી આશાનો અનુભવ કરે છે, તેથી તેના માર્ગમાં આવતા વિઘ્નથી તેનામાં ખીજવાટ અને તિરસ્કાર ઉપજી આવે છે, તેમ એકાદ ભાવના માટેના અશુદ્ધ પ્રેમની સાથે ઉપરના જેવીજ પરંતુ પોતાની એવી લાગણીઓના અશુદ્ધ મિશ્રણનો સહવાસ હોય છે. કુટુંબ અને પ્રજાકીય અભિમાનની પાર જઇને જ્યારે માનવિ, " મારૂં કુટુંબ, મારી પ્રજા, એજ દુનિયામાં સર્વોત્તમ છે. " એમ કહેવાનું બંધ કરીને, " મારો ગુરૂ શ્રેષ્ટ છે, મારો પ્રભુ પરમોત્તમ છે. " એમ કહેવાનો આરંભ કરે છે, ત્યારે આ ભાવના જેટલું અન્ય કંઇ પણ વિશેષ ભયંકર બનતું નથી.



# ॥ धर्म अने नीति ॥

(એક સંવાદ.)

બ—આ ઉભય વચ્ચે પરસ્પરાશ્રયરૂપ કોઇ આવશ્યક સંબંધ હશે કે નહિ ?

કેટલાક યુવકો અને કેટલાક પુખ્ત ઉમ્મરના પણ આ ઉભય વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ નહિ હોવાનું ધારવાવાળા છે. એક મારા પરિચિત યુવક મિત્રનો એવો સબલ અભિપ્રાય છે, કે શાળામાં નીતિના સિદ્ધાંતો બાલકના મગજમાં બેજ બેજ પણ ઠસાવવા જોઇએ, ધર્મને તેટલાજ બલ સહિત દુનિયાના તલમાંથી પણ દૂર કરવો જોઇએ. તેના કહેવા પ્રમાણે " ભૂતકાલનો આ દુઃખદાયક વારસો હજુ પણ માનવ મનનું દૃઢતાથી ગ્રહણ કરી રહ્યો છે; અંતવિનાના દુઃખરૂપ પરિણામ આવે છે. એટલી બાબતની તો બીલકુલ શંકા નથી, કે જો દુનિયામાં કોઇ પ્રકારનો ધર્મ ના હોત, માનવિઓ ધાર્મિક સિદ્ધાંતો પાછળ હદપારના ઘેરાયા ના હોત તો આજે છે તેના કરતાં માનવસૃષ્ટિ તદ્દન ભિન્ન અને

સુખી પ્રકારે યોજાઈ હોત. પ્રજાઓના ભૂતકાલના ઇતિહાસોનું ઉંડું અવલોકન ચલાવતાં, ઝમાનાઓના ઝમાનાના વિસ્તારમાં દૃષ્ટિપાત કરતાં, ધાર્મિકવાદો તથા તત્વશાસ્ત્રના સિદ્ધાંતો માટે માનવિ માનવિ સાથે જેટલા દ્વેષથી લઢતાં જોવામાં આવ્યાં છે તેટલાં અન્ય માટે જોવામાં આવતાં નથી. "

મારા યુવક મિત્રે વળી આગળ ચાલતાં ઉમેર્યું. "જો આપણામાં એકદમ સાર ઉપર ના કુદી પડવાની ધીરજ અને ભલાઇ હોય, બનાવોના સામે થઇને, પક્ષપાત વિના સત્ય શોધવાનો પ્રયત્ન કરવો હોય, તો આપણને માલુમ પડી આવશે કે ઘણા પ્રાચીન સમયથી માનવ જાતને ધર્મ એક આશિષરૂપ નિવડવાને બદલે એક શ્રાયસમાન નિવડ્યોછે.

વ—મને તેની સાથે એકમત થવાનું ઘણું મન થાય છે.

અ—વિચારો ! આવા બુદ્ધિશાળી, ઝપાટા બંધ વિચાર ચલાવનારાની સામે એકાદ વૃદ્ધ અથવા મધ્ય અવસ્થાના શાન્તમાનવિનો ટકી શકવાનો કેટલો સંભવ ! તેણેજાતે જાતેજ હરિફને તેના તેજ માર્ગમાંથી દૂર રાખવાની સાદી વિધિ વડે વર્તુલ ( વિવાદનું ) સંપૂર્ણ કર્યું છે. તેણે સમગ્ર સમૃદ્ધિને પ્રથમથી ખાલી કરી નાખી છે. બીજા માગનારાઓને માગવાનો સંભવ આપ્યા વિનાજ હરાજીનો માલ તેણે જાતે રાખી લીધો છે. સાર ઉપર કુદી પડવાની અયોગ્યતા વિષે અન્યને ચેતવણી આપવા છતાં, તેમની રકઝકની ક્ષણનો લાભ લઇને તેણે તે કાર્ય જાતે કરવા માંડ્યું છે ! મહેરબાન સાહેબ આપણે તો નવેસર આરંભ કરવાની જરૂર છે.

વ—બહુ સારૂં ! ત્યારે આપણે નવેસરથી આરંભીએ !

અ—ત્યારે હવે આ વાદમાં આજે આપણું શું કર્તવ્ય છે ! તે આ પ્રમાણે છે કે નહિ: ધર્મના એક પ્રકારના આધાર વિના, નીતિની એક પ્રકારની સંતોષકારક સંસ્થા સ્થાપી શકાય કે નહિ, એ બાબતનો નિશ્ચય કરવાનું.

વ—ભલે હું કબુલ કરૂં છું કે આપણું કર્તવ્ય આવુંજ હોવું જોઇએ.

અ—આપણા યથાર્થ કાર્યમાં આગળ વધતા પૂર્વે, આ વીસાદ વીવાદની સૂક્ષ્મ બાબતના સહકારી કાર્યને કેવા ભાવથી ચલાવવું જોઇએ, એ વિષે આપણે પ્રથમથી કેટલોક વિચાર કરવાની જરૂર છે; આ બાબતને તમે લક્ષમાં ના લેવા માગતા હોતો ભલે !

વ—એ વિષે મારા મનમાં કંઈ પણ નથી.

અ—તો ભલે; ન્યાય પ્રમાણે વીવાદ ત્રણ પ્રકારનો હોય છે; વાદ, જલ્પ, વિતંડા; જ્યારે ઉભય પક્ષની સત્યને શોધી કાઢવાની તીવ્ર જીજ્ઞાસા હોય છે ત્યારે પ્રથમ પ્રવર્તેછે; જ્યારે ઉભય પક્ષનો હેતુ અન્યોન્યના કરતાં પોતાને શ્રેષ્ઠ બતાવવાનો હોય છે ત્યારે જલ્પ પ્રવર્તે છે: આમાં માનસિક પ્રદર્શનની પરાકાષ્ઠા હોય છે. જ્યારે અન્ય પક્ષમાંથી દોષ શોધી કાઢવાનો મુખ્ય હેતુ હોય છે ત્યારે વિતંડા પૂર જોસમાં પ્રવર્તે છે. " કોઇ બાબત લક્ષમાં લેવી નહિ, વકીલના અસીલને ગાળો જ ભાંડવી." સ્થૂલ પક્ષથી પણ બીજા પ્રકારનો અમુક ઉપયોગ છે. તેથી મનના અવયવો કેળવાય છે, કોમલ બને છે, અને જો યથાર્થ ભાવથી ચલાવવામાં આવે તો ભાષા સાહિત્યનો જુસ્સો અને નાટ્યકલાનો ઘણો આડકતરો ભાગ ભજવાય છે. આથી ન્યાય આ પ્રકારની રજા આપે છે. વિશેષ નહિ તો તે પ્રત્યે ક્ષમા દૃષ્ટિ રાખે છે. પરંતુ યથાર્થ કાર્યનો તો પ્રથમ પ્રકારમાંજ સમાવેશ થાય છે. ( ચાલુ. )

B.

આદ્યતંત્રી: સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

[illegible]

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૧૧. ] (માસિક) [ ઑગષ્ટ. ૧૯૦૯. ]

## कवि अने त्हनुं विश्व.

અથવા

### प्रतिभादर्शन.

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૫ થી. )

નહિ નહિ નહિ હોયે, પ્રેમની પુતળીનું,
પ્રણય વદન આવું, ભૂમિ પૃષ્ટે પડેલું;
કુમુદ વન શશીથી, હાસ્ય આવે અવેલું,
નથી ઝરણું ઝર્યું આ, છે નહી કાંઈ બીજું. ૪૬

અધિક અધિક દેવી, નેન પ્રીતિ ભરેલી;
ઉદધિ હૃદય જાણી, દિવ્ય ચક્ષુ થકીથી;
સુકિરણ જળ ત્હેના, માટ પ્રેમે પસારી.
કર કમળ ધર્યો તે, આ સરિતા જણાતી। ૪૭

ઊભા દેવી સ્ફટિક મણિ થી એક શીલાપરે ત્યાં,
ચોપાસે છે શશી કિરણનું શાંત સુતેજ જેમાં;
ધ્યાને બેઠા મુદિત મનડે પ્રિય ઉત્થાન થાવા,
વીણા વાદે હૃદય હૃદનું ગાન છેડ્યું રતિજા. ૪૮

સમાધિ છોડાવા, અધર કર વીણા ધરી રમા,
મધુરી પ્રીતિના ઝણ ઝણ કરી સુર સઘળા;
પુરા તાને માને, પદ પદ વિરામે રસ પ્રમા;
ધરી ઊંચી ગાતી, પીક સમ સુકંઠી રસરૂપા. ૪૯

ટળી ભ્રાંતિ ભારી, ઉજ્વળ પ્રભાદર્શિત થઇ,
મહા ધર્મે ગ્લાની, અકથ અટવાઇ દૂર ગઇ;
મહાત્મા એવા આ, મુજકર અતિથિ નિરખીને,
સુખોર્મિ સિંધુનાં, વિમળ જળ આ આંખ્ય છલકે! ૫૦

સુણી તહીં ગાન એ ગાન માંહી,
છોડી સમાધિ રસીલો પ્રવાસી;
રૂપે રસીલો ચિત્તથી રસાલો,
ઊઠયો ઉભો ગાનનું ગાન થાતો. ૫૧

ચાલ્યાં ન કાંઇ પગથી ન ચાલ્યાં,
ભેટયાં ન કાંઇ તનથી ન ભેટયાં;
હોયે ઉભાં એકથી એક ડોલ્યાં,
આંખ્યે રમ્યાં આંખ્યથી ઉર જોડયાં. ૫૨

કેમ શું ને કેમ તેઓ, ઘડીમાં લપટી પડયાં;
હૃદય જાણે જણાવાને, શબ્દે કાંયે ના મળ્યા! ૫૩

સમાપ્ત.

"વ્રજવિહારી."

---

## વીરને વળામણું.

( મળેલું. )

ગરબી.

કેસરીઆ વીર! કોડે પંથ પધારજો,
વીસારી અમ વ્હાલાં સહુનું હેતજો;
દુઃખદાયક દુનિયાનું દુખ્યું ભૂલતાં,
અમર રમાથી રસજો રસ સંકેતજો. કેસરીઆ.

૨

અંધકાર ને આંસુનું જ્યાં નામ ના,
ત્યાં કૈં મ્હોટા ઉંચા દિવ્ય આવાસ જો;
કીર્તિ પોતે શણગારી ઊભી હશે,
વાટડી જોતી ઘડીપળ ત્હમની ખાસજો. કેસરીઆ.

૩

બંધ કરી તેજસ્વી આંખ્યો આપ ત્યાં,
જય વિજયની મોંઘી પુષ્પક સેજ જો;
કીર્તિ કમળા અંક ઓશિકું રાખતાં,
સુખે લેજો મીઠી નિદ્રા લેશ જો. કેસરીઆ.

૪

અઢળક પ્રેમે પૂજન કરતાં ત્યાં કને,
દેવ સાથ સૌ વિધ વિધ રીતે વીરજો;
જય માતની જય આપની બોલશે;
ધ્વનિ તેહ ત્રિલોક વાસશે ધીરજો. કેસરીઆ.

૫

વિજય ઘોષભર એમ અમરમાં બેસવે,
માડી કેરાં દૂધડીઆનું તેજ જો,
સદા સોહાતું પ્રાણ બદલ કરી રાખવે;
નહિ ચૂકશો કહીં એટલું સેજજો. કેસરીઆ.

"વ્રજવિહારી."

તા. ૨૫-૭-૦૯

# प्रणय खंडिता प्रणयार्जव.

અથવા

## સુધારક વીર નર્મદની ઉત્તરાવસ્થાનો વૃત્તિ ક્ષોભ.

( મળેલું. )

( અનુસંધાન પૃષ્ઠ ૧૯૯ થી. )

૪૬ પદે હું ચંપાતી, રજ સકળને શાંતિ મળવે,
સુખાનંદે રાચી, નવ કદીં ઉડે હું પદ પૂંઠે;
અહા! એવાં ત્હારાં, ચરણુ ભયહારી સુખપ્રદ,
નમી ચાંપું પ્રીતે, હર્ષી મર્ષી દિલે હું કર્ય દયા.

૪૭ નથી ઇચ્છા ત્હારૂં, શિર નમવીં અશ્રુ પડવવા,
નથી ઇચ્છા ત્હારે, મુખ વચન માફી મગવવા;
પરંતુ છે ઇચ્છા, તુજ વદન હું દોશ સુણુવા,
અને છે બીજી હું, હૃદય રસનું પાન કરવા.

૪૮ અનુગુણી સાથે, મન મિલન થાયે જગ ગણે,
શું આ ગુણો મ્હારા, તુજ ગુણ અનુરૂપ ન બને;
કહે છાંડું વ્હાલી! મુજ ગુણ હું દિલે ન ગમતા;
પછી થાઉ ત્હારો, હૃદય સહવાસી પ્રિય સદા.

૪૯ છબિ ત્હારી માંડે, મુજ ઉર વિશે મોહ ભરવા,
રતિ ત્હારી ચીરે, મુજ હૃદયના સર્વ પડદા;
કૃતિ ત્હારી કાપે, રજ રજ કરી કાય કકડા!
હવે વ્હાલી ઢાંકે, અનુરૂપ બની હું વિરૂપતા.

૫૦ પ્રિયા! પ્રેમે લેતી, અધર અધરે હું હૃદય આ,
પ્રિયા! પ્રેમે જોતી, નયન રસ રેલી વદન આ;
પ્રિયા! પ્રેમે નાંખી, શિર હૃદય હું આ હૃદયમાં;
કરંતી તે ક્યાં હું, મધુર મૃદુ ગોષ્ટિ પ્રિયતમા.

૫૧ ગૃહિણી હું મ્હારો, હૃદય ગૃહનો થંભ ખસતાં,
લવ્યાં આડી મોભો, નિરખ નિરખી દે મદદ હા;
વિના હું ટેકે તે, નવ ટકી શકે ચેતન વિનતા,
પડ્યે તદી તે હું, શરીર ચગદાશે સુભગતા.

૫૨ જમાડયા છે જેને, વિવિધ વિધ પંચામૃત રસો,
પ્રિયા ! ત્હેને શાને, વિષમ વિષના પાક પીરસો;
વિચારો મૂકો આ, શિર મુગટ પાયે અથડતો,
ઘટે ના વ્હાલાં તે, સમજુ થઇ શાને ભૂલ્ય કરો ?!

૫૩ પ્રીતિ પ્યાલી પ્યારી ! વિવિધ રસ રંગે વિલસતી.
ફૂલેલી ફૂલેલી, મનહર સુવાસે ભભકતી;
બહુ મીઠી મોંઘી, રતિ પરમ પીતાં કયમ કરી,
સડી સૂકી ત્હારા, હૃદય હૃદયે વાસ કરતી !

૫૪ પ્રિયા ! જે પ્રેમે ત્હું, હૃદય હરખી કંઠ ઝુલતી,
ગઇ તે કયાં વ્હાલી, તુજ પ્રણયની છોળ ઉમદી !
સૂકાયું ચોખ્ખું એ, પૅર પ્રણય વ્હેતું કવણથી !
કહે વ્હાલી ! જેથી, રતિ વહન વ્હેતું ફરી કરીં !

૫૫ વિયોગીનું આશા, જિવન જગ માને જિગરથી,
બને આશા ત્રાશા, વિરહીં તવ જીવે શું મનથી;
ધરી ચિત્તે ભાખો, વિનય ભરીં વ્હાલાં વચનથી,
અકાયા કાયા આ, ત્હમ વગર શું હા નથી બની ?!

૫૬ મ્હડી ચાહી અંકે, પ્રણય રસ પાયો પ્રણયથી,
રમાડી રીઝાવી, મલિનમળ ટાળ્યો મગજથી;
શીખાવી સુનીતિ, વિનય ભરીં વ્હાલાં વચનથી,
અહા પ્રેમી ! તે કાં, રમણુ તરછોડે હૃદયથી ?

૫૭ બહુ હોંશે હાંકયું, ભવજલ વિષે નાવ નવલું,
કર્યું ત્હેં ત્હેના હા, સદ રૂપ બની કામ સબળું;
જતાં મધ્યે છૂટી, તુજ હૃદયની સાંકળ કડી,
પ્રિયે વ્હાલી જેથી, સુખ સકળ પેટી ગુમ થઇ.

૫૮ હવે શા શા યત્નો, કરીં મન ત્હું ગંઠી સદ સજું,
મળે ના તે સુને, કળ મગજથી ભાન છટકયું;
કરે ઘેલું મ્હારૂં, હૃદય તુજને પાય પડીને,
કરે ચાલુ હોડી, સદ બની ભજી દિવ્ય રતિને !

૫૯ પ્રિયે ! ના ઝીલાએ, શર મદન ધા શિર પડતા,
ધસી બેઠા આવો, મુજ હૃદની વ્હાર કરવા;

ધરો ધ્યાને વ્હાલાં, વિનવું નિરખો હાલ મુજના,
હવે તો ઉગારો, ધરી દિલ દયા હું હૃદય આ.

૬૦ દયાબ્ધિ દેવી! ત્હું, હૃદય ક્રુર આ શે બની ગયું?
રસિકે! શાથી ત્હું, રસ ઝરણ આડું થઇ વહ્યું?
મૃદું વાચી શાથી, વચન મૃદુતા ત્હેં દૂર કરી?
રીસાઈ શાથી ત્હું, પ્રણય સરથી સારસી ગઇ?!

૬૧ રતિ વારિ પાઇ, તરુ પ્રણય સીંચી ગુરુ કરી,
ઉવેખે કાં વ્હાલી! સખુર કર્ય સારી સમજથી,
કરંતાં મ્હોટું જે, પરિશ્રમ તણા ઓઘ ખરચ્યા,
દબંતાં ભૂમિ તે, પ્રિય દિલ દયા ત્હું ધર્ય જરા.

૬૨ પ્રિયા બેસો પાસે, મુજ નયન તાપો શમવવા,
સીંચો વાણી વારિ, મુજ હૃદય જ્વાળા બુઝવવા,
સુધા દષ્ટિ દાખો, દુઃખી રમણ દુઃખો દૂર થવા
કરૂ ક્રીડા ભેરા, તજી અવર આચાર મનના.

૬૩ પ્રિયે! વાક્યો મ્હારાં, ત્હમ હૃદય અગ્નિ બુઝવવા,
કરે વૃષ્ટિ ભારી, તદપિ ત્હમ દુઃખો શું ન શમ્યાં!
કયા એવા કામે, ત્હમ હૃદય જ્વાળા પૂર વધે;—
કહો વ્હાલાં! સાચું, હું પર અનુકંપા કરી હવે!

૬૪ કટારી કારી ત્હું, હૃદય રસની પ્રીત પ્રમદા,
દહે છેદી ભેદી, તન મન અને કાર્ય સઘળાં;
બનાવે બેભાની, રુધિર રજ્જુ ખેંચી હૃદયના,
ભૂલાવે ઇચ્છા સૌ, અવર તુજ સુધા રસવિના!

૬૫ પ્રિયે! થાક્યાં મ્હારાં, નયન તુજ સ્મિતેંદુ ન થતાં,
થયાં બ્હેરાં મ્હારાં, શ્રવણ તુજ વાણી ન મળતાં;
રહ્યું સ્તંભી મ્હારૂં, રુધિર ગરમી ત્હું દૂર જતાં,
અપંગી સંગીને, નિરખી પ્રિય હાવાં કર્ય દયા.

૬૬ "કસોટી કાઢયું આ,—શરીર વળી સંચિત વિતને,
કસી બાંધ્યું કામી, મન પ્રબળ સાધી સુહિતને;
કરો પ્રીતિ જેવું, તન મન ધને એક ચિત્ત છે,
તજી ત્હેને બીજે, રમણ રમવું શું ઘટિત છે?"

* * * *

૬૭ ન જોયું જાતું ત્હૈં, અરર ખરતું અશ્રુ ઝરણું,
ન જોયું જાતું ત્હૈં, મુખ કમળ શોકે સળગતું;
ન જોયું જાતું ત્હૈં, હૃદય દુઃખ ભારે હીબકતું,
અરે! હા તે જોતાં, હૃદય ભડકે હું ભભડતું!

૬૮ ન માન્યું મ્હેં ત્હારૂં, હૃદય પ્રિય વ્હાલું વચન તે,
પરિણામો પામ્યે, નયન ભરૂં આંસુ છલકતે;
રડું કે ના રોઉં, રડતું પ્રિય છે આ હૃદયને,
કરેલા ઘા માટે, અરર પસતાવો બહુ મ્હને.

૬૯ પ્રજાળું પસ્તાવે, તુજ હૃદય દ્રોહી હૃદય આ,
પ્રજાળું પસ્તાવે, તુજ હૃદય માટે હૃદય આ;
પ્રજાળું પસ્તાવે, જિવિતભર જીવ્યું જગતમાં,
પ્રજાળ્યે ના થાશે, પતિત પ્રિય ત્હારો પુનિત આ!

૭૦ અરે! શું દેખાડું, પતિત મુખ મ્હારૂં પ્રિય! ત્હને?
અરે! શું દેખાડું, વચન હત હું આ હૃદયને?
નહિ, ના દેખાડું, પતિત મુખ મ્હારૂં પ્રિય ત્હને;
નહિ, ના દેખાડું, વચન હત હું આ હૃદયને!

૭૧ બળું કે ના બાળું, હૃદય બળતું ના અટકતું,
રડું કે ના રોઉં, નયન ઝરણું હું ટપકતું;
જીવું કે ના જીવું, જીવતું બધું રોવું થઇ રહ્યું,
હવે તો સન્યાસે, જિવિતભર રે'વું પ્રિય કર્યું!

૭૨ ભલે યોગી થાઉં, વિપિન વસું હું વૈભવ તજી,
ભલે યોગે બેસું, હૃદય દૃઢ સિદ્ધાસન કરી;
ભલે યોગે જાપું, પ્રણવ જપમાળા કર ધરી,
પરંતુ ના યોગે, વિસરી વિસરાશે અધ ઘડી!

૭૩ ન સંન્યાસે સિદ્ધિ, તુજ હૃદય દ્રોહી હૃદયને,
ન સંન્યાસે સિદ્ધિ, તુજ પ્રણય ઘાતી પતિતને;
ન સંન્યાસે સિદ્ધિ, નહિ નહિ મળે હા પ્રિય! મ્હને,
હવે તો છે સિદ્ધિ, જીવિતભર રોવું હૃદયને!

૭૪ કરાવે છે પ્રીતિ, અપ્રિય પ્રિય ચાહ્યું હૃદયમાં,
મનાવે છે પ્રીતિ, પરમ પણ પૂરૂં પથરમાં;
જણાવે છે પ્રીતિ, રસથી રસવાળાં જગતમાં,
પ્રીતિ પંથે ચાલી, પરખીં પરખાયે જન બધાં!

૭૫ પ્રીતિ પંથે ચાલી, પરખી પરખાવ્યો પ્રણય મ્હેં,
પ્રીતિ પંથે ચાલી, નિરખી નિરખાવ્યું હૃદય હેં;
પ્રીતિ પંથે ચાલી, રસ સરસ પાયો સુખદ હેં,
પરંતુ તે પંથે, અટકી અટકાવ્યું હૃદય મ્હેં!

૭૬ થયું હાં વ્હાલી! તે, ન થયું બનશે ના કદીં હવે,
ધરે છે તો શાને, દિલ દુઃખ દુખાવી મગજને?
બને ના ઘેલી હા, સમજુ થઇ શાણી પ્રિયતમે,
ધરે ના વિચારે, સુભગ સુભગા શાંત હૃદયે.

૭૭ કરે શું ના ધાર્યું, જન હૃદય ચાહ્યું જગ વિષે,
કરે શું ના ધાર્યું, જન હૃદય ચાહ્યું મન વિષે;
કરે શું ના ધાર્યું, જન હૃદય પ્રીતિધર્કી ખરે!
કરાયું ધાર્યું તે, ફરી ફરી ધરાયું કર્ય હરી!

( આગળ ચાલુ )

" વ્રજવિહારી. "

---

# उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति।

( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી. )

જીવાત્મા ઇંદ્રિયો સહવર્તમાન પ્રાણની સાથે ઉત્ક્રમણ કરે છે, તે ઉપર કહેવાઇ ગયું. તે સમયે મનુષ્યે અખિલ જીવનમાં જેવાં કર્મો કર્યાં હોય તે કર્મથી અંતઃકરણમાં તેવી વાસના ઉત્પન્ન થાય છે; અને તે વાસનાથી ઉત્પન્ન થયેલ વિશેષ જ્ઞાન જીવને પ્રાપ્ત થાય છે. આ સમયે તે નવીન જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. તેથી હે ગૌતમ! સત્કર્મ અને યોગ જે પરમ જ્ઞાનનાં કારણો છે, તેમનું વારંવાર અનુષ્ઠાન કરવાની આવશ્યકતા વેદાદિ શાસ્ત્રોએ દર્શાવી છે. તે જીવાત્માની સાથેજ જન્મ પર્યન્ત મેળવેલી શુભાશુભ વિદ્યા(જ્ઞાન)[1]

---

[1] બૃહદારણ્યકોપનિષદ્‌ના અધ્યાય ૪ બ્રાહ્મણ ૪ ની કંડિકા—૨ ઉપર શાંકરભાષ્યની ટીકામાં શ્રીઆનન્દગિરિ મહારાજ વિદ્યાદિ શબ્દોની નીચે પ્રમાણે વ્યાખ્યા કરે છે.

વિદ્યા બે પ્રકારની છે; શુભ અને અશુભ અથવા વિહિત અને પ્રતિષિદ્ધ. ધ્યાનાદિકને વિહિત અને નગ્ન સ્ત્રીના દર્શનને પ્રતિષિદ્ધ વિદ્યા કહે છે. તેજ પ્રમાણે વિદ્યાનો એક ત્રીજો પ્રકાર અવિહિતનો છે. ઘટાદિવિષયનું જે જ્ઞાન થાય છે, તે અવિહિત વિદ્યા કહેવાય છે.

પુણ્યપાપાત્મક કર્મ[1] અને પૂર્વપ્રજ્ઞા[2] ઊર્ધ્વગમન અથવા અધોગમન કરે છે. આ પૂર્વ પ્રજ્ઞા જ કર્મને ઉત્પન્ન કરે છે તેમજ તેને ફળ ભોગવવા યોગ્ય થવા પરિપક્વ કરે છે. અર્થાત્ જન્મ, પુનર્જન્મ, આ લોક, પરલોક, સુખ, દુઃખાદિનાં ઉપાદાન કારણો ઉપર્યુક્ત વિદ્યા, કર્મ, અને પૂર્વ પ્રજ્ઞા છે. તેથી જ્યાં સુધી જીવાત્માનો મોક્ષ થતો નથી ત્યાં સુધી બુદ્ધિ, મન, ઇન્દ્રિયો અને તજ્જન્ય વિદ્યા, કર્મ અને પૂર્વ પ્રજ્ઞા તેમજ તેના આધાન[3] રૂપ શરીરથી તે ક્ષણ પણ વિયુક્ત રહી શકતો નથી. હે ગૌતમ! બ્રહ્માને પણ બુદ્ધિ, મન, પ્રાણ, જ્ઞાનેન્દ્રિયો તેમજ કર્મેન્દ્રિયો હોય છે. તેથી બ્રહ્મલોક પર્યન્ત આ અવયવોમાંનો એક પણ અવયવ જીવાત્મા તજી શકતો નથી.

ઉદ્દાલક—હે મહારાજ! સ્વર્ગની રચના કેવી છે, અને ત્યાંથી બ્રહ્મલોકમાં જીવાત્મા ક્યારે અને શી રીતે જાય છે, તે વિષે વિસ્તારથી શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું.

પ્રવાહણ—હે મુનિશ્રેષ્ઠ! સ્વર્ગલોક અગ્નિ તત્ત્વનો બનેલો છે. તેમાં મધુવિદ્યામાં કહ્યા પ્રમાણે ઇન્દ્રાદિ દેવોનાં સ્થાનો આવેલાં છે. વળી કોઇ ઋષિઓ પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગરૂપ ભુવનકોશને વસુધાન એટલે પ્રાણી માત્રનાં કર્મોનાં ફળના ભંડાર રૂપ કહે છે. આ ભુવનકોશમાં પૂર્વ દિશાને જુહુ કહે છે, તેમાં કર્મઠો જાય છે; દક્ષિણદિશામાં સહનામા એટલે યમપુરી છે, ત્યાં પાપાચારીઓ જાય છે. પશ્ચિમે રાજ્ઞી એટલે વરુણદેવની નગરી આવેલી છે, અને ઉત્તરે સુભૂતા એટલે મહેશ્વરનું ધામ આવેલું છે.+ સ્વર્ગની પરાકાષ્ઠાએ આવેલ ધ્રુવમંડળનું ઉલ્લંઘન કરીને જ્યારે યોગી મહર્લોકમાં જાય છે, ત્યારે ત્યાં તેને એક કલ્પ સુધી રહેવું પડે છે. ત્યાં ભૃગ્વાદિ પ્રજાપતિ સાથે મહર્લોકનો આનંદ તે ભોગવે છે. કલ્પાન્તે બ્રહ્માના સનકાદિક માનસ પુત્રો જે લોકમાં રહે છે, તે જનલોકમાં તે યોગી આવે છે. જનલોકમાંથી તપોલોકમાં અને ત્યાંથી કેવળ સુખમય બ્રહ્મલોકમાં તેને લઇ જવામાં આવે છે. બ્રહ્મલોકમાં તે યોગીનો જીવાત્મા બે પરાર્ધ વર્ષ સુધી રહે છે. બે પરાર્ધ વર્ષ પછી બ્રહ્માનું આયુષ્ય પૂર્ણ થાય છે, ત્યારે બ્રહ્માની સાથે આ યોગીનો જીવાત્મા બ્રહ્મલોકના આસપાસ રહેલા પૃથ્વી તત્ત્વમાં પ્રવેશ કરી પૃથ્વી તત્ત્વમય બને છે. આ સ્થિતિમાં તે પોતાનું પૃથક્ત્વ ભૂલી જાય છે. કાળવશાત્ પોતાના લિંગ દેહમાંથી પૃથ્વી તત્ત્વ છુટું થાય છે ત્યારે અપ્તત્ત્વમાં તે પ્રવેશ કરે છે. એમ ઉપર્યુપરિ ક્રમે ક્રમે મહત્તત્ત્વ સુધી આવે છે. મહત્‌માંથી પ્રકૃતિમય થાય છે, અને તેમાંથી કાળાન્તરે પ્રાણાવશેષ રહી પરિણામે નિર્વિશેષ બ્રહ્મરૂપ થાય છે. એ પ્રમાણે જે મુક્તિ પ્રાપ્ત થાય છે, તેને ક્રમમુક્તિ કહે છે.†

---

૧ કર્મપણ વિહિત, અવિહિત અને પ્રતિષિદ્ધ—એમ ત્રણ પ્રકારનાં છે; યાગાદિવિહિત કર્મ છે, ગમનાદિ અવિહિત અને બ્રહ્મહત્યાદિ પ્રતિષિદ્ધ કર્મ કહેવાય છે. જુઓ તેજ.

૨ કૃતકર્મથી જે ફળ પ્રાપ્ત થયું હોય તે ફળના અનુભવથી જે સંસ્કાર ઉત્પન્ન થાય છે તેને વાસના અથવા પૂર્વપ્રજ્ઞા કહે છે. જુઓ શાંકરભાષ્ય, ત્યાંજ.

૩ જેને વિષે કંઈ મુકવામાં આવે તે આધાન અથવા અધિષ્ઠાન. અહિંયાં બુદ્ધિમાન ઇન્દ્રિયાદિ લિંગદેહનું આધાનસ્થૂલ શરીર છે. જુઓ બૃહદારણ્યકોપનિષદ્ અ. ૨ બ્રા. ૨ કં. ૧ ઉપર શાંકરભાષ્ય.

+ જુઓ છાંદોગ્યોપનિષદ્ અ. ૩ ખં. ૧૫.

† જુઓ શ્રીમદ્ ભાગવતસ્કંધ ૨ અ. ૩.

ઉદ્દાલક-હે મહારાજ! જીવાત્મા જે જે લોકમાં જાય છે ત્યાં વધારેમાં વધારે કેટલો કાળ રહી શકે છે તે વિષે, તેમજ સ્વર્ગમાંથી બ્રહ્મલોકમાં જવાના ક્રમવિષે ફરીથી કહેવાને કૃપા કરવાની પ્રાર્થના કરૂં છું.

પ્રવાહણ-હે મુને! પ્રત્યેક લોકમાં તે તે લોકનાં ૧૦૦ વર્ષનું આયુષ્ય તે તે લોકના જીવો ભોગવે છે. પિતૃલોકનો દિવસ મનુષ્યલોકના દિવસ કરતાં ત્રીશગણો દીર્ઘતર હોવાથી પિતૃલોકમાં ગયેલો જીવાત્મા વધારેમાં વધારે ત્યાં ૩૦૦૦ વર્ષો સુધી રહી શકે છે. તેજ પ્રમાણે દેવલોક અથવા સ્વર્ગલોકના જીવોની આયુર્મર્યાદા ૩૬૦૦૦ વર્ષોની, મહર્લોકમાં બ્રહ્મના એક કલ્પ એટલે ૪૩૨૦૦૦૦૦૦ વર્ષોની તેમજ બ્રહ્મ અથવા સત્યલોકમાં બ્રહ્માનાં ૧૦૦ વર્ષો એટલે મનુષ્યનાં બે પરાર્ધ વર્ષો અથવા ૩૧૧૦૪૦૦૦૦૦૦૦૦ વર્ષોની હોય છે, તેટલાં જ વર્ષો સુધી પ્રલયકાળ રહે છે. પ્રલયને અંતે પુનઃબ્રહ્મા પ્રકટ થાય છે, અને પૂર્વ કલ્પ સમાન પુનઃ સૃષ્ટિ રચે છે.×

હે વિપ્રર્ષે! સ્વર્ગમાંથી બ્રહ્મલોકમાં જવાનો ક્રમ દેવોને પણ અગમ્ય છે. તો પણ મહાપ્રતાપી ગાર્ગ્યના પુત્ર ચિત્ર યોગીશ્વરે પર્યંક વિદ્યામાં એ વિષે કહ્યું છે કે-સગુણ બ્રહ્મનો ઉપાસકયોગી સુષુમ્ણાદ્વારા મૂર્ધાનો ભેદ કરીને અગ્નિ લોકપ્રતિ આવે છે. ત્યાંથી ક્રમે ક્રમે વાયુલોક પ્રતિ, આદિત્ય લોકપ્રતિ, વરૂણ લોકપ્રતિ, પ્રજાપતિ લોકપ્રતિ અને બ્રહ્મલોકપ્રતિ આવે છે. ત્યાં કામક્રોધાદિ અરિએ રચેલો આર નામનો મહાન્-હૃદ છે. તે-હૃદના પરપારપર મુહૂર્તના અભિમાની યેષ્ટિહા ( બ્રહ્મલોક પ્રાપ્ત કરનાર ઉપાસનાને કામક્રોધથી હણનાર) નામના દેવો છે; ત્યાં વિરજા અથવા વિજરા નામની નદી છે; ઇલ્ય અથવા સોમસવન નામનું વૃક્ષ છે; વિભુ નામનું બ્રહ્માનું સભાસ્થાન છે; તે સભામાં વિચક્ષણા ( લૌકિક બુદ્ધિ ) નામની વેદિ છે; અને અમિતૌજસ ( પ્રાણ ) નામનો બ્રહ્માનો પલંગ છે. મનમાં પ્રસન્નતા ઉપજાવનારી તેની ભાર્યા છે. વળી જ્યાં અંબા ( શ્રુતિઓ ) અને અંબાશ્રના ( બુદ્ધિઓ ) અપ્સરા છે. અહિં અંબયા ( ઉપાસનાં ) નામની નદીઓ છે. અમિતૌજસ નામના પલંગમાં રહેલ બ્રહ્માને જાણનારો એ બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે. તેવા યોગીને આવતો જાણી, બ્રહ્મ શ્રુતિ અને બુદ્ધિરૂપી અપ્સરાઓને તેને લેવા માટે પૂજા સામગ્રી સાથે સામે મોકલે છે. ત્યાં તે અપ્સરાઓ તે યોગીની યથાવિધિ પૂજા કરીને તેને બ્રહ્મના અલંકારવડે અલંકૃત કરે છે. બ્રહ્મના જેવો થયેલો તે યોગી પછી મનવડે આર નામના-હૃદનું ઉલ્લંઘન કરી યેષ્ટિહા નામના દેવોની સમીપ આવે છે. તે દેવો તેને જોઈને દૂર જતા રહે છે. પછી તે વિરજા નામની નદી પાસે આવે છે. તે યોગી તે નદીનું પણ મનવડે જ ઉલ્લંઘન કરે છે; અને અહિં તે પુણ્યપાપનો પરિત્યાગ કરે છે. તેના ઉપર પ્રીતિ કરનારાં મનુષ્યો તેનાં પુણ્યો મેળવે છે તેમજ તેના દ્વેષીઓ તેનાં પાપો મેળવે છે. જ્યારે તે ઇલ્યવૃક્ષ સમીપ આવે છે ત્યારે પૂર્વે નહિ અનુભવેલો બ્રહ્માનો ગંધ ઘ્રાણદ્વારાએ તેના હૃદયમાં પ્રવેશ કરે છે; જે પવિત્ર ગંધને સુંઘવાથી બ્રહ્મલોકથી ભિન્ન લોકમાં રહેલા સુગંધોમાં પણ દુર્ગંધબુદ્ધિ થાય છે. તે યોગી જ્યારે સાલજ્ય નગર સમીપ આવે છે ત્યારે પૂર્વે નહિ ચાખેલો, અન્યરસોમાં હેયબુદ્ધિ ઉપજાવનારો તેમજ બ્રહ્મલોકમાં જ આસક્તિ ઉત્પન્ન કરાવનારો બ્રહ્માનો

× જુઓ તેજ રૂ. ૨ અ. ૧૧.

રસ તેનામાં રસનાદ્વારાએ પ્રવેશ કરે છે. જ્યારે તે અપરાજિત નામના બ્રહ્મમંદિર પાસે આવે છે ત્યારે ત્યાંના દ્વારપાળો તેના દર્શન માત્રથી જ હાથ જોડી, આસનપરથી ઉઠી, જય જયનો ઉચ્ચાર કરી દ્વારથી દૂર ખસે છે. ત્યાંથી તે વિભુ નામના સભાસ્થાનમાં આવે છે, ત્યારે તેનામાં 'હું બ્રહ્મ છું' એવો અહંકાર મનદ્વારાએ પ્રવેશ કરે છે. પશ્ચાત્ તે વિચક્ષણા નામની વેદિ પાસે આવે છે, ત્યારે પોતાની બુદ્ધિવડે તે વિવિધ વિશ્વને જુએ છે. પછી તે અમિતૌજસ નામના બ્રહ્માના પલંગ પાસે આવે છે. તે પલંગમાં બ્રહ્મા સ્થિત હોય છે. તે પલંગપર તે યોગી પગવડે આરોહણ કરે છે. પછી બ્રહ્મા તેને કેટલાક પ્રશ્નો પુછે છે; જે પ્રશ્નોના તે યથાયોગ્ય ઉત્તર આપે છે; તેથી બ્રહ્મા તેને પોતાની સમાન ગણે છે. આ પર્યંકું વિદ્યા કહેવાય છે.*

ઉદ્દાલક—હે રાજન્! કેવળ પુણ્યાત્મા નિષ્કામયોગીશ્વરની મુક્તિનો ક્રમ આપે કહ્યો તેથી મારો આત્મા બહુ પ્રસન્ન થયો છે. પરંતુ હે રાજેશ્વર! સર્વે ઉપાસકોની આપે કહી તેવી એકસરખી ગતિ થાય છે કે તેમાં કંઇ ભેદ છે, તે કહેવાને કૃપા કરશો.

પ્રવાહણ—હે મુનિવર્ય! ઉપર્યુક્ત મુક્તિનો ક્રમ કોઈ વિરલયોગીને જ પ્રાપ્ત થાય છે. બહુધા બાહ્યવિષયોથી યોગીઓનાં ચિત્ત આકૃષ્ટ થઈ વારંવાર તેઓના યોગનો ભ્રંશ થાય છે. તો પણ જેઓમાં કેવળ સત્ત્વગુણનું અપરિમિત તેજ વ્યાપી રહ્યું છે, તેવો યોગી બ્રહ્મલોક સુધી જઇ શકે છે. તેવો યોગી પણ કલ્પાન્તે સ્વેચ્છાનુસાર દેવયોનિ પુનઃ પ્રાપ્ત કરે છે. હે ગૌતમ! દેવગંધર્વ, પિતૃ, આજાનદેવ, કર્મદેવ, મુખ્યદેવ, ઇન્દ્ર બૃહસ્પતિ, વિરાટ્ અને હિરણ્યગર્ભએમ ઉત્તરોત્તર દેવોની સૃષ્ટિ છે.+ દેવગંધર્વો અને પિતૃઓ ભુવર્લોકમાં રહે છે; સૃષ્ટિના આરંભકાળે જે દેવો ઉત્પન્ન થાય છે, તે આજાનદેવો કહેવાય છે; સૃષ્ટિમાં અમુક કાર્ય કરવાનો જેઓને અધિકાર પ્રાપ્ત થાય છે, તેઓ કર્મદેવ કહેવાય છે; ૮ વસુ, ૧૧ રૂદ્ર અને ૧૨ આદિત્ય મળીને ૩૧ મુખ્ય દેવો છે. આ સર્વે સ્થૂલ જગત્ જેને દેહરૂપ છે, તે પરમાત્માને વિરાટ્, અને સૂક્ષ્મ જગત્રૂપ દેહવાળા પરમાત્માને હિરણ્યગર્ભ કહે છે. હે મુનિશ્રેષ્ઠ! જે યોગી ઉપર્યુક્ત દેવત્વ પ્રાપ્ત કરે છે, તે કાળાન્તરે ઉત્તરોત્તર શુદ્ધિ પ્રાપ્ત કરી પરિણામે કેવળમોક્ષ પામે છે. પરંતુ જેઓ યોગભ્રષ્ટ હોય છે, તેઓ પુનઃ મૃત્યુલોકમાં આવી ઉત્તમવર્ણ અને ઉત્તમ કુળમાં જન્મ ધારણ કરી યથેચ્છ ફળ પ્રાપ્ત કરવા સમર્થ થઇ શકે છે. હે વિપ્રર્ષે! મંત્ર દ્રષ્ટા મહાત્માઓ તથા સર્વસિદ્ધિ યોગેશ્વરોએ મનુષ્યના જ્ઞાન માટે જે કંઈ બોધ કર્યો છે, તે મેં આપને કહ્યો. હવે આપને વિશેષ જે કંઈ પૃચ્છા હોય, તે સુખેથી કરો. હું યથામતિ તેનો ઉત્તર આપને આપીશ.

( ચાલુ )

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

* જુઓ કૌષીતકી બ્રાહ્મણોપનિષદ્ અ૦ ૧.

+ જુઓ કૃષ્ણ યજુર્વેદીય તૈત્તિરોપનિષદ્ ૨-૮; તથા બૃહદારણ્યકોપનિષદ્ ૪-૩-૨૩

# वेदकाल विचार.

( મળેલું. )

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૭૭ થી. )

એ તારકા પુંજ જ્યારે મૂળથી આર્યોનાં જ છે, ત્યારે આર્ય જાતીની ત્રણે શાખા મધ્યે આ પુંજ સંબંધે કોઇ એક સરખી બીના હોવી જોઇએ. વેદ મધ્યે દેવયાન અને પિતૃયાન વિષયની કલ્પના સાર્વત્રિક થયેલી છે એમ કહેવાને કાંઈ હરકત નથી. આ કલ્પના ઘણે અંશે દિવસ અને રાત્રી અથવા પ્રકાશ અને અંધકાર સૂચક છે. ઋગ્વેદ ( ૯-૧૧-૩-૮ ) મધ્યે આકાશની નિચેનો ભાગ *એટલે જેમાં અપારસમુદ્ર આવેલ છે, અને જ્યાં વૈવસ્વત અર્થાત્ યમનું રાજ્ય આવેલ છે એવા પ્રદેશને **પિતૃયાન** કહેવામાં આવેલ છે. તેજ પ્રમાણે **દેવયાન** મધ્યે ઇંદ્રનું રાજ્ય છે. આ પ્રમાણે એકંદર આકાશ ગોળાના એક પ્રકાશિત અને ગ્રાન તેમજ બીજા જલમય અને અંધકાર યુક્ત એવા બે ભાગ કર્યા છે. આ દેવયાન અને પિતૃયાન રૂપી ગોલાર્ધને એક ઠેકાણે જોડી આપવામાં આવ્યા છે. તે કામ વસંત અને શારદ સંપાતે કર્યું છે. આ સંપાતસ્થાન સ્વર્ગ ઉર્ફે દેવલોક યા દેવયાનનું દ્વાર થયું. આ દ્વાર કબૂલ રાખવાથી તે દ્વારને સાચવવા માટે કુતરાની કલ્પના પણ સત્ય કરે છે. આ સ્વર્ગદ્વારની કલ્પના વેદથી ઉતરી આવેલી છે.

પારસી લોકમાં આ વાત પૂર્ણ પણે સમજાવવામાં આવી છે. તેમાં સંપાત એટલે ખાલી—નકામો દરવાજો નહિ, પણ દેવલોક અને યમ લોકમાં જવાનો પૂલ છે. તેને ચિન્વત્ સેતુ કહે છે. અને ત્યાં રહેનારા કુતરાઓ મૃત મનુષ્યોના આત્માને તે ચિન્વત્ સેતુ ઓળંગવામાં મદદ કરે છે. ગ્રીક કથામાં કર્બેરાસ નામના ત્રણ માથાવાળા કુતરા યમ લોકના દરવાજે રાખવામાં આવ્યાનો ઉલ્લેખ છે. અને ઋગ્વેદ (૧૦-૧૪-૧૦) માં યમના ચાર આંખ્યોવાળા કુતરા તેનો રાજ્યમાર્ગ રોકીને બેઠાનું વર્ણન છે. આ બીનાના આશ્ચર્ય કારક સાદૃશ્ય ઉપરથી તે તમામનું મૂળ એકજ છે, એ નિર્વિવાદિત છે. પરંતુ તેનો આજ પર્યન્ત કોઇએ સમાધાન કારક અર્થ આપેલો નથી. પણ ઓરાયનમાં વસંત સંપાત થવાનું સમજીએ છીએ ત્યારે કુતરાની હકીકત સ્વર્ગ અને યમલોકની સીમાને લાગુ પડે છે. અને પછી એ તમામ બિના આકાશમાં સ્પષ્ટ દીસે છે. આપણા ગ્રંથોમાં મૃત મનુષ્યના આત્માને યમલોકમાં જવાને એક નદી* ઉતરવી પડવાનું વર્ણન છે, અને ગ્રીકલોકમાં પણ આવી જ કલ્પના છે. મૃગશીર્ષમાં વસંત સંપાત માનવાથી આ નદી તે આકાશ ગંગા હોય એમ સહજે સમજાય છે. યમલોકમાં જવા માટે આ નદી પાસે ગ્રીકલોકોએ અર્ગોસ-નોકા-રાખેલી છે એમ માન્યું છે. ઋગ્વેદ ( ૧૦-૬૩-૧૦ ) માં પણ દિવ્યનાવ—નોકા—માં બેસીને ઉત્તમ લોકમાં જવા માટે વર્ણન કરેલું છે. ત્યાં दैव्यांमनायम् એવા શબ્દ છે.

---

* ગરૂડપુરાણમાં કહેવામાં આવ્યું છે, કે વૈતરણી નદી ઉતરવા માટે નોકાના ખર્ચ વાસ્તે મૃતની પાછળ એક ગાય આપવી.

અથર્વવેદમાં પણ ( ૬-૮૦-૩ ) દિવ્યસ્યશુનઃ એવો શબ્દ છે. આ બન્નેનું સરખાપણું તપાસતાં દિવ્ય કિંવા દૈવીનો અર્થ આકાશમાં (દિવં સંબંધી) એવો ગ્રહણ કરવો જોઇએ. મહિમ્ન સ્તોત્રાદિ અર્વાચીન ગ્રંથમાં રૂદ્રનું દિવ્ય શરીર વર્ણવ્યું છે. આ સ્થળે દિવ્ય શબ્દનો અર્થ "આકાશમાં" એવો ચોકખો કર્યો છે. આ ઉત્તમ લોકમાં જવાનો માર્ગ સાચવવા માટે ઠરાવેલા કુતરાંનું બે પ્રકારે વર્ણન કરવામાં આવ્યું છે.

આકાશ ગંગાને સ્વર્ગની અર્થાત્ દેવયાનની સીમા સમઝવાથી આ બિનાનો સહજે ખુલાસો થઈ જાય છે. આ દિવ્ય નામ અને કુતરા-એંગો નિવસ અને કેનિસે, એ નક્ષત્ર પુંજ છે. આ વિવેચન અને આકાશની સ્થિતિ ઉપરથી આવી કલ્પના રચવામાં આવી છે એમ માનવાને કારણ નથી. બલ્કે પૂર્વે અસ્તિત્વમાં હોનાર કલ્પના ઉપરથી આકાશના તારાનાં નામો મળેલાં છે. અનાર્ય લોકોની પુરાણ કથા ઉપરથી પણ એમ જ દીસે છે. આ પ્રકારે ત્રણે આર્ય શાખાની બીનાઓનું વિલક્ષણ સાદૃશ્ય જોવામાં આવે છે. આથી તે એક નદિ હોય એમ શંકા રહે છે. પરંતુ એક ગ્રંથમાં તેનું જૂદું જૂદું વર્ણન હોવાથી એવી શંકા નિર્મુળ ઠરે છે. રંગ, રૂપ, વચન, લિંગ એ બાબત કાંઈ અતિ મહત્વની નથી. ઋગ્વેદમાં સ્વર્ગદ્વાર રક્ષક કુતરી અને કુતરો એકજ હોય એમ જોવામાં આવે છે. કારણ ઈંદ્રની ગાય શોધવા માટે જ્યારે કુતરીને મોકલવામાં આવી ત્યારે તેને દૂધ પાંવામાં આવ્યું હતું. પણ જ્યારે તે પાછી આવી ગાય જોવાનું ના કબૂલ કરવા લાગી ત્યારે તેને જે દૂધ પાવામાં આવ્યું હતું, તે ઈંદ્રે લાત મારવાથી; ઓકી-વમન-કરી બહાર કહાડી નાંખ્યું. એજ દૂધ તે આકાશ ગંગાનું પાણી કિંવા ઇંગ્રેજી શબ્દ પ્રયોગ પ્રમાણે દૂધની નદીએ સહજ લક્ષમાં આવે તેમ છે.[1] ઋગ્વેદ ( ૪-૫૭-૫ ) માં શુનાશિરૌ ની સ્વર્ગના દૂધને પૃથ્વીપર વરસાવવા માટે પ્રાર્થના કરવામાં આવી છે. મેક્સ મ્યુલરના મતે એ શુનાશિરૌ કેનિસ ઉર્ફે શ્વાનપુંજ છે. ઋગ્વેદમાં ( ૧-૧૬૧-૧૩ ) ઋતુદેવતા ઋભુની પાછળ સંવત્સર સમાપ્તિ સમયે શ્વાનને કરવાનો ઉલ્લેખ છે. એ વર્ણન કેનિસ ઉર્ફે શ્વાનપુંજ વર્ષારંભે અથવા પિતૃયાનની પૂર્વે સૂર્યોદય પહેલાં ઉદય થાય છે એમ જે કહેવામાં આવ્યું છે તે તમામ બીનાનો અને વિશેષતઃ શ્વાન વર્ષારંભ કરતો આ બીનાનો તે સમયે વસંત સંપાત શ્વાનપુંજ અથવા મૃગશીર્ષમાં થતો એમ માનવાથી સારો ખુલાસો થઇ જાય છે.

આ ઉપપત્તી ઉપરથી બીજી પણ કેટલીક બાબતોનો સમાધાનકારક અર્થ લાવી શકાય તેમ છે. મૃગશીર્ષ સૂર્યોદયે ઉગવા લાગે ત્યારે વસંત ઋતુ શરૂ થવાથી સર્વ સૃષ્ટિ પ્રફુલ્લિત બને છે. પુરાણમાં વિષ્ણુનો જે સાત્વિક ગુણ કહેવામાં આવ્યો છે, તે આ મૃગશીર્ષમાં જોવામાં આવે છે. પણ એ નક્ષત્ર શરત્સંપાતે સૂર્યાસ્ત બરાબર થાય ત્યારે તમામ બીના ફરી જાય છે. તે સબબથી ઈંદ્ર વૃત્રના યુદ્ધની ભૂમિ અથવા તે ભયંકર રૂદ્રનું સ્થાન છે એમ વૈદિક ઋષીઓના લક્ષમાં સહજ આવ્યું હતું. તાત્પર્ય એ નક્ષત્ર સાત્વિક અને

---

[1] મૃગશીર્ષ પુંજ આકાશ ગંગાની પાસે છે. ઈંગ્રેજીમાં આકાશ ગંગાને દૂધનો માર્ગ-Milky Way કહેવામાં આવે છે. વિષ્ણુનો વાસ્તવ ક્ષીરસાગર અને Milky Way બહુધા એકજ છે.

તામસિક એવા બે ગુણવાળું એટલે વિષ્ણુ અને રૂદ્ર બન્નેનું ઘોતક છે. આ પૈકી આર્થ્રાસ એટલે વૈદિક વૃત્ર હોય એમ સર્વેની માન્યતા છે. પણ આ વૃત્ર યમલોકના દ્વારે કેમ આવ્યો એ વિષયે કોઈએ કાંઇ કહ્યું નથી. પરંતુ ઋગ્વેદ ( ૧-૯૦-૭; ૫-૩૨-૩; ૫-૩૪-૨; ૮-૯-૩-૧૪ ) માં નમુચીની બીનાનો સ્પષ્ટ અર્થ કરવાથી યથાર્થ સમજાય છે. એક સ્થળે કહેવામાં આવ્યું છે, કે વૃત્ર એ ઋગ્વેદમાં પુષ્કળ વખતે મૃગ સ્વરૂપે આવેલ છે. નમુચી અને વૃત્રના વર્ણન ઉપરથી તે બે હોય એવું કાંઇ સમજાતું નથી. વાજબી રીતે જોઇએ તો શુષ્ણુ, વિપ્રુ, દુષવ, નમુચી, અને વૃત્ર એ તમામ ઈંદ્રના શત્રુનાં નામો છે. મૃગ રૂપ ધારી વૃત્ર અથવા નમુચીનું ઈંદ્રે મસ્તક છેદી મારી નાંખવાનું વર્ણન છે. આ ઉપરથી રૂદ્રે પ્રજાપતિનું મસ્તક તોડી નાંખ્યું તે અને મૃગના શિરચ્છેદનની બીના એક જ હોય એમ સહ જ સમજાય છે. નમુચીને રૂદ્રે परावति એટલે દૂરના પ્રદેશમાં મારેલો એમ ઋગ્વેદમાં ( ૧-૫૩-૭ ) કહેવામાં આવ્યું છે. આ પરાવૃતિનો અર્થ યમલોક થાય છે. પણ ઋગ્વેદના દશમા મંડલમાં એક ઠેકાણે (૭૩-૭) કહેવામાં આવ્યું છે, કે त्वंचघंथ नमुचि मख स्युंदासं कृणवान ऋषंये विमायं । त्वंचंकर्थ मनवे स्योनान्पथो देवत्रांजसेव यानांन् ॥ ઇન્દ્રે નમુચીને મારી દેવલોકનો માર્ગ મોકળો કર્યો. આ ઉપરથી નમુચીને મારવાનું નક્કી ઠેકાણું દેવયાનનું દ્વાર હોવું જોઇએ. વાજસનેયી સંહિતામાં (૧૦-૧૪) યજ્ઞવિધિના વર્ણનમાં નમુચીના વધનો કાલ અને સ્થાન આપવામાં આવેલ છે. ત્યાં ઋત્વિ જ યજમાનને પૂર્વાદિ તમામ દિશામાં અને વસંતાદિ સર્વ ઋતુમાં ( વસંત થિ-શિર પર્યન્ત ) લેઈ જઇ વ્યાઘ્રચર્મ નિચે સંતાડેલો એક ધાતુનો કકડો દૂર ફેંકી આપતાં કહે છે, કે "નમુચીનું શિર્ષ ફેંકી આપ્યુ." આ શબ્દનો જો કોઇ પણ અર્થ થતો હોય તોતે એટલો જ છે, કે ઋતુ સમ્બન્ધે જોતાં શિશિરના અંત ભાગમાં કિંવા ઋગ્વેદમાં વર્ણવેલા પિતૃયાનના દ્વારે વૃત્રનો વધ થયો ત્યારે. આ ઉપરથી નમુચી કિંવા વૃત્ર ઉર્ફે ગ્રીકલોકોનો આર્થ્રાસ યમલોકના દ્વારથી કેમ આવ્યો એ સમજવામાં આવે છે.

નમુચીના મરણ સમ્બન્ધે તાંડ્ય બ્રાહ્મણ ( ૧૨-૬-૮ ) માં એક ચમત્કારિક બીના આપવામાં આવેલી છે. અને તે ઉપરથી પુરાણોમાં હિરણ્યકશ્યપની અને નૃસિંહ અવતારની હકીકત આપવામાં આવી છે. તે બીના એ છે, કે ઇન્દ્ર અને નમુચીની વચ્ચે એવું ઠર્યું હતું, કે ઇન્દ્રે નમુચીને રાત્રે કે દિવસે મારવો નહિ. તેમજ શુષ્ક અથવા ક્લિન્ન એવા કોઇ પણ શસ્ત્રથી મારવો નહિ. પરંતુ ઇન્દ્રે તેને દિવસ અને રાત્રિના સંધિ સમયે ઉષોદય વ્યતિત થઇ સૂર્યોદય થવાના પહેલાં પાણીના ફીણથી મારી નાંખ્યો. તેનું આયુદ્ દૈનિક નહિ હોવાથી વર્ષકાલના આરંભે થનારૂં છે. આ સમયને દેવયાન અને પિતૃયાનના સંધિનો છે. કારણ ઋગ્વેદમાં વર્ણન કર્યા પ્રમાણે નમુચીના મરવાથી દેવલોકનો માર્ગ ખૂલ્લો થયો એમ કહ્યું છે. પણ એજ બીનાનો પાછળનો ભાગ અર્થાત્ ઇન્દ્રે નમુચીને પાણીના ફીણથી મારવા વિષયેની હકીકત વિશેષ લક્ષમાં રાખવા જેવી છે. ઋગ્વેદમાં ( ૮-૧૪-૧૩ ) अपांफेनें नमुचेः शिरः इन्द्रोदवर्तयः ઇન્દ્રે નમુચીનું મસ્તક પાણીના ફીણથી કેવી રીતે છેદી નાંખ્યું તેનું વર્ણન છે. અર્થાત્ નમુચીને જ્યારે દેવયાનના દ્વાર પાસે મારવામાં આવ્યો, અને તેનું મસ્તક આજ પણ જેવુંને તેવુંજ જોવામાં આવે છે, ત્યારે આકાશગંગા

સિવાય બીજા કયા પ્રકારનું આ ફીણ હતું ? આકાશને સાગરની અને ચંદ્રમાના ફીણની ઉપમા આપવાનો સંસ્કૃત કવિવરોનો ઉલ્લેખ સુભાષિતમાં આ પ્રમાણે પ્રસિદ્ધ છે, કે नेदंन भोमंडल मंजु राशिर्नै ताश्चतारानवफेन भंगा. શિવ મહિમ્ન સ્તોત્રના ૧૭ શ્લોકાનુસાર......तारागणगुणित फेनोद्गमरुचिः એટલે ચંદ્રમાના પ્રકાશવડે જેના ફીણનું રમણિયત્વ વૃદ્ધિંગત થાય છે. એ પુંજને રૂદ્રના મસ્તકે ગંગાપ્રવાહનું વિશેષણ આપતાં કહેવામાં આવ્યું છે, કે સર્વ વિશ્વમાં વ્યાપક આકાશ ગંગા જેના મસ્તકપર આવેલ છે, તે રૂદ્ર સ્વતઃ કેવડા મોટા હોવા જોઇએ ! ખગોલને વલય ભૂત થયેલ આ આકાશગંગાનું આથી સરસ વર્ણન શિવ સ્વરુપની કલ્પનાને માટે હોવું અશક્ય છે. વળી એજ મહિમ્ન સ્તોત્રના ૨૨ શ્લોકને અવલમ્બી प्रजानार्यंनाथ प्रसभ मभिकं स्यांदुहितरंगतं रोहिद्‌ भूतांरिरमयिषु मृष्यस्य वपुषा । धनुष्पाणेर्यातं दिवमपिसपत्राकृत ममुं त्रसन्तं तेऽद्यापित्यजाति नमृगव्याधरभसः" રૂદેસ્વકન્યાભિલાપી પ્રજાપતિને બાણવડે વિંધી નાંખ્યાનો ઉલ્લેખ સમજાય છે. આ તમામ બાબત આકાશમાં જોવામાં આવે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે શિવના મસ્તક ઉપર ગંગા એટલે રૂદ્ર ઉર્ફે વ્યાધના તાર પાસેની આકાશગગાના પટ્ટા હશે, એવો કવિનો આશય સ્પષ્ટ દીસે છે. મહિમ્નકારે પ્રતિતાત્માને જ્યારે આકાશગંગાના ફીણની ઉપમા આપી, ત્યારે વૈદિક ઋષિને તે ઉજ્વળ પ્રતિભા જોવામાં આવે તેમાં શું નૂતન છે? '

પારસી ધર્મ ગ્રંથમાં મિથ્ર, રાક્ષસ ઉપર પોતાનું વનંતરૂપી વજ્ર ફેંકતો હતો એવું વર્ણન છે. પારસી દસ્તુરના મત પ્રમાણે વનંતનો અર્થ આકાશગંગા થાય છે. અર્થાત્ ઇંદ્રનાં ફીણરૂપી શસ્ત્ર તેજ આકાશગંગાઃ એમ નિઃસંશય ઠરે છે. આ પ્રમાણે સંપાતની આપણે માનેલી સ્થિતિ મુજબ નમુચીની બીનાનો ખુલાસો થઈ જાય છે.

પૌરાણિક કથામાં રૂદ્રને મસ્તકે ગંગા, સ્મશાનમાં રહેનાર અને કિરાતવેષવાળા બતાવવામાં આવ્યા છે. આ બીનાનો પિતૃયાનના દ્વારે અને આકાશગંગાથી જરા નિચે વ્યાધ તારાં–છે તેને રૂદ્ર સમઝવાથી ખુલાસો થઈ જાય છે. પરંતુ આ બીનાને પ્રસ્તુત પ્રશ્ન સાથે કાંઈ સંબંધ નથી. રૂદ્રની વાર્ષિક ક્રિયાની સ્થિતિ બતાવનારી બીના આપણે જોઇએ છીએ. વસંતસંપાત ઓરયનમાં આવવાથી પ્રજાપતિ અર્થાત્ ઓરયનથી વર્ષારંભ થાય છે. હવે રૂદ્રે પ્રજાપતિને માર્યો, અને પૂર્વે કહ્યા પ્રમાણે પ્રજાપતિ સંવત્સર અને યજ્ઞ એ તમામ શબ્દ સમાનાર્થક હોવાથી અર્થાત્ રૂદ્રે પ્રજાપતિ ઉર્ફે યજ્ઞને સંવત્સરને આરંભે માર્યો હતો, આ બીનાને આધારે, દક્ષયજ્ઞનો રૂદ્રે વિધ્વંસકર્યો એ કથા રચવામાં આવી છે. મહાભારતમાં ततः सयज्ञं विव्याध रौद्रेण हृदि पिन्निणा अपक्रान्तस्ततो यज्ञो मृगो भूत्वा सपावकः ॥ सतुतेनैव रूपेण दिवं प्राप्य व्यराजत अन्वीयमानो रूद्रेण युधिष्ठिर नभस्तले ॥ १ ॥ રૂદ્રે યજ્ઞનું હૃદય બાણથી વિંધી નાંખ્યું. પછી તે વિદ્ધ થયેલ યજ્ઞ, અગ્નિ સહમગ થઈ ગયો. અને તેજ સ્વરૂપથી આકાશમાં જઈ રૂદ્ર પછવાડે પડી તેજ સ્વરૂપે ત્યાં વિરાજમાન થયો. (પરંતુ ઉક્ત શ્લોકમાં મૃગનું શિર્ષ નહિ વિંધતાં તેના હૃદય વિંધ્યાની વિગત આપવામાં આવી છે. આ ઉપરથી સઘળા મૃગ આકાશમાં

હોવા વિષેની ભારતીય કાળે કલ્પના કરવામાં આવેલી હોય એવું દીસે છે.) આ બિના ઉપરથી રૂદ્રને યજ્ઞનું નામ પ્રાપ્ત થયું. તાંડય બ્રાહ્મણ (૭-૨-૧) અને તૈત્તિરીય બ્રાહ્મણ (૩-૯-૨૨-૧) માં આ પ્રજાપતિની હકીકત જરા નિરાળી આપવામાં આવી છે. પરંતુ એ ગમે તે હો. પણ રૂદ્રે યજ્ઞ ઉર્ફે પ્રજાપતિને સંવત્સરારંભે માર્યાની વિગત સત્ય છે. આ કાળ સમ્બન્ધે બીજી એક સૂચક હકીકત પણ છે. શૂલગવ યજ્ઞ વસંત અથવા શરદ ઋતુમાં આર્દ્રા નક્ષત્ર કાળે કરાવવાનું વિધાન આશ્વાલાયન ગૃહ્ય સૂત્ર (૪-૯-૨) માં કહેવામાં આવેલ છે. હાલ વાક્યનો અર્થ, જે દિવસે ચંદ્ર આર્દ્રા નક્ષત્રમાં આવે તે દિવસે એવો કરવામાં આવે છે. પણ તે દિવસ કયો? યજ્ઞનો આરંભ કરવા માટેનો ગણવો? મૂળ અર્થ વસંત અથવા શરદ ઋતુ મધ્યે આર્દ્રા નક્ષત્રે પૂર્ણ માસ કિંવા દર્શ માસ હોવાથી આ યજ્ઞનો આરંભ કરવો એમ કહેવામાં આવે છે. આવો અર્થ કરવાથી આ યજ્ઞ ઉત્પન્ન થયો તે સમયે વસંત સંપાત આર્દ્રા નક્ષત્ર પાસે હતું. સંપાત કેટલાક કાળથી પાછું આવવાથી પૂર્ણ માસ કિંવા દર્શમાસ ગ્રહણ કરવો શક્ય ન હોવાને સબબે આર્દ્રા નક્ષત્રમાં ચંદ્ર આવે ત્યારે શરદ ઋતુનો કોઇ પણ દિવસ આરંભનો માનવો એવો અર્થ થાય છે. પરંતુ આ બીના બહુ ખાત્રી રાખવા લાયક નથી. રૂદ્રની પાસે કુતરા છે એ વાજસનેયી સંહિતાના વર્ણન ઉપરથી વૈદિક ઋષીઓને વ્યાધ અર્થાત્ રૂદ્ર પાસે શ્વાન પુંજની ખબર હોવાનું દીસે છે. આ બીના લક્ષમાં રાખવા જેવી છે.

આ પ્રમાણે મૃગશીર્ષમાં વસંત સંપાત થાય છે એમ માનવાથી આપણા પુરાણના મુખ્ય મુખ્ય દેવતાના મૂળ અને સ્થાન તે તારકા પુંજની અથવા તેની આસપાસ કયે ઠેકાણે આવેલા છે એ વિષે સ્પષ્ટ ખુલાસો થઈ જાય છે. વસંતમાં આવનાર સાત્વિક વૃત્તિવાળા વિષ્ણુ દેવતા, મેઘવિદ્યુદાદિકના અધિપતિ રૂદ્ર અને વર્ષારંભ કરનાર યજ્ઞદેવતા પ્રજાપતિ, એ તમામની એકજ જગા નક્કી કરી છે. એકંદરે ત્રિમૂર્તિનું પૂર્ણ સ્વરૂપ આતારકા પુંજમાં વસંત સંપાત આવવાથી પ્રતિબિંબિત થાય છે. દત્તાત્રેય નામની ત્રિમૂર્તિનું સ્વરૂપ શ્વાનરૂપી વેદમાં અનુગમ્ય માન વર્ણવેલી છે. મૃગશીર્ષના ત્રણ તારા અને તેની પાછળ થનારા શ્વાન ઉપરથી તેના સ્વરુપની કલ્પના કરવી કઠિન નથી. આકાશના બીજા કોઇપણ ભાગ મધ્યે એ તમામ બાબત આટલી મનોવેધક રીત્યે એકત્ર થએલ હોય એમ કહેવું કઠિન છે.

મૃગશીર્ષ વિષયે વિચાર કરતાં ગ્રીક લોકોએ ઓરાયન પુંજને એ મૃગશીર્ષ નામ આપવા માટે પ્લુટાર્કનું શું કહેવું છે તે આપણે અગાડી તપાસ્યું છે. અને ઓરાયન પુંજમાં વસંત સંપાત થાય છે, એ બીના વિષયે વૈદિક બાબતોનું પરીક્ષણ પણ કર્યું છે. આ તારકાપુંજનું નામ અને આકૃતિ, ગ્રીક, પારસી, અને ભારતીય આર્યો એક બીજાથી દૂર હોવા વિષે ઠરાવે છે. એ વિષે વિચાર કરતાં ઓરાયન નામ સુદ્ધાંત્ તે સમયે વસંત સંપાત મૃગશીર્ષના તારા પાસે થતો એમ સારી રીત્યે સમઝાય છે.

અગ્રહાયણ નહિ પણ આગ્રહાયણી શબ્દની પરંપરા પાણિનીના સમય સુધી આપણે લાવેલા છીએ. આ શબ્દ નક્ષત્ર વાચક હોવાને સબબે તે આગ્રહાયણી પૌર્ણિમાના નામ ઉપરથી થયો એમ કહેવું ભૂલ ભરેલું છે. હાયન શબ્દ ઋગ્વેદમાં આપવામાં આવ્યો નથી.

પણ અથર્વ વેદ અને બ્રાહ્મણમાં જોવામાં આવે છે. પાણિનીનામતે હા શબ્દનો અર્થ " જવું " અથવા " ત્યાગ કરવું " એવો થાય છે. અને તેના વ્રીહિધાન્ય અને સમય એવા બે અર્થ થાય છે. આ હાયન સબ્દના અયન અને આગ્રયણ અર્થાત્ અર્ધવાર્ષિક યજ્ઞ—શબ્દનો સંબંધ જોડવાથી આ બન્ને અર્થોનાં કારણો જાણવામાં આવે તેમ છે. અયનના વર્ષમાં બે વિભાગ પ્રાચીનકાળથી માનવામાં આવે છે. દેવયાન અને. પિતૃયાનના રૂપે એ બાંગ પૂર્વથી છે. આ વિષયે આગળ વિવેચન કરવામાં આવ્યું છે. આ અયન શબ્દને હ લગાડવાથી હાયન શબ્દ સહજે થાય છે. આ પ્રકારે આરંભે સ્વર હોય તેવા શબ્દને હ લગાડવાની રીતિ આજ પણ આપણામાં ચાલુ છે. ઉદાહરણાર્થે ઈંગ્રેજી હિસ્ટરી ( ઇતિહાસ ) શબ્દ ઇસ્તરી ઉપરથી નીકળેલો છે એમ મેક્સમ્યૂલરે પોતાના ભાષાશાસ્ત્ર નામના ગ્રંથમાં બતાવેલો છે. માટે અયન શબ્દ ઉપરથી હયન અને તે ઉપરથી હાયન શબ્દ સિદ્ધ કરવામાં કાંઈ વિલક્ષણતા નથી. એક શબ્દના બે રૂપ થવાથી સહજે તેનો અર્થ એક બીજા સાથે વિશિષ્ટ કાર્ય પ્રસંગે ઉપયોગ થતાં અર્થ ભિન્નત્વ વાળો થાય જ. આવા શબ્દોને સંસ્કૃત કોશકારે યોગ રૂઢ કહેલા છે. અર્થાત આ શબ્દમાં ધાત્વર્થ અને રૂઢી એ બન્નેનો થોડો થોડો ભાગ હોય છે. તે પ્રમાણે અયનની પહેલાંનો અર્ધ વર્ષ અર્થ કાયમ ગણી હાયન શબ્દનો સંબંધ વર્ષનો વાચક છે એમ માનવું જોઈએ. અયનને હયન માનવાથી આગ્ર યણ એટલે આગ્રક અયન આ અગ્રક હયન કિંવા અગ્ર હયન એવો થાય. અને હયનને પાણિનીના પ્રજ્ઞાદિ ગણના અન્વયે હાયન થવાથી અગ્રહયનનો અગ્રહાયન એવું રૂપ થાય.

( આગળ ચાલુ )

હળવદ-કાઠિયાવાડ. } પ્રભાશંકર રતનજી ઉપાધ્યાય.

---

# શું વાંચવું.

( મળેલું. )

" To hold the mirror upto Nature. "

જ્ઞાન એ આત્માની નૈસર્ગિક વાંછના છે અને તે મેળવવાનું એક સાધન પુસ્તકોનો અભ્યાસ છે, પણ જ્યાં સુધી જે વાંચેલું હોય છે તે ઉપર વિચાર કરવામાં આવતો નથી, ત્યાં સુધી તે જ્ઞાન પરિપક્વ થતું નથી ને જેમ જેમ તેના ઉપર સતત મનન કરી આપણે તેને અપરોક્ષ જ્ઞાનની સ્થિતિમાં લાવીએ છીએ તેમ તેમ તેનું ખરું રહસ્ય સમજી શકીએ છીએ. એ આપણા જ્ઞાનનું ખરું તત્વ બને છે. આવાજ જ્ઞાનનો આપણે વ્યવહારમાં ઉપયોગ કરી શકીએ છીએ, તેથીજ વિદ્વાનોનું એવું કહેવું છે કે To know is to be એટલે યથાર્થ જ્ઞાન જ આપણો સ્વાનુભવ છે ) અને સ્વાનુભવજ યથાર્થ જ્ઞાન છે, તેથી જે જ્ઞાન આપણી સ્વભાવસિદ્ધ જરૂરીઆત છે અને તેનું ખરું સ્વરૂપ આવું છે તો પણ અસંખ્ય પુસ્તકો જે આ જમાનામાં આપણી નજરે પડે છે તેમાંથી ક્યાં ક્યાં પુસ્તકોનું આ-

પણુ અધ્યયનકરવું જોઈએ અને તેમનો અભ્યાસ કેવી પદ્ધતિથી થવો જોઇએ એ વિષય ઉપર વિચાર કરવાની ઘણી જરૂર છે. ખરી રીતે આપણા જીવનનો ઘણોજ થોડો વખત આપણે જ્ઞાન મેળવવામાં રોકી શકીએ છીએ; અનેક વ્યવસાય અને ઉપાધીને લીધે ઉદ્દભવતી મનની વ્યગ્રતા, ઉદર નિર્વાહને માટે કરવો પડતો કાળક્ષેપ તેમજ સ્વાભાવિક જરૂરીઆતોમાં કાઢવો પડતો વખત, વગેરે, સ્થિતિનો વિચાર કરતાં એમ માલૂમ પડે છે કે રાત ટૂંકી અને વેષ ઘણા, એવી સ્થિતિ આપણી છે. દુનિયાંમાં હજારો, પુસ્તકો, ચોપાનીયાં, વર્તમાન પત્રો દરરોજ છપાય છે તેમાંથી સારા નરસાનો વિવેક કરી, આપણે તેનો ઉપગોગ કરવો એ આપણુને હાલમાં પરમ આવશ્યક છે, કારણ કે આપણા ઉદ્દેશ આપણા જીવનને ઉચ્ચતર અને સુખમય કરવાનો છે અને જ્ઞાન સિવાય કદી તે નીવડે એમ નથી. જ્યાં સુધી આપણે સારા વિચાર આપણા મનમાં ભરી શકીએ નહી ત્યાં સુધી આપણી કૃતિ સારી નીવડે એ અશક્ય છે, કારણ કે ક્રીયાનું સૂક્ષ્મ કારણ વિચાર છે તેથી આપણી જીવન ભાવના ઉચ્ચ થાય અને આપણું કર્તવ્ય આપણે યથાર્થ રીતે કરી શકીએ એવાં પુસ્તકો વાંચવાની આપણુને ખાસ જરૂર છેઃ આ ઉપરાંત એક વાત ધ્યાનમાં રાખવાની એ છે કે જે પુસ્તકો વાંચવાથી આપણો વખત નકામો જાય તથા આપણા મન ઉપર ખરાબ સંસ્કાર પડે તેવાં પુસ્તકો હંમેશાં આપણી નજર આગળથી દૂર રેહવાં જોઈએ.

ખરાબ વિચારની, એટલે ખરાબ પુસ્તકો વાંચવાથી આપણા મન ઉપર પરોક્ષ પણ અસર થાય છે; તેથી નઠારી ટેવ દૂર કરવાને માટે અને વખત તથા જીવન શક્તિનો નકામો વ્યય ન થાય માટે સારાં પુસ્તક વાંચવાની ખાસ જરૂર છે.

કયાં પુસ્તક સારાં ને ફાયદાકારક છે એ બાબતનો કાંઈ પણ નિર્ણય કરતા પહેલાં આપણે પ્રથમ કેટલા પ્રકારના વિચારકો તથા લેખકો સામાન્ય રીતે અનુભવીએ છીએ, તે જાણવાની જરૂર છે કારણ કે વિચારની ગૂઢતા તથા સરળતાના પ્રમાણુમાં જ વાચકનો અધિકાર સિદ્ધ થાય છે. જો ગ્રન્થકર્તાના વિચાર ઘણા ગહન હોય તો આપણી યોગ્યતા સરળ વિચાર સમજવા જેટલી હોય તો તેવું કઠિન પુસ્તક વાંચવું એ વખત તથા કાર્ય શકિતનો નકામો ઉપયોગ કરવા બરોબર છે; કેહવાની મતલબ એ નથી કે ગૂઢ વિષયનાં પુસ્તકોના અભ્યાસનો આરંભ કરવો જોઇએ, પણ લખવાનો ઉદ્દેશ એ છે કે વાચકને તેની મનઃ સ્થિતિને અનુકૂલ પુસ્તક મળ્યું હોય તો વધારે આનંદ અને લાભ થાય છે ને ક્રમે ક્રમે વધારે ગહન વિષયનો અભ્યાસ કરવા માંડવો એ જ્ઞાન પ્રાપ્તીનો સુલભ રસ્તો છે. સાધારણુ રીતે તત્વચિંતકો ( thinkers ) ત્રણુ પ્રકારના હોય છે. ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ તેથી પુસ્તકોના પણુ મુખ્ય ત્રણુ આવા વિભાગ પાડી શકાય. ઉત્તમ વિચારક એ જ્ઞાનના ઇતિહાસરૂપી વૃક્ષમાં ગ્રન્થિરૂપ છે. તેમના પૂર્વગામીઓના સર્વ વિચાર તેમનામાં કેન્દ્રિત થાય છે અને ભાવી કાળની વ્યવસ્થાને માટે નવો વિચાર પ્રવાહને ઉત્પન્ન કરે છે. આવી રીતે મહાન્ ચિંતકો ભૂત અને ભવિષ્ય કાળના સંયોજક પૂલ રૂપ છે, તેથી તે તેમના ગંભીર વિચારથી તેમનો યોગ વ્યવસ્થિત કરે છે, આવાજ વિચારકોજ વિશ્વના ગૂઢ નિયમો શોધે છે. તે નિયમો સર્વમાન્ય હોય છે. વિશ્વ યંત્રની ગુંફિત રચના તેમની દષ્ટિને પારદર્શક લાગે છે અને અમુક વિશાળ નિયમ તથા મહાન્ વિચારને પ્રસિદ્ધ કરે છે. આવા વિશાળ નિયમના

શોધક તથા મહાન્ વિચારના ઉત્પાદક દુનિયામાં યુગે યુગે ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં થઇ ગયા છે. હોમર શેક્સપીઅર વાલ્મિક ભવભૂતિ તથા ફીરદુસી જેવા કવિઓ પ્લેટોને એરીસ્ટોટળ કેન્ટ અને હેગલ, શંકરાચાર્ય અને કપિલ જેવા તત્ત વેત્તાઓ ક્રાઇસ્ટ મહમદ બુદ્ધ ઝોરોસ્ટર કૉન્ફ્યુશીઅસ જેવા ધર્મિષ્ઠ મહાત્માઓ વગેરે મહાન્ પુરૂષો એ જ્ઞાનના ભિન્ન ભિન્ન પ્રદેશમાં ગંભીર વિચારો ઉપજાવ્યા છે. કુદરતની ગૂઢતાની કાંઈ પણ સરળતા જે આપણે અનુભવીએ છીએ તે આવાજ ચિંતકોને આભારી છે. તેમણેજ વિશ્વના નવીન નવીન સ્વરૂપનો ખ્યાલ આપણને આપ્યો છે. આવા ઉત્તમ ચિંતકોના વિચારથીજ આપણું જીવન ઉચ્ચતર અને સુખમય બનવાનો સંભવ છે. તેમના વિચાર અમુક યુગ ઉદેશને ઉદ્દેશીને હોતા નથી પણ તે સર્વમાન્ય અને અનુભવસિદ્ધ હોય છે. સર્વકાળને દેશ સિદ્ધ હોય છે. તેમને પુસ્તકોના અભ્યાસની બહુ જરૂર નોહતી. તે તો પુસ્તકના ઉત્પાદક છે. તેમણે તો આંતર્ દર્શનની મદદથીજ જ્ઞાન મેળવ્યું છે. They looked inwards and found Nature there.

આવા ઉત્કૃષ્ટ વિચારકોને આપણે પ્રથમ પંક્તિએ મૂક્યા છે, તેમની કૃતિને કરોળીઆની કૃતિ સાથે સરખાવી શકીએ. જેમ કરોળીઓ તેના પેટમાંથી ચીકણો પદાર્થ કાઢી પોતાની જાળ બાંધે છે તેમ આવા વિચારકો જ્ઞાન માટે બાહ્ય સાધન ઉપર ઘણોજ થોડો આધાર રાખે છે. ઉપર જણાવ્યા મુજબ આંતર્ દર્શનની મદદથી નવીન વિચાર ઉપજાવી શકે છે, માનસશાસ્ત્ર વેત્તાઓ આવી શક્તિને ઉપચાયક (Constructive) બુદ્ધિ કહે છે. તેથી ઉતરતી સ્થિતિના વિચારકો આ પ્રથમ પંક્તિના ચિંતકો ઉપર મુખ્યત્વે કરીને તેમના જ્ઞાનને માટે આધાર રાખે છે. ઉત્તમ વિચારકોએ જે મહાન્ વિચાર પ્રસિદ્ધ કર્યા હોય છે તેમને નવીન સ્વરૂપમાં પ્રસારવામાં તથા વ્યાવહારિક ઉપયોગ કરવાનું કામ આ મધ્યમ પંક્તિના ચિંતકોથી વખતમાં થાય છે. જે ઉત્કૃષ્ટ વિચાર મહાન્ વિચારકોએ જગતમાં પ્રસિદ્ધ કર્યા હોય છે તેમનું દેશ કાળ અનુસાર રૂપાંતર કરી નવીન સ્વરૂપમાં જનસમાજ આગળ મૂકવામાં આવે છે. મૂળ સિદ્ધાંતમાં યોગ્ય ફેરફાર કરી અમુક દેશ તથા કાળની પરિસ્થિતિનો બંદોબસ્ત કરવો એ આવા મધ્યમ પ્રકારના ચિંતકોનું કર્તવ્ય છે. ઉત્તમ પ્રકારના વિચારકોએ જે વિચાર ઉપજાવ્યો હોય છે તે તે સ્પષ્ટ રીતે વ્યક્ત કરી સાધારણ મનુષ્ય સમજી શકે તથા વ્યવહારમાં મૂકી શકે તેવું તેનું રૂપાંતર મધ્યમ પ્રકારના વિચારકો ઉપજાવે છે. તેમને બાહ્ય સાધન ઉપર વધારે આધાર રાખવો પડે છે. તેમનામાં ઉપચાયક શક્તિ હલકા પ્રકારની હોય છે તેમજ વિશ્વના મર્મ ભાગ શોધવાની તીવ્ર દૃષ્ટિ તથા બુદ્ધિ તેમનામાં હોતી નથી.

વિચાર સૃષ્ટિપર તો તેમનું કર્તવ્ય મધમાખી બરોબર છે. જેમ મધમાખી જુદી જુદી વસ્તુઓમાંથી મધ જેવો નવીન પદાર્થ ઉપજાવી શકે છે તેમ આવી જાતના ચિંતકો જુદા વિચારનું સ્પષ્ટીકરણ કરી તેમના જમાનાને અનુસરતો નવીન વિચાર ઉપજાવે છે. આના કરતાં હલકી પંક્તિના લેખક કે વિચારકો મૂળ સિદ્ધાંતને ટાપ ટીપથી નવા સ્વરૂપમાં મૂકે છે, તેને ઘણોજ સ્પષ્ટ કરે છે, સાદામાં સાદી સ્થિતિમાં ગૂઢ વિચારને લાવે છે. ઉત્તમ પ્રકારના વિચારકોના વિચાર ઉપર આ કનિષ્ઠ પ્રકારના લેખકો કે વિચારકો વિવેચન ટીકાને વિસ્તાર કરે છે. કોઈ નવીન સત્ય તેમનાં પુસ્તકોમાંથી જડી આવતું નથી. મૂળ સત્યોનું

સાદી ભાષામાં પિષ્ટ પેષણુજ માલૂમ પડે છે. દેશ કે કાળના વિચારનો કાંઇ રંગ તેમના વિચારમાં જણાઇ આવે છે. મૂળ ઉત્તમ ચિંતકોના વિચારજ જુદા સ્વરૂપમાં આપણી નજરે પડે છે. વિશ્વના કેટલાક ગૂઢ પ્રશ્નોનો ખુલાસો જે મહાન્ ચિંતકો આપી ગયા હોય છે તેથી કાંઇ સહજ પણ વધારો કે સુધારો આ કનિષ્ઠ પ્રકારના લેખમાં જોવામાં આવતો નથી. જો ફેર પડે છે તો તે કાંઇ વિગત ( details ) માંજ પડે છે. તેમના આ સંગ્રહાત્મક વૃત્તિ કીડીની કૃતિ બરોબર છે. જેમ કીડીઓ દાણાના કણ જુદી જુદી જગાએથી એકઠા કરે છે તેમ આવા લેખકો જુદા જુદા વિચારનો સંગ્રહ કરે છે. બીજા પ્રકારના લેખકોમાં જે થોડી ઉપચાયક બુદ્ધિ જોવામાં આવે છે તે આમનામાં હોતી નથી. જેમ ધર્મવ્યવસ્થામાં, સંકેત કે ધર્મ ક્રીયાથી જે અસર પ્રાકૃત પુરૂષ ઉપર થાય છે તેવીજ અસર પ્રાકૃત મનુષ્યના મન ઉપર આવા પ્રકારના લેખકોથી થાય છે. તેઓ જે સત્ય વધારે ગૂઢ હોય છે તેને સાધારણ મનુષ્યની મનઃ સ્થિતિ અનુસાર અનુકુળ પડે તેવું તેને સાદુ કરે છે. વધારે દાખલા દલીલ તથા વિગતો પૂરી પાડી તેમના ઉપર તે સત્યની સાચી અસર કરી શકે છે, પણ ચિંતક તરીકે તેમની કીંમત ઘણી ઓછી છે. આવી રીતે મૂળ સિદ્ધાંતના દોષ તથા ગુણ ન્યાયપુરઃસર કાળાન્તરે જણાઇ આવે છે અને તેજ વિચાર જન સમાજની ઉન્નતિને સાધક થવાને બદલે બાધક નીવડે છે. તેથી જનસમાજને વધારે ઉન્નતિ સ્થિતિએ લાવવાને માટે કોઇ મહાન્ તત્વચિંતકની જરૂર પડે છે, કે તે તેના નવીન વિચારથી જનસમાજને વ્યવસ્થિત કરી સંસાર ચક્રને ફરી પ્રગતિમાન્ કરી શકે.

આટલા વિવેચનથી આપણને જણાય છે કે જગતના જ્ઞાનના ખરા શોધકોનો મૂળ સિદ્ધાંત સત્યના ઉત્પાદકોજ છે બીજું બધું તો સ્પષ્ટીકરણ તથા રૂપાન્તર છે.

*" On Inspection of the catalogue brings me continually back to the few standard writers, who are on every private shelf, and to these it can afford only the most slight and casual additions. The crowds and centuries of books are only commentary and exculpation echoes and weakness of these few great voices of Time"—(*Emerson*).

તેથીજ બેકનનું કહેવું છે કે કેટલીક ચોપડીઓનો કેટલોક ભાગ વાંચવાનો છે, કેટલીક ચોપડીઓ ઉપર ઉપરથી વાંચવાની છે, અને થોડીકનોજ ધ્યાનપૂર્વક, પૂરેપૂરો અભ્યાસ કરવાનો છે. જે થોડી ચોપડીનો બરોબર અભ્યાસ કરવાનો છે તે ઉત્તમ વિચારકોના પુસ્તક પરત્વે છે. જેથી જેવી રીતે ઉપર જણાવ્યું છે તેમ વિચારકોને લેખકો ત્રણ પ્રકારના છે તેવી રીતે વાચકો પણ ત્રણ પ્રકારના છે. વાચકે પોત પોતાના અધિકાર મુજબ લેખકના પુસ્તકોનો લાભ લેવો પણ જો અભ્યાસની જિજ્ઞાસા વધારે તીવ્ર હોય ને બુદ્ધિબળ વિશેષ હોય તો કાળ તથા શક્તિનો નકામો વ્યય થતો બચાવવાને હમેશાં પ્રથમ પંક્તિના ચિંતકોનાજ પુસ્તકોનું અધ્યયન કરવું. જે પુસ્તક વાંચવાથી આપણને કોઇ નવીન વિચાર સૂઝતો

નથી તે પુસ્તકથી આપણું જ્ઞાન કોઇ પણ રીતે વધી શકતું નથી. વાંચવાનો ઉદ્દેશ વાચકે જાતે અન્ય કર્તાના વિચારની મદદથી સ્વતંત્ર વિચાર કરવાનો છે, ને જો આપણા વિચાર તે પુસ્તક વાંચવાથી ઉત્તેજિત ન થાય તો તે પુસ્તક નકામું છે એમ સમજવું. વિશ્વના રહસ્ય સંબંધી જે અનેક પ્રશ્નો છે તેના કાંઇ પણ ખુલાસા સંબંધી આપણને વિચાર કરવાની સામગ્રી જે પુસ્તકમાંથી જડી આવતી નથી તે પુસ્તક વાંચવાથી આપણો વખત નકામો જાય છે એટલુંજ નહી પણ મન ઉપર નકામો બોજો વધે છે. ઘણી ચોપડીઓ વાંચવાથી પ્રાપ્ત થએલા પરોક્ષ વિચારથી આપણા મનમાં ગુંચવાડો થાય છે વિચાર કરવાની શક્તિ ઘટતી જાય છે, કલ્પના શક્તિ કુંઠિત થાય છે સ્મરણ શક્તિ નબળી પડી જાય છે. તેથી નકામી ચોપડી વાંચવાથી હદથી વધારે બોજો આપણા મગજ ઉપર પડવાથી તેની સ્વાભાવ સિદ્ધ શક્તિ ક્ષીણ થાય છે, માટે આવા કારણને લીધે હમેશાં આપણે પ્રાચીન પણ પ્રતિષ્ઠિત પુસ્તકોનો અભ્યાસ કરવો વધારે ફાયદાકારક છે; કારણ કે જેમ કાળાન્તરે દરેક પુસ્તકનો ક્ષય થાય છે ને જે અત્યુત્તમ પુસ્તકો હોય છે તેનેજ જનસમાજ પ્રતિષ્ઠિત ગણે છે, સારા અથવા નરસા પુસ્તકની પરિક્ષા કાળજ કરે છે. તેથી જે અસંખ્ય પુસ્તકો છપાયાં અથવા લખાયાં હશે તેમાંથી આપણે ઘણાજ થોડા ચિંતકોને સર્વ માન્ય તથા પ્રતિષ્ઠિત ગણીએ છીએ. જે પુસ્તકમાં ખરું તત્વ હોય છે તેનેજ જનસમાજ સ્વીકારે છે અને બીજા બધા કાળ પ્રવાહમાં ડુબી જાય છે. તેથી આપણે થોડા પણ પ્રતિષ્ઠિત ચિંતકોનાં પુસ્તકોનું અધ્યયન કરવું જોઇએ.

જ્ઞાનની વૃદ્ધિ કરવી એ આપણા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે પણ હાલના જમાનામાં હજારો ચોપડીઓ માસિકો વર્તમાનપત્રો દિન પ્રતિદિન આપણી નજરે પડે છે તેમાંથી શું વાચવું તેને માટે મહાન્ તત્વ ચિંતક એમરસન ત્રણ વ્યવહારોપયોગી નિયમ બતાવે છે.

**(૧) જે પુસ્તકને છપાયાં એક વર્ષ થયું નથી તે વાંચવું નહીં. (૨) ફક્ત પ્રતિષ્ઠિત પુસ્તકોજ વાંચવાં. (૩) જેનો તમને શોખ હોય તેવાં પુસ્તકો વાંચવાં જોઇએ** આપણે ઉપર જોયું છે કે દરેક વસ્તુની કીમત કાળ પોતેજ કરે છે. પુસ્તકની સારા સારતાનો વિવેક પણ કાળાન્તરે જનસમાજ કરી લે છે. તેથી કોઇ પણ પુસ્તકને છપાયા એકાદ વર્ષ થયું હોય નહી ત્યાં સુધી તે પુસ્તકની ખરી યોગ્યાતા જણાઈ આવતી નથી પણ સાહિત્યનેકળાનાં જુના પુસ્તકનો અભ્યાસ વધારે લાભકારક છે કારણ પ્રાચીન લોકના જેવા કલ્પનાના તીવ્ર વ્યાપાર હાલમાં આપણે અનુભવી શકતા નથી તેથી જેમ સાહિત્ય જૂનું હોય છે તેમ તે વધારે કીમતીગણાય છે. વિજ્ઞાન એટલે જે જ્ઞાનનો આધાર બુદ્ધિ ઉપર છે ને જેમાં દિન પ્રતિદિન સુધારો કે વધારો થવાનો સંભવ છે તે શાસ્ત્ર-અભ્યાસે જેમ તાજા પુસ્તકોમાંથી થાય તેમ લાભ વિશેષ થાય છે; તેથી વિજ્ઞાનના પ્રાચીન પુસ્તકો વાંચવાથી કાંઈ વિશેષ લાભ નથી પણ વિજ્ઞાનના હાલના પ્રતિષ્ઠિત પુસ્તકો વાંચવાથી વધારે ફાયદો થઈ શકે એમ છે.

કુદરતમાં આપણે હમેશાં નવીનતા અનુભવીએ છીએ. નવીનતા યા ભિન્નતાએ કુદરતનું જીવન તત્વ છે. તેથી આપણે દરેક વ્યક્તિમાં કાંઈ ને કાંઈ વિલક્ષણતા જોઇએ છીએ. પછી

તે શારીરિક હો કે માનસિક. માનસિક વિલક્ષણતા દરેક મનુષ્યના અભ્યાસની રૂચીમાં જણાઇ આવે છે તેથી ઉત્તમ જ્ઞાન મેળવવાનો સુગમ રસ્તો એ છે કે દરેક મનુષ્યે પોતાની પ્રકૃતિને અનુકૂળ વિષયનો અભ્યાસ કરવો, કારણ કે જે વિષયનો આપણને શોખ હોય છે તે વિષયમાં આપણે થોડી મેહનતે નિપુણતા મેળવી શકીએ છીએ. તેથી આપણને જે વિષયનો શોખ હોય તે વિષયના પુસ્તકનો આપણે અભ્યાસ કરવો વધારે ફાયદાકારક છે. જો કે એકજ વિષયનો પૂરો અભ્યાસ કરવો એ જ્ઞાનના હાલના વિસ્તારને લીધે આવશ્યક છે તો પણ કોઇ એકજ વિષયની નિપુણતાથી આપણું મન સંકૂચિત થઈ જાય છે ને તેનો સમપ્રમાણ વિકાસ થવાને બદલે અમુક એકજ દિશામાં વિકાસ થવાથી અન્ય શક્તિઓ સંકુચિત રહે છે. વ્યવહારમાં પણ જ્ઞાનના આવા સંકોચને લીધે ઘણો ગેરલાભ થાય છે તેથી કોઇ એક વિષયના વિશેષ અભ્યાસ સાથે આપણને બીજા વિષયની કેટલીક સામાન્ય હકીકતની ખાસ જરૂર છે Every thing of something and something of everything. વિજ્ઞાનવેત્તાને સાહિત્યનો કેટલોક શોખ હોવાથી તેનું જીવન ઉચ્ચતર થાય છે. સુવિખ્યાત વિજ્ઞાનવેત્તા ડાર્વીન તેની ઉત્તર અવસ્થામાં કે કોઈ રસિકકલાનું આસ્વાદન નહી કરી શકવાથી તેને સર્વ સાધારણ સિદ્ધાંત શોધવાની ટેવ જે શુષ્ક લાગતી હતી તેનું હૃદય દ્રાવક ચિત્ર તેણે આપ્યું છે. તેવીજ રીતે સાહિત્યના શોખીનને વિજ્ઞાનની હકીકત ઘણી લાભકારક નીવડે છે આવી રીતે આપણને વિશેષ તેમજ સામાન્ય વિષયના જ્ઞાનની જરૂર છે.

આપણને જે વિષયનો શોખ હોય તે ઉપરાંત આપણને આપણા ધંધાને લગતા પુસ્તક વાંચવાની જરૂર છે કારણ કે આપણા ધંધામાં વધારે વિજયી નીવડવું હોય તો આપણા અમુક ધંધાને લગતી હકીકત આપણે જાણવી જોઇએ વખતના ફેરફાર સાથે ઉદ્ભવતું નવું જ્ઞાન એ આપણો ધંધો સુધારવાને માટે ખાસ જરૂરનું છે કારણ કે જ્યારે વધારે સારી હકીકત આપણને મળે છે ત્યારેજ તેનુ અનુરૂપ આપણે ફેરફાર કરી શકીએ છીએ. તેથી પુસ્તકશાળાને કારખાનાના સાધન રૂપ કેહવામાં આવી છે.

આપણે ગમે તે વિષયના પુસ્તકો વાંચતા હોઇએ પણ જ્યાં સુધી આપણે આપણા પોતાના ઉદ્ધારને મદદ કરનાર પુસ્તકો વાંચી બોધ ગ્રહણ કરીએ નહી ત્યાં સુધી આપણા જીવનનું એક ઘણું ઉપયોગી તત્ત્વ ભૂલી જઈએ છીએ મનુષ્યમાં ધર્મ જિજ્ઞાસા સ્વાભાવિક છે પછી તે તીવ્ર હો કે મંદ હો, અમુક કાળે ઉદ્દીપન હોય કે ના હોય પણ હોકા યંત્રની સોય અમુકજ દિશામાં વળે છે તેમ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મનુષ્યથી ધર્મના દરકોઇ સ્વરૂપ તરફ આકર્ષાય છે. તેથી એક મહાત્માએ ઉચ્ચારેલું છે કે જો મનુષ્ય આખી સૃષ્ટિનો સ્વામી થાય પણ જો તેનો આંતર્ આત્માનો વિનાશ થાય તો તે વ્યર્થ છે માટે ધર્મ વાસના જાગૃત કરવા; જાગૃત હોય તો સતેજ કરવાને મનોવૃત્તિને પરમાત્મામાં એકાકાર કરવા ધર્મ પુસ્તકનો પણ અભ્યાસ કરવાની જરૂર છે.

આ ઉપરાંત જ્યારે આપણે આપણને અનુકૂળ વિશેષ વિષયના અધ્યયન સિવાય સામાન્ય જ્ઞાન મેળવતા હોઈએ ત્યારે આપણુ કલ્પના શક્તિ; તર્કશક્તિને, તે લાગણીને કેળવવા તરફ લક્ષ આપવું જોઇએ આ શક્તિની ખીલવટ આપણા જીવનને સુખમય કરવાને

માટે ઘણી જરૂર છે ફક્ત સ્મરણ શક્તિને સંશક્ત કરવા કરતાં બીજી શક્તિઓનું પોષણ કરી તેનો વિકાસ કરવાથી આપણને અસંત સુખ મળે છે શું વાંચવું એ વિષયનો અન્ત લાવવા પહેલાં આપણે નક્કી કરવાનું છે કે આપણે ફક્ત પુસ્તકોજ વાંચવા જોઇએ અને તે પણ ગૂઢ વિષય કે વર્તમાન પત્ર નવલકથા ચોપાનીયા વગેરે જેને આપણે સરળ સાહિત્ય કહીએ છીએ તે વાંચવું જોઇએ જો કે જ્ઞાનની વૃદ્ધિને માટે ઉત્તમ તત્વ ચિંતકોના પુસ્તકોના અભ્યાસની જેટલી જરૂર આપણને છે તેટલી સરળ સાહિત્યની નથી તો પણ સરળ સાહિત્યની જરૂર તો છેજ. વર્તમાનપત્રોથી આપણે દુનિયાના દરેક ભાગની હકીકત જાણી શકીએ તે ભિન્ન ભિન્ન વિષયની ચર્ચાનો લાભ લઈ શકીએ છીએ તેમજ નવલ કથાથી આપણી મનોવૃત્તિઓનું સૂક્ષ્મ સ્વરૂપ આપણે અનુભવીએ છીએ તથા અમુકજ માસની જનસમાજ સ્થિતિનું તાદશચિત્ર આપણા મગજ ઉપર પડે છે તો પણ આવું સરળ સાહિત્ય જો સંગીન સાહિત્યને ઠેકાણે પ્રબળ થતું જાય તો ઘણી હાની થાય એ નિઃસંશય છે વર્તમાન પત્ર વગેરે સરળ સાહિત્યના સાધનથી ફક્ત હકીકત તથા માહિતી મળી શકે છે પણ તે હકીકત તથા માહીતીના સંયોજકરૂપ સિદ્ધાંત તો ઉત્તમ સાહિત્યમાંથીજ મળે છે. માટે જો હકીકત મેળવવી હોય તો વર્તમાનપત્ર વગેરે સરળ સાહિત્ય તરફ લક્ષ આપવું પણ સંગીન જ્ઞાન મેળવવાની ઇચ્છા હોય તો કોઈ પણ વિષયના પ્રતિષ્ઠિત પુસ્તકનો અભ્યાસ કરવો એ સુલભ રસ્તો છે.

મુળજીભાઇ હીરાલાલ ચોકશી.

---

# ધર્મ.

( મળેલું. )

( અનુસંધાન ગતાંકથી. )

ધર્મનું છઠ્ઠું લક્ષણ ઇન્દ્રિય નિગ્રહ છે. ઇન્દ્રિ નિગ્રહ અને દમમાં કેટલું અંતર છે તે દમના લક્ષણમાં જણાવેલ છે. તેમ ઇન્દ્રિય નિગ્રહનો સંક્ષિપ્ત અર્થ પણ ત્યાં જણાવેલ છે. પણ આંહી તેને માટે સ્પષ્ટીકરણ કરવાની માત્ર અપેક્ષા છે. ઇન્દ્રિયોની સાથે તેના અનુકૂલ વિષયોનો યથેચ્છ ભોગ તેનો રોધ કરી નિયમિત રીતે ભોગવવું એ ઇન્દ્રિય નિગ્રહ કહેવાય છે. કોઇ પૂર્વ પક્ષ કરી એમ કહેશે કે ઇન્દ્રિયોના યથેચ્છ ભોગના રોધમાં શું ધર્મ આવી ગયો ? તો તેનો ઉત્તર પક્ષ એ છે કે ઇન્દ્રિયો અને તેના અનુકૂલ વિષયોના ભોગથી અંતઃકરણમાં એક પ્રકારના સુખજનક સંસ્કારો પડે છે. જેમ જેમ એ ભોગ અધિક ભોગવાય છે તેમ તેમ તેના સંસ્કારો હૃદયમાં ઊંડા ઊતરે છે. સંસ્કારોથી સ્મૃતિની ઉત્પત્તિ થાય છે, અને સ્મૃતિથી પુનઃ તેવા ભોગ માટે ઇચ્છા થાય છે, સૃષ્ટિનો નિયમ એવો છે કે ભોગ્ય અને ભોક્તા એ ઉભયનો અભિયોગ થવો એ દૈવાધિન છે. આમાં એક વસ્તુની ઇચ્છા કિંવા પુરૂષ પ્રયત્ન અતિ ઉપયોગનો નથી. તેથી કરીને પરિણામ એ આવે છે કે ભોગ્ય વસ્તુની પ્રાપ્તિનો અસંભવ છતાં તેના માટેની વાસના-ઇચ્છા-નિવૃત્તિ પામતી નથી. ભોગ્ય

વસ્તુની અપ્રાપ્તિ અને વાસનાની અનિવૃત્તિ એ એક પ્રકારની ચિંતા છે. ચિંતા એ એક પ્રકારની માનસિક વ્યાધિ છે અને હૃદયને અતિ દુઃખરૂપે જણાય છે. હૃદયના સત્વને ખેંચી લે છે અને શરીરને પણ નિઃસત્વ કરી નાંખે છે. આ પ્રમાણે તન અને મન નિઃસત્વ થાય છે તેથી કરીને તેનાથી કોઈ પણ પ્રકારનો પુરૂષાર્થ થઈ શકતો નથી અને તેને લઈને તે સંસારમાં દુઃખમય જીવન ગાળે છે. એ સિવાય અન્ય રીતે વિલોકીએ તો ત્યાં પણ એ દુઃખ વીણ અન્ય કંઇ પણ દૃષ્ટિ પથમાં આવશે નહિ. આપણે પૂર્વે વિલોકી ગયા છીએ કે સંસ્કારોથી સ્મૃતિ અને તે દ્વારા વાસના ઊદ્ભવે છે. એ વાસનાથી વાસનિક પદાર્થની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ પરાયણ થઈએ છીએ, એ પ્રવૃત્તિમાં પદાર્થની પ્રાપ્તિની તિવ્ર વાસનાના કારણે ધર્માધર્મની દૃષ્ટિ રહી શકતી નથી. વિશ્વ નિયમ એવો છે કે જે જેવું વાવે તે તેવું લણે તે નિયમાનુસાર કરેલ અધર્મ કોઈ રીતે તેના દુઃખ રૂપ કડવાં ફલ આપ્યા વીણ નિવૃત્ત થતો નથી સંસારમાં જેટલાં જેટલાં દુઃખ આપણી દૃષ્ટિમાં આવે છે તે આવા પ્રકારના કોઈ અધર્મરૂપ પાપ કર્મનો વિપાક છે. તો પ્રીય વાચક વિચાર કરજે આ સાનું કારણ આપણી ઇન્દ્રિયનો અનિગ્રહ નહિ તો બીજું શું ? કેવળ દેહના નિર્વાહાર્થે શાસ્ત્રાનુસાર ઇન્દ્રિયોનો નિયમિત ભોગ એ ઈન્દ્રિય નિગ્રહ છે અને તે ધર્મ્ય છે એ સિવાય તેનો યથેચ્છ ભોગ અધર્મ્ય છે, પરિણામે દુઃખ આપનાર છે અને તેથી કરીને તે ત્યાગ કરવાયોગ્ય છે. તેનો નિયમિત ભોગ માત્ર આદરણીય છે એમ મનુ જેવા શિષ્ટ જનોથી કથન કરાયલું છે.

સાતમું લક્ષણ ધીઃ એટલે બુદ્ધિ છે. બુદ્ધિની શુદ્ધિ કરવી એ પણ એક ધાર્મિક લક્ષણ તરિકે મનાય છે. બુદ્ધિની શુદ્ધિ એટલે શું ? એ પણ જાણવું જોઇએ.

આપણી બુદ્ધિમાં ઘણા પ્રકારનો વિભ્રમ હોય છે અને એ વિભ્રમના કારણે નાસ્તિકતા, પ્રમાદ, મોહ ઇત્યાદિ અનેક દુર્ગુણો ઉદ્ભવે છે, તો તે વિભ્રમને દૂર કરી તેને સ્થળે આસ્તિકતા, અપ્રમાદ અને સદ સદ વિવેક ઇત્યાદિ સદ્ગુણોનો ઉદ્ભવ કરાવવો એ બુદ્ધિની પરિશુદ્ધતા છે. હવે પ્રશ્ન એ રહ્યો કે એ શુદ્ધિ કેવા સાધનોવડે થાય ? તો તેનો ઉત્તર એ છે કે એ સાધન તે ઇશ્વર ભક્તિ કિંવા ઇશ્વિર પ્રીત્યર્થે નિષ્કામ કર્મ એમ બે સાધનો છે. તેમાંથી પોતાને અનુકૂલ એક કિંવા ઉભય લેવાં. વળી કોઇ કહેશે કે વિદ્યાથી બુદ્ધિની શુદ્ધિ થાય છે. માટે ધર્મના લખાણ તરિકે એક વિદ્યાજ કહે તે તો ચાલતે તો તેનો જવાબ એ છે કે, વિદ્યાથી બુદ્ધિની શુદ્ધિ નથી થતી પણ તેની સમજણ શક્તિ વધે છે, અને તેથીજ એક સ્થળે એમ કહેવામાં આવેલ છે કેઃ—

निष्णातोऽपिहि वेदान्ते साधुत्वं नैति दुर्मनः ।
चिरंजलनिधौ मग्नो मैनाकइव मार्दवम् ॥

જેમ મૈનાક જલધીમાં ચિરકાલ નિમગ્નસતે મૃદુતાને પામતો નથી તેમ દુર્જન પુરૂષ પણ વેદાન્તમાં નિષ્ણાત થયા છતાં સાધુપણાને પામતો નથી. આ પ્રમાણે વિદ્યાથી બુદ્ધિની શુદ્ધિ થાય છે એમ માનવું એ ભૂલ ભરેલું છે. બુદ્ધિની જ્ઞાન શક્તિ વધે છે એ વાત સત્ય, બાકી શુદ્ધિ તો નથીજ થતી, શુદ્ધિ તો ઇશ્વિર ભક્તિ અને તેના પ્રિત્યર્થે નિષ્કામ કર્મથી થાય છે. એ બુદ્ધિ પરત્વે એક અન્ય વિચાર પણ છે અને તે એ છે કે આપણું અંતઃ

કરણ છે તે ચાર ધર્મોવાળું છે. એક ધર્મ તે સંકલ્પ વિકલ્પ છે, અને તેને લઇને તે મન કહેવાય છે. બીજો ધર્મ તે સંકલ્પ વિકલ્પથી રહિત પણ નિશ્ચય રૂપે રહે છે અને તેને લઇને તે બુદ્ધિ કહેવાય છે. ત્રીજો ધર્મ તે અહંપણું છે અને તેને લઇને તે અહંકાર કહેવાય છે. અને ચોથો ધર્મ તે ચિંતનપણું છે અને તેને લઇને તે ચિત્ કહેવાય છે આ પ્રમાણે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ એમ ચાર ધર્મોને લઈ ચતુષ્ટય અંતઃકરણ કહેવાય છે. એમાં નિશ્ચયરૂપ ધર્મની વૃદ્ધિ કરવી એ પણ બુદ્ધિની શુદ્ધિ કહેવાય છે. એ નિશ્ચય એટલે અંતઃકરણની સ્થીરતા, ઇશ્વિર ભક્તિ અને નિષ્કામવડે થાય છે. વિદ્યાવડે નહિ. કિંતુ વિચાર કરતાં એમ સમજાય છે કે વિદ્યાની કારણતા એટલે કે તેની ઉત્પત્તિનું મૂલ કારણ બુદ્ધિ છે. અર્થાત્ કે બુદ્ધિવડે વિદ્યા છે, વિદ્યાવડે બુદ્ધિ નથી. પ્રકૃતિના સત્વ, રજ અને તમો ગુણથી અંતઃકરણ બનેલું છે. સત્વગુણ છે તે સ્થિર, સ્વચ્છ અને પ્રકાશમય છે, રજો ગુણ ચંચળ સ્વભાવનો છે અને તમો ગુણ છે તે અપ્રકાશ જડ સ્વભાવનો છે. સત્વ ગુણથી જ્ઞાન થાય છે રજોગુણથી વાસના ઉપજે છે અને તમો ગુણથી મોહ અને અજ્ઞાન ઉપજે છે. આથી સહજેજ સમજાય એમ છે કે જ્ઞાનનું કારણ વિદ્યા નથી પણ બુદ્ધિ છે, બુદ્ધિનું કારણ નિશ્ચય છે. નિશ્ચયનું કારણ પ્રકૃતિનો સત્વગુણ છે અને એ સત્વ ગુણના આવિર્ભાવનું કારણ શ્રી ઇશભક્તિ અને તદર્થે નિષ્કામ કર્મ છે. શ્રી કૃષ્ણ ભગવાને પણ ગીતામાં અર્જુનને પ્રબોધતા એમજ કહ્યું છે કેઃ—

तेषां सतत युक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांतिते ॥

તાત્પર્ય કે જેઓ સતત એકાગ્ર ચિત્તવડે મને પ્રીતિપૂર્વક ભજે છે તેઓને હું બુદ્ધિ યોગ આપું છું કે જેનાવડે તેઓ મને પામે છે. આમાં પણ બુદ્ધિનો યોગ કરવું છું તેનું રહસ્ય એજ છે કે અંતઃકરણમાં, મને પ્રેમ પૂર્વક ભજવાથી, સત્વ ગુણનો આવિર્ભાવ થાય; અને એ આવિર્ભાવથી અંતઃકરણ સ્વચ્છ અને સ્થિર થાય છે. એજ બુદ્ધિ અને તે તેને ભજવાથી પ્રાપ્ત થાય છે. આથી હવે સિદ્ધ થાય છે કે વિદ્યાથી બુદ્ધિની શુદ્ધિ થતી નથી પણ ઇશ્વિર ભજનથી કિંવા નિષ્કામ કર્મથી; વેદાન્ત શાસ્ત્રમાં એને અંતઃકરણની શુદ્ધિ કહે છે. અને તે પણ એજ વસ્તુ સ્થિતિ છે.

બુદ્ધિ પછી ધર્મનું આઠમું લક્ષણ વિદ્યા છે. વિદ્યા મેળવવી એ પણ એક ધર્મ તરિકે ગણાય છે તેનું કારણ એજ કે જેટલા જેટલા અનર્થો થાય છે તે સર્વેનું કારણ અવિદ્યા–અજ્ઞાન–છે માટે વિદ્યાની એટલે કે જ્ઞાનની ધર્મ માટે ઘણી અગત્ય છે, એમ સર્વ કોઈ નિઃસંશય સ્વીકારે છે. વિદ્યા એ પ્રકારની છે એક પરા અને બીજી અપરા. પરા તે આધ્યાત્મિક એટલે કે બ્રહ્મ જ્ઞાન સંબંધી, અને અપરા તે આધિભૌતિક એટલે કે વેદોક્ત કર્મ સંબંધી અને તે શિવાય ઇતર અનેક જે વ્યાવહારિક વસ્તુઓ છે તે સંબંધીનું જ્ઞાન, તે પણ એ વિદ્યામાં સમાઈ જાય છે. ધર્મ પરત્વે એ ઉભય વિદ્યાની અપેક્ષા છે. કારણ કે એમાંથી એકથી સંસાર ચાલે એમ નથી. કેવળ એકથી વ્યવહાર ચાલે એમ નથી, જો ચલાવવા જઇએ તો પરિણામ અનિષ્ટ આવે છે અને તેથી એક સ્થળે ઉપનિષતમાં એમ કહેવામાં આવેલ છે કેઃ—

विद्यांचाविद्यांचयस्तद्वेदोभयम् सह ।
अविद्यया मृत्युंतीर्त्वा विद्ययाऽमृत मश्नुते ॥

જે વિદ્યા અને અવિદ્યાને સાથે લાગી જાણે છે તે અવિદ્યાથી મૃત્યુને ઉલંઘી વિદ્યાથી અમૃતને પ્રાપ્ત કરે છે. આનું રહસ્ય એ છે કે કેવળ એકજ વસ્તુથી આપણા સાધ્યની સિદ્ધિ થઈ શકતી નથી, પણ તેમાં ઉભયની અપેક્ષા છે. અવિદ્યા એટલે વેદોક્ત કર્મ સંબંધીની વિદ્યા, કિંબહુના જે વડે આપણી સાંસારિક સ્થિતિ સુવ્યવસ્થિત રહી શકે તત્સંબંધીનું જે જ્ઞાન તે અવિદ્યા. હવે એ અવિદ્યાથી મૃત્યુને તરી જાય છે એનું રહસ્ય એ છે કે કર્મ અને તેનું ફલ શું છે, અર્થાત્ કે કર્મ અને તેનું ફલ ઉભય વૈનાશિક છે. તેથી તે મૃત્યુ વાચક છે એમ જાણી તેનાથી વિરક્ત થાય છે એટલે કે ઉલંઘે છે. અને વિદ્યાવડે અમૃતત્વની પ્રાપ્તિ કરે છે એનું રહસ્ય એ છે કે સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિ માટેની પ્રવૃત્તિ નિષ્ફલ છે એમ જાણ્યા પશ્ચાત્ તે પ્રવૃત્તિમાંથી વિરામ પામીએ છીએ. પણ એ વિરામ પામેલું મન સ્વસ્થ રહી શકે નહિ પણ જો એમ બ્રહ્મ સંબંધીની વિદ્યા પ્રાપ્ત કરેલ હોય તો પોતાનો આત્મા અમૃતરૂપ છે એ જાણી શકે તો તેનાવડે એટલે કે વિદ્યાવડે તેને પ્રાપ્ત કરે છે. પણ કોઈ પૂર્વ પક્ષ કરી પ્રશ્ન કરશે કે વિદ્યાથી વસ્તુ સ્થિતિ સિદ્ધ થાય છે, તો પછી અવિદ્યાની શી જરૂર છે ? તો તેનો ઉત્તર પક્ષ એ છે કે જંતુ માત્રના હૃદયમાં સર્દૈવ વાસના સ્ફુર્યા કરે છે, એ વાસના કોઈ પદાર્થની પ્રાપ્તિ માટેની હોય છે. પદાર્થ એટલે નામ અને રૂપવાળી વસ્તુ જેના યોગ અને ભોગથી હૃદયને આનન્દ થાય. પરંતુ એનો યોગ થવો એ પુરૂષાર્થને આધિન છે. પુરૂષાર્થ એટલે ક્રિયા–પ્રવૃત્તિ–શીલ મન. કઇ પ્રવૃત્તિથી એ યોગ થશે એ માટે એ પ્રવૃત્તિનું જ્ઞાન હોવું આવશ્યક છે. આ પ્રવૃત્તિનું જે જ્ઞાન તે અવિદ્યા અણુથી માંડી મહત્ પર્યન્ત બ્રહ્માંડમાની નિખીલ વસ્તુઓ નશ્વર છે-નાશ પામવા વાળી છે; ક્ષરણ શીલ છે. આ વસ્તુ વિજ્ઞાને પ્રવૃત્તિથી મન વિરામ પામે છે. મનનું પ્રવૃત્તિમાંથી વિરામ પામવું, એજ અવિદ્યાથી મૃત્યુને તરવું એટલે કે પ્રવૃત્તિ અને તેનું ફલ એ મૃત્યુ વાચક અવિદ્યા છે. તેમાંથી વિરામ પામવું તેઓથી નિવૃત્ત થવું. હવે એ વિરામ પામેલા મનની સ્થિતિ શી ? માનસ્ વિજ્ઞાન શાસ્ત્રિઓ સારી રીતે જાણી શકે એમ છે કે મન કેવળ નિરાલંબ રહી શકે નહિ. એને કોઇને કોઈ પ્રકારનું આલંબન જોઇએ. એ આલંબન તે બ્રહ્મ કે જે અમૃત છે તેનું હોવું જોઇએ. વિદ્યા એટલે બ્રહ્મ સંબંધીનું જ્ઞાન અર્થાત્ બ્રહ્મ કે જે નિત્ય, અખણ્ડ એકજ સ્વરૂપે રહે છે, તદ્વિષયક જ્ઞાન–વૃત્તિનું તદાકાર થવું. વેદાન્ત શાસ્ત્રમાં એને વૃત્તિ વ્યાપ્તિ કહે છે. હ્રૂ પણ એ શાસ્ત્રાનુસાર કહીએ તો બ્રહ્માકાર વૃત્તિ. એ વૃત્તિ થવી અને તેમાં સ્થિતિ ચિરકાલ પર્યન્ત થવી એ અમૃતની પ્રાપ્તિ તે પણ આજ. આવી રીતે વિદ્યા અને અવિદ્યા એ ઉભય મળી ધર્મરૂપ વિદ્યાના લક્ષણરૂપે વિદિત છે; અગત્યરૂપ છે અને સાર્થક છે.

ધર્મનું નવમું લક્ષણ સત્ય છે. સત્ય એટલે સાચું બોલવું એટલુંજ નહિ, પણ મન વાણી અને કર્મે કરી એક નિષ્ઠાએ સત્ય રીતે વર્તવું. એટલે કે મનની અંદર કોઈનું અહિત ઇચ્છવું અને વાણીથી હિત્ વદવું, કર્મથી કોઇનું અહિત્ કરવું અને વાણીથી કહેવું કે હું તમારૂં અહિત્ કરતો નથી, આવી રીતે જે ખોટું આચરે છે તે પાપાત્મા છે. આત્મવિશ્વાસ ઘાતક છે અસત્ય ચરે છે. શ્રુતિ કહે છે કે એવો પુરૂષ મરણ પછી અસૂર્ય નામના લોકમાં જાય છે કે જ્યાં ગાઢતમ અંધકાર શીવાય કંઈ નથી. પણ જે સત્ય વદે છે, ચરે છે, તે પ્રકાશમય લોકને વિષે મરણ પછી પ્રવેશ કરે છે. અહીં તમઃ અને પ્રકાશ એ જ્ઞાન અને અજ્ઞાન વાચક શબ્દો છે. પણ વસ્તુ વિચારથી સિદ્ધ થાય છે કે દુઃખ માત્રનું કારણ અજ્ઞાન

છે અને સુખનું કારણ જ્ઞાન છે, માટે અસત્યથી અજ્ઞાન અને તે દ્વારા દુઃખની ઊત્પત્તિ થાય છે એટલે તે અધર્મ છે અને સત્યથી જ્ઞાન અને તદ્દારા સુખની ઊત્પત્તિ થાય છે માટે તે, ધર્મ છે. વ્યવહારિક દૃષ્ટયા પણ દરેક પુરૂષ સત્યજ વદે અને આચરે તો વ્યવહાર કેટલો સરલ અને સુખમય થઇ પડે અને જો તેથી ઊલટું અસત્ય વદે અને આચરે તો વ્યવહાર કેટલો કઠણ અને દુઃખમય થઈ પડે તે સમજવું અતિ મુશકીલ નથી. આ પ્રમાણે વ્યવહારમાં પણ તેની અતિ ઘણી અપેક્ષા છે.

સૃષ્ટિનો એવો કોઈ નિગુઢ નિયમ દૃષ્ટિગોચર થાય છે કે કોઇ પણ કાર્ય પાર પાડવામાં તેની સ્હામે અનેકધા વિઘ્નો ઉપસ્થિત્ થાય છે. એ વિઘ્નો એ એની પરિક્ષા છે. તેમાંથી જ્યારે પાસ થવાય ત્યારે વસ્તુ સાધ્ય થાય. યોગી લોકો કહે છે કે જો મનુષ્ય નિરંતર સત્ય બોલે અને આચરે તો તેનામાં સત્યપણાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને તે જે વસ્તુ વદે તે તે પ્રમાણે થાય પરંતુ એ સત્યની સિદ્ધિ પ્રાપ્ત થાય ત્યાર પ્હેલાં એને અસત્ય બોલવાના પ્રસંગો ઘણા આવી પડે અને સ્વલ્પ દૃષ્ટયા તેમાં લાભ પણ જણાતો હોય પણ એ માત્ર કુદરત્ કૃત પ્રલોભનો છે એમ સૂક્ષ્મ જ્ઞાનથી જાણી અડગ રહેવું જોઇએ. કવચિત્ તો એટલી હાની થવા બેસે છે કે મનુષ્ય હૃદય એ સત્યને ધરી રાખે એ બહુ કઠણ થઈ પડે છે. કવચિત્ શરીર પડતાં સુધીની હાની થવા બેસે છે. વ્યવહાર દૃષ્ટિએ આ સઘળું દુઃખપ્રદ જણાય છે. પણ વસ્તુતઃ તેમ નથી એ એક પરિક્ષા છે. તેમાંથી પાસ થવું છે. માટે એમ થવુંજ જોઇએ એ એક ઇશ્વિરી નિયમ છે અને થાય છે. પ્રાચીન અર્વાચિન એમ એના બે એક દૃષ્ટાંતો છે.

સત્ય પ્રિય પ્રાતઃ સ્મરણીય માહાજનો હરિશ્ચંદ્ર અને દશરથ એઓ એના વિશુદ્ધ આદર્શરૂપ છે. કેવળ સત્યની ખાતર તેણે રાજ્ય પાટનો ત્યાગ કીધો. આટલા ત્યાગથી એની પરિક્ષા પૂર્ણ થઈ નહિ. હજી એના પરે ઋણ હતું જેના નિવારણ માટે પત્નીને અને પુત્રને વેચ્યા અને પોતે પણ વેચાણો. હજી પણ એની પરિક્ષાની અવધિ આવી નહિ. જે અંતિમ ચિત્ર ગમે તેવા નિર્દય અને કઠણ હૃદયને પણ દ્રવાવે ત્યાંજ એના સત્યની પુર્ણાહુતિ થાય છે, જ્યારે તારામતિ પ્રિય પુત્ર રોહીતના શવને અગ્નિ સંસ્કારાર્થે લઇ આવે છે, ત્યાં તેઓની પરસ્પર ઓળખાણ થયા પછી પણ પોતાનો કર આપ્યા વીણ એના સંસ્કાર માટેની રજા આપી શકતો નથી અને જ્યારે તે લઈ આવે છે તેવામાં તે રાજકુમારની હત્યારી બને છે અને તેને દેહાન્તની શિક્ષા થાય છે. એ શિક્ષારૂપ ક્રિયા કરવાની હરિશ્ચંદ્રના શિરે આવી પડે છે. આ અંતિમ ચિત્ર એટલું તો કરૂણાત્મક અને હૃદય વેધક છે કે નૃપેંદ્ર સ્વ મુખથીજ વદે છે કે "હે સત્ય જો તું આટલું કઠોર, નિર્દય અને ક્રુર હૃદયનું થઇશતો સંસ્કારીજનો પણ ત્હારૂં આલમ્બન નહિ ઇચ્છે-નહિ કરશે તો પછી પ્રાકૃતજનો માટે શી આશા રાખી શકાય અને જ્યારે આમ થશે ત્યારે તું કેવળ નિરાલમ્બ, નિરાશ્રય રહીશ. સં ાર માટે ત્હારી નિરાશ્રયતા દુઃખદ છે. કિંતુ તું તને આશ્રય આપનારના પ્રતિ એટલુ ક્રુર હૃદયનું થાય છે કે એ ક્રુરતાનું સ્મરણ થતાંજ હૃદય કંપે છે, તેને આશ્રય આપનાર નિરાશ થાય છે." આટલા દુઃખને અંતે તેના સત્યની પરિક્ષા પૂર્ણ થાય છે, અને તે સત્યા પલમ્બી છે એમ નિશ્ચય થાય છે. આનું નામ તે સત્ય પાળ્યું કહેવાય.

વ—દરેક પ્રશ્નને ઉભય પક્ષ હોય છે.—ભલે, એ વિષે મને થોડીક ચર્ચા ચલાવવાનું મન થાય છે. હું તો સાધારણ રીતે ધારતો હતો કે મારીજ એક પક્ષ છે ! છતાં પણ સ્પષ્ટ રીતે વિરૂદ્ધ વિચાર દર્શાવનાર એક વિરોધી મારા સમક્ષ જ્યાંઈ આવે છે. તેથી મારા ધારવા પ્રમાણે મારે સહજમાં કબુલ કરવું જોઇએ કે એકાદ પ્રશ્નના ઉભય પક્ષ હોય છે. સામાન્ય કથનને પણ આવું ને આવુંજ મળી આવે છે. વિશેષ નહિ તો આપણે એટલું માનીશું, કે સામાન્ય કથનમાં કેટલીક વિચારવા યોગ્ય બાબતનો સમાવેશ થાય છે. પરંતુ ઉભય વિરોધિ પક્ષના બુદ્ધિ ભરેલા મિશ્રણમાં સત્યનો સમાવેશ થાય છે,—એ કેટલીક હદ-પાર જતી બાબત છે, તેથી જો તમે લક્ષમાં લેવા ના માગતા હો તો વર્તમાન માટે તો " નક્કી કરેલા નિયમોમાંથી " આપણે તેને દૂરજ રાખીશું. હું તો એમજ માનીશકે એ-કાદ પ્રશ્નના ઉભય પક્ષ હોવા છતાં માત્ર મારો પક્ષજ સત્ય છે, અન્ય પક્ષ માટેનું યોગ્ય નામ અસત્ છે !

અ—મારા બુદ્ધિશાળી વિવેચક, ભલે એમ હો; તમારી પોતાની કબુલાત વડે તમારે એ સ્થિતિનો ત્યાગ કરવો પડે ત્યાં સુધી એટલી શરત સ્વીકારો ! ત્યારે આપણા પ્રશ્નના ઉભય પક્ષ કયા છે ?

વ—એકતો એ, કે નીતિને ધર્મના એક પ્રકારના આધારની જરૂર નથી. ખરેખર જો તેને એ આધાર ઉપર સ્થાપવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તે તૂટી પડશે અથવા ગબડી જશે. તે પોતાના પગ ઉપરજ ઉત્તમ રીતે ટટાર રહી શકે છે.

અ—ભલે; અન્ય પક્ષ કયો છે ?

વ—એમ નહિ; એ પક્ષ તો ભલે તમેજ દર્શાવો; મને તેમાં બીલકુલ આનંદ મળતો નથી. "

અ—બહુ સારૂં. હું જ તે દર્શાવીશ. ( તમારી ભાષામાં કહેવા માગું તો ) નીતિને જરા પણ ટટાર ઉભા રહેવાનો પોતાનો એકાદ પણ પાદ નથી. જો તેના કોઇ પણ પાદ હોય તો તેનો ધર્મમાં સમાવેશ થાય છે ! હવે આપણા પ્રશ્નના ઉભયપક્ષ પ્રાપ્ત થયા.

વ—એ ઉભયના ગુણાવગુણનું આપણે શી રીતે અવલોકન ચલાવીશું ?

અ—કદાચ તમે આરંભમાં દુનિયાના ઇતિહાસનું એકાદ ટુંક અવલોકન પસંદ કરશો !

વ—બહુ સારૂં ! ઇતિહાસ તરફ નજર ફેરવો. ધાર્મિક તપાસો, બખેડા, દુઃખ, ધાર્મિક યુદ્ધ તેના જૂલમ, નિર્દય તપાસો, ધર્મમાં વટલાવવાનાં યુદ્ધો, શસ્ત્રાસ્ત્ર સાથેનો પ્રચાર, ધર્મના પ્રચાર માટેના હૂમલા અને વિજયો—

અ—અહા ! હા ! તમારી રજા સાથે કહેવા દો, કે પૂરપાટ ચલાવ્યું ! મારી વધતી વય અને ઘટતી શક્તિયોને પણ કેટલીક છૂટ મળવી જોઈએ ! જો તમે ધીમે ચાલવા ના માગતા હો અથવા જરા થોભવા પણ ના માગતા હો તો આપણા નહિ તો મારા મનને આપણે ધર્મ અને નીતિથી શું સમજવા માગીએ છીએ, એ સ્પષ્ટ થવાની જરૂર છે. એટલું ઘણું વિચિત્ર છે તો પણ મારી જાત માટે તો જેમ જેમ હું વર્ષોમાં વધતો જાઉં છું તેમ તેમ વાદ ચલાવવાની પ્રાચીન પદ્ધતિયો માટે મારામાં વિશેષ સદ્ભાવ ઉત્પન્ન થાય છે. મારી સ્મૃતિ સ્વાભાવિક રીતે આ વિષય વિષે પણી સ્પષ્ટ નથી; જો એમ

હોય. તો અંતર્વેદનાથી કદાચ મને ઘણું દુઃખ થાય. પરંતુ મારા ધારવા પ્રમાણે ત્રીશ વર્ષ પહેલાં, તમે જેવી રીતે વીચારો છો અને વાદ ચલાવો છો તેવીજ રીતે હું પણ વર્ત્યો હતે. તેથી મારૂં ઉદાર મનથી રહેવાનું વલન ઘડાયું છે, લાંબા સમયની વેદના છે; નવીન જમાનાની નાસ્તિકતાને મારા શાંત વિચાર વડે મારા જેવાં ભૂતકાલનાં પાપો માટેના યોગ્ય પ્રાયશ્ચિત રૂપે સ્વીકારૂં છું. મને એટલી પણ પ્રબલ આશા છે, કે જેમ હું વૃદ્ધોના જ્ઞાન માટેની શ્રદ્ધા તરફ વળતો જાઉં છું તેમ નવીન જમાનો પણ ધીમે ધીમે વળતો જશે. આજ્ઞાનનો એક વિભાગ—તેનું તેજ ન્યાય દર્શન કે જે વિષે આપણે વારંવાર બોલી ગયા છીએ તથા સર્વ પ્રકારની તર્ક પરંપરા શી રીતે ચલાવવી તે જે ઉપદેશે છે—આદેશે છે, કે તર્ક ચલાવવાનો, મનને આગળ ધપાવવાનો વિધિ ત્રિવિધ છેઃ—ઉદ્દેશ, લક્ષણ, પરિક્ષા. (૧) માત્ર સૂચન કરવું, એકાદ બાબતનું નામ કથન કરવું. પરિક્ષા માટે પસંદગી કરવી તે ઉદ્દેશ. (૨) પછીથી તેની વ્યાખ્યા આપવી, તેનાં ખાસ ચિહ્નો દર્શાવવા તે લક્ષણ. (૩) પછીથી આવાં લક્ષણોની ઉંડી તપાસ કરવી, સાથે સાથે તે પક્ષની અને અન્ય દલીલો ચલાવવી, ઉપજી આવતા ઉપવિભાગોની શોધ ચલાવવી, સાથે સાથે મળી આવતા ભેદોને તપાસવા તેનો પરિક્ષામાં સમાવેશ થાય છે. સમાન બાબતો અને સાદશ્યના નિયમમાં તમને આનંદ પડતો હોય તો, આ બાબતો થોડી ઘણી યોગનાં ધારણા ધ્યાન અને સમાધિનાં અંગ સાથે મળતી આવે છે એ તમારા લક્ષમાં આવશે. આ બાબતો વળી વર્તમાન કાલના નૈયાયીકોના પદ, વાક્ય અને ન્યાયને અથવા ભાવના, નિર્ણય અને અનુમાનને મળતી આવે છે.

ધ—બહુ સારૂં સાહેબ ! મગજને ચીરી નાખે એવી સમાનતાઓ અને સાદશ્યોમાંથી આપણે આપણા કાર્ય ઉપર નહિ આવીએ ?

અ—અલબત, આ સિદ્ધાન્તોના વ્યાવહારિક અનુભવ ઉપર ! યુવાવસ્થા હમેશાં તેવી ને તેવીજ હોય છે. તેને તો મિષ્ટાન્ન જલદીથી ખાવાની જરૂર હોય છે. સાધનો એકઠાં કરવાની માથાફોડ, રાંધવાની માથાફોડ, રાંધવાની કડાકુટ, એ તો ઘરડાંનું કામ છે ! એનો વ્યાવહારિક ઉપયોગ એટલોજ છે, કે આપણે બે શબ્દો અથવા બાબતો "સૂચવી" છે, "ધર્મ" અને "નીતિ;" પરંતુ આપણે તેમની વ્યાખ્યા આપી નથી તેમજ પરિક્ષા ચલાવી નથી. આટલું કર્યા પછી આપણું કાર્ય ખરેખરી વ્યાવહારિક રીતે પૂર્ણ થશે. માનવ જીવન ઉપર ધર્મનાં અશુભ પરિણામો વિષે તમારા એટલા બધા બલવાન અભિપ્રાય છે, કે જેથી તમારી ધર્મ વિષેની ભાવના અત્યંત સ્પષ્ટ હોવી જોઇએ. તમે એકાદ સારી વ્યાખ્યા પૂરી પાડીને આભારી કરશો.

ધ—આટલા ટુંકા સમયમાં ખબર મળતાંજ એમ કરી શકવાને તૈયાર હોવાની મારી ખાત્રી નથી; પરંતુ અશુભ પરિણામો વિષે તો મારી સંપૂર્ણ ખાત્રી છે.

અ—ભલે, સારે આપણે કેમ કરવું ? આ શબ્દોથી શું સૂચવાય છે તથા એ બાબતો શું છે, એ શોધી કાઢવું જરૂરનું છે, એટલી બાબતોમાં તો તમે ખાત્રીથી એકમત છો ? નહિ તો આપણે લડાઈ વિષે કંઈ પણ ના જાણનારે પરંતુ વિજય વિષે ભોમિયા ઘરડા ડોસાની સ્થિતિમાં આવી પડીશું.

च—તમારી મરજીમાં આવે તેમ કરો, તમે જાતેજ વ્યાખ્યાઓ પૂરી પાડો, અને ચર્ચા ચલાવવામાં આનંદ પડશે.

अ—હું એ કાર્ય ઉઠાવીશ. તમારે વિશેષ નહિ તો ધીરજ રાખવાની જરૂર છે. અસરકારક અને ઉપયોગી નિવડવા માટે કાર્ય સંપૂર્ણ રીતે થવું જોઇએ. સંપૂર્ણતાનો અર્થ ધીરજથી કરેલું થાય છે. અંગ્રેજી ભાષાની મોટામાંમોટી ડીક્ષનરી કાઢીને શબ્દો જુઓ.

च—સેન્ચરી ડીક્ષનરી આ રહી, તેનું ધર્મની વ્યાખ્યાઓનું લાંબુ લીસ્ટ આ રહ્યું. એક, બે, ત્રણ, ચાર, નવ આપી છે. બારની સંખ્યા પૂરી કરવા ચેમ્બરના કોષમાંની આ ત્રણ વધારે વ્યાખ્યાઓ. તેજ પ્રમાણે નીતિની પણ નવ આપવામાં આવી છે.

ધર્મની વ્યાખ્યાઓ:—

૧—જેના પ્રત્યે અધિનતા અને સેવા યોગ્ય ગણાય છે એવી એક અતિમાનુષી શક્તિ અથવા શક્તિયોનો સ્વીકાર અને તદનુસાર જીવનવહન.

૨—વિશ્વને નિયમતા તથા માનવજીવન સાથે નૈતિક સંબંધ ધરાવતા શ્રેષ્ઠ વિચાર અને ઇચ્છાની પૂજન અને શ્રદ્ધાને હું ધર્મનું નામ આપું છું.

૩—ધર્મવડે હું. ઇશ્વરી જ્ઞાન, તેની ઇચ્છાનું તથા તેના પ્રત્યેનાં આપણાં કર્તવ્યોનું જ્ઞાન સમજું છું.

૪—ધર્મ એટલે પૂજક ભક્ત અને પૂજનીય વિષય વચ્ચેનો સંબંધ જેને એક પ્રભુ રૂપે માનતો હોય તેની સાથેનો માનવિનો સંબંધ

૫—માત્ર માનસિક અને સામાજીક શક્તિયોના વિરોધમાં આધ્યાત્મિક પ્રકૃતિના યથાર્થ જીવનના યોગ્ય વિકાસમાં ધર્મનો સમાવેશ થાય છે.

૬—ધર્મ, શુદ્ધ ધર્મનો સમાવેશ, મારા ધારવા પ્રમાણે સાધુનો વેષ ધારણ કરવામાં થતો નથી પરંતુ પ્રમાણિકતા, ન્યાય અને સદાચારમાં થાય છે.

૭—ધર્મ, એ તદનુસાર જીવનરૂપ છે, તે આપણી દૃષ્ટિએ ના પડે એટલું બધું શુદ્ધ છે, તેથી જ તે સદાચારી કાર્યોનો દશ્ય દેહ ધારણ કરે છે; તેથી મોક્ષ પામવામાં પણ સારા ધર્મિષ્ટની જરૂર છે.

૮—શબ્દના ઉપયોગમાં માનવ ભાષા અને વિચારના ઉદ્દેશને અનુસરતાં, ઉચ્ચ ભૂમિકાએ સ્થાપેલી, જ્વલંત બનેલી, ઉર્મિથી ઉભરાઇ જતી નીતિરૂપ ધર્મ છે. નીતિને ઉર્મિનો વેગ લાગતાં નીતિમાંથી ધર્મનો માર્ગ ખુલ્લો થાય છે.

૯—એકાદ સંસ્થામાં શ્રદ્ધા અને એક દિવ્ય સત્વ અથવા સત્વોની પૂજા; જેવા કે ક્રિશ્ચિયન, મહોમેદન, જ્યુ, હિન્દુ, વિ.

૧૦—અતિપ્રાકૃતિક શક્તિયોનો સ્વીકાર, તેમને આધીન વર્તવાના માનવ ધર્મનો સ્વીકાર.

૧૧—ઇશ્વર પ્રત્યેનાં પ્રેમ અને અધિનતાનાં આપણાં કર્તવ્યોનું આચરણ.

૧૨—શ્રદ્ધા અને પૂજાની કોઈ પણ સંસ્થા.

( ચાલુ. )

B.

આદ્યતંત્રી, સ્વ. અભેદમાર્ગ પ્રવાસી સાક્ષર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

સહતન્ત્રી. પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

પુસ્તક ૨૪, અંક ૧૨. ] (માસિક) [ સપ્ટેમ્બર. ૧૯૦૯.]

અનુક્રમણિકા.



અમદાવાદ-યુનિયન પ્રિન્ટિંગ-પ્રેસ કંપની લિમિટેડ.

ખીલેલાં ત્હું અંગો, નર હૃદય આનંદ સમતા,
ધરી ધારે ત્હુંમાં, તન મન રસોની અમૂલતા;
અહો! એવાં ત્હારાં, પરમ પરમાર્થી તન થકી;
ખરી ત્હું પુનિતા, પુનિત કરનારી નર થકી. ૭૯

વિભુની વ્હાલી! ત્હું, પરમ હૃદયા પ્રેમ મુરતી,
પ્રભુની પ્યારી! ત્હું, અસીમ સુખદા કષ્ટમથની;
ધનીની ધાત્રી ત્હું, દીન શ્રમ સદા નાશ કરણી,
રતિ ત્હારી આપે, ઉર ઉર પ્રતિ ગંધ નવલી. ૮૦

જનેતા જોગીની, ભયહર સુભોગીની ભમની,
વિજોગીની વામા, વિષયી નરની વાસ હરણી;
કુટિલા કામીની, અધમ નરની નાશ કરણી,
ધરી રૂપો દાખે, નર હૃદય સંચિત હરણી. ૮૧

દુઃખીનો દિલાસો, સુખનિધિ સુખીનો ત્હુંજ રમા,
સુકાષ્ઠે સાધુની, હૃદય સુર ધેનુ ત્હુંજ પ્રિયા;
બહુ ઉંચે આધે, નરી વરી વધારે સર્મોપમા,
ભરેલી ત્હું ભાળું, અરૂપ રૂપ રાગે જગતમાં. ૮૨

બહુ કાશી કોટિ, સુખદ સુરભિ દાન કરવે,
વસી વા વિપિને, મમત મમકારો દૂર કર્યે;
કસી રાખી દેહે, વૃતિ વિષય ઉદાસ ફરવે,
મળે ના જે તે સૌ, તુજ હૃદય તોષ્યે મળી રહે. ૮૩

દગો દંગો દીસે, તુજ રસથી લુખા હૃદયમાં,
જૂઠો જૂઠો લાગે, તુજ પ્રણય પાખે સુજગ આ;
ઘડી ઉઠે બેસે, મન મરમ સાધે ન ઠરતાં,
ચીંડાઇ રાખે સૌ, સતત શુભ કાર્યો ખટકતાં. ૮૪

સુકાંતિ સુતેજી, વિમળ મન વૃત્તિ સરલતા,
સુખો થી સંપોને, વિવિધ વિધ શૌર્યો જગતમાં;
રમ્યા છે ત્હું પ્રેમે, પુનિત પગલાંથી પ્રગટતાં,
નહિ ત્હું ત્યાં વ્હાલી! કુડ કપટ નિંદા અસત હા. ૮૫

રતિ સીમા રૂપે, મધુર સર શાંતિપય ભરી,
કર્યું છે ત્હું વ્હાલી! વદન પ્રિય ધા રસ રસી;
દુઃખોથી દાઝેલા, ભવ અટવી થાકે ભમી પડી,
પડે જો તે પાસે, દુઃખ દરદ ટાળે સુખ મહી. ૮૬

સ્થાપક.
[illegible]
મણિલાલ નભુભાઈ
દ્વિવેદી

# સુદર્શન.

મન્ત્રી.
[illegible]
બી. એ. એલ. એલ. બી.

( ધર્મ-ગૃહ-રાજ્ય-સાહિત્ય-એમનાં સંબંધ અને સ્વરૂપનો વિચાર. )

" सत्यंपरंधीमहि"—भागवतम्.

તન્ત્રી—માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

[ પુસ્તક ૨૪, અંક ૧૨. ] (માસિક) [ સપ્ટેમ્બર. ૧૯૦૯. ]

## स्नेह मंजरी.

( મઝેહું. )

( અનુસંધાન પૃષ્ટ ૧૬૭ થી. )

અસુખી સુખી છે, તુજ હૃદય ભોગી જગતમાં;
અદુઃખી દુઃખી છે, તુજ વગર વ્હાલી! વિચરતાં,
અપ્રેમી પ્રેમી છે, તુજ નયનથી નેહ ભજતાં;
અભાગી ભાગી છે, હૃદય હૃદયે તું વિલસતાં. ૭૬

મહા રિદ્ધિ સિદ્ધિ, અમર પણ સાથે કદી મળે,
મળે ના તું તો તે, સુખ બદલ સૌ હા દુઃખ ઠરે;
ખરે: સુખો વ્હાલી, તુજ વગર ક્યાંએ નવ મળે,
મળે સુખો ત્હારાં, વિનિત વપુ સાથે સહુ ખરે. ૭૭

નરો ક્રીડા કાળે, તુજ હૃદય પદ્માસન કરી,
કરે પ્રાણાયામો, સુભગ શુભ નાસા બધ કરી;
સ્ફુરાવી પ્રનાડિ, કુંભક કરતાં રેચક કરી,
સમાધિ સાધે છે, પર અપર ઇચ્છા દૂર ધરી. ૭૮

મણિમાળા પ્યારી, મણિધર ત્હુંની કંઠ નિરખી,
ભમે છે ભૂમિમાં, પદ ઉદર ધારી તન ઘસી;
બળાપે બાળીને, વપુ વિત વિરંગી સહુ કરી;
બન્યા કાળા કાળી, હૃદય અમીં ત્યાગી વિખ ભરી. ૮૭

અકોટી વા કાપે, શશધર રવિ આ જગતમાં,
રહ્યા છે ત્હું કાને, સુખદ સ્થળ માની લટકતાં;
ખીલી ત્હું રૂપે તે, પ્રીતિલય પળે પ્રણુ લયમાં,
હીંચે નાચે છૂપે, નર કર મુખે પ્રેમ ચૂમતાં. ૮૮

અડતાં ત્હું પાયે, રજ સકળને શાંતિ મળતી,
મળ્યે શાંતિ તે ત્યાં, બળ પવન કાપી સ્થિર થતી:
અહા ! એવાં ત્હારાં, ચરણ શુભ શાંતિમય અતિ,
ન ચાપ્યાં ચાહી તે, વિમળ સુખ પામ્યો નવ રતી. ૮૯

મહા શય્યા સય્યા, હીર વસન કિંવા કુસુમની,
વિના ત્હું વ્હાલી ! છે, શળ શિખર રૂપે ખટકતી;
પરંતુ ત્હું સાથે, શળ શિખર કિંવા અગનની,
અશય્યા શય્યા છે, અમર વન કેરાં કુસુમની. ૯૦

મ્હને લાગે વ્હાલું, રુચિર શુભ સ્વીયા સ્વરૂપ ત્હું,
મ્હને લાગે વ્હાલી, સુરત મોંહીં પ્રીતિ અનુપ ત્હું;
મ્હને લાગે વ્હાલી, સુરત સુખ વેળા મધુર ત્હું
નમી યાચું તેથી, મન ધરીં સદા સાથ વસવું ૯૧

પ્રિયે વ્હાલી સાચું, તુજ તન રૂપી આ રમકડું,
ઘડેલું બ્રહ્માએ, નર હૃદય માટે રસિકડું:
સ્વચેતે ચેતાવી, વૃષિ વદન સૌભાગ્ય રસ તું,
વસુધામાં મૂક્યું, સુર સદન રૂપે સુખ ભર્યું. ૯૨

મહા મોધી મીઠી, સુદ પ્રમુદદાયી સુરભિઆ,
ઉડંતી વ્હાલી ! ત્હું, સુરસ સરિતા વાક્ય સરત !;
ન જીવ્હા નાસા તે, રસ સુરભિનો સ્વાદ લહતાં,
લઇ પી સ્વાદે તે, શરણુ છંદ આનંદ કરતાં. ૯૩

ભવાબ્ધિ અશ્રુનો, લવણુ મટીં મીઠો રસ થવા;
સુધા પ્યાલી ત્હુંમાં, જિવન રસ સંધ્યા સઘનતા,
દુઃખે ડુબેલાને, જિવિત સુખ આધાર પ્રમદા;
સ્વીયા આર્યારૂપે, રતિ પરમ ત્હું નાવ જગમાં. ૯૪

# ॥ प्रेमकथा ॥

( મરોડું. )

શરદ પુનમની રાત્યે ઓધા ! સૌ અમે.
હેત કરી હરિજીએ તેડી પાસજો;
રાસ તાળ દઈ નાચી નચવી નેહથી;
અંકે લેઇ ભીડમાં હૃદયા સાથજો. ૧

વ્હાલાં વ્હાલાં કરી અમોને વ્હાલથી,
વ્હાલા કરની દેતાં વ્હાલી મંધ જો;
છેટાના છેટા છતાં થઈ પાસમાં,
અનંગ અંગના ઢીલા કીધા બંધ જો. ૨

ચંદ્રકળામાં ચંદ્ર અમારા ચૂમતાં,
કંઇ કંઇ લેઈ ઉર ગંગનાં નીરજો;
છાંટીને છંટાઇ ભીને અંગડે,
ભીનાં કીધાં કંઈ કંઈ તાણી ચીર જો. ૩

કંઠ પાશ લઇ કંઠ ઝુમતાં ચૂમતાં,
ધીમે પગલે પ્રેમનીરે ભજવીર જો,
કંઈ કંઇ કહેતાં પ્રમુખ વાતને ચાલતાં,
ચૂમ્યાં અમને જ્યાં ત્યાં થઈ અધીર જો, ૪

એજ સુખના આજ અમોને ઓરતા.
થાતી કંઇ કંઇ રોતી ઉભી આમજો.
સૌ વ્રજમંડન પ્રેમ મૂર્તિએ રાંખજો,
વાંસળી વાગી કરો એટલું કામ જો. ૫

'વ્રજવિહારી.'

---

# ॥ ગોપીસંદેશ ॥

( મળેલું )

હે માધવ ! હે કુંજ વિહારી, એકવાર અંતર ધરજો;
અમો અબળાની અરજી એ જે, નાથા વેરેરા વળજો. હે માધવ
ગોકુળ છોડી મથુરાં વાસી,વાસી બેસી વૈકુંઠ,
આનંદ ઘેતે અમને ભૂલ્યા, ના જાણ્યાં અમ દુઃખ. હે માધવ.
બાળપણામાં બાંહે સાહી, સાહી મન તન પ્રાણ,
ગિરિધારી ! ગોકુલ વિહારી, સૂનાં કરો કાં શ્યામ ? હે માધવ.
ત્હમ વિના હે વ્હાલા વિઠ્ઠલજી, વંસીવટની છાંય;
ગોપ ગોવાળાં ગાયોનાં ટોળાં, સૂનાં યમુના ઘાટ હે માધવ.
વાટે ઘાટે વ્હાલા ! અમો સૌ, ઉભી જોઇએ છીએ વાટ્ય;
મોરલીધર ! માધવ ! પધારો, વૃંદાવનની માંહ્ય. હે માધવ.

'વ્રજવિહારી.'

---

# ॥ दग्ध दिलने आश्वासन ॥

( મળેલું. )

રડે શાને, હૈયા ! રડવું તુજને તો ચિર રહ્યું !
હવે છાનું ! હૈયા ! રડવું તુજને કૈં પ્રિય બન્યું !
હવે ના રોજે તું ! રૂદન મહીં કૈં તું રમી રહ્યું,
વિરામી રૂહે હાવાં ! દહન મહીં એ નાજ રડવું !
દવાગ્નિ ચોપાસે સળગી ઉઠતાં તું બળ્યું ખરે,
વળી ના બાઇ એ દહન થકી એ ન્હાસી છૂટવા !
દૂઝાવાનું ત્હારે નિરમ્યું વિધિનું ના ફરી શકે !
છતાં કોઇ કાલે શમન પણ ત્હારૂં નહીં થશે !
વિપત્તિમાં શાને રૂદન કરવું દગ્ધ દિલ, ઓ ! ?
નથી પામ્યું ફલાન્તિ રૂદન કરતાં આજ સુધીનું ?
બધા એ દહાડા ના રૂદનમય હોઇ કદિ શકે ?
ભલે આજે આવ્યું રૂદન ! કદિ એ સુખમય થશે !

હવે છાનું બાપુ ! બધિર ! થયું તું દગ્ધ બહુ છે,
થયું ભાવિ ! થાશે પણ સકલ ભાવિ તદપિ રે !
ન રોવું હૈં ત્હારે ! રૂદન નખરાંજ ગણવી,
સદા રહેવું ત્હારે ! સદન શિખતાં શાન્તિ પરવી !
ખરો તો એ, બાપુ ! નથીજ પ્રભુ પ્રાપ્તિપથ બીજો !
વૃથા અશ્રુ સારે શિથિલ થઇ શાને હૃદય તું !
અધીરું ના થાવું ! ત્રિદિન ત્રિભુને તો નકી બધું:
ત્યજી સૌ તર્કોને શરણ ગ્રહજે એજ વિભુનું !
નિરાશા-આશાના વિકટ જલમાં ના ઉતરજે,
પછી ના ડૂબાવું, તરણ પણ બાકી નહિ ત્હને !
છતાં આશા કેરા શીતલ ઝરણાંના સીકર એ.
સદા મિથ્યાવાદી દુઃખદજ હૈં દાઢ રાખશે !

કુંજશે.

---

# । उपनिषत्प्रकाशित मरणोत्तर स्थिति. ।

## પ્રકરણ ૮ મું.

( અનુસંધાન ગતાંકથી. )

### પિતૃયાણ. *

( ચાલુ )

બીજે દિવસે ઉદ્દાલક મુનિએ પ્રવાહણ રાજાને પુછ્યું કે—હે ભગવન્ ! આપે પઞ્ચાગ્નિ વિદ્યાનો પ્રકાશ કરીને પાંચમી આહુતિ અગ્નિમાં હોમાયા પછી તે આહુતિનું જળ

---

* પિતૃયાણ એટલે પિતૃલોક અથવા ચંદ્રલોક સુધી જવાનો માર્ગ; અને દેવયાન એટલે દેવલોક અથવા સ્વર્ગ સુધી જવાનો માર્ગ. પાંચમા પ્રકરણમાં જ્યોતિશ્ચક્ર શિશુમાર ચક્ર વિષે કહ્યું છે. તે ચક્રના પીઠના ભાગને અજવીથી અથવા પિતૃયાણ કહે છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પિતૃયાણ અને દેવયાન વિષે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

पितृयाणोऽजवीथ्याश्च तथा गस्त्यस्य चान्तरम् ॥
सप्तर्षि नागवीथ्यन्ते देवलोकं समाश्रिताः ॥

અજવીથી અને અગસ્ત્યના તારા વચ્ચેના પ્રદેશને પિતૃયાણ, તથા સપ્તર્ષિ તારાઓ અને નાગવીથી વચ્ચેના પ્રદેશને દેવયાન કહે છે. અજવીથી અને નાગવીથી વિષે ગર્ગસંહિતામાં કહ્યું છે કે—

પુરૂષરૂપ પરિણામ શી રીતે પામે છે, તે પાંચમા પ્રશ્નનું વિવેચન કર્યું. તેમજ દેવયાનનું રહસ્ય પ્રકટ કરીને ઊર્ધ્વ ગમન કરનારા જીવો સ્વર્ગમાં ગયા પછી ત્યાંથી બ્રહ્મ લોકમાં શી રીતે જાય છે, તે પણ કહ્યું. એવા મહાપુણ્યશાલી જીવો પુનઃ આ લોકમાં ન આવતાં કાં તો કલ્પાન્તે દેવશરીર ધારણ કરે છે, અથવા તો બ્રહ્માની સાથે સૂક્ષ્મ તત્વોમાં વિલીન થઇ પરિણામે બ્રહ્મરૂપને પામે છે, એ વિગેરે કથન કર્યું. પરંતુ જે જીવો સ્વર્ગમાં જઇ શકતા નથી, તેઓની કેવી ગતિ થાય છે, શી રીતે તેઓની પુનરાવૃત્તિ થાય છે, અને કેવા જીવો આ લોકમાં પુનર્જન્મ ધારણ કરે છે, તે સર્વનો આ બ્રહ્મ સભામાં પ્રકાશ કરવા કૃપા કરશો, એવી અમે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.

પ્રવાહણ—હે વિપ્રર્ષે ! આપની જિજ્ઞાસા યોગ્ય છે. હું તે સર્વ પૃચ્છાનો યથામતિ પરિહાર કરૂં છું. આ લોકમાં જેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યની ઉત્તમ યોનિ પામીને પૂર્વાવસ્થામાં બ્રહ્મચર્યવ્રતનું પાલન કરી વેદાધ્યયન કરે છે, તેમ જ વેદાધ્યયનની સમાપ્તિએ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને અગ્નિ હોમાદિક વેદવિહિત કર્મો કરે છે, તથા જે મનુષ્યો અન્ય મનુષ્યોના ઉપકારાર્થે ધર્મશાળા જળાશયાદિ બંધાવી તન, મન અને ધનથી પરની પીડાનું નિવારણ કરવામાંજ રચ્યા પચ્યા છે, એટલું જ નહિ પણ પાત્રજનોને યથાશક્તિ ધન દાન આપીને તેઓના હૃદયનો આશીર્વાદ સંપાદન કરે છે, તેવા સત્યશીલ અને કામ, ક્રોધ, મોહ, લોભ, મદ અને મત્સરનો પરિત્યાગ કરનારા પુણ્યાત્માનું આયુષ્ય જ્યારે ક્ષીણ થાય છે, ત્યારે તેઓની ઇન્દ્રિયો ઉદાન પ્રાણમાં લીન થાય છે, અને તે ઉદાન પ્રાણ શ્રોત્ર, મુખ, નાસિકા અથવા ચક્ષુઆદિ દ્વારે જ્યારે ઉર્ધ્વ ગમન કરે છે, ત્યારે પ્રથમ ધૂમાભિમાની દેવો તે જીવાત્માને પોતાના લોકમાં લઈ જાય છે. ત્યાંથી કેતુમાલ નામના ખંડમાં વસનારા રાત્રીના

---

हस्तश्चित्रा विशाखिका अजवीथीति ॥
कृत्तिका भरणी स्वाति नागवीथी प्रकीर्तिता ॥

હસ્ત, ચિત્રા ( કન્યારાશિ ) અને વિશાખા ( તુલારાશિ ) ને અજવીથી કહે છે. કૃતિકા, ભરણી ( મેષ, વરખ ) અને સ્વાતિ ( તુલા ) ને નાગવીથી કહે છે.

વીથી એટલે માર્ગ. દેવલઋષિએ તેવા ૯ માર્ગોને ૨૭ નક્ષત્રોમાં નીચે પ્રમાણે વેહેંચી આપેલ છે.

| માર્ગ. | નક્ષત્રો. | રાશિ. |
|---|---|---|
| ૧ નાગ, | અશ્વિની, ભરણી, કૃતિકા, | મેષ, વૃષભ. |
| ૨ ગજ, | રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, | વૃષભ, મિથુન. |
| ૩ ઐરાવત, | પુનર્વસુ, પુષ્પ, અશ્લેષા, | મિથુન, કર્ક. |
| ૪ ઋષભ, | મઘા, પૂર્વા ફા૦, ઉત્તરા ફા૦, | સિંહ, કન્યા. |
| ૫ ગો, | હસ્ત, ચિત્રા, સ્વાતિ, | કન્યા, તુલા. |
| ૬ જરદ્‌ગો, | વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, | તુલા, વૃશ્ચિક. |
| ૭ મૃગ, | મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, | ધન, મકર. |
| ૮ અજ, | શ્રવણ, ધનિષ્ઠા, શતતારા, | મકર, કુંભ. |
| ૯ દહન, | પૂર્વ ભા૦, ઉત્તર ભા૦, રેવતિ, | કુંભ, મીન. |

દેવો તેને પોતાના લોકમાં લઇ જાય છે. રાત્રી દેવોના લોકમાંથી તે કૃષ્ણ પક્ષના દેવોના લોકમાં, ત્યાંથી દક્ષિણાયન માસના દેવલોકમાં, ત્યાંથી સંવત્સરના લોકમાં, ત્યાંથી પિતૃલોકમાં અને પિતૃલોકમાંથી ચંદ્રલોકમાં જાય છે.* ચંદ્રમા સ્વર્ગનું દ્વાર છે,× તેથી આવા જીવાત્માઓ, ચંદ્રલોકમાં આવી સ્વર્ગના સુખનો અનુભવ કરે છે. હે ગૌતમ ! ચંદ્ર મનોમય, અન્નમય અને અમૃતમય છે. તેમ જ દેવ, પિતૃઓ, મનુષ્ય, ભૂત, પશુ, પક્ષિ, સર્પ તથા લતાઓને જીવન આપે છે, તે કારણથી તે સર્વમય પણ કહેવાય છે. તેથી આવા જીવો જ્યારે ચંદ્ર લોકમાં જાય છે, ત્યારે તેઓનાં શરીરો ચંદ્રમય થવાથી તેઓ પણ મનોમય, અન્નમય અને અમૃતમય થાય છે. એમ કહ્યું છે કે —આવા ચંદ્રમય જીવો જેઓ સોમરાજા કહેવાય છે, તે દેવોના અન્ન રૂપ બને છે, એટલે દેવો તેઓનું ભક્ષણ કરે છે. હે ગૌતમ ! પૃથ્વીમાંથી ચંદ્રલોક સુધી જવાના માર્ગને પિતૃયાણ કહે છે. મહાત્માઓ તેને ધૂમ માર્ગ, કૃષ્ણ ગતિ, દક્ષિણાયન અથવા અજ્વીથી પણ કહે છે.

ઉદ્દાલક—હે રાજન્ ! ચંદ્રલોકમાં આવેલા જીવોને દેવો ભક્ષણ કરે છે, તે વાસ્તવિક છે કે શી રીતે ? તેમાં શું રહસ્ય રહેલું છે ?

પ્રવાહણ—હે મુનીશ્વર ! વાસ્તવિક રીતે આપણે જેમ અન્નનો આહાર કરીએ છીએ તેમ દેવો કોઈ પણ પદાર્થનો આહાર કરતા નથી. પરંતુ ચંદ્રલોકમાં આવેલા જીવો દેવોના ઉપકરણ રૂપ બને છે; એટલે દેવો તેઓને વિશ્રાંતિ આપી કર્માનુરૂપ ફળ આપે છે, અને તે પ્રમાણે તેઓનાં પૂર્વકૃત કર્મનો ક્ષય કરે છે. હે ગૌતમ ! કર્મનો ક્ષય કરવાથીજ દેવો તેઓનું ભક્ષણ કરે છે, એમ કહેલું છે.

એ પ્રમાણે ચંદ્રલોકમાં જ્યારે તેઓના પુણ્યકર્મનો ક્ષય થાય છે ત્યારે તેઓ ત્યાં એક ક્ષણ પણ રહી શકતા નથી. પરંતુ જે માર્ગે તેઓ ગયા હોય તે માર્ગેથી પાછા ફરે છે. પાછા ફરવાનો ક્રમ એવો છે કે-તેઓ ચંદ્રમાંથી આકાશમાં આવી આકાશ રૂપ થાય છે. ત્યાંથી વાયુમાં પ્રવેશ કરી વાયુરૂપ થાય છે; વાયુમાંથી ધૂમરૂપ થાય છે; ધૂમમાંથી અભ્રરૂપ, અભ્રમાંથી મેઘરૂપ થઈ પૃથ્વી ઉપર જળ રૂપે વર્ષે છે. પૃથ્વી ઉપર જળરૂપે વર્ષીને સ્વસ્વકર્માનુસાર ઓશધિ, વનસ્પતિ યવ, તિલ અથવા અડદ રૂપ થાય છે. આવી સ્થિતિમાંથી તેઓ અતિકષ્ટે ઉત્પાદક પુરૂષના શરીરમાં અન્ન અથવા પાન રૂપે પ્રવેશ કરી વીર્ય રૂપ બને છે ત્યાંથી સ્ત્રીમાં પ્રવેશ કરી ગર્ભની વૃદ્ધિ ભોગવી તે પ્રકારના પુનઃ મનુષ્ય રૂપે જન્મ ધારણ કરે છે.

ઉદ્દાલક—હે રાજન્ ! ચંદ્રલોકમાં જ્યારે તેઓના કર્મનો ક્ષય થાય છે, ત્યારે તેઓ પુનરાગમન કરે છે એમ આપે કહ્યું. કર્મનો જ્યારે ક્ષય થાય ત્યારે નિઃસંશય મોક્ષ મળવો જોઇએ, એમ અમે સાંભળ્યું છે. છતાં આ જીવોનો મોક્ષ ન થતાં પુનરાગમન થાય છે, તેનું શું કારણ હશે !

પ્રવાહણ—હે ગૌતમ ! કર્મની ગતિ અતિ ગહન છે. સંચિત, પ્રારબ્ધ અને ક્રીયમાણ એવા કર્મના ત્રણ ભેદ છે. એક જીવ જન્મમાં અસંખ્ય કર્મો કરે છે, તે સર્વનો પરિપાક

---

* જુઓ છાંદોગ્યોપનિષત્ ૫-૧૦-૩ તથા ૪ તથા બૃહદારણ્યકોપનિષત્ ૬-૨-૧૬.
× જુઓ કૌષીતકી બ્રાહ્મણોપનિષત્ ૧-૨.

એક સાથે જ થઈ શકતો નથી. જન્મથી આરંભી મરણ પર્યંત જે કર્મો કરવામાં આવે છે, તે ક્રિયમાણ કહેવાય છે. તે ક્રિયમાણ કર્મોમાંથી કેટલાંક એવાં કર્મો હોય છે કે તેઓનો તુરત પરિપાક થાય છે. તે કર્મોનું ફળ તે જીવને તેના તેજ જન્મમાં મળે છે. કેટલાંક કર્મોનો પરિપાક પૃથ્વી લોકમાં ન થતાં અન્ય લોકમાં થાય છે' વેદવિહિત યજ્ઞાદિક કર્મોનો પરિપાક ચંદ્રલોકમાં થાય છે; તેથી વેદવિહિત યજ્ઞ કરનારાઓને તે કર્મોનાં ફળ ભોગવવા ચંદ્રલોકમાં જવું પડે છે. ચંદ્રલોકમાં જતાં પેહેલાં કેટલાંક એવાં કર્મો હોય છે કે જેનો પરિપાક માર્ગમાં આવતા લોકમાં થવાથી, તે તે લોકમાં રહી તે જીવોને તે લોકનાં સુખ દુઃખો ભોગવવાં પડે છે. ચંદ્રલોકમાં ભોગવવાનાં કર્મોનો જ્યારે ક્ષય થાય છે ત્યારે તેઓનું પુનરાગમન થાય છે. અને પૃથ્વી લોકમાં પરિપાક થવા યોગ્ય જેટલાં કર્મો હોય છે તેટલાં કર્મોના ફળ રૂપે પુનઃ પાર્થિવ શરીર પ્રાપ્ત થાય છે. અર્થાત્ એક દેહનો પરિત્યાગ થયા પછી અન્ય દેહની પ્રાપ્તિ જે કર્મો કરાવે છે, તે પ્રારબ્ધ કર્મ કહેવાય છે. આ પ્રારબ્ધ કર્મનું ફળ તે દેહે અવશ્ય ભોગવવું પડે છે. પરંતુ પ્રત્યેક જન્મે એ રીતે કેટલાંક એવાં કર્મો રહી જાય છે કે જેઓનો પરિપાક પુનર્જન્મ સુધી પણ થઈ શકતો નથી. જન્મે જન્મે રહી ગયેલાં આવાં કર્મો સંચિત કહેવાય છે. આ સંચિત કર્મોમાંથી કેટલાંક કર્મો બીજા, ત્રીજા અથવા એવા અસંખ્ય જન્મને અંતે પરિપાક પામે છે. અર્થાત્ દેહાન્તરની પ્રાપ્તિ છેવટના જન્મનાં જ કર્મોથી થતી નથી, પણ અનેક જન્મનાં કર્મોમાંથી જે કર્મો તે કાળે પરિપક્વ થવાને યોગ્ય થયાં હોય તે કર્મોથી જ હોય છે. એ પ્રમાણે ચંદ્રલોકમાં માત્ર યજ્ઞાદિક પુણ્યકર્મોનો જ ક્ષય થાય છે. પરંતુ તે કર્મો શિવાયનાં બીજાં અનેક શેષ કર્મો રહે છે; તે કર્મોનાં ફળ ભોગવવા માટે તેઓની પુનરાવૃત્તિ થાય છે શેષ કર્મો રહેવાથી મોક્ષનો પ્રસંગ આવતો નથી. હે મુનીશ્વર ! જો શેષ કર્મો રહે છે એમ ન માનીએ તો ઘણી અવ્યવસ્થા થઈ જાય. બ્રહ્મહત્યાદિક મહાપાતક બ્રહ્મઘાતકને એક જન્મનું નહિ પણ અનેક જન્મનું કારણ થઇ પડે છે. પઞ્ચાગ્નિ વિદ્યામાં કહ્યા પ્રમાણે પ્રત્યેક આકાશિય તત્ત્વના પરમાણુને ચલાયમાન કરી કર્મ કરનાર પોતાને માટે નવીન દેહ ઉત્પન્ન કરે છે, એટલું જ નહિ પણ પ્રત્યેકકર્મની ગતિથી અંતઃકરણના પરમાણુઓમાં પણ વિકાર થાય છે; તે વિકારને સંસ્કાર કહે છે. આવાં અનેક કર્મોથી ઉત્પન્ન થયેલ એકંદર સંસ્કારોથી અંતઃકરણમાં ભાવિ ક્રિયાના અંકુર રૂપ જે બીજ રોપાય છે, તેને વાસના કહે છે. તે વાસના રૂપે પરિણામ પામેલાં કર્મો લિંગ દેહમાં અંતર્હિત રહે છે. કોઈ મર્કટનું તુરતનું જન્મેલું બાળક પોતાની માતા સાથે અનેક પ્રવૃત્તિઓ કરે છે, તે કોઈ પૂર્વ વાસનાનું ફળ છે. મર્કટનો પુનર્જન્મ મર્કટમાં જ આવે એવો નિયમ નથી. પરંતુ મર્કટની પૂર્વે કોઇ ગમે તેવી વિજાતીય યોનિમાં તે જીવાત્માનો જન્મ થયો હોય છે. છતાં જ્યારે મર્કટ યોનિમાં જન્મ થતાંજ તે અનેક પ્રવૃત્તિઓ કરવા મડી પડે છે, ત્યારે તે ઉપરથી પૂર્વના અનેક જન્મોની વાસના તેમ જ તેના કારણ રૂપ કર્મનું અનુમાન અનાયાસે થઈ શકે છે.×

ઉદ્દાલક—હે રાજન્ ! દેહાન્તર પ્રાપ્તિનું કારણ પ્રારબ્ધ કર્મો છે, ત્યારે સંચિત કર્મો જીવાત્માની સાથે રહે છે કે તેનાથી વિયુક્ત થઇ જાય છે ?

---

× જુઓ છાંદોગ્યોપનિષત્ ૫–૧૦–૫ ઉપર શંકર ભાષ્ય.

પ્રવાહણ—હે મુનિશ્રેષ્ઠ ! દેહાન્તર પ્રાપ્તિનું કારણ પ્રારબ્ધ કર્મો છે, તે સત્ય છે. પણ તે કારણથી સંચિત કર્મો જીવાત્મામાંથી વિયુક્ત થઇ શકતાં નથી. મહાનુભાવ અથર્વ મંત્ર દ્રષ્ટા દધ્યઙ્ ઋષિએ અશ્વિની કુમારોને મધુકાંડ સમજાવતાં કહ્યું છે કે*—કાર્ય અને કારણોના અંશો સમાન જ છે. દેશ, કાળ અને વસ્તુના નિમિત્ત કારણથી કોઇ કાર્યમાં કદાચ તેના કારણના સર્વે અંશોનો આવિર્ભાવ થતો ન હોય તો પણ કાર્યમાંથી તેના કારણના સઘળા અંશોમાંથી કોઇ પણ અંશનો નાશ થઈ શકતો નથી. તે પ્રમાણે પ્રારબ્ધ કર્મના ફળ રૂપે એક દેહનો નાશ થઈને અન્ય દેહની પ્રાપ્તિ થયા છતાં શેષ રહેલાં કર્મો જીવાત્માથી વિયુક્ત થતાં નથી. જો એક દેહની સાથે સર્વ કર્મોનો નાશ થાય છે, એમ માનીએ તો સ્થાવરાદિયોનિ પ્રાપ્ત થયેલ જીવાત્માનો ઉત્કર્ષ થવાનો પ્રસંગ કદિ પણ આવે નહિ. અને તે માટે જ એક દેહના અંત સાથે સર્વકર્મોનો ક્ષય ન થતાં શેષકર્મોથી સંસાર પ્રાપ્તિ થાય છે, એ સિદ્ધાંત સત્ય અને યુક્તિ યુક્ત છે.

ઉદ્દાલક—હે રાજેન્દ્ર ! શેષકર્મોના બળથી જીવાત્માને સંસાર પ્રાપ્ત થાય છે, તે સિદ્ધાન્તનું રહસ્ય અમારા લક્ષમાં યથાર્થ આવ્યું. પરંતુ વેદવિહિત કર્મ કરનારાઓને જ્યારે વનસ્પતિ આદિ સ્થાવર યોનિમાં પુરૂષના ભક્ષણ રૂપ થવું પડે છે, એમ કહેવાથી વેદની મહત્તાને હાનિ પોહોચે છે. માટે તે વિષયમાં સત્ય રહસ્ય શું રહ્યું છે, તે કૃપા કરીને સમજાવો.

પ્રવાહણ—હે મુનિશ્રેષ્ઠ ! વેદ સર્વથા સર્વદા પૂજનીય જ છે. દેવયાન અથવા પિતૃયાણ માર્ગે જનારા જીવોને જ્યારે દેહાન્તર પ્રાપ્તિ થાય છે ત્યારે ત્યારે ચંદ્ર અથવા સ્વર્ગાદિ લોકમાં જતાં તે જીવોને સ્વપ્નના જેવું વિજ્ઞાન રહે છે. તે વિજ્ઞાનથી તેઓ તે તે લોકના વિષયોનો અનુભવ કરે છે. હે ગૌતમ ! અર્ચિષ્ અથવા ધૂમ માર્ગે આરોહણ કરનાર જીવોને દેહારંભક કર્મના યોગથી દેહાન્તર પ્રાપ્તિ થાય છે; અને તે કર્મના ઉપભોગાર્થે તે દેહમાં તેને વિજ્ઞાન રહે છે. ચંદ્રલોકમાં દેહારંભક કર્મોનો ઉપભોગથી ક્ષય થાય છે, ત્યારે તેનું કાર્ય રૂપ શરીર જે અપ્તત્ત્વનું બનેલું હોય છે, તે અગ્નિ સંયોગથી ઘીની પેઠે ઓગળી જઈ અતિ સૂક્ષ્માવસ્થા પ્રાપ્ત કરે છે, અને જીવાત્માની સાથે બીજ રૂપે રહે છે. પરંતુ જેમ વૃક્ષ ઉપરથી પડતા મનુષ્યમાં ચેતન છતાં તેનું સર્વ ચેતન સ્તંભિત થઈ જાય છે, તેવી રીતે ચંદ્ર લોકમાંથી પાછાં આવતાં દેહારંભક કર્મનો અભાવ હોવાથી તે જીવોનો ગર્ભવાસ થાય છે ત્યાં સુધી તેઓને દેહાન્તર પ્રાપ્તિ થતી નથી, પણ આકાશાદિ તત્ત્વ અને વનસ્પતિ આદિ પદાર્થોમાં અનુક્રમે પ્રવેશ કરીને રહે છે; તે કારણથી તે સ્થિતિમાં તેઓનું વિજ્ઞાન મૂર્છિત રહે છે. કદાચ કોઇ શ્રદ્ધાહીન પામરપુરૂષ એવી શંકા કરે કે વેદમાં હિંસાકર્મ કરવાનું હોવાથી તે હિંસાકર્મના ફળરૂપે ચંદ્રલોકમાંથી પાછા આવતા જીવો સ્થાવરાદિ યોનિ પામી કષ્ટકર સ્થિતિ ભોગવે છે; તો તેની તે શંકા લેશ માત્ર પણ આદરણીય નથી. કેમ કે કેવળ ધર્મનું જ નિરૂપણ કરનાર વેદમાં અધર્મનો લેશ પણ ગંધ માનવો, તે બુદ્ધિભ્રંશનું લક્ષણ છે. વેદે જે જે પ્રસંગે હિંસા કરવાની આજ્ઞા કરેલી છે, તે વેદની આજ્ઞારૂપ હોવાથી જ નિર્દોષ છે. તેમ છતાં પણ કદાપિ તે સદોષ છે, એમ માનીએ તો પણ વિષાદિ અન્ન પાનની વિક્રિયા ઔષધિથી શાંત થઈ શકે છે તેમ વૈદિક મંત્રોની ગતિથી આવા સદોષ

* જુઓ બૃહદારણ્યકોપનિષત્ અ. ૨ બ્રા. ૫ કં. ૧ થી ૧૯ સુધી.

કર્મની ગતિ છિન્ન ભિન્ન થઈ જાય છે. તેથી વૈદિક કર્મથી દુઃખાનુભવ પ્રસંગ કદી પણ પ્રાપ્ત થઇ શકતો નથી.

ઉદ્દાલક—હે રાજેન્દ્ર ! ચંદ્રલોકમાંથી પાછા આવતા સર્વે જીવો પુનઃમનુષ્યયોનિમાં જન્મ ધારણ કરે છે કે કોઇ અન્ય યોનિમાં પણ જન્મે છે ?

પ્રવાહણ—હે મુનિશ્રેષ્ઠ ! ચંદ્રલોકમાંથી પાછા આવતા જીવોમાંથી જેઓનાં શેષકર્મોમાં પુણ્ય અને પાપ સમાન હોય છે, તેઓ વનસ્પતિ આદિ ભક્ષ્ય પદાર્થ રૂપે ત્વરાથી ઉત્પાદક મનુષ્યના શરીરમાં પ્રવેશ કરે છે. અને તેઓ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ઘેર પુનર્જન્મ ધારણ કરે છે. પરંતુ જેઓનાં પાપ કર્મો પુણ્ય કર્મ કરતાં અધિક હોય છે, તેઓ અશ્વ-સૂકર અથવા ચાંડાલાદિની નીચ યોનિમાં અવતરે છે.× ભક્ષ્ય પદાર્થ રૂપે જે જે જાતિની વ્યક્તિ સાથે તેનો સંબંધ થાય છે, તે તે વ્યક્તિના વીર્યમાં તે વ્યક્તિના સર્વ અંગોનું સત્ત્વ સંયુક્ત થાય છે, એમ ઇતર નામના મુનીશ્વરના પુત્ર ઐતરેયે કહ્યું છે. * તે પ્રમાણે જીવાત્માનો સ્વકર્માનુસાર જે જે યોનિ સાથે સંબંધ થાય છે, તે તે યોનિની આકૃતિ સંપાદન કરે છે.

ઉદ્દાલક—હે રાજેન્દ્ર ! દેવયાને જનારા દિવ્યદર્શન યોગીશ્વરોનાં જીવાત્મા મૃત્યુ પછી સંકલ્પ માત્રમાં સ્વર્ગે જાય છે, એમ આપે કહ્યું છે. પરંતુ પિતૃયાણે જનારા જીવોને જતાં અને ત્યાંથી પાછા આવતાં કેટલો સમય લાગે છે, તે કૃપા કરીને કહો.

પ્રવાહણ—હે વિપ્રર્ષે ! પિતૃયાણે જનારા જીવોનિ ગતિ સ્વકર્મ ઉપર જ આધાર રાખે છે. તો પણ પિણ્ડોપનિષદ્‌માં કહ્યું છે કે - મૃત્યુ પછી વાસનાયુક્ત જીવનું સૂક્ષ્મ શરીર ત્રણ દિવસ અપસ્તત્ત્વમાં, ત્રણ દિવસ અગ્નિ તત્ત્વમાં, ત્રણ દિવસ વાયુ તત્ત્વમાં અને એક દિવસ આકાશ તત્ત્વમાં રહે છે. તે જીવની પછવાડે શ્રાદ્ધાદિ કર્મ કરનાર તેનો પુત્ર પહેલે દિવસે જે પિંડ આપે છે, તેથી તે જીવની પ્રાણાદિ કળાઓ આવિર્ભાવ પામે છે; બીજે દિવસે જે પિંડ આપે છે, તેથી સૂક્ષ્મ માંસ, ત્વચા અને લોહી ઉપજે છે; ત્રીજે દિવસે આપેલા પિંડથી હૃદય ઉપજે છે; ચોથે દિવસે આપેલા પિંડથી હાડકાં અને મજ્જા ઉપજે છે; પાંચમે દિવસે આપેલા પિંડથી હાથની આંગળીઓ, માથું અને મુખ ઉપજે છે; છઠ્ઠા દિવસે આપેલા પિંડથી જીવની પ્રતીતિ થાય છે; સાતમે દિવસે આપેલા પિંડથી સંજ્ઞા આવે છે; આઠમે દિવસે આપેલા પિંડથી વાણી, નવમા દિવસના પિંડથી ઇન્દ્રિયો અને દશમા દિવસના પિંડથી ભુખ તૃષાની જાગ્રતિ થાય છે. હે ગૌતમ ! એ પ્રમાણે જીવનો પિંડ§ બંધાયા પછી તેનુ ઊર્ધ્વ ગમન થાય છે. અગ્નિ હોમાદિક કર્મ કરનાર એજ દિવસમાં ધુમાદિ લોકનું ઉલ્લંઘન કરી પિતૃલોકમાં જાય છે એટલે બારમે દિવસે જ્યારે તેનો પુત્ર સપિંડી કરણ શ્રાદ્ધ કરે છે, ત્યારે તે જીવ પિતૃલોકમાં પ્રથમ આવેલા પોતાના પિતા પિતામહાદિક પિતૃઓમાં આવી પોહોચી તેઓની સાથે ત્યાં જ નિવાસ કરે છે; ત્યાંથી ચંદ્રલો-

× જુઓ છાંદોગ્યોપનિષત્ ૫—૧૦—૭ તથા બૃહદારણ્યકોપનિષત્ ૬—૨—૧૬.

* જુઓ ઐતરેયોપનિષત્ અ. ૨ મંત્ર ૧.

§ આ પિંડ એટલે શરીર પાર્થિવ તત્ત્વનું નહિ પણ અપસ્તત્ત્વનું સમજવું.

કર્મો જાય છે. પરંતુ ગૃહસ્થાશ્રમનાં અન્ય સુખો ભોગવ્યા છતાં જે જીવે અગ્નિની પરિચર્યા કરી નથી, તે જીવને પિતૃલોકમાં પોહોચતાં ઓછામાં ઓછું એક વર્ષ થાય છે.+

હે વિપ્રો ! પ્રથમ કહ્યા પ્રમાણે પ્રત્યેક લોકના જીવનું પૂર્ણાયુષ્ તે તે લોકના ૧૦૦ વર્ષો જેટલું હોય છે.[1] પિતૃલોક ભુવર્લોકમાં આવેલો છે. ચંદ્રલોક ભુવર્લોકને સીમાન્તે અને સ્વર્ગ લોકના દ્વાર પાસે આવેલ છે. ભુવર્લોકનાં પરમાણુઓ અપસ્તત્ત્વનાં બનેલાં હોય છે. હે ગૈતમ ! પિતૃલોક અથવા ચંદ્રલોકનો દિવસ મનુષ્ય લોકના દિવસ કરતાં ૩૦ ગણો દીર્ઘતર હોવાથી તે લોકનું પૂર્ણાયુષ્ મનુષ્યનાં ૩૦૦૦ વર્ષો જેટલું હોય છે.[2] પરંતુ આ લોકમાં પણ કોઇક જ મનુષ્ય પૂર્ણાયુષ્ ભોગવવાને ભાગ્યશાલી થાય છે. તેજ પ્રમાણે અન્ય લોકમાં પણ પૂર્ણાયુષ્ ભોગવવા જેટલાં બળવાન્ કર્મો કોઇક જ જીવોનાં હોય છે. તેથી ચંદ્રલોકમાંથી પાછા ફરવાના સમયની વધારેમાં વધારે મર્યાદા ૩૦૦૦ વર્ષોની કહેલી છે. માર્ગમાં આકાશાદિક પદાર્થોમાં તે જીવોનો પ્રવેશ થાય છે. પરંતુ તે સમયમાં તે જીવોને ફળ આપનાર કર્મોનો અભાવ હોવાથી ત્વરાથી તે તે પદાર્થોમાંથી તેઓની મુક્તિ થાય છે. તો પણ તે તે સ્થિતિમાં તેઓને તે તે સષ્ટિક્રમને અધીન રહેવું પડે છે. જળ રૂપે પૃથ્વી ઉપર આવ્યા પછી જે વનસ્પતિ સાથે તેઓનો સંયોગ થાય છે, તે વનસ્પતિના ફળનો પરિપાક થાય ત્યાં સુધી અને તે પરિપાક થયા પછી પુરૂષના શરીરમાં તે ફળ ભક્ષણથી,

---

+ જુઓ નિર્ણય સિન્ધુ પૃ. ૫૭૦

साग्निकस्तु यदा कर्ता प्रेतश्चाग्नि मान्भवेत् ।
द्वादशाहे भवेत् कार्यं सपिण्डीकरणं सुतैः ॥

गोभिलस्मृति.

सपिण्डी करणं कुर्यात् यजमानस्त्वनग्निमान् ।
अनाहिताग्नेः प्रेतस्य पूर्णेऽब्दे भरतर्षभ ॥

ભવિષ્ય પુરાણ.

વળી જુઓ ગરૂડપુરાણ.

वर्षयावत्खगश्रेष्ठ मार्गे गच्छति मानवः ।
ततः पितृगणैः सार्धं पितृलोकं स गच्छति ॥

૨-૧૬-૬-૭-૨૦

૧ મનુસ્મૃતિ અધ્યાય ૧ શ્લોક ૮૩ માં મનુષ્ય લોકના જીવોની આયુર્મર્યાદા સત્યયુગમાં ૪૦૦ વર્ષોની, ત્રેતામાં ૩૦૦ વર્ષોની દ્વાપરમાં ૨૦૦ વર્ષોની અને કલિયુગમાં ૧૦૦ વર્ષોની કહેલી છે.

૨ જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૧ શ્લોક ૬૬.

पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः ।
कर्म चेष्टा ततः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥

મનુષ્યનો એક માસ તે પિતૃઓની અહો રાત્ર બરાબર છે. માસના બે પક્ષોમાં કૃષ્ણ પક્ષ પિતૃઓને કામ કરવાના દિવસ બરાબર અને શુક્લપક્ષ નિદ્રા કરવાની રાત્રી બરાબર છે. તે માટેજ શ્રાદ્ધાદિક ક્રિયા કૃષ્ણ પક્ષમાં કરવામાં આવે છે.

વીર્ય થાય ત્યાં સુધી તેમજ ત્યાર પછી સ્ત્રીના ઉદરમાં નવ માસ સુધી તેઓને રક્ષા વિના ચાલતું નથી. હે મુનિશ્રેષ્ઠ ! એ પ્રમાણે જીવોને ચંદ્રલોકમાં જતાં અને ત્યાંથી પાછા આવતાં બહુ કાળ વીતિ જાયછે.

ઉદ્દાલક—હે રાજેન્દ્ર ! ચંદ્રલોકમાં જતાં જીવને અન્ય જે દેહની પ્રાપ્તિ થાય છે, તે દેહનું સંપૂર્ણ ઉદ્‌ઘાટન દશ દિવસે થાય છે, એમ આપે કહ્યું; તેમજ ચંદ્રમંડળમાંથી પાછા આવતાં ગર્ભમાં જતાં સુધી તે જીવ અચેત રહે છે, એમ પણ આપે કહ્યું. તે વિજ્ઞાન શૂન્ય સ્થિતિમાં તે જીવની કેવી ગતિ થાય છે, તેનું જે કંઇ રહસ્ય હોય તેનો પ્રકાશ કરવાને આપ યોગ્ય છો.

પ્રવાહણ—હે મુનિશ્રેષ્ઠ ! સુષુપ્તમાં, મરણ સમયે અને પ્રલયકાળમાં જીવાત્માનું અંતઃકરણ ઈન્દ્રિયો સાથે પ્રાણમાં લય પામે છે. પ્રાણાત્માને અંતઃકરણ અને ઇન્દ્રિયોનું સાધન ન રહેવાથી તેને બહિર્દ્દષ્ટિ થતી નથી. પરંતુ સ્વરૂપમાં એક ભાવ પામી પરમાનન્દનું સુખ અનુભવે છે.[3] તેજ પ્રમાણે ચંદ્રમંડળમાંથી પાછા વળતા જીવને જ્યાં સુધી ગર્ભમાં પ્રવેશ કર્યા પછી ભોગાયતન રૂપ દેહાન્તરની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી તેની ઇન્દ્રિ પ્રાણમય થવાથી અંતર્મુખ થઈને પ્રાણાત્મા સાથે સંપ્રસાદ જ પામે છે.[4] વસ્તુતઃ અંતઃકરણ અને ઈન્દ્રિયોના સાધન વડે જીવાત્માની બહિઃપ્રવૃત્તિ થવાથી તેને અત્યંત પરિશ્રમ થઇ જાય છે. તે પરિશ્રમની શાંતિ સુષુપ્તિકાળે, મરણકાળે અથવા પ્રલયકાળે સદ્રૂપ પરમાત્માની પ્રાપ્તિથી થઈ શકે છે. પરંતુ એ ત્રણે કાળમાં સત્સંપત્તિ થાય છે, છતાં કર્મજન્ય વાસનાના યોગથી પુનઃ પુનઃ સંસારાવસ્થા અથવા જાગ્રદવસ્થામાં જીવને આવવું પડે છે; એટલું જ નહિ પણ અજ્ઞાનનો નાશ નહિ થવાથી સદ્રૂપ પરમાત્માનાં દર્શન થયા છતાં તે જીવને તેનું કદિ પણ ભાન રહેતું નથી.[5] હે મહર્ષે ! પરમાત્માની અજ્ઞાન રૂપ માયા શક્તિનો પ્રભાવ અપરિમેય છે, તેનો પ્રતાપ અપ્રતિહન્ય છે, તેનું સામર્થ્ય અકુંઠ્ય છે. કોઈ વિરલ મહાત્મા જ પરમાત્માના અનુગ્રહથી જ તે દુસ્તર માયાનો પરાભવ કરી શકે છે !

[ ચાલુ. ]

માનશંકર વિ. પિતાંબરદાસ મહેતા.

---

૩ જુઓ છાંદોગ્યોપનિષત્ ૪–૩–૩ તથા પ્રશ્નોપનિષત્ ૪–૮ અને ૯.

૪ જુઓ છાંદોગ્યોપનિષત્ ૬–૯–૨ તથા ૧૫–૨.

૫ જુઓ છાંદોગ્યોપનિષત્ અ. ૮ ખં. ૬ મં. ૩ તથા બૃહદારણ્યકોપનિષત્ અ. ૪ બ્રા. ૩ કં. ૩૧ અને ૩૨.

# कीर्ति वांच्छना.

મનના અનેક પ્રકારના રાગદ્વેષ અને વલનો હોય છે કે જેથી સમાજની ગણનામાં આગળ વધનારની ખ્યાતિને ઓછી કરીને દુષિત બનાવવા તરફ સ્વભાવિક રીતે આપણે દોરાઇ જઇએ છીએ. એક સમયે તેના સમાન સાથીઓ તરીકે ગણાતા, સરખી રીતે લાભકારક દશાઓમાં દુનિયામાં પ્રવેશ કરનાર સર્વે, તેના ગુણોની ખ્યાતિને, તેમના પોતાના ગુણોના પ્રતિબિંબરૂપેજ ગણી કાઢવાના વલનવાળા હોય છે તેટલા માટે તેઓ તેના કોઇ ભૂતકાલના કાર્યનો દોષ શોધી કાઢીને તેની ઝાટકણી કાઢી નાંખે છે અથવા વર્તમાન કાલે અંકાતી તેની કીમતમાંથી તેને ગગડાવી પાડે છે. આમ કરવામાં તેમનો એટલોજ હેતુ હોય છે કે તેથી તેને તેમની સમાન દશામાં રાખી શકાય ઘણીવાર આવી જાતના વિચારથી એક વાર તેનાથી શ્રેષ્ટ ગણાતા માનવિઓનો દ્વેષ ઉશ્કેરાય છે; અન્યમાનવિ તેમના ઉપર વિજય મેળવી જાય, કીર્તિના શોધમાં તેમની સાથેસાથ થઇ જાય, એ તેમને તેમની ખ્યાતિમાં એક પ્રકારની ઓછપ આવવા જેવું લાગે છે. તેટલા માટે પોતાની ખ્યાતિને ઉત્તમ રીતે જાળવી રાખવાના હેતુથી તેના ખ્યાતિને છિન્ન ભિન્ન કરી નાખવાનો પ્રયત્ન કરે છે. એક વારના તેના સમાન સાથીઓ તેની ઇર્ષ્યા અને નિંદામાં દોરાઇ જાય છે, કારણ કે તેઓ હવે તેને પોતાના કરતાં અધિકરૂપે જુએ છે; એક વાર તેના કરતાં જેઓ ઉચ્ચ પંક્તિમાં હતા તેઓ તેની નિંદામાં દોરાય છે, કારણ કે તેઓ તેને પોતાના સમાન સાથી તરીકે ગણે છે.

આ ઉપરાંત જે માનવિની અદ્ભૂત કીર્તિ તેને સમાજના લક્ષમાં એકદમ આગળ લાવે છે, તેના પ્રત્યે અસંખ્ય લોક ચક્ષુઓ દોરાય છે, તે તેના દરેક અવયવનું સૂક્ષ્મ અવલોકન ચલાવે છે, સર્વ બાબતમાં તેના વિષે ઉંડાં ઉતરીને વિચાર ચલાવે છે, તથા તેના વિષે અધમ, ગેરફાયદાકારક વિચાર ચલાવવામાં જરા પણ ઓછાં આનંદતાં નથી કીર્તિના સામાન્ય પ્રવાદોના વિરૂદ્ધ થવામાં ચારિત્રવાળા પ્રતિભાશાળીના નબળી બાબતો ચારે પાસ ફેલાવવામાં એક પ્રકારનો આનંદ માનનારા ઘણા હોય છે. તેઓ પોતાની આસુરી શોધો એક પ્રકારના છૂપા ગર્વ સાથે પ્રસિદ્ધ કરે છે; અન્યના કરતાં ઉંડો શોધ ચલાવનાર, બાકીની દુનિયાના લક્ષ બહાર રહેલું શોધી કાઢનાર, સમાજના મોટા વિભાગને જે પસંદ પડયું છે તેમાં ખામી દર્શાવનાર, તેમની નિરાકરણબુદ્ધિની શ્રેષ્ટતા માટે તેઓ જાતેજ શાબાશી લેવા મંડી જાય છે. અન્ય કેટલાક એવા હોયછે કે જેઓ એકાદ મોટા માનવિની ભૂલો અને નબળાઇઓને એક પ્રકારના અંતર સંતોષ અને આનંદ સહિત પ્રસિદ્ધ કરવા મંડી જાય છે; તેમને આવા પ્રકારની કોઈ-પણ ભૂલ અથવા નબળાઇ પોતાની જાતમાં જણાઈ આવતી નથી; કારણ કે જ્યારે તેઓ અન્યનાં દૂષણોને ખુલ્લાં પાડતા હોય છે ત્યારે સ્પષ્ટ રીતે પોતાના ગુણોની જાહેરાત કરવાનો ઉદ્દેશ હોય છે તથા તેઓ દર્શાવવા માગે છે કે તેઓ આવાં દૂષણોને આધીન બને એવા નથી; એકાદ ઉચ્ચ અને ખ્યાત પ્રતિભાશાળીના કરતાં કેટલીક બાબતોમાં પોતાને ઉચ્ચ ગણવામાં તેઓ એક

પ્રકારના છૂપા ગર્વમાં આનંદ લેવાના વલણવાળા હોય છે. એવું વારંવાર બનતું જોવામાં આવે છે કે એકાદ અદ્દભૂત ખ્યાતિવાળાનાં દુષણો પ્રસિદ્ધ કરવામાં, પોતાનાં જીવનોમાં સમાન દુષણોવાળાના જેટલા અન્ય કોઇ પણ વિશેષ ઉદ્યમી બનતા નથી; તેઓ ગમેતો આટલા બધા ઉચ્ચ દૃષ્ટાંતના આધાર વડે પોતાની ખામીઓને છૂપાવવાની આશાવાળા હોય છે; અથવા શ્રેષ્ટ ખ્યાતિવાળા એકાદ માનવિને, તેના ચારિત્રના હલકા યોગ્ય વિભાગોમાં પણ મળતા આવવા માટે તેઓ પોતાની જાતની કલ્પનિક પ્રશંસા કરવા મંડીજાય છે. નિન્દાની આવીજ છૂપી હીલચાલો નિષ્ફળ નિવડવા છતાં, વારંવાર ક્ષુદ્રિના આશી ડોળથી એકાદ માનવિ એકાદ સુપ્રતિષ્ઠિત નામના ઉપર હુમલો કરવા મંડી જાય છે તથા તેને પોતાની આસપાસનાં માનવિઓમાં ગમ્મત અને હાસ્યને પાત્ર બનાવે છે. સામાન્ય ખ્યાતિના માનવિ પ્રત્યે ઉગામેલી વક્રોક્તિ અથવા નિંદા લેખ, ઉચ્ચ પદમાં આવતા તથા સમાજમાં આગળ તરી આવતા માનવિ પ્રત્યે ઉગામવામાં આવે તેના જેટલો વાચકોનો આવકાર અને ટેકો કદાપિ મેળવી શકતો નથી. જેનું ચારિત્ર ચારિત્રના વિષયને અયોગ્ય ગણાય છે એવા માનવિને ખુલ્લો પાડીને હાસ્ય પાત્ર બનાવવામાં વિશેષ સફલ જણાઇ આવતી આપણે ધારીએ છીએ, તેથી આમ થાય છે: અથવા અમુક સ્પષ્ટપ્રકારના દોષને લીધે તેની ખ્યાતિમાંથી તેને ગબડાવી પાડીને નરમ બનેલો જોવામાં તથા સમાજના અભિપ્રાય અને વાતચિતમાં જે આપણા ઉપર સ્થાન ભોગવતો હતો તેમાંથી તેને કેટલીક રીતે આપણા સમાન બનાવવામાં આપણે આનંદતા થયા છીએ તેથી આમ થાય છે.

આ પ્રમાણે આપણા જોવામાં આવ્યુ કે નિંદા અને અપકીર્તિ પ્રવર્તાવવાના કેટલા બધા અધમ અને ગૂંચવાયલા હેતુઓ હોય છે; મોટા માનવિનાં કૃત્યોની કેટલા બધા દુષ્ટ જાસુસો તપાસ ચલાવી રહ્યા હોય છે; આવી સખ્ત તપાસ માટે મોટાં માનવિઓ હમેશાં તૈયાર હોતાં નથી. સામાન્ય રીતે આપણા જોવામાં આવે છે, કે એકાદ મહાપુરૂષ પ્રત્યેનો આપણો પૂજ્યભાવ તેની સાથે નિકટનો સંબંધ થયા પછી ઓછો થવા માંડે છે; એકાદ મહાપુરૂષનું વર્ણન, કેટલાક અધમ દોષો અને નબળાઇઓના એક લિસ્ટવિના ભાગ્યેજ આપણા સાંભળવામાં આવે છે. આનું કારણ એમ હોવું જોઇએ, કે અન્યના કરતાં તેના વર્તનની એક સહજ ભૂલને પણ વિશેષ આગળ પડતી અને અવલોકન પાત્ર બનાવવામાં આવે છે; અથવા એવી ભૂલ તેના બાકીના વર્તન સાથે બીલકુલ બંધબેસતી આવતી નથી. અથવા એકાદ માનવિથી પોતાના જીવનના વિશેષ ઉપયોગી વિભાગ પ્રત્યે ધ્યાનવાળા બનવાની, તથા સાથે સાથેજ તેનાં વર્તન અને વાતચીતના દરેક લક્ષમાંના લેવા યોગ્ય બનાવ પ્રત્યે ધ્યાન આપવાની બાબત અસંભવિત લાગે છે; અથવા આપણે પ્હેલાં કહી આવ્યા તેમ, કીર્તિની વાંછનામાં દોરતું મનનું તેનું તેજ વલન આપણને સ્વાભાવિક રીતે આવા નાની નાની ભૂલો અને સરત ચૂકોના ભોગ બનાવે છે; આથી વિરૂદ્ધ મનના વલનના માનવિ આવાં ભોગ બનતા નથી.

સર્વ રીતે એટલું કબુલ કરવું જોઇએ, કે તેની કીર્તિના આવાં નિર્જીવ કલંક તેના ઉચ્ચ સદાચાર વડે વારંવાર ભૂસાઇ જાય છે. પરંતુ જો કીર્તિની ભૂલ ભરેલી શોધ ચલાવવાથી અથવા માનુષી નબળાઇથી જીવનના વિશેષ આગળ પડતા બનાવોમાં એકાદ

મૂળ ભરેલું પગલું ભરાઈ જાય તો મોટાં ગોઠવણોની સમગ્ર યુક્તિ તુટી પડે છે, તેમાં નિરાશ થવું પડે છે. કદાચ નાના નાના ડાઘ, તેમની આસપાસ પ્રસરતા પ્રકાશમાં ભૂંસાતા જાય અદૃશ્ય પણ થાય; પરંતુ ઉંડાં મૂળ ઘાલી બેઠેલું એકાદ કલંક અન્ય સર્વ શ્રેષ્ઠ બાબતો ઉપર પાણી ફેરવી વાળે છે, સમગ્ર ચારિત્રને ઝાંખુ પાડે છે. જ્યારે ખ્યાતિ પામેલો એકાદ માનવિ નાના નાના દોષને એટલો બધો પાત્ર હોય છે કે તે માલૂમ પડી આવતાં તેના માનને ઓછા હાનીકારક નથી હોતા ત્યારે નામની નામના જાળવી રાખવાની વિકટતા સ્પષ્ટ થાય છે. ખાસ કરીને જ્યારે આવા પુરૂષોની તેમના ઉપરી અથવા સમાન કક્ષાનાં માનવીઓ નિંદાનો ઘોષ ગજાવી રહ્યા હોય છે અથવા દોષ ગણનમાં વૃદ્ધિ કરી રહ્યાં હોય છે ત્યારે આમ થાય છે. પોતાનો વિવેક, બુદ્ધિ દર્શાવવાની ઇચ્છા વાળા તથા પોતાના ચારિત્રમાં તેની તેજ ખામી અથવા દોષવાળાઓ અથવા તેના વિનાના આ કાર્યમાં આગળ પડતો ભાગ ભજવે છે.

એકાદ વિખ્યાત માનવિની નિંદા કરવાનાં આવા પ્રકારના માનસિક વલણો અન્યમાં ના હોય, તેમજ તેનામાં પણ એવી કોઇ ખામીઓ ના હોય તો પણ તેને પોતાની પ્રતિષ્ઠાને સર્વ રીતે તેના શ્રેષ્ઠ પ્રકાશમાં જાળવી રાખવાને જરા પણ ઓછી વિપત્તિ સહવી પડતી નથી. જીવન અને પ્રચારમાં તેની કીર્તિના રક્ષણ માટે શુભ કાર્યોની હમેશાં એક પરંપરાજ જોઇએ. કારણ કે એક વાર તે અટકી પડતાં, સ્વાભાવિક રીતે તે વીંખાઈ થઇ વિખરાઇ જાય છે. વિસ્મય એક ટુંકુ જીવન ભોગવનાર આવેશ છે, જો તેમાં નવીન શોધોથી ઉમેરો ના થાય, દૃષ્ટિ મર્યાદામાં થતા નીત્ય નવીન ચમત્કારોની પરંપરા વડે તેને સજીવન ના રાખવામાં આવે તો પોતાના પાત્રથી ભોમીયા બનતાં તે એકદમ વિનાશ પામે છે. એકાદ સુવિખ્યાત માનવિનાં મોટામાં મોટાં કાર્યોને પણ આવા પ્રકારનો એક ગેરલાભ છે. તે ગમે તેટલાં અદ્‌ભૂત અને અમાનુષી હોય તો પણ તેની પાસેથી જે આશા રાખવામાં આવે તેથી તો કંઇ વિશેષ નથી; આથી વિરૂદ્ધ રીતે જો આવાં કાર્યો તેના વિષે બંધાયલા અભિપ્રાયની કોટિથી નીચેનાં ઠરે, જો કે તે કાર્યોથીજ અન્યની કીર્તિમાં વધારો થાય, છતાં પણ તેમનાથી તેની કીર્તિનોતો ઘટાડોજ થવાનો.

કીર્તિ મેળવવામાં અદ્‌ભૂત આનંદનો સમાવેશ હોવો જોઇએ, કોઇ એમ ધારે, કારણ કે આટલી બધી કષ્ટકારક ભાવનાઓ હોવા છતાં માનવિને આવા ભયંકર યુદ્ધમાં પ્રવર્તાવે છે. એકાદ મહાન્ ચારિત્રને અનુસરતા નાના નાના દોષોનો, એકાદ લોભી મનને તેની ઇચ્છા વિરૂદ્ધ કેટલા બધા અસંતોષને પાત્ર બનવું પડે છે તેનો આપણે વિચાર કરીએ તો, કીર્તિ માટેના આટલા બધા જરા પણ ના જંપતા ઉમેદવારો જોઇને કોઇને પણ ભાગ્યેજ નવાઈ લાગ્યા વિના રહેશે.

લોભ વડે જીવાત્મામાં એક પ્રકારનું છુપું ઘાયલ મચે છે, મન પ્રજ્વલિત બનીને વિચાર વમળમાં ચકડોળે ચડે છે. હજુ પણ તે એકાદ ખાલી કાલ્પનીક શ્રેય માટે વલખાં મારે છે; આ શ્રેયમાં તેને શાંત અથવા સંતોષી બનાવાની શક્તિ નથી. આપણે

અન્ય જે જે બાબતોની તૃષ્ણા કરીએ છીએ તે તેમને યોગ્ય યોગ્ય ઇન્દ્રિયોની કામના સંતોષે છે તથા અમુક સમય માટે તો ક્ષુધાની તૃપ્તિ કરે છે. પરંતુ કીર્તિ આપણા સ્વભાવથી તદ્દન વિચિત્ર પ્રકારનો એક એવો પદાર્થ છે, કે જીવાત્મામાં તેને અનુસરતી કોઇ શક્તિનો સમાસ નથી, તેમજ તેમાં મઝા લે એવું દેહનું કોઈ અવયવ નથી. તે એક તૃષ્ણાનો એવો પદાર્થ છે કે જે પ્રાપ્તિના પ્રદેશની પાર વર્તે છે; કદાચ તેનાથી ખરેખરી રીતે થોડો સમય મન ચકરીએ ચઢે તેવા આનંદથી ઉભરાઈ જાય પરંતુ એ આનંદ તેના ભોગ સમયમાં માનવિને અશાંત અને અસંતોષી બનાવે છે. તેનાથી જેટલું નવીન કામનાને ઉત્તેજન મળે છે તેટલું વર્તમાન કામનાને સંતોષી શકાતું નથી, જીવાત્મા નવીન પ્રદેશો શોધવા નિકળી પડે છે. કારણ કે જેમને ધાર્યા પ્રમાણે કીર્તિ મળી હોય, જેમની તે માટેની તૃષ્ણા કીર્તિના મધ્યાહ્ન કાળે પણ તેઓ સમાજમાં પ્રસિદ્ધ થયા તે પૂર્વે હતી તેવીને તેવીજ તાજી ના હોય એવા નિર્લોભી કેટલાં ઓછાં માનવીઓ મળી આવશે! * * * ઘણાએ કીર્તિની શોધનો બીલકુલ ત્યાગ કર્યો છે; આમ થાય છે તે, તેમાં મળતી નિરાશાઓને લીધે થાય છે. અથવા તેમાંથી મળતા અલ્પ આનંદના તેમના અનુભવને લીધે આમ થાય છે; અથવા જ્ઞાનની વૃદ્ધિને લીધે અથવા વૃદ્ધાવસ્થાની સહગામી સ્વભાવિક શાંતિને લીધે આમ થાય છે; પરંતુ તેના વર્તમાન ઉપભોગના સંપૂર્ણ સંતોષ અને સ્વીકારમાંથી ભાગ્યેજ આમ થાય છે.

કીર્તિ સ્વતઃ માત્ર અસંતોષ પ્રદ છે એટલુંજ નહિ પરંતુ તે માટેની કામના પણ આપણને અનેક કષ્ટકારક પ્રસંગોમાં લાવી મૂકે છે: તે માટે આટલા બધા ઉચ્ચ માનવિનાનાં માનવિઓ આવા પ્રસંગોથી રહિત છે. જ્યાં આશા રાખી હોય ત્યાં વખાણ ના થતાં સાંભળીને લોભી માનવિ કેટલી બધી વાર નિરાશ બની જાય છે.? એટલુંજ નહિ પરંતુ તેનાં જે વખાણ થાય છે તે પણ તેણે ધાર્યા હોય છે તેટલા દરજ્જાનાં નથી હોતાં તો તે વખાણથીજ તેને ઓછું કષ્ટ સહન કરવું પડતું નથી. આમાં ખુશામદ મળ્યા વિના વખાણ આવાં બની શકતાં નથી કારણ કે આપણી જાત માટે આપણો જેવો અભિપ્રાય હોય છે તેવો સારો અભિપ્રાય ગણ્યાં ગાંઠ્યાં માનવિઓનોજ હોય છે। જો લોભી માનવિ વખાણ થવા છતાં આટલો બધો દુઃખી થાય છે તો તેની નિન્દા અને અપકીર્તિ થાય તે શી રીતે સહન કરી શકશે ? કારણ કે મનનું તેનું તેજ વલન તેની પાસે કીર્તિની વાંછના કરાવે છે અને નિંદા પ્રત્યે તિરસ્કાર રખાવે છે. લોકના હદપારના વખાણથી તે હર્ષથી ફુલાઇ જાય તો તે તેમની નિન્દાથી તેટલોજ શોક ગ્રસ્ત પણ બનવોજ જોઇએ. પોતાના ઉપર દરેકને આધિપત્ય આપનાર, અન્યના શુભ વા અશુભ વિચારોને આધિન પોતાની જાતને બનાવનાર, શોક દશામાં નાખવાની શક્તિ દરેક દ્વેષીવાણીને અર્પનાર, મનની સ્વાભાવિક શાંતિનો વિનાશ કરાવનાર, એકાદ લોભી માનવિનું સુખ કેટલું બધું ઓછું હોવું જોઇએ ? ખાસ કરીને જ્યારે આપણે દુનિયાને વખાણવા કરતાં નિન્દા કરવાના વિશેષ વલનવાળી માનીએ, તથા તેને ગુણ કરતાં દુર્ગુણોથી ભરેલી માનીએ તો આમ વિશેષ થાય છે.

૬ શુભ અને અશુભ, સ્વર્ગ અને નર્ક પ્રત્યે સ્વાભાવિક સમતાની અથવા ઉદાસિનતાની દશા, જેથી અન્ય સર્વ કરતાં માનવિ ભિન્ન પડી આવે છે તથા અહંતા અને સ્વાતંત્ર્યવાળો બને તેમાં યથાર્થ રીતે તપાસવા માગીએ તો નીતિનો સમાવેશ થાય છે.

૭ સદાચાર એ સદ્‌ગુણનું લોકિકશાસ્ત્ર છે તેમ નીતિ પારિભાષિક શાસ્ત્ર છે.

૮ કર્મોને ખરા ખોટારૂપે વર્ણવનાર શાસ્ત્ર.

૯ માનવ ચારિત્ર અને વર્તન સાથે સંબંધ ધરાવનાર વિદ્યા અથવા તત્વશાસ્ત્ર.

અ ભલે ! આપણે કાચી સામગ્રી તો ખુબ એકઠી કરી છે ! હવે આપણે તેને રાંધવાનો આરંભ કરવો જોઇએ, પછીથી ખાવાનો અને પછીથી પચાવવાનો ! શી રીતે આરંભ કરવો તે તમે સૂચવશો ?

બ મારા ધારવા પ્રમાણે આ અનેકવિધ વ્યાખ્યાઓમાં આપણે કયા કયા વિચારો ગ્રહણ કરી શકયા છીએ તે શોધવા માટે આપણે તેમના વિભાગ પાડવાની જરૂર છે

અ બહુ સારૂ; ત્યારે તેમ કરવા માંડો; ધર્મની વ્યાખ્યાઓમાં કયું, લક્ષણ વારંવાર જોવામાં આવે છે ?

બ એ વ્યાખ્યાઓનો મોટો ભાગ, એક અતિમાનુષી શક્તિ અથવા શક્તિયો, વિશ્વને નિયમતું શ્રેષ્ઠ મનસ્ અને ઇચ્છા, ઇશ્વર, ભક્તિનો વિષય, આત્મપ્રકૃતિ, એક દિવ્ય સત્વ અથવા સત્વો, અતિ પ્રાકૃતિક શક્તિયો વિષે સૂચના આપે છે: આવા એકને અમુક પ્રકારે આધિન રહેવાની, તેની ભક્તિ આરાધના કરવાનું કહેવામાં આવે છે. શા માટે આમ કરવું જોઇએ તેનું કારણ વ્યાખ્યાઓમાં આપવામાં આવ્યું નથી.

અ આ સમય આપણે એ કારણની શોધમાં ગૂમાવવાની જરૂર નથી. માંત્રથીમાત્ર એટલું કહેવું બસ થશે, કે આવી આધિનતાઓમાંથી તેમ વર્તનાર સર્વને સુખ મળતું માનવામાં આવે છે તેથી તેમ વર્તવામાં આવે છે.

બ પરંતુ સાહેબ ! આ તો તકરારી બાબત છે. કેટલાક લોક એટલા બધા ઉમદા અને શ્રેષ્ઠ મનના હોય છે કે તેમને સુખની જરૂર લાગતી નથી. તેઓ કર્તવ્ય અને કર્તવ્યની ખાતરજ પોતાનું સમગ્ર જીવન માગે છે; મેં કેટલાકને આમ કહેતાં સાંભળ્યા છે કે—જો કે કર્તવ્યની ભાવના સમજવા છતાં મારાથી તે બરોબર સમજી શકાતું નથી— પ્રભુનો પ્રેમ એજ આપો આપ બદલો છે.

અ ઠીક, મારા મિત્ર ! વર્તમાનમાં ગૌણ જેવી લાગતી બાબતો વિષે આપણે તકરાર કરીશું નહિ, જો કે આગળ ઉપર એ પણ મુખ્ય બાબતોનું રૂપ ધારણ કરશે. કેટલાક એમ માને છે એમ હું કબુલ કરૂં છું, કે તેઓ ખાય, પીએ, સુવે, ઉંઘે ઇત્યાદિ કાર્યોમાં તેમ વર્તે છે કારણ કે તેમ કરવાની તેમને માત્ર ફરજ લાગે છે, એ કાર્યોમ તેમને કંઇ સુખ પ્રાપ્ત થતું નથી; વળી તેમને તેમની જાત માટે સુખની જરૂર નથી તેથી તેઓ તેને અધમ કોટિનું ગણીને ધિક્કારે છે; તેની તેમને અન્યને માટે જરૂર લાગે છે, જેમને તેઓ સ્પષ્ટ રીતે પોતા કરતાં અધમ કોટિના ગણે છે કારણ કે તેઓ જેનો તિરસ્કાર કરે છે તેની તેવાઓ અભિલાષા રાખે છે. વળી જેઓ પ્રભુના પ્રેમને તેન પોતાના ઉદ્દેશરૂપે સ્વીકારે છે અને સુખનો સ્વીકાર કરતા નથી તેઓ ખરેખરી રીતે તેમના પ્રભુના પ્રેમમાં કોઇ પ્રકારનું સુખ લઇ શકતા નથી. વર્તમાન માટે તો આપણે આ સર્વનો સ્વીકાર કરીશું; સુખવાદી કદાચ કહેશે, કે એકને મન જેને પોતે કર્તવ્યરૂપે માનતો હોય છે તેજ સુખના પર્યાય રૂપે છે; અન્ય ને મન પ્રભુનો પ્રેમ સુખના પર્યાય શબ્દરૂપે છે. આટલો વિચાર તો માંડથી માંડ કર્યો, આપણી હાલની મુખ્ય બાબત તો ધર્મ અને નીતિનો અર્થ શોધવાની તથા એ ઉભયે પરસ્પરાશ્રિત છે કે નહિ તે જોવાનીછે.

ર હા, એમજ છે.

અ ભલે ત્યારે તમે એટલું શોધી કાઢયું કે માનવિની ઉપર અને પાર કંઇક, વિશ્વને નિયમતિ શક્તિ અને તેની ભક્તિ, એટલા ધર્મના સામાન્યગુણ કથનના મુખ્ય વિચારો છે. નૈયાયિકના મુખમાં સામાન્યગુણકથનનો શો અર્થ થાય છે તે તમે સમજો છો ?

ર હા. વારંવાર મળી આવતા બીજા કોઇ વિચારો છે ?

અ હા તેમજ છે, ઓછામાં ઓછી ૬ અને ૮ વ્યાખ્યાઓ ધર્મ અને નીતિની સંભવી શકે તેટલી નિકટતા દર્શાવે છે, એ હવે મારા સમજવામાં આવે છે. એકમાં આચારને બદલે નીતિ શબ્દ વાપરવામાં આવ્યો છે, અન્યમાં પ્રમાણિકતા, નીતિ શુભકર્મ વિષે કહેવામાં આવ્યું છે, મારા ધારવા પ્રમાણે આનો કંઇ અર્થ નથી, નહિ તો આચારથી સામાન્ય રીતે બીજું શું સમજવામાં આવે છે

ર હું બીલકુલ એકમત થાઉં છું; જો કે હજુ આપણે આચારનું પ્રથક્કરણ કર્યું નથી. વિશેષ શું કહેવાનું છે ?

અ માત્ર એક વ્યાખ્યામાં ધર્મને ક્રિશ્ચન ધર્મ સાથે એક બનાવવામાં આવ્યો છે. પરંતુ એમાં એ ધર્મને વિચિત્ર રીતે વર્ણવવામાં આવ્યો છે—કોલેજના વિદ્યાર્થીની જવાબદારીનો ભાર નહિ સમજતા સ્કુલના સાધારણ વિદ્યાર્થીને પણ હાસ્યજનક લાગે છે. " ધર્મ ક્રિશ્ચિયાનીટી છે, તે આપણાથી જોઇ શકાવા માટે અતિવિશુદ્ધ હોવાથી શુભ

જીવન અને કાર્યોરૂપી દૃશ્ય દેહ ધારણ કરે છે; તેથી મોક્ષ માટે સારા ક્રિશ્ચયન થવાની જરૂર છે ! મારામિત્ર ! આહ્લાદ્સ્પદ વ્યાખ્યા ખરેખરી રીતે જોવા માગીએ તો એક ગંભિર પ્રકારની સત્ય વ્યાખ્યા છે, તે કોઇ બુદ્ધિ શાળી નૉરટીકે યોજેલી લાગે છે; એ ધર્મનું ખરૂં રહસ્ય તેના લક્ષમાં હોવું જોઇએ. વર્તમાન કાળની ભાષામાં આ વ્યાખ્યા આ પ્રમાણે બાંધી શકાય, એકેશ્વર, વિશ્વાત્મામાં વસતી વિશ્વમાન્ય પ્રેમ અને જ્ઞાનની સૂક્ષ્મ શક્તિ, એક તત્વ, જે આત્માર્પણ, દાન અને સહાયનાં સ્થૂલ કાર્યોમાં સ્વતઃ જણાઇ આવે છે તે ધર્મ. સાધુ અને સદાચારીનાં જીવનો આવાં લક્ષણોથી અંકાયલાં હોય છે.

ચ આ જરાક વિશેષ સમજાય એવું છે, એટલું કબુલ કરૂં છું, પરંતુ હજુ જોઇએ તેટલું તો નહિ.

અ આગળ આગળથી કહી નાખવાને લીધે આમ થાય છે ! આ વ્યાખ્યા મધ્યને બદલે અંતે આવવાની જરૂર હતી. આપણા કાર્ય માટે આ વ્યાખ્યાને દૂર રાખીશું, તે ધર્મ અને નીતિને થોડા અથવા વધારે એક બનાવે છે, ને તેથી આપણી શોધના પ્રશ્નને ઉડાવનાર નિવડે છે. આવાજ કારણથી આપણે ૬ અને ૮ વ્યાખ્યાઓને દૂર રાખીશું. આપણે હાલ તો એવીનેજ લક્ષમાં લઇશું કે જે ધર્મનાં લક્ષણો આંકી આપે છે. પ્રથમ દર્શનેજ ધર્મની ભિન્નતા દર્શાવી આપે છે, નીતિના વિભાગ રૂપ જણાઇ આવતી નથી.

હવે આપણે નીતિની તપાસ ચલાવીશું, તેનાં ખાસ લક્ષણો અને જાતિય ગુણો દર્શાવીશું, આખરે મળતી આવતી અને વિરૂદ્ધ બાબતોની તપાસ ચલાવીશું. મને ભય રહે છે, કે હું જાતે ઘણો ઉતાવળીઓ બની ગયો છું. મેં બીજાઓની ધર્મની વ્યાખ્યાને સુધારી છે, તપાસી છે. સર્વથી અગત્યના તમે, તેનો તો મેં કંઇ હિસાબજ લીધો નથી! તમે ધર્મના સામે ખડા થાઓ છો ત્યારે તમારા મનમાં શું હોય છે ખાત્રીથી તમારી એ વિષે અમુક ભાવના હોવી જોઇએ તથા સ્પષ્ટ રીતે પણ અરૂચિ કર હોવી જોઇએ. ભલે તે વિસ્તારથી દર્શાવો.

ચ ઠીક, મારા મનમાં જે ભાવના છે તે શી રીતે બરોબર દર્શાવવી એ મારાથી સમજી શકાતું નથી, કોષમાથી જડી આવેલી વ્યાખ્યાઓમાની એકાદ બે મારી ભાવના મારે કામ લાગશે. દૃષ્ટાંતરીકે, "એકાદ સંસ્થામાં શ્રદ્ધા અને એક દિવ્યસત્વ અથવા સત્વોની પૂજા; જેવા કે ક્રિશ્ચિયન, મહોમેદન, હિન્દુ, જ્યુ," જ્ઞાતિ સંસ્થાના જેવી બાબતો, લોકોને અમુક બાબતો માનતા બનાવવાના સર્વ પ્રયત્નો, મંદિરાદિમાં જઇને કરવાના પૂજા પ્રાર્થનાના સર્વ પ્રકારો, સર્વ પ્રકારનું જ્યોતિષ, સઘળા આચારો અને ક્રીયાઓ, સર્વ પ્રકારની અર્ચન વિધિઓ, જીવતા અને મરતા માટેનાં શ્રાદ્ધો, માનવિઓ જે જે ધારે તે કરે તેવી સ્વતંત્રતામાં વિઘ્નરૂપ થઇ પડે એવી સર્વ બાબતો, આવી દરેકે દરેક બાબત મારી અસ્પષ્ટ ભાવનામાં યોજાય છે.

"એ બરાબર છે ! હવે બધું રહસ્ય આપણા હાથમાં આવ્યું છે. વિચાર અને આચારનું સ્વાતંત્ર્ય ! સર્વ પ્રકારનાં બંધનો માટે અધૈર્ય ! કારણ કે ધર્મથી બંધનો ખડાં થાય છે, તેટલા માટે તે ખરાબ હોવોજ જોઇએ. કારણ કે, કાયદા શાસ્ત્ર, વૈદક શાસ્ત્ર પણ બંધનો ખડાં કરે છે તેથી તેઓ પણ ખરાબ હોવાંજ જોઇએ ! પરંતુ ધીમે ધીમે આપણે આ બાબત ઉપર આવીશું. એટલામાં તમારા વિષયોની વિગતમાંથી સામાન્ય અંશો લેતાં મારા ધારવા પ્રમાણે તમારી ભાવના દર્શાવનાર રૂપે તમે જે વ્યાખ્યા પસંદ કરી તેજ ઠીક થઇ પડશે, કે નહિ, એટલે—" શ્રદ્ધા અને પૂજાની કોઇ પણ અને સર્વ સંસ્થાઓ." કદાચ તમે એમાં આટલા ઉમેરાને લક્ષમાં લેશો નહિ, " આપણી સ્થૂલ ઇન્દ્રિયો અને અવયવોથી જોઇ વા સ્પર્શી ના શકાય એવી એક બાબત અથવા બાબતોમાં શ્રદ્ધા અને પૂજા."

( ચાલુ )

B.

---

# ॥ वेदकाल विचार. ॥



( અનુસન્ધાનઃ ગતાંકથી )

પરંતુ વ્યુત્પત્તિ શાસ્ત્રના નિયમ પ્રમાણે આ રીત જ્યારે આટલી સાદી છે, ત્યારે આપણા વૈયાકરણીઓ તે માન્ય કરતા નથી. આરંભમાં હ્ લાવવાથી ઘણા સંસ્કૃત શબ્દોની વ્યુત્પત્તિ સહજ બની શકે છે. મૃગના માથે ત્રણ તારાને ઇન્વકા કે હિન્વકા કહે છે. પણ સંસ્કૃત વ્યાકરણકાર તે બન્ને નિર નિરાળા ઇન્વ્, અને હિન્વ્ ધાતુપરથી સાધે છે. તેઓ ઇન્વ્, હિન્વ્; અય્, હય્; અટ્, હટ્; અન્, હન્; એ પ્રકારે અન્ય રુપેકાં સાધે છે તેનાં કારણ આપતા નથી. તેમનું કહેવું એવું છે, કે અયન શબ્દ અય્–જવાપરથી નીકળેલો છે. હયન્ હય્–જવાપરથી હાયન હા જવાપરથી નીકળ્યો છે. પરંતુ આ રીત્યે તમામ શબ્દોની વ્યવસ્થા નહિ કરતાં पृषोदरादि+ ગણનો આશ્રય પુષ્કળ વખતે કરેલો છે. તે ગમે તે હો, પણ એટલું તો ખરૂં, કે અયન અને હાયન બન્ને શબ્દનો ધાત્વર્થ ગમન કરવું એવો થાય છે. વળી જેવો આ બન્નેનો કાલ ભાગ બતાવવા પ્રત્યે ઉપયોગ છે, ત્યારે તેનો વિશિષ્ઠ અર્થ પણ મળે છે. એટલે અયન શબ્દ અર્ધ વર્ષને લાગુ પડે છે.

---

+ पृषोदर શબ્દ પૃષત્ અને ઉદર ઉપરથી ઉત્પન્ન થયેલ છે. આ શબ્દ મધ્યે તનો લોપ થવા માટે કાંઈ નિયમ ન હોવાથી તે અનિયમિતપણે સધાનારા તમામ શબ્દોનો પ્રતિનિધિ થયેલ છે. પૃષોદરાદિ ગણ અનિયમિત સાધનારા શબ્દનો એક વર્ગ છે.

અને હાયન શબ્દ પૂર્ણ વર્ષ વાચક છે. હવે પહેલા અયન ને આરંભેજ વર્ષનો આરંભ, અર્થાત્ અયનારંભ વાચક આગ્રયણ શબ્દનો સંવત્સરારંભ વાચક આગ્રહાયણ એવો સ્વરૂપ ભેદ થાય છે.

અયન શબ્દના અર્થ વિષયે વિચાર કરતાં પ્રથમતઃ સૂર્યનું ગમન એટલેજ તેનો અર્થ થાય છે. અને આગળ આગમન ઉપરથી નિયમિત થયેલ વર્ષ અર્થાત્ અર્ધ વર્ષ એવો અર્થ થયો હોય એમ દીસે છે. આગ્રયણેષ્ઠિ પ્રત્યેક અયનારંભ દિવસે કરાવવાની બે અર્ધ વાર્ષિક ઇષ્ઠિ છે એમ જણાય છે. મનુસ્મૃત્યાદિ વેદકાલ પછીના ગ્રંથો મધ્યે આગ્રયણેષ્ઠિ એટલે નવાન્નઇષ્ઠિ એમ કહે છે. પરંતુ સંપાત ચલનથી ઋતુ પાછળ હઠતાં આઇષ્ઠિ અયનારંભ થતાં કોઈ પણ બીજે સમયે થવા લાગવાના સબબે મન્વાદિકોએ ઉપર કહેલી નવાન્નની ઇષ્ઠિવાળી કલ્પના કાઢી હોવી જોઇએ. કારણ આશ્વલાયને શ્રૌત સૂત્રો મધ્યે બેજ આગ્રયણેષ્ઠિ કહેલી છે. એક વસંતારંભે અને બીજી શરદારંભે, વસંત અને શરદ્ ઋતુ પૂર્વે કહ્યા પ્રમાણે દેવયાન અને પિતૃયાન અર્થાત્ જૂના ઉત્તરાયન અને દક્ષિણાયનના આરંભે થતાં આ આશ્વલાયને ( ૧-૨-૯-૧ ) હવન માટે વ્રીહિ, શ્યામક, અને યવ એ ત્રણ ધાન્ય કહ્યાં છે. આ ઉપરથી પણ આગ્રયણેષ્ઠિની કલ્પના નીકળેલી દીસે છે. કારણ તૈત્તિરીય સંહિતા ( ૫-૧-૭-૩ ) માં સંવત્સર માટે બે પ્રકારનાં ધાન્ય પકવવા વિષે વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરથી સમજાય છે કે મૂળથી એ બિના નહોતી એ સ્પષ્ટ છે. અર્થાત્ પૂર્વે પ્રત્યેક અયન ને આરંભે એક એક એવી બે ઇષ્ઠિ હતી. અને ત્યારે આગ્રયણનો આગળના ગ્રંથના આધારમાં કહ્યા પ્રમાણે નવાન્ન ભક્ષણ સાથે કાંઇ સંબંધ નથી એમ ચોકખું જણાય છે. કારણ એવો અર્થ કરવા સિવાય આ ઇષ્ઠિ આશ્વલાયને કહ્યા પ્રમાણે વસંત અને શરદ્ ઋતુનાજ આરંભે કાં કરવામાં આવતી તેનું સ્પષ્ટીકરણ થતું નથી.

પણ આ પ્રમાણે અમરસિંહના આગ્રહાયણી શબ્દની પરંપરા પાણિનીના પહેલાં વેદકાલ પર્યન્તની અર્થાત્ આગ્રયણી એ વૈદિક શબ્દ હોવો જોઇએ. આગ્રયણી શબ્દનો વૈદિક કાલે એક તારકાપુંજ એટલેજ અર્થ થતો તે કયા ઉપરથી ? એવો પ્રશ્ન સહજે ઉત્પન્ન થાય છે. પાણિનીના વખતે ચાલુ થયેલો આગ્રહાયણીનો મૃગશીર્ષ નક્ષત્ર અર્થ અર્થાત્ પરંપરાગત હોવો જોઇએ. પ્રત્યેક અયનને આરંભે સૂર્ય કોઇ પણ નક્ષત્રમાં હોવો જોઇએ. એટલે પ્રથમ અયનને આરંભે સૂર્યની સાથે ઉદય થનાર નક્ષત્ર એવો આગ્રયણનો ધીમે ધીમે અર્થ થયો એવો કોઇ પણ ઠેકાણે કરેલો જોવામાં આવતો નથી. પરંતુ તૈત્તિરીય સંહિતામાં યજ્ઞ વખતે ગ્રહ-પાત્ર-નો આરંભ આગ્રયણથી થતો એમ કહેવામાં આવ્યું છે, અને તે પાત્ર પૈકી બીજાં બે પાત્ર શુક્ર અને મંથિન ને ગ્રહવાચક નામ આપવામાં આવ્યાંછે. +આ ઉપરથી આગ્રયણ એ એક આકાશમાં તારાગણ વાચક નામ છે એમ અનુમાન થાય છે. યજ્ઞ ગ્રંથમાં પાત્ર વાચક ગ્રહ શબ્દ આકાશના ગ્રહનો વાચક છે. આકૃષ્ટ પાત્રની સંખ્યા અને ચંદ્ર સૂર્યાદિ ગ્રહોની સંખ્યા સરખીજ છે. અર્થાત્ મૃગશીર્ષ વાચક હાયનો આગ્ર હાયણ શબ્દ વૈદિક આગ્રયણ શબ્દનું રૂપાંતર છે. અને

---

+ રૂદ્ર મધ્યે શુક્ર, મંથિન, આગ્રયણ, વિશ્વદેવ, અને ધ્રુવ એ તમામ નામ એકજ ઠેકાણે આપવામાં આવ્યાં છે.

મૃગશીર્ષના પહેલાં પર્વ કાર્યમાં આગ્રયણનો ઉપયોગ થતો એમ સંભવે છે. આગ્રયણેષ્ટિનો ખરો અર્થ લોપ થવાથી આગ્રહાયણ ઉર્ફે આગ્રયણ શબ્દનો અપનારંભે નક્ષત્ર એવો અર્થ થવાથી તે શબ્દ, જે મહિનામાં તે ઇષ્ટિ થાય તે મહિનાનો વાચક થયો. તે ઉપ-રથી "માસાનાં માર્ગશીર્ષોऽहम्" વગેરે કલ્પના પ્રાદુર્ભાવ પામી. આગ્રયણ શબ્દનો મૃગશીર્ષ એવો અર્થ ન થયો ત્યારે આગ્રહાયણીનો પાણિનીના સમયે ઓરયન નક્ષત્રપુંજ એવો અર્થ થતો, અને આ અર્થ પરંપરાગત ચાલ્યો આવે છે.

મૃગશીર્ષ ઉર્ફે ઓરયન વિષયે કેવી કથા ઉત્પન્ન થયેલી છે, એ પ્રથમ કહેવામાં આ-વ્યું છે. એક વખત તે પોતાની કન્યાનોજ અભિલાષ કરનાર પ્રજાપતિનું શિર હતું. કેટલીક વખતે તેને યમલોકના દ્વારે ઇંદ્રે નમુચીનું છેદન કરેલું માથું હતું. ગ્રીક લોકો પણ ઓરયનની આવી બે ત્રણ પ્રકારની વાતો કરે છે. કોઈ કહે છે કે ઓરયન ઉપર ઇઑસદ ઉપસ્ગની પ્રીતિ થવાથી તેણે તેને દૂર કર્યો. પરંતુ આ બીના દેવને લાગુ ન કરતાં આર્ટેમિસે આટિં જિવાને બાણથી મારી નાંખ્યો. બીજો કહે છે, કે આર્ટેમિસની તેનાપર પ્રીતિ થઇ. પરંતુ તેના ભાઇ અપાલોએ તેને સમુદ્રમાં એક દૂરની વસ્તુ બતાવતાં કહ્યું કે તું આ વસ્તુ બાણથી છેદી શકનાર નથી. તે ઉપરથી તેણે તરતજ બાણ સાધી તેનું છેદન કર્યું. પણ તે વસ્તુ તે સમુદ્રમાં ઓરયનનું શિર હતું એમ કહેવામાં આવે છે. વળી કેટલાક એમ પણ કહે છે, કે ઓરયનનો આર્ટિમિસે અયોગ્ય રીતે અભિલાષ કર-વાથી તેને એક બાણથી ઠાર કરવામાં આવ્યો. આ તમામ બાબતો ઉપરથી અભિલાષ, બાણ અને શિર્ષચ્છેદન એ વૈદિક ગ્રંથમાં તમામ બીના જોવામાં આવે છે. આ નક્ષત્રનો અર્થ ગ્રીક લોક વર્ષાકાળનું આગમન એવો કરે છે. આ અન્વયે આ નક્ષત્ર ઇંદ્રિબર અથવા એકેકોસસ અર્થાત્ વર્ષાકાળમાં આવનાર એવા અર્થનું સૂચન કરે છે. એટલે વેદાંત જેમ અશ્વ અને તારકાને વર્ષારંભ કરનાર અને તેનેજ शुनाशिरौ નામથી પર્જન્યા ગમન સૂચક કહે છે, તેમજ એ ગ્રીક લોકો પણ સમજે છે.

જર્મન લોકોની દંત કથા આના કરતાં પણ સરસ છે. પ્રોફેસર કુહન કહે છે કે અમારો પ્રાચીન અને અર્વાચીન દંત કથામાં એક વ્યાધ છે. તેના પહેલા વૉડન ઉર્ફે ગોડન નામનો મૂખ્ય દેવ માનવામાં આવે છે. એક હરિણની પાછળ લાગીને તેને બાણ મારે છે. એ સંબંધે ઘણી કથા છે જર્મન કથા મધ્યે હરિણને સૂર્ય દેવતાનું પ્રાણી માન વામાં આવ્યું છે. એ બાબત વેદમાં રુદ્રને કષ્ય રૂપી પ્રજાપતિને મારવાની બીના સરખી છે. જર્મની અને ઇંગ્લાંડમાં મધ્ય યુગ વખતે Mediaeval Penitentials—તપશ્ચ-રણ નિયમના ગ્રંથોમાં એવું વર્ણન કરવામાં આવ્યું છે, કે જુના વર્ષના અંતમાં અને નવા વર્ષના આરંભમાં ડાએઝવોલ્ફ્ટન એટલે વૈદિક દ્વાદશાહના કાળમાં તે કાળના લોકો એક ખેલ કરતા હતા. તેમાં બે માણસ મુખ્ય કામ કરતાં એક હરિણ અને હરિણીની પાછળ પડતો. આ પ્રમાણે વર્ષના બાર દિવસ ઘણા પવિત્ર હોવાને સબબે અને તે સ-મયે દેવ મનુષ્યને ઘેર આવવા માટે પૃથ્વીપર ઉતરતા એવી કલ્પના હોવાથી ઉપર કહેલો ખેલ તે દેવતાના કાંઇ પણ ચરિત્ર દાખવતો એમ સમજવાને કાંઇ હરકત નથી. એકંદરે